Shree Forbes Gujarati Sabha Series No. 15

# Historical Inscriptions of Gujarat

( From ancient times to the end of Vaghela dynasty )

**PART 3**

Edited by:
**Acharya Girjashankar Vallabhaji** B. A; M. R. A. S.
*Retired Curator: Archaeological Section*
*Prince of Wales Museum, Bombay.*

Published by
**The Forbes Gujarati Sabha**
No. 365 Vithalbhai Patel Road, Bombay 4.

V S. 1998 ] Rs. 6 [ A. D. 1942

શ્રી ફાર્બસ ગુજરાતી સભા-ગ્રન્થાવલિ ૧૫

# ગુજરાતના ઐતિહાસિક લેખો

(પ્રાચીન યુગથી વાઘેલા વંશની સમાપ્તિ પર્યંતના)

## ભાગ ૩જો






સંગ્રહ કરનાર

આચાર્ય ગિરજાશંકર વલ્લભજી બી. એ; એમ. આર. એ. એસ.

નિવૃત્ત ક્યુરેટર, આર્કીઓલૉજિકલ વિભાગ, પ્રિન્સ ઑફ વેલ્સ મ્યુઝિયમ મુંબઈ.

પ્રકાશક

ધી ફાર્બસ ગુજરાતી સભા, મુંબઈ

નંબર ૩૬૫, વિઠ્ઠલભાઈ પટેલ રોડ, મુંબઈ નં. ૪.

[વિ. સં. ૧૯૯૮] કિંમત રૂ. ૬-૦-૦ [ઈ. સ. ૧૯૪૨

પ્રકાશક—હરસિદ્ધભાઇ વજુભાઇ દિવેટીઆ
માનદ મંત્રી : શ્રી ફાર્બસ ગુજરાતી સભા–મુંબઇ
શ્રી ફાર્બસ ગુજરાતી સભામંદિર, ૩૬૫, વિઠ્ઠલભાઇ પટેલ રોડ, મુંબઈ નં ૪.


મુદ્રક—રા. રા. નટવરલાલ ઇચ્છારામ દેશાઈ, બી. એ.
'ગુજરાતી' પ્રિન્ટીંગ પ્રેસ, એલ્ફીન્સ્ટન સર્કલ, કોટ; મુંબઈ નં. ૧

# શ્રી ફાર્બસ ગુજરાતી સભા-મુંબઈ

શાળા-પાઠશાળાઓને ઇનામ માટે તેમ પુસ્તકાલયોના
સંગ્રહ માટે અરધી કિંમતની ગોઠવણ

## સાહિત્યપ્રચારને ઉત્તેજનની યોજના

મુંબઈ ઇલાકાનાં સરકારી, દેશી રાજ્યોનાં તેમ જ મ્યુનિસિપાલીટીઓના અને લોકલ બોર્ડોનાં કેળવણી ખાતાંઓ, અભ્યાસ તથા વાંચનપ્રસાર દ્વારા તથા વિદ્યાર્થીઓને અપાતાં ઇનામો દ્વારા, તેમ જ તેમના હસ્તકની નિશાળોની તથા સાર્વજનિક લાઇબ્રેરીઓમાં ગુજરાતી સાહિત્યનો પ્રસાર બહોળા પ્રમાણમાં સહેલાઇથી ઓછા ખરચે થઈ શકે તે માટે શ્રી ફાર્બસ ગુજરાતી સભાએ પોતાની માલિકીનાં પુસ્તકો (રાસમાળા ભાગ ૧-૨ સિવાય) અર્ધી કિંમતે ઉપલી સંસ્થાઓને વેચાતાં લઈ શકવાની અનુકૂળતા કરી આપવાની યોજના કરી છે.

રાસમાળા ભાગ ૧-૨ (સચિત્ર) ઉપલી સંસ્થાઓને ૧૨॥ ટકા કમીશનથી વેચાતી મળશે.

આ યોજનાનો લાભ લેવા તે તે કેળવણી ખાતાં અને સંસ્થાઓ પ્રેરાય તે માટે પોતાની માલિકીનાં પુસ્તકોનો પરિચય તૈયાર કરી પ્રકટ કરેલો છે. જેને તે જોઇતો હશે તેને ટપાલ ખર્ચનો રૂ. ૦-૧-૬ મોકલ્યે મફત મોકલવામાં આવશે.

આ પુસ્તકો અરધી કિંમતે વેચાતાં લેવા ઇચ્છતી સંસ્થાએ નીચેને શિરનામે પત્રવ્યવહાર કરવો.

માનાર્થ મંત્રી, શ્રી ફાર્બસ ગુજરાતી સભા.
શ્રી ફાર્બસ ગુજરાતી સભામંદિર
૩૬૫, વિઠ્ઠલભાઈ પટેલ રોડ, મુંબઈ નં. ૪.

# શ્રી ફાર્બસ ગુજરાતી સભાએ પ્રકટ કરેલાં પુસ્તકો

## ૧ સભાની માલિકીના પ્રસિદ્ધ ગ્રન્થો

| | | રૂ. આ. પા. |
|---|---|---|
| (૧-૨) રાસમાળા, ૧-૨, તૃતીય સચિત્ર આવૃત્તિ. (૧૯૨૬-૨૭.) | દરેકનું મૂલ્ય | ૫- ૮-૦ |
| (૩) ફાર્બસજીવનચરિત્ર (રાસમાળા ભાગ ૧ સાથે.) (૧૯૨૬) | | |
| (૪) માર્કસ ઑરેલિયસ ઍન્ટોનીનસના સુવિચારો (૧૯૨૮) | | ૨- ૦-૦ |
| (૫-૬) હસ્ત. લિ. પુસ્તકોની સવિસ્તર નામાવલિ ભાગ ૧-૨ (૧૯૨૮) | દરેકનું મૂલ્ય | ૨- ૦-૦ |
| (૬-૧) શ્રી ફા. ગુ. સભાનાં હસ્ત. પુસ્તકોની વિગતવાર યાદી (૧૯૨૯) | | ૦- ૪-૦ |
| (૭) ગુજરાતનાં ઐતિહાસિક સાધનો, ૧-૨ (૧૯૨૯.) | | ૧- ૦-૦ |
| (૮) રસકલ્લોલ-સ્ત્રીજીવનનાં પ્રાચીન ગીતો. (૧૯૩૦.) | | ૦-૧૦-૦ |
| (૯) "પ્રબોધબત્રીશી", ને "રાવણમંદોદરીસંવાદ." (૧૯૩૦.) | | ૦-૧૨-૦ |
| (૧૦) પ્રાચીનકાવ્યવિનોદ, ભાગ ૧ લો. (૧૯૩૧.) | | ૧- ૦-૦ |
| (૧૧) અહૂનવર-પારસી ધર્મતત્ત્વનું વૈદિક દૃષ્ટિએ અવલોકન. (૧૯૩૧.) | | ૦- ૮-૦ |
| (૧૨) चतुर्विंशतिप्रबन्धः (૨૪ રાજા, કવિ, આદિનાં વૃત્તાન્તો) (૧૯૩૨.) | | ૨-૮-૦ |
| (૧૩) प्रबन्धचिन्तामणिः (૧૯૩૨.) | | ૧-૮-૦ |
| (૧૪) શાક્તસંપ્રદાય, સિદ્ધાન્તો, ગુજરાતમાં પ્રચાર, વગેરે. (૧૯૩૨.) | | ૧- ૮-૦ |
| (૧૫) ગુજરાતના ઐતિહાસિક ઉત્કીર્ણ લેખો, ભાગ ૧ લો (૧૯૩૩.) | | ૪- ૮-૦ |
| (૧૬) મહાભારત (પદબંધ)-ભાગ ૧ લો, આદિપર્વ ને સભાપર્વ. (૧૯૩૩.) | | ૧- ૦-૦ |
| (૧૭) ગુજરાતના ઐતિહાસિક પ્રસંગો, તથા વાર્તાઓ, (૧૯૩૩.) | | ૦-૧૨-૦ |
| (૧૮) ચતુર્વિંશતિપ્રબંધ (ગુજરાતી અનુવાદ,) (૧૯૩૪.) | | ૧- ૦-૦ |
| (૧૯) પંચદંડ (નરપતિકૃત સં. ૧૫૪૦) (૧૯૩૪.) | | ૦-૧૨-૦ |
| (૨૦) મહાભારત ભાગ ૨ જો (આરણ્યક પર્વ નાકરકૃત) (૧૯૩૪) | | ૧- ૦-૦ |
| (૨૧) પ્રબંધચિંતામણિ (ગુજરાતી અનુવાદ) (૧૯૩૪) | | ૧- ૦-૦ |
| (૨૨) રૂપસુન્દરકથા (પ્રાચીન છંદોબદ્ધ શૃંગારકાવ્ય) (૧૯૩૪) | | ૦- ૮-૦ |
| (૨૩) રાજ્યરંગ ભાગ ૨ જો-જગતનો ઇતિહાસ, નિરૂપક કવિ નર્મદ. (૧૯૩૫) | | ૦-૧૨-૦ |
| (૨૪) બુદ્ધિવર્ધક વ્યાખ્યાનમાળા (સભાની તવારીખ અને વ્યાખ્યાનો) (૧૯૩૫) | | ૦- ૬-૦ |
| (૨૫) હંસાવતી-વિક્રમચરિત્રવિવાહ (ર-સં. ૧૬૧૪) (૧૯૩૫) | | ૦-૧૨-૦ |
| (૨૬) ગુજરાતના ઐતિહાસિક ઉત્કીર્ણ લેખો-ભાગ ૨ જો. (૧૯૩૫) | | ૪- ૮-૦ |
| (૨૭) જીવન ને ઉત્ક્રાન્તિ: રા. ભીમભાઇ લા. દેશાઇ, એમ. એસ.સી (૧૯૩૬) | | ૦-૧૨-૦ |
| (૨૮) હવામાન: ગુજરાતની આબોહવા: રા. સા. મુકુંદ ઇનાકર. (૧૯૩૬) | | ૦-૧૨-૦ |
| (૨૯) શૈવધર્મ: તેના સિદ્ધાન્તો, ગુજરાતમાં પ્રચાર, ગુજરાતી સાહિત્ય ઉપર અસર. દ્વિતીય આવૃત્તિ. લે. રા. રા. દુર્ગાશંકર કેવળરામ શાસ્ત્રી. (૧૯૩૬) | | ૧- ૦-૦ |
| (૩૦) પૃથ્વીનો ઇતિહાસ: રા. રા. યશવંત ગુ. નાયક, એમ. એસ,સી. (૧૯૩૬) દ્વિતીય સચિત્ર આવૃત્તિ (૧૯૩૯) | | ૦-૧૨-૦ |
| (૩૧) મહાભારત પદબંધ, ભાગ ૩ જો, વિરાટ પર્વ અને ઉદ્યોગ પર્વ-સંશોધક રા. રા. કેશવરામ કાશીરામ શાસ્ત્રી. (૧૯૩૬.) | | ૧- ૦-૦ |
| (૩૨) રા. રા. નરસિંહરાવ ભો. દિવેટીયાનાં "ફાઇલોલોજીકલ લેક્ચર્સ" ભાગ ૧ લો. ભાષાન્તરકાર રા. રા. રામપ્રસાદ પ્રેમશંકર બક્ષી, બી. એ. (૧૯૩૬) | | ૩- ૦-૦ |
| (૩૩) કબીરસંપ્રદાય, સિદ્ધાન્તો, ગુજરાતમાં પ્રચાર અને ગુજરાતી સાહિત્ય ઉપર અસર, રા. રા. કિસનસિંહ ગો. ચાવડા, (૧૯૩૭.) | | ૧- ૦-૦ |
| (૩૪) ગુજરાતનું આકૃતિક અને વ્યાપારી ભૂગોળવિજ્ઞાન: રા. રા. ભોગીલાલ ગિ. મહેતા, એમ કોમ. (૧૯૩૭.) દ્વિતીય સચિત્ર આવૃત્તિ (૧૯૩૯) | | ૦-૧૨-૦ |
| (૩૫) વૈષ્ણવધર્મનો સંક્ષિપ્ત ઇતિહાસ: રા. રા. દુર્ગાશંકર કે. શાસ્ત્રી. દ્વિતીય, સચિત્ર, શોધિતવર્ધિત આવૃત્તિ. (૧૯૩૯) | | ૨- ૦-૦ |

| | રૂ. આ. પા. |
|---|---|
| (૩૬) શ્રી ફાર્બસ ગુજરાતી સભા-મહોત્સવગ્રન્થઃ ગુજરાતના ઇતિહાસ અને સાહિત્યના સંશોધનના લેખો. (૧૯૪૦) | ૩– ૦–૦ |
| (૩૭) સરસ્વતીપુરાણઃ સં. લે. રા. રા. કનૈયાલાલ ભા. દવે. (૧૯૪૦) | ૨– ૦–૦ |
| (૩૮) સ્વ. રૂ. ઉ. શા. સ્મા. ગ્રંથઃ પ્રકાશક રા. સ્મારક સમિતિ. (૧૯૩૮) | ૨– ૦–૦ |
| (૩૯) મહાભારત ભાગ ૪ થો, (ભીષ્મ, દ્રોણ અને કર્ણ પર્વ પદબંધ) (૧૯૪૧) | ૧– ૮–૦ |
| (૪૦) ગુજરાતના ઐતિહાસિક ઉત્કીર્ણ લેખો ભાગ ૩ જો (પ્રાચીન કાળથી તે વાઘેલા વંશના અંત સુધીના) (૧૯૪૨) | |

૨ પત્રિકાઓ દરેકનું મૂલ્ય ૦– ૬–૦ (સાદી–કમીશન વગર)

(૧) ડાર્વિનવાદ. (૧૯૩૫)
(૨) ગુજરાતની સાંસ્કૃતિક સ્થિતિઃ (ઇ. સ. ૧૪૦૦–૧૬૦૦) મૌ. અબુ ઝફર નદવી. (૧૯૩૬)
(૩) હિન્દુસ્તાનમાં તોપઃ મૌ. અબુ ઝફર નદવી. (૧૯૩૬)
(૪) આપણો ખોરાકઃ ડૉ. કાન્તિલાલ છ. પંડ્યા. (૧૯૩૭)
(૫) ગુજરાતનું શિલ્પસ્થાપત્યઃ (હિન્દુકાલીન) રા. રા. રણછોડલાલ ધ. જ્ઞાની. (૧૯૩૭)
(૬) લિપિકદમ્બકઃ (૧–૩ લેખ) રા. રા. હીરાલાલ ર. કાપડીઆ. (૧૯૩૭)
(૭) હારમાળાઃ (નરસિંહ મહેતા સંબંધી) સંવત્ ૧૭૩૩ ની પ્રતિ ઉપરથી સંશોધક રા. રા. કેશવરામ કાશીરામ શાસ્ત્રી. વિસ્તૃત ઉપોદ્ઘાત સાથે (૧૯૩૭.)
(૮) વૈજ્ઞાનિક શબ્દસંગ્રહઃ સંયોજક રા. રા. પોપટલાલ ગો. શાહ, એમ. એ. બી. એસ. સી. અને રા. રા. ભોગીલાલ કે. પટવા, બી.એ. (૧૯૩૭)
(૯) ગીતામાં જ્યોતિષ: રા. રા. જ્યોતિર્મલ્લ જગજીવન ન. ખખ્ખર. (૧૯૩૭)
(૧૦) ગુજરાતની ભૂરચનાઃ (ઉત્પત્તિ) ડૉ. અરદેશર સો. કાલાપેસી. (૧૯૩૭)
(૧૧) અગીઆરમી સદી પૂર્વેનો ગુજરાત મુસ્લીમ સંબંધઃ રા. રા. મહમ્મદ ઉમરઃ કવિ કોકિલ. (૧૯૩૮)
(૧૨) ઇસ્લામી સમયના ગુજરાતનું વહાણવટું: રા. રા. કાજી સૈયદ નુરૂદ્દીન હુસેન એહમદહુસેન (૧૯૩૮)
(૧૩) ગુજરાતનું પુરાતત્ત્વાન્વેષણઃ રા. રા. રણછોડલાલ ધ. જ્ઞાની. (૧૯૩૮)
(૧૪) પ્રાચીન પાટણઃ રા. રા. માણેકલાલ ચકુલાલ દવે. (૧૯૩૮)
(૧૫) કલિકાલસર્વજ્ઞ હેમચંદ્રાચાર્ય એટલે?ઃ રા. રા. હીરાલાલ ર. કાપડીઆ. (૧૯૩૯)
(૧૬) રાસસહસ્રપદીઃ (નરસિંહ મહેતા) સં. શાસ્ત્રી કેશવરામ કાશીરામ ઉપોદ્ઘાત અને પૂરવણી સાથે (૧૯૩૯)
(૧૭) પરમ માહેશ્વર રાજા કુમારપાળઃ રા. રા. હરિશંકર પ્રભાશંકર શાસ્ત્રી. (૧૯૩૯)
(૧૮) આધુનિક સમયમાં સંયુક્તકુટુંબવ્યવસ્થાઃ (સ્વ. કરસનદાસ બે નિબંધો, વૃત્તાન્ત) (૧૯૩૯)
(૧૯) નર્મદનું ગદ્યઃ રા. રા. રામનારાયણ વિશ્વનાથ પાઠક (૧૯૩૯)
(૨૦) ગુજરાતમાં સૂર્યપૂજા અને શક્તિપૂજાઃ રા. રા. ભગવાનલાલ ઘ. માંકડ, એમ. એ. બી. ટી. (૧૯૩૯)
(૨૧) સ્વ. પુરાતત્ત્વવિદ્ ભગવાનલાલ ઇંદ્રજીઃ વ્યા. સ્વ. ય. ઉ. યાજ્ઞિક અને રા. રા. મુહમ્મદ ઉમરઃ કવિ કોકિલ. (૧૯૪૦)
(૨૨) ઝફરૂલ વાલિહઃ ગુજરાતનો અરબી ઇતિહાસ. અનુ. રા. રા મુહમ્મદ ઉમર–કવિ કોકિલ (૧૯૪૦)
(૨૩) ગુજરાતનું શિલ્પસ્થાપત્યઃ (મુસ્લીમકાલીન) વ્યા. રા. રા. રણછોડલાલ ધ. જ્ઞાની (૧૯૪૦)

(૨૪) **ભારતીય ભાષાસમીક્ષા:** અંગ્રેજી લે. ડૉ. ગ્રીઅર્સનઃ ગુજ. અનુ. રા. રા. કેશવરામ કા. શાસ્ત્રી (૧૯૪૦)

(૨૫) **કેળવાયલા ગુજરાતની આર્થિક સ્થિતિ:** સ્વ. ક. મૂ. નિ. વ્યાખ્યાન મીસ જર ડોસુભાઈ ડાબુ (૧૯૪૦)

(૨૬) ગુજરાતની રાનીપરજ કોમઃ વ્યા. રા. રા. મણિભાઇ દ્વિવેદી. નવસારી. (૧૯૪૧)

(૨૭) કર્પૂરમંજરી (પ્રાચીન કાવ્યવાર્તા) સં. ભોગીલાલ. સાંડેસરા (૧૯૪૧)

(૨૮) પુરાતત્વની દૃષ્ટિએ ગુજરાતના પ્રાચીન ધર્મો. વ્યા. ડૉ૦ હસમુખલાલ ધી. સાંકળીઆ (૧૯૪૧)

(૨૯) ગુજરાતના પ્રાચીન ઇતિહાસ પર દૃષ્ટિપાત. વ્યા. રા. રા. દુર્ગાશંકર કે. શાસ્ત્રી. (૧૯૪૧)

(૩૦) લોકસાહિત્ય, તેનું અન્વેષણ અને મૂલ્યાંકન. વ્યા. પ્રો. હીરાલાલ ર. કાપડીઆ. (૧૯૪૧)

(૩૧) કાયદાની દૃષ્ટિએ ગુજરાતી હિંદુ સ્ત્રીઓની સ્થિતિ: સ્વ. કરસનદાસ મૂ. સ્મારક નિબંધો બે. (૧૯૪૧)

### ૩ સભાના પારિતોષિકથી પ્રસિદ્ધ ગ્રન્થો

( ૧૯૧૮ થી ૧૯૨૫ સુધી )

(૧) **મેટરલીંકના નિબંધો**-(ભાષાન્તર) રા. રા. ધનસુખલાલ કૃ. મહેતા.
(૨) **વૈષ્ણવધર્મનો સંક્ષિપ્ત ઇતિહાસ**-રા. રા. દુર્ગાશંકર કેવળરામ શાસ્ત્રી.
(૩) **શૈવમતનો સંક્ષિપ્ત ઇતિહાસ**-રા. રા. દુર્ગાશંકર કેવળરામ શાસ્ત્રી.

(નં. ૨ અને ૩ ની બીજી આવૃત્તિઓ સભાએ પોતાના ખર્ચે છપાવી છે. જુઓ ઉપર અંક ૨૯ અને ૩૫).

(૪) **દેહ, જીવ અને આત્માની વૈજ્ઞાનિક મીમાંસા**-(ભાષાન્તર) રા. રા. પ્રેમશંકર નારણજી દવે.

(૫) **લોર્ડ મોરલીકૃત કોમ્પ્રોમિસ**-(ભાષાન્તર) **"સત્યાગ્રહની મર્યાદા"** રા. રા. મહાદેવભાઈ હરિભાઈ દેસાઈ, બી. એ., એલ.એલ. બી.

### ૪ સભાના આશ્રયથી પ્રસિદ્ધ થયલા ગ્રન્થો

(૧) **નર્મકોશ**-કવિ નર્મદાશંકર લાલશંકર દવે. (૧૮૭૦)

(૨) **"કવિ દયારામનું જીવનચરિત્ર"**-રા. શંકરપ્રસાદ છ. રાવળ. (૧૯૨૬)

(૩-૪) **કાઠિયાવાડનું કંઠસ્થ સાહિત્ય,** ભાગ ૧-૨ જો (પ્રાચીન વાર્તાઓનો સંગ્રહ)-રા. રા. હરગોવિન્દ પ્રેમશંકર ત્રિવેદી. (૧૯૨૨) અને (૧૯૨૮)

(૫) **અભિમન્યુ આખ્યાન**-જનતાપીકૃત રા. રા. મંજુલાલ ર. મજમુદાર. (૧૯૩૦)

(૬) **સંયુક્તાખ્યાન**-રા. રા. ગજેન્દ્રશંકર લાલશંકર પંડ્યા, એમ. એ. (૧૯૩૨)

(૭) **શ્રીકૃષ્ણક્રીડા કાવ્ય** (ભાગવતદશમસ્કંધ પદબંધ સં. ૧૫૨૯) સં. રા. રા. અંબાલાલ બુ. જાની. (૧૯૩૩). મૂલ્ય રૂ. ૧-૮-૦

(નં. ૭ મું, સભામંદિરમાંથી મળી શકશે.)

---

# પ્રાસ્તાવિક ઐતિહાસિક વિવેચન

## (આખા સંગ્રહને ઉદ્દેશીને)

वक्तुमिति सुकरमध्यवसितुं तु दुष्करं।

આ લેખસંગ્રહનું ત્રીજું પુસ્તક જનતા સમક્ષ રજૂ કરી પરમશાંતિ અને કૃતકૃત્યતા અનુભવું છું. અમુક દૃષ્ટિબિંદુ તથા ક્ષેત્ર નિશ્ચિત કરી કાર્ય શરૂ કર્યા છતાં જેમ જેમ ઊણપો જણાતી જાય તેમ તેમ તે પૂરી કરવાની અભિલાષા ઉત્પન્ન થાય અને તેને તૃપ્ત કરવી પડે છે. તેવી જ પરિસ્થિતિને લીધે જ આ સંગ્રહનું કદ તથા પ્રમાણ ધાર્યા કરતાં વિસ્તૃત થયાં ખરાં પણ તેમ થવાથી આ સંગ્રહની ઉપયોગિતામાં વધારો થયો તે પૂરતો બદલો મળી રહ્યો છે.

પહેલા ગ્રંથમાં ૧૦૭, બીજામાં ૯૮ અને ત્રીજામાં ૧૧૩ લેખો મળી આખા સંગ્રહમાં કુલ ૩૧૮ લેખો સંગ્રહીત કરવામાં આવ્યા છે અને તેની વંશવાર વિગત નીચે મુજબ છે. મૌર્ય ૧ ક્ષત્રપ ૧૨ ત્રૈકૂટક ૨ ગુપ્ત ૧ વલભી ૯૫ ચાલુક્ય (પાશ્ચાત્ય) ૬ ગુર્જર ૧૨ રાષ્ટ્રકૂટ ૨૧ ચાલુક્ય (સોલંકી) ૯૩ વાઘેલા ૩૦ અને પરચુરણ ૪૫. ત્રીજા ગ્રંથમાંના પુરવણીના લગભગ ૬૦ લેખો પાછળથી ઇષ્ટમિત્રોની સલાહ અનુસાર ગુજરાત બહારના પણ ગુજરાતના ઇતિહાસને લગતા હોય તેવા દાખલ કરવામાં આવ્યા છે. આવો સંગ્રહ મેં અગાઉ જણાવ્યા મુજબ સદાને માટે અધૂરો જ કહેવાય; કારણ નવી શોધ ખોળને અંગે નવા લેખો મળતા રહેવાના જ. તેવી સ્થિતિમાં આ સંગ્રહની ઊણપો શોધવાને બદલે કરેલા સંગ્રહથી સંતોષ માની પોતપોતાનો સંગ્રહ ભવિષ્યમાં પૂર્ણ રાખતા જવાનો આગ્રહ રાખવા વિનતિ છે.

વાઘેલા વંશના અંત પછીના એટલે કે ૧૪ મી સદી પછીના લેખો દેવનાગરી તેમ જ ફારસી સમકાલીન ઇતિહાસ ઉપર નવું અજવાળું નાંખે તેવા ગુજરાતમાં સારી સંખ્યામાં અસ્તિત્વમાં છે અને ખાસ શોધખોળ થાય તો બીજા અજ્ઞાત પણ પ્રાપ્ત થઈ શકે તે બધાને આ જ શૈલીથી અગર બીજા વધારે સુગમ્ય અને સરલ સ્વરૂપમાં સંગ્રહીત કરાવી છપાવવાનો પ્રબંધ શ્રી ફાર્બસ ગુજરાતી સભા અગર કોઈ અન્ય સંસ્થા માથે લેશે તો આખા ઐતિહાસિક યુગનાં ઇતિહાસોપયોગી સળંગ સાધનો તે ક્ષેત્રમાં કાર્યકર્તાઓને પ્રાપ્ત થઈ શકે. તે પ્રવૃત્તિ રા. રા. રણછોડલાલ જ્ઞાની જેવા ફારસી જાણનારા ગુજરાતી ભાઈને સોંપાવી જોઈએ અને તેને સંસ્કૃત વિભાગ માટે મદદનીશની સગવડ કરી લેવા છૂટ આપવી જોઈએ અને તેમ થાય તો જ તે કામ પૂર્ણ સંતોષપૂર્વક બનતી ત્વરાથી પાર પાડી શકાય.

ગુજરાતના પ્રાચીન તથા અર્વાચીન યુગનો ઇતિહાસ લખવો જોઈએ, લખાવવો જોઈએ, કેમ લખવો, કોણે લખવો ઇત્યાદિ ચર્ચા, સૂચના અને ઉહાપોહ તો પુષ્કળ પ્રમાણમાં થએલ છે. તેવા ઉહાપોહ માત્રથી ઇતિહાસ લખવાની ચાંપ દાબીને ઇતિહાસ લખાવી લેવાય નહીં પણ જો આવા રચનાત્મક પ્રાથમિક પ્રયત્નો તેવા ઇતિહાસના પાયારૂપ હાથ ધરાશે તો જ કોઈ કાળે ભવિષ્યમાં ઇષ્ટાપત્તિ સાધી શકવા શક્તિમાન થઈશું.

અખિલ હિન્દનો ઇતિહાસ લખવાના જે પ્રયાસો થઈ રહ્યા છે તેની સાથે સહકારથી જો આવા પ્રાંતિક પ્રયત્નો થાય તો સ્વાર્થ તથા પરમાર્થ જોડી સાથે સાધી શકાય. ગુજરાતના ઇતિહાસની તૈયાર થતી વાનીઓ તેઓને ઉપયોગ માટે રજૂ કરી શકાય તેથી તેઓનો બોજો તેટલે દરજ્જે ઓછો થાય અને આપણને તેઓના અનુભવથી માર્ગદર્શન મળે. લગભગ અઢીથી ત્રણ હજારવર્ષ જેટલા લાંબા

સમયનો ઇતિહાસ એક કે બે વ્યક્તિદ્વારા લખાય એ સંભવિત નથી તેથી જુદાજુદા વિદ્વાનો મારફત જુદાજુદા યુગના ઇતિહાસનાં સાધનો તપાસાય, સંશોધાય અને ભેળાં થાય અને એક સર સમિતિને તેનો સમન્વય કરવાનું સોંપાય તો થોડા સમયમાં બહુ જ પદ્ધતિસર અને પ્રમાણભૂત ઇતિહાસ ઉપજાવી શકાય. પ્રત્યેક યુગના લેખકોને સહાયકો આપવાના તથા આર્થિક મદદ કે મહેનતાણું આપવાના પ્રશ્નો વિગતમાં ઘસડી જાય તેવા હોઇ આંહીં ચર્ચવા અસ્થાને ગણાય. હિંદના એક ખૂણામાં આવેલા નાના સરખા ગુજરાતના ઇતિહાસ માટે આટલા બધા લેખકોને સંડોવવામાં આડમ્બર જેવું દેખાય એ બનવા જોગ છે પણ કૂવો ખોદનારાઓની મુશ્કેલીનો કાંઠા ઉપર બેસી પડકારા કરનાર પ્રેક્ષકને સાક્ષાત્કાર થાય નહીં તેવી રીતે પ્રમાણભૂત ઐતિહાસિક સાધનોની ઊણપ, ત્રુટિઓ તથા અથડામણી જ્યાં સુધી કાર્યને સ્વરૂપ આપવામાં ન આવે ત્યાં સુધી દૃષ્ટિગોચર થાય નહીં. હિંદનો ઇતિહાસ હજુ સુધી શિલ-શિલાબંધ લખાયો નથી અને અમુક અમુક યુગ માટે તો કોઇ પણ જાતનાં સાધનો અત્યારે ઉપલબ્ધ નથી. તેવા યુગ માટે જે આડકતરી રીતે સાધનો મળે તેનાથી અનુભવના આધારે આનુમાનિક બંધ-બેસતું વર્ણન લખીને જ સંતોષ માનવો રહેશે.

આ સંગ્રહના અવલોકનથી પ્રતીતિ થશે કે દરેક વંશમાં એક જ નામના ઘણા રાજાઓ, પ્રત્યેક વંશમાં વપરાતા જુદાજુદા સંવત્સરો, દાનપત્રોમાં વંશવર્ણન પ્રસંગે પોતપોતાના આશ્રયદાતાઓનાં અતિશયોક્તિ ભરેલાં પ્રશંસામય વર્ણનો, દાન લેનારાઓનાં સ્થળનિર્દેશમાંની અચોક્કસતા, ભૌગોલિક સ્થળોનાં નામાંતર અગર સંસ્કૃતાંતર, માપ, તોલ, ક્ષેત્રફળ, નાણાં વગેરે માટે વપરાતા પારિભાષિક શબ્દોનું અજ્ઞાન, દાનપત્રોના લેખકો અશિક્ષિત હોવાને લીધે વપરાતા અગ્રજ અને અનુજ જેવા સંબંધ બતાવનારા શબ્દોમાં કરેલા ગુંચવાડા અને આવાં સાધનો ભાંગીતુટી અવસ્થામાં પ્રાપ્ત થાય વગેરે અનેક કારણોને લીધે અનિવાર્ય પરિસ્થિતિ ઊભી થવાથી આટલું આટલું સાહિત્ય મળ્યું છે છતાં કેટલાક વંશોની વંશાવળી પણ નિઃસંદેહપણે ઉપજાવી શકાણી નથી. રાષ્ટ્રકૂટ વંશમાં કેટલાક રાજાઓને ક્યાં મુકવા, તેઓ રાજ્યાસન ઉપર આવ્યા હતા કે નહીં ઇત્યાદિ ઘણી અપૂર્ણતા છેક્ષામાં છેલ્લા પ્રસિદ્ધ થયેલા તે વંશના લેખોમાં ડૉ. અલ્તેકર[1] અને ડૉ. ભટ્ટાચાર્ય[2] જેવા વિદ્વાનો પણ પૂરી શક્યા નથી અને તેઓને પણ અનુમાનો બાંધી સંતોષ માનવો પડ્યો છે. અજ્ઞાનને લીધે હજુ પણ તેવાં કેટલાંક દાનપત્રો ખાનગી વ્યક્તિઓ પાસે હોવા સંભવ છે અને જો તેઓ સમજીને તેવાં બધાં આવી સંસ્થાઓદ્વારા પ્રસિદ્ધિમાં લાવે તો સંભવ છે કે આવી ત્રુટિઓ ભવિષ્યમાં પૂરી શકાય.

પ્રત્યેક વંશના રાજાઓએ આપેલાં દાનપત્રોની ઇબારત સંકલના ઇત્યાદિમાં વિગતનો ફેરફાર હોવા છતાં તે બધાંમાંથી અમુક અનુક્રમમાં નીચેની હકીકત મળી શકે છેઃ (૧) જ્યાંથી દાન અપાયું હોય તે સ્થળ–દાન જોકે ઘણાંખરાં રાજધાનીના શહેરમાંથી અપાતાં છતાં લડાઈ અગર યાત્રાપ્રસંગે છાવણી અગર તીર્થધામેથી આપવાનો પણ રીવાજ હતો. (૨) ત્યારબાદ હરકોઇ ઇષ્ટદેવતાની સ્તુતિ–પ્રાર્થનાના એક બે મંગળાચરણરૂપી શ્લોકો હોય છે જેમાંથી દાતાના ધર્મ અગર પંથ વગેરેની માહિતી મળે છે. (૩) વંશવર્ણન દાતાના મૂળ પુરુષથી આરંભી પ્રત્યેક રાજાની પ્રશંસા અને પરાક્રમોનાં વર્ણન પૂર્ણ વિસ્તારથી આપવામાં આવે છે જેમાં બીજા રાજ્યો ઉપરનાં આક્રમણો વગેરેનો સમકાલીન ઐતિહાસિક વૃત્તાંત મળી આવે છે. (૪) દાન લેનાર વ્યક્તિ સંબંધી–દાન લેનાર વ્યક્તિનાં પૂર્વજનાં નામ, ગોત્ર, શર્મ, વેદ, મૂળ વતન, હાલ રહેવાનું સ્થળ વગેરે સંપૂર્ણ વિગત દાન આપતી વખતે આપવામાં આવે છે. (૫) દાનસંબંધી–દાનમાં અપાએલું ગામ અગર અપાએલી જમીનનું ક્ષેત્રફળ અને તેની પરિસીમા, સંસ્થાના નિભાવ માટે અપાએલી રકમ, મંદિર અગર વિહારના નિર્વાહ તથા ત્રોડફોડ માટે અમુક ક્ષેત્ર વગેરેનું જે ઉત્પન્ન આપવામાં આવે છે તેની વિગત ઉપલબ્ધ થાય છે. (૬) અધિકારી વર્ગ–દાનની જાણ કરતી

૧ નં. ૧૩૦ અ. એ. ઈ. વૉ. ૨૨ પા. ૬૪ શ. સં. ૮૦૬. ૨ નં. ૧૨૫ ઇ. એ. ઈ. વૉ. ૨૨ પા. ૭૭ શ. સં. ૭૪૬

વખ્તે તેમ જ તેના લેખક અને દૂતક તરીકે જુદાજુદા અધિકારીઓનાં નામ તથા વર્ણન અવશ્ય આપવામાં આવે છે. (૭) કાળનિર્ણય-અંતમાં દાનનો સમય ચાલુ સંવત્સર, માસ, પક્ષ, તિથિ, વાર સહિત આપવા ઉપરાંત કેટલાક દાનપત્રોમાં એક કરતાં વિશેષ સંવત્સરો પણ આપેલા હોય છે. (૮) શાપવિભાગ-દાનનો લોપ અગર ઉચ્છેદ કરનાર માટે મહાભારતાદિ ગ્રંથોમાંથી તેવા અનાચારને લગતા શ્લોકો ટાંકી દાનનો અવિચ્છિન્ન ઉપભોગ સાધવામાં આવે છે.

**સંવત્સરો**—આખા લેખસંગ્રહમાં વંશવાર જુદાજુદા સંવત્સરો વાપરવામાં આવેલ છે જ્યારે કેટલાક લેખોમાં એકીસાથે બે ત્રણ સંવત્સરો પણ આપેલા છે. (જુઓ નં. ૧૫૪, ૧૬૨, ૨૧૭) આ બધા સંવત્સરો સંબંધી ટૂંકું વિવેચન આ પ્રસંગે માર્ગદર્શક થશે એમ ધારી અહીં આપેલ છે. (૧) **શક સંવત** ઈ. સ. ૭૮ થી શરૂ થતો. ક્ષત્રપોના બધા લેખો તથા સિક્કામાં શક સંવત એટલે ઈ. સ. ૭૮ થી શરૂ થતો સંવત્ વાપરવામાં આવેલ છે. માત્ર ઈશ્વરદત્તે પોતાના સિક્કામાં ચાલુ સંવતને બદલે પોતાના રાજ્યકાળનું વર્ષ આપેલ છે. રાષ્ટ્રકૂટ વંશના લેખોમાં પણ આ જ સંવતનો ઉપયોગ થએલ છે. (૨) **ચેદી અગર કલચુરી સંવત્** ઈ. સ. ૨૪૯ થી શરૂ થતો-ત્રૈકૂટક રાજાઓના તેમ જ ગુર્જરવંશના લેખોમાં ચેદી અગર કલચુરી સંવતનો ઉપયોગ કરવામાં આવેલ છે. સિક્કામાં આ સંવતનો ઉપયોગ જોવામાં આવતો નથી. ઈ. સ. ૨૪૯ થી આ સંવત્સરની શરૂઆત થાય છે એટલે ચેદી અગર કલચુરી સંવતમાં ૨૪૯ મેળવવાથી ઇ. સ. મળી શકે છે. (૩) **ગુપ્ત વલભી સંવત્** ઈ. સ. ૩૧૯-૨૦ થી શરૂ થતો-વલભીના રાજાઓના બધા લેખોનો સમય ગુપ્ત સંવત અગર વલભી સંવત્ અગર ગુપ્ત વલભી સંવતના નામથી ઓળખાતા સંવતમાં આપેલ છે. અને તે ઇ. સ. ૩૧૯-૨૦ થી શરૂ થાય છે એટલે કે ગુ. વ. સંવતમાં ૩૧૯-૨૦ મેળવવાથી ઈ. સ. પ્રાપ્ત થાય છે. આ સંવત્સરનો નિશ્ચય કરવા માટે કોર્પસ ઇન્સ્ક્રીપશીઓનમ ઇન્ડીકારમ વૉ. ૩ ગુપ્તવંશી લેખો નામના ગ્રંથમાંની પ્રસ્તાવનામાં ડૉ. ફ્લીટે બહુ લંબાણપૂર્વક ચર્ચા કરેલી છે. (૪) **સિંહ સંવત્**-લેખ નં. ૧૫૯ ૧૬૨ ૨૧૭ અને ૨૪૧ ક માં અનુક્રમે સિંહ સં. ૯૩,૯૬, ૧૫૧ અને ૫૮ નો ઉપયોગ કરવામાં આવેલ છે તે પૈકી નં. ૨૧૭ માં વિક્રમ સંવત્, હીજરીસન, વલભી સંવત્ અને સિંહ સંવતનો એકીસાથે ઉપયોગ થએલ છે તે ઉપરથી સિંહ સંવતની શરૂઆત ઈ. સ. ૧૧૧૩ થી પુરવાર થાય છે. (૫) **વિક્રમ સંવત્**-છેવટમાં સોલંકી વંશના તેમ જ આધુનિક લેખોમાં વિક્રમ સંવત્ ઈ. સ. પૂર્વે ૫૬ મા વર્ષથી શરૂ થતો વાપરવામાં આવેલ છે.

દાનપત્રો તથા લેખો સંબંધી આટલી સામાન્ય હકીકત આપ્યા પછી હવે વંશવાર લેખોનો વિચાર કરી તેમાંના મુંઝવણવાળા મુદ્દાઓ ભવિષ્યમાં ઉકેલ લાવવાના હેતુથી તે તે યુગના પારંગત અભ્યાસીઓના ધ્યાન ઉપર મુકું છું.

**મૌર્યવંશી**—મૌર્યવંશી રાજા અશોકનાં ચૌદ શાસનો અખિલ હિંદમાં જુદાંજુદાં સ્થળોએ કોતરાવેલાં છે તે પૈકી એક પ્રતિ સોરઠ-જૂનાગઢમાં ગિરનાર જવાના રસ્તા ઉપર દક્ષિણ બાજુએ એક ખડક ઉપર બ્રાહ્મી લિપિમાં કોતરેલાં મળ્યાં છે. તેનું અક્ષરાંતર તથા ભાષાંતર આ સંગ્રહમાં આપવામાં આવેલ છે તે વાંચવાથી આવાં સૂત્રાત્મક શાસનોમાં પણ અધિકારીઓ માટે વપરાએલાં નામો જેવાં કે યુતા, રાજુક, પ્રાદેશિક, મહામાત્ર, ધંમમહામાતા, ઇથીઝખમહામાતા વચભુમિકા ઇત્યાદિનો અર્થ-નિર્દેશ હજુ સુધી ચોકસપણે થયો નથી એમ દેખાઈ આવશે. વળી ભૌગોલિક નામો જેવાં કે ચોડ, પાણ્ડય, સતિયપુત, કેતલપુત, તામ્રપર્ણી, યોન કંબોજ, ગંધાર રિસ્ટિક, પેતેણિક એ બધા પ્રદેશ તથા જાતિઓનો ચોકસ સ્થળનિર્દેશ કરવો હજુ બાકી રહેલ છે તેમ જ સમાજ પાસંડ, પરિસા, પરિષદ ઇત્યાદિ જનસમૂહવાચક શબ્દો માટે અને વિમાનદસણા, હસ્તિદસણા, અગિખંધાનિ, દિવ્યાનિરૂપાનિ ઇત્યાદિ શબ્દોના વિશિષ્ટાર્થ માટે શોધખોળ હાથ ધરવી જોઇએ. આ બધો ઉકેલ આણવા માટે છુટાછવાયા શબ્દો ઉપર વ્યુત્પત્તિ અને વ્યાકરણના નિયમોને આધારે ભાંજગડ

કરવાને બદલે પ્રત્યેક શબ્દનો જુદેજુદે પ્રસંગે ઉપયોગ થએલ હોય તેવાં બધાં વાક્યો ભેળાં કરી બધે બંધબેસતો અર્થ શોધવા પ્રયાસ થાય તો જ સંતોષકારક પરિણામ આવે એ દેખીતું છે. આ ઉપર લખ્યું સંશોધન માત્ર ઐતિહાસિક દૃષ્ટિએ બાકી રહેલું અહીં દર્શાવવામાં આવ્યું છે જ્યારે લિપિશાસ્ત્ર, વ્યાકરણ, પ્રબારત તથા લેખનપદ્ધતિ સંબંધી શોધખોળ તે તે શાસ્ત્રપારંગત માટે બચત રાખવામાં આવેલ છે.

**ક્ષત્રપવંશી**—આ વંશના રાજાઓની ઐતિહાસિક સંકલના લગભગ ત્રીસ વર્ષ પહેલાં પ્રો. ઇ. જે. રેપ્સને બ્રિટિશ મ્યુઝિયમમાંના ક્ષત્રપ વગેરે વંશોના રાજાઓના સિક્કાનું કેટલોગ તૈયાર કરેલ તેની પ્રસ્તાવનામાં આપેલું હતું. ત્યારબાદ વાંસવાડા સ્ટેટમાં સરવાણીયામાં ૨૩૯૩ સિક્કાનો જથ્થો મળ્યો હતો જેનું વાચન અને રિપોર્ટ ડૉ. ડી. આર. ભાંડારકરે સને ૧૯૧૩–૧૪ ના આર્કિઓલોજિકલ સર્વે ઑફ ઇંડિયાના વાર્ષિક રિપોર્ટમાં છપાવેલ છે. ત્યારબાદ સેન્ટ્રલ પ્રૉવિન્સીઝમાં છિંદવાડામાંથી નીકળેલા લગભગ ૬૦૦ સિક્કા નાગપુર મ્યુઝિયમ તરફથી આવેલા તેમ જ જૂનાગઢ સ્ટેટમાંથી ચોક્કસ સ્થળની માહિતી વિનાના ૫૨૦ સિક્કા તથા ઉના મહાલના વરોજ ગામમાંથી મળેલા ૫૯૧ સિક્કા તપાસવા માટે મોકલેલા તે બધા મ્હેં તપાસી તેનો હેવાલ જર્નલ એશિયાટિક સોસાઇટી ઑફ બેન્ગાલ સને ૧૯૩૭–૩૮ ના ન્યુમિસ્મેટીક સપ્લીમેન્ટના સિલ્વર જ્યુબીલી નંબર ૪૭ માં પા. ૯૫ મે છપાવેલ છે. તેને આધારે સ્વ. ડૉ. જયસ્વાલનાં કેટલાંક અનુમાનો મારા પરમમિત્ર જયચંદ્ર વિદ્યાલંકારે તપાસ્યાં છે અને તે બનારસ હિંદુ યુનિવર્સિટીના જરનલ વૉ. ૫ વિભાગ ત્રીજામાં પા. ૨૪૯–૬૬ માં છપાએલ છે. છતાં આ રાજાઓના વંશવૃક્ષ સંબંધી હજુ આપણું ઘણું અજ્ઞાન છે અને શિલાલેખો પુરતા પ્રમાણમાં મળે નહીં ત્યાં સુધી વિશેષ અજવાળું પડવા સંભવ નથી. આ સંગ્રહમાં તેના જે બાર લેખો ભેળા કરવામાં આવેલ છે તેમાંના ઘણાખરા તુટક તથા મ્હોમાથા વિનાના હોવાથી બહુ જ જુજ ઐતિહાસિક સામગ્રી પૂરી પાડે છે. ક્ષત્રપ શબ્દ સેટ્રપનું સંસ્કૃતાંતર રૂપ છે અને તેઓ કુશાન રાજાઓના સેટ્રપ હોઇ, તેઓનું પરિબળ મોળું પડ્યું ત્યારે ઇ. સ. ની બીજી ત્રીજી અને ચોથી શતાબ્દીમાં ગુજરાત તથા માળવામાં સ્વતંત્ર સત્તા ભોગવતા થઇ ગયા. આખરે ૩૫૧ ઇ. સ. માં સમુદ્રગુપ્તે ક્ષત્રપ રાજાઓને હરાવી તેમની સત્તાનો નાશ કર્યો. આ લેખોમાં ગિરિનગરમાંના સુદર્શન તળાવ, સુવર્ણ સિકતા તથા પલાશિની નદી વગેરેનાં તેમ જ યવન તુશાષ્ફ, આંધ્ર શાતકર્ણિ, પહ્લવ કુલૈપ તથા સુવિશાખ અને વૈશ્ય પુષ્યગુપ્ત ઇત્યાદિ વ્યક્તિના ઉલ્લેખો પ્રાપ્ત થાય છે. ગુંદાના સં. ૧૦૩ (ઇ. સ. ૧૮૧)ના લેખમાં[1] આભીર સેનાપતિ રૂદ્રભૂતિનું વર્ણન સિક્કાથી જાણવામાં આવેલ ઇશ્વરદત્તનું વ્યક્તિત્વ નિશ્ચિત કરવામાં સહાયભૂત થાય તેમ છે. પાળીયા માટે લષ્ટિ શબ્દ કચ્છમાંના અન્ધાઉમાંથી મળેલા ચાર[2] લેખોમાંથી મળે છે.

**ત્રૈકૂટવંશી**—આ વંશના માત્ર બે જ લેખો આ સંગ્રહમાં આપવામાં આવ્યા છે. તેમાં વર્ણવેલા રાજાઓના સિક્કા પ્રો. ઇ. જે રેપ્સનના બ્રિટિશ મ્યુઝિયમના કેટલોગમાં વર્ણવેલા છે. લેખ તથા સિક્કાની મદદથી આ વંશના ત્રણ રાજાઓનાં નામ નીકળી શક્યાં છે. મહારાજ ઇન્દ્રદત્તના પુત્ર દહ્રસેનનું દાનપત્ર પારડીમાંથી મળેલું ક. સં. ૨૦૭ (૪૫૬–૫૭ ઇ. સ.)નું છે અને બીજું દાનપત્ર તેના (દહ્રસેનના) પુત્ર વ્યાઘ્રસેનનું સુરતમાંથી મળેલું ક. સં. ૨૪૧ (૪૯૦–૯૧ ઇ. સ)ના સમયનું છે. આ વંશનું સહુથી પ્રથમ જ્ઞાન કન્હેરીના ક. સં. ૨૪૫ના પતરા ઉપરથી થયું હતું. ત્રૈકૂટક નામ કાલિદાસના રઘુવંશમાંના ત્રિકૂટ પર્વત ઉપરથી પડેલું મનાય છે. આ બન્ને પતરાંમાં સાલ કલચુરી અગર ચેદી સંવતમાં આપેલ છે. બન્ને દાનોમાંના રાજા પરમ વૈષ્ણવ તરીકે વર્ણવાયા છે અને છેલો વ્યાઘ્રસેન અપરાન્ત પ્રદેશમાં રાજ્ય કરવાનો દાવો ધરાવે છે જેનું મુખ્ય શહેર મલ્લિનાથના મત પ્રમાણે શૂર્પારક (સોપારા) હતું.

---

૧ નં. ૭ એ. ઈ. વૉ. ૧૬ પા. ૨૩૩. ૨ નં. ૨–૫ એ. ઇ. વૉ. ૧૬ પા. ૧૯–૨૫

ગુપ્તવંશી—સોરઠમાં ગિરિનગર હાલના જૂનાગઢની પૂર્વમાં આવેલા જે મોટા ખડક ઉપર અશોકનાં ચૌદ શાસનો તથા રૂદ્રદામનના સુદર્શન તળાવ સંબંધી લેખો કોતરેલા મળ્યા છે, તે જ ખડક ઉપર ત્રીજી બાજુએ આ લેખ પણ કોતરેલો છે. લિપિશાસ્ત્રના અભ્યાસીને અશોકથી આરંભી ગુપ્ત કાળ સુધીની એટલે કે ઇ. સ. પૂર્વે ત્રીજી શતાબ્દીથી ઇ. સ.ની પાંચમી શતાબ્દી સુધીની લિપિ એક જ સ્થળે અચલ પથ્થર ઉપરથી વાંચવાની આહીં અલૌકિક સગવડ છે. સુદર્શન તળાવનો બંધ જે તુટી જવાથી રૂદ્રદામન ક્ષત્રપના સમયમાં તેના અમાત્ય સુવિશાખે ફરી બાંધેલો તે બીજી વખત અતિવૃષ્ટિને કારણે તુટી જવાથી સો હાથ લાંબો સાઠ હાથ પહોળો અને સાત માથોડાં ઉંચો બંધ સ્કન્દગુપ્તના સોરઠના સુબા પર્ણદત્તે અઢળક નાણું ખરચીને બંધાવ્યાનું વર્ણન આ લેખમાં છે. ઉત્તરના ભાગમાં ચક્રપાલિતે ચક્રભૃત નામનું વિષ્ણુનું મંદિર ઇ. સ. ૪૫૭માં બંધાવ્યાનો ઉલ્લેખ આ જ લેખના અનુસંધાનમાં છે. વૈષ્ણવ ધર્મનું પ્રાબલ્ય ઇ. સ. ની પાંચમી શતાબ્દીથી ગુજરાતમાં હોવાનું આ લેખથી પુરવાર થાય છે.

વલભીવંશી—ગુપ્ત સામ્રાજ્યના સેનાપતિ ભટાર્ક જે સોરઠમાં વલભીપુર (વળા)માં રાજ્ય કરતો હતો તેના જ વંશજ ઉત્તરોત્તર પંદર રાજાઓએ જુદેજુદે સ્થળે અને પ્રસંગે ગુ. સં. ૧૮૩ થી ૪૪૭ (ઇ. સ. ૫૦૨–૭૬૬) સુધીમાં આપેલાં પંચાણું દાનપત્રોનો સંગ્રહ પહેલા ગ્રંથમાં કરવામાં આવ્યો છે. માત્ર ટૂંકા વર્ણનરૂપ પ્રથમ ઉપલબ્ધ થએલા અને દાખલ કરેલા કેટલાક આગળ ઉપર ત્રીજા ગ્રંથમાં વિસ્તારપૂર્વક ફરીથી છાપવામાં આવેલ છે. આ દાનપત્રોમાંથી અઢાર દાન બૌદ્ધ ધર્માનુયાયી વિહાર અગર મઠના નિભાવ તેમ જ ફરતા ફરતા આવતા ભિક્ષુસંઘના નિર્વાહ માટે આપવામાં આવેલ છે. બે લેખો શાક્ત દેવીઓનાં મંદિરના નિભાવ માટે આપેલ છે જ્યારે બાકીના વ્યક્તિગત બ્રાહ્મણોને બલિચરૂ વૈશ્વદેવાદિ પંચ મહાયજ્ઞ કરવામાં મદદ તરીકે અમુક ગામ અગર જમીનના રૂપમાં આપવામાં આવેલ છે. આ બધાં દાનપત્રોની રચના અને લખાવટ એકસરખી હોવાથી તુટક અને ઘસાઇ ગએલાં પતરાંને પણ વાંચતાં અને બંધ બેસારતાં મુશ્કેલી નડતી નથી. પ્રત્યેક દાનપત્રની વિશિષ્ટતા દાતા, તેનો સમય, દાન લેનાર, દાનમાં અપાએલી ભૂમિ અને લેખક તથા દૂતકનાં નામ વર્ણવતા વિભાગમાં જ માલુમ પડે છે. વલભી રાજાઓનો બૌદ્ધધર્મ તરફ પક્ષપાત અને વલણ હોવા છતાં બૌદ્ધેતર મતાનુયાયીઓને પણ મોટી સંખ્યામાં દાન અપાએલ છે. તે બતાવી આપે છે કે તે સમયે જુદાજુદા ધર્મ અને પંથો વચ્ચે સહિષ્ણુતા ઘણી હોવી જોઇએ. અશોકનાં ધર્મશાસનો પણ આ બાબત સારો બોધ આપે છે.

વંશવર્ણન વિભાગમાં જેમ જેમ ઉત્તરોત્તર આગળના રાજાઓનો સમય આવે ત્યારે લંબાણ થઇ જવાથી અગર દાન ઘડનારને અમુક રાજા પ્રત્યે પક્ષપાત હોવાથી વચમાંના કેટલાક રાજાઓનાં વર્ણન સદંતર કાઢી નાંખે છે અગર ટુંકાવી નાંખે છે. આથી વંશવૃક્ષ તૈયાર કરતી વખતે અનેક તર્ક વિતર્કને સ્થાન મળે છે અને રાજાએ રાજ્ય કર્યું જ નહોતું અગર તેને રાજ્યાસને આવ્યાની સાથે જ પદભ્રષ્ટ કર્યો હશે ઇત્યાદિ શંકા થવા માંડે છે. આ પરિસ્થિતિને લીધે અત્યાર સુધી લગભગ બધા વંશમાં અમુક રાજાઓનું સ્થાન અને ક્રમપણ નિર્ણીત થઇ શક્યાં નથી. મ્હેં અગાઉ કહ્યું છે તેમ એક જ નામના એક કરતાં વધારે રાજાઓ હોવાથી આ ગુંચવાડામાં વિશેષ ઉમેરો થાય છે.

કમનસીબે આ વંશના કહેવાતા સિક્કાઓ બહુ જ જુજ મળે છે અને જેટલી જુદીજુદી જાતના મળી શક્યા તે બધા વાંચી તે ઉપરથી તેના ઉપરનો લેખ નક્કી કરવાનો એક વધુ પ્રયાસ મ્હેં કરેલ છે જે જર્નલ એશિયાટિક સોસાઇટી ઓફ બૅન્ગાલ ન્યુમિસમૅટીક સપ્લીમેન્ટ સિલ્વર જ્યુબીલી નંબર ૪૭ પા. ૯૯ મે છપાએલ છે. તે લેખ લખવા પહેલાં સેન્ટ ઝેવિઅર કૉલેજના રે. ફા. પ્રો. એચ. હેરસે વાંચવા માટે મોકલેલા વલભી સિક્કાનો મોટો જથ્થો મ્હેં તપાસી લીધો હતો અને તેમાંથી જુદી જુદી ઢબના સિક્કાઓ પ્રિન્સ ઑફ વેલ્સ મ્યુઝિયમ માટે તેમની પરવાનગીથી સંગ્રહીત કર્યા છે. તે બધા

સિક્કામાં આ વંશના મૂળ પુરુષ ભટાર્કનું નામ ખાતરીપૂર્વક વાંચી શકાય છે પણ પ્રત્યેક રાજાનાં નામ વાંચી શકાતાં નથી. આ બધાં ઉપલબ્ધ સાધનો વડે ઉપજાવેલી આ વંશની વંશાવળી નીચે રજૂ કરું છું.

## વલભીવંશના રાજાઓ




**પાશ્ચાત્ય ચાલુક્યવંશી**—આ વંશના ૬ લેખો ગુજરાતના ઇતિહાસ માટે ઉપયોગી જણાયાથી આંહીં દાખલ કરવામાં આવેલ છે. તે ચે. સં. ૩૯૪ (ઇ. સ. ૬૪૩)થી ૪૯૦ (ઇ. સ. ૭૩૯) સુધીના સમયના છે. આ લેખોમાંથી વાતાપીના પાશ્ચાત્ય ચાલુક્યો પૈકી જે જે રાજાઓનો સંબંધ બતાવતું વંશવૃક્ષ ઉપજાવી શકાયું છે તે નીચે આપ્યું છે. આ બધાં દાન આપવાનાં સ્થળો તેમ જ દાનમાં અપાએલાં ગામો તથા ક્ષેત્રો સુરત તથા નવસારી આજુબાજુમાં એટલે કે લાટ અગર દક્ષિણ ગુજરાતમાં આવેલાં છે.

---

૧ * આ ચિહ્નવાળા રાજાઓનાં દાનપત્રો આ સંગ્રહમાં દાખલ કરેલ છે. ૨ સાલ ગુપ્તવલભી સંવતમાં આપેલ છે.

## પાશ્ચાત્ય ચાલુક્ય રાજાઓ




ગુર્જરવંશી—આ વંશનાં કુલ બાર દાનપત્રો નં. ૧૦૮–૧૧૯ આજ પર્યંત ઉપલબ્ધ થએલાં આમાં સંગ્રહીત કરવામાં આવેલ છે. તે બધામાં (નં. ૧૧૪, ૧૧૫, ૧૧૬ સિવાય) ચેદી અગર કલચુરી સંવત્સરનો ઉપયોગ થયો છે. નં. ૧૧૪ થી ૧૧૬ માં અનુક્રમે શ. સં. ૪૦૦, ૪૧૫ અને ૪૧૭ લેખમાં સ્પષ્ટ રીતે અક્ષરમાં લખેલ છે તેથી શંકાનું સ્થાન નથી છતાં તે ત્રણે બનાવટી સિદ્ધ થયાં છે તેથી વંશવૃક્ષમાં બંધ બેસે નહીં એ સ્વાભાવિક છે. આ રાજાઓનું રાજધાનીનું શહેર ભરૂચ હતું અને દાન આપવાનાં સ્થળો પૈકી નાંદિપુરી (નાંદોદ) અકુરેશ્વર (અંકલેશ્વર) શિરીષપદ્રક (સીસોદ્રા) અને સંગમખેટ (સંખેડા) તેની આસપાસ અત્યારે પણ જાણીતાં છે. દૂતક તરીકે કામ કરનારનો ઇલકાબ ભોગિક (ઠાકોર) આ દાનપત્રોમાં વપરાએલ છે. દાન વિભાગમાં સોદ્રઙ્ગં, સોપરિકરં ઇત્યાદિ વિશેષણો ઉપરાંત સક્ષીરં, सर्वादानसंग्राह्यः અને सर्व्वदित्यविष्टिप्रातिभेदिकपरिहीणा એ ત્રણ નવાં આમાં મળી આવે છે.

દદ્દ અને જયભટ બે જ નામ આ વંશના રાજાઓને મળેલાં હોવાથી ઉત્તરોત્તર બે દદ્દ અને ત્રણ જયભટ લેખોમાં વંશવર્ણન પ્રસંગે આવે છે તેથી ઘણો ગુંચવાડો ઉભો થાય છે. સુભાગ્યે જયભટ ૧ લાને વીતરાગ દદ્દ ૨ જાને પ્રશાન્તરાગ અને જયભટ ૨ જાને ધરાધર એવાં બિરુદો લગાડેલાં છે તેથી તે બધાને અલગ પાડવાનું સુલભ થાય છે. નં. ૧૧૭ સં. ૪૫૬ ના દાનપત્રને તથા નં. ૧૧૮ સં. ૪૮૬ ના દાનપત્રને જયભટ ત્રીજાનાં આજ પર્યંત મનાયાં છે પણ નં. ૧૧૯ સં. ૪૮૬ ના નવા મળેલા દાનપત્ર ઉપરથી હવે ખાતરીપૂર્વક કહી શકાય છે કે નં. ૧૧૭ ના જયભટ અને નં. ૧૧૮ ના જયભટ વચ્ચે એક રાજા ગાદીએ આવ્યો હતો તેથી નં. ૧૧૭ ને જયભટ ૨ જાનું અને નં. ૧૧૮ ને જયભટ ત્રીજાનું દાનપત્ર માનવું જોઇએ. સં. ૪૫૬ અને ૪૮૬ નાં બન્ને એક જ રાજાના માનવામાં જે ત્રીસ વર્ષના ગાળાને લીધે ખટક રહેતી હતી તે પણ દૂર થઇ છે. નં. ૧૧૯ માં પં. ૧૫ માં જયભટ બીજાના વર્ણન પછી પં. ૨૧ માં પરમ માહેશ્વર, સમધિગત પંચ મહાશબ્દઃ મહા સામન્તાધિપતિ શ્રીમદ્ અનિરોલનું નામ પહેલી જ વાર આપણને પ્રાપ્ત થાય છે. તેના પુત્ર તરીકે પં. ૩૩ માં વર્ણવેલ જયભટ ૩ જાએ આ દાન આપ્યું છે. આ દાનપત્ર પ્રિન્સ ઓફ વેલ્સ મ્યુઝિયમ મુંબઇમાં છે અને તે મ્હેં એ. ઇ. વૉ. ૨૩ પા. ૧૪૭ મે પ્રસિદ્ધ કર્યું છે. ત્યાં તેને જયભટ ૩ જાના દાનપત્ર તરીકે જ વર્ણવ્યું છે તે યથાર્થ છે. નં. ૧૧૮ અને ૧૧૯ બન્નેના દાન આપનાર જયભટનું વર્ણન તદ્દન એક સરખું એક જ શબ્દમાં છે તેથી તે બન્ને જયભટ ૩ જાનાં જ માનવાં જોઇએ. આ વંશનું નવું સુધારેલું વંશવૃક્ષ નીચે આપેલું છે:

## ગુર્જરવંશી રાજાઓ

સામન્ત દદ્દ ૧ લો ચે. સં. ૩૦૦, ૩૪૬
|
જયભટ (વીતરાગ) ૧ લો ,, ૩૫૫
|
દદ્દ ૨ જો પ્રશાન્તરાગ — ચે. સં. ૩૮૦, ૩૮૫, ૩૯૨
|
જયભટ ૨ જો (ધરાધર) — ચે. સં. ૪૫૬
|
અનિરોલ
|
જયભટ ૩ જો ચે. સં. ૪૮૬

(જયભટ ૧ લો ના બીજા પુત્ર:) રણગ્રહ — ચે. સં. ૩૯૧

**રાષ્ટ્રકૂટવંશી**—આ વંશનાં કુલ એકવીસ દાનપત્રો આમાં દાખલ કર્યાં છે જેમાંથી ચૌદ ગુજરાત શાખાના રાષ્ટ્રકૂટોનાં છે જ્યારે સાત મૂળ શાખાના રાજાઓનાં હોવા છતાં દાન લેનાર અગર સ્થળ વગેરે ગુજરાતના ઇતિહાસ માટે ઉપયોગી હોવાથી આ સંગ્રહમાં તેને સ્થાન આપવામાં આવ્યું છે. તે બધાં દાન સાત આઠ અને નવમી સદીમાં અપાએલ છે અને તેનો સમય શક સંવતમાં દેખાડ્યો છે. મૂળ તેમ જ ગુજરાત શાખામાં એક જ નામના એક કરતાં વધારે કર્ક, ગોવિન્દ, ઇન્દ્ર ઇત્યાદિ નામધારી રાજાઓ હોવાથી તેઓનું વ્યક્તિત્વ ચોકસ કરવામાં ગુંચવાડો ઉભો થાય છે અને કેટલાંકનાં બિરુદો પણ એકસરખાં હોવાથી વિશેષ ભાંજગડ ઉભી થાય છે. સદ્‌ભાગ્યે આ બધાં દાનપત્રો બહુ જ વિસ્તારપૂર્વક લખાએલાં છે અને વંશવર્ણન બહુ જ ઉંચી ઇમારતવાળું જોવામાં આવે છે. દરેક રાજાનાં ત્રણ ચાર બિરુદો વપરાએલાં છે તેથી જ્યાં તેનો અભાવ દેખાય ત્યાં તેની સત્તા તથા અધિકાર માટે શંકા ઉત્પન્ન થાય છે. તોપણ સમકાલીન રાજાઓ સાથેના સંબંધ વગેરેથી કેટલીક ચોકસાઈ આપોઆપ થઈ જાય છે. છતાં કેટલીક અસંબદ્ધતા અને અસ્પષ્ટતાનો ખુલાસો વિશ્વસનીય થતો નથી. ગોવિન્દ ૨ જો (સં. ૭૦૨) અને ધ્રુવ ધારાવર્ષ (સં. ૭૧૭) બે ભાઇઓમાં ગોવિન્દ ગાદી ઉપર આવ્યો હતો કે નહીં અને ધ્રુવની પહેલાં કે પછી અને ધ્રુવે પાછળથી પોતે કરેલા અન્યાયનું ભાન થવાથી ગાદી છોડી ગોવિન્દને આપી ઇત્યાદિ કલ્પનાઓનો હજુ સુધી નિવેડો આણવા આપણી પાસે સાધન નથી. તેવી જ રીતે ગુજરાત શાખાના સ્થાપક ઇન્દ્રના પુત્ર કર્કનાં શ. સં. ૭૩૪, ૭૩૮ અને ૭૪૯ ની સાલનાં દાનપત્રો અને ગોવિન્દનાં ૭૩૫, ૭૩૮, ૭૩૯, ૭૪૯ નાં દાનપત્રો સાથે સાથે અસ્તિત્વમાં હોવાનો ખુલાસો થઈ શકતો નથી. તેનો ખુલાસો શોધવામાં મુખ્ય શાખાના અમોઘવર્ષને કરેલી મદદ અને તેને ગાદી અપાવવાની હીલચાલ અને તેને લીધે પોતાની ગેરહાજરી ઇત્યાદિ વિગતો વિશેષ ગુંચવાડો ઉભો કરે છે. આ બાબતમાં કર્કના સં. ૭૪૬ ના દાનપત્ર[1] (નં. ૧૨૫ ક ગ્રંથ ૩ જો પા. ૧૩૪)ના પ્રાસ્તાવિક વિભાગમાં ડૉ. બી. ભટ્ટાચાર્યે બે કલ્પના કરીને તેનો ગ્રાહ્યાગ્રાહ્યનો નિર્ણય કરવાનું ઇતિહાસના અભ્યાસીઓ ઉપર રાખ્યું છે.

આ દાનો નં. ૧૨૮ અને ૧૨૫ ખ સિવાય બધાં બલિચરૂ વૈશ્વદેવાદિ પંચયજ્ઞક્રિયા માટે જુદાજુદા બ્રાહ્મણોને આપવામાં આવેલ છે. ૧૨૮ કામ્પિલ્ય તીર્થમાંના બૌદ્ધ વિહારને આર્યસંઘના શિષ્યોને માટે જ્યારે ૧૨૫ ખ જૈન ચૈત્યાલયના સમારકામ માટે આપવામાં આવેલ છે. આ સંગ્રહ સાથે સંબંધ ધરાવતા મૂળ તેમ જ ગુજરાત શાખાના રાજાઓનું વંશવૃક્ષ તૈયાર કરી નીચે આપેલ છે અને તેમાં જે જે રાજાઓના દાનપત્રો આ સંગ્રહમાં છે તેના નામ સામે* ચિહ્ન કરેલ છે.

---

૧ એ. ઇ. વૉ. ૨૨ પા. ૭૭

## રાષ્ટ્રકૂટ મુખ્ય શાખા

દન્તિવર્મન્ શ. સં. ૫૫૨

ઇન્દ્ર ,, ,, ૫૭૭

ગોવિન્દ ૧ લો ,, ,, ૬૦૨

કક્ક ૧ લો ,, ,, ૬૨૭




**ચાલુક્ય અગર સોલંકી વંશી**—આ વંશનાં દાનપત્રો તથા શિલાલેખો મળીને કુલ ૯૩ લેખો સંગ્રહીત કરવામાં આવેલ છે: તેમાંથી ૬૯ મૂળ સંગ્રહમાં ગ્રંથ ૨ જામાં આપ્યા છે જ્યારે ૨૪ પુરવણી વિભાગમાં ગ્રંથ ૩ જામાં આપેલા છે. ગુજરાતની બહારના પણ ગુજરાતના ઇતિહાસને લગતા હોય તેવા આ સંગ્રહમાં દાખલ કરવા કેટલાક સુહૃદ જનની સૂચના અનુસાર જોધપુર, આબુ વગેરે સ્થળોના લેખો પાછળથી દાખલ કરવામાં આવ્યા છે. નં. ૧૫૪ અને ૧૫૯ સિવાયના બધા લેખો વિ. સં. અનુસાર

લખાએલા છે. નં. ૧૫૪ માં ગુ. વ. સંવત્ તથા સિંહ સંવતનો અને નં. ૧૫૯ માં કેવળ સિંહ સંવતનો ઉપયોગ થયો છે. ઇ. એ. વૉ. ૬ પા. ૧૮૦ મે આ વંશનાં ૧૧ દાનપત્રો પ્રગટ કર્યાં છે તેનો પ્રાસ્તાવિક વિભાગ જે આ સંગ્રહમાં ગ્રંથ ૨ જામાં નં. ૧૩૭ ની શરૂઆતમાં આપેલ છે તેમાં આ વંશના મૂળ પુરુષની ઉત્પત્તિ તથા આગમન સંબંધી તેમ જ વંશના બીજા રાજાઓ સંબંધી ઐતિહાસિક વિવેચન કરેલ છે તેથી આંહીં પુનરાવૃત્તિ કરવા જરૂર નથી. તે વિવેચન, આ સંગ્રહમાંના લેખો તેમ જ આજ પર્યંત ઉપલબ્ધ બીજા સાહિત્યને આધારે તે રાજાઓની તૈયાર કરેલી વંશાવલી નીચે આપવામાં આવી છે. તે પૈકીના બધા રાજાઓના લેખો આમાં મળી આવે છે. ચામુંડરાજનું એક પણ દાનપત્ર આજ પર્યંત મળ્યું નહોતું. દી. બ. સ્વ. કેશવલાલ ધ્રુવે મોકલેલા ફોટોગ્રાફ ઉપરથી ચામુંડરાજનું વિ. સં. ૧૦૩૩નું અપ્રસિદ્ધ તામ્રપત્ર નં. ૧૩૬અ ગ્રંથ ૩ જામાં દાખલ કર્યું છે. ભીમ ૨ જાના એકલાના લગભગ ૫૧ લેખો છે જેમાંથી ઘણાખરા આબુ અને ગિરનાર ઉપરના જૈન મતાનુયાયીઓના છે. પ્રાચીન લેખોમાંનાં ઉત્તમ કવિઓનાં રચેલાં શ્લોકબદ્ધ વર્ણનો આ સમયનાં દાનપત્રોમાં જોવામાં આવતાં નથી. છેવટના રાજાઓના સમયનાં દાનોમાં આખી વંશાવલી પણ બંધ થાય છે. માત્ર દાતાને જ એકેક વિશેષણ લગાડી તેનાથી જ દાનવિભાગ આગળ ચાલે છે. વંશવૃક્ષ પૈકી ચામુણ્ડરાજ પછીના વલ્લભરાજે ટૂંક સમય રાજ્ય કર્યું હોવાથી તેનું નામ ઘણાખરા લેખોમાં આપેલ નથી. માત્ર ભીમ ૨ જાના સં. ૧૨૮૦ ના દાનપત્ર (નં. ૧૬૫)માં પં. ૫ ની શરૂઆતમાં વલ્લભરાજનું નામ છે અને પં. ૨૦ માં ભીમ ૨ જાને અભિનવ સિદ્ધરાજ ઉપરાંત જયંતસિંહ તરીકે વર્ણવ્યો છે. નં. ૧૬૨ માં મૂળરાજ ૨ જાનું વર્ણન આવે છે તે પ્રસંગે કાવીના રાજા નાગાર્જુનને હરાવ્યાનો ઉલ્લેખ પં. ૧૭ માં સ્પષ્ટ રીતે આપેલ છે. છેલ્લા રાજા ત્રિભુવનપાલના નં. ૨૦૫ ના દાનપત્રમાંથી તેની ૧૨૯૯ ની સાલ આપણને મળે છે.

જ્યારે ક્ષત્રપ, ત્રૈકૂટક અને ગુપ્ત રાજાઓના ગુજરાત હકના સંખ્યાબંધ રૂપાના તથા ત્રાંબાના (પ્રમાણમાં જુજ) સિક્કાઓ આજ પર્યંત મળ્યા છે અને હજુ મળે જાય છે ત્યારે વલભી અને ત્યાર પછીના આ બધા વંશના રાજાઓના સિક્કા ખાતરીપૂર્વક અમુક રાજાના માની શકાય તેવા મળ્યા નથી.

ગુટક નામવાળા અમુક અક્ષરો લખેલા સિક્કાઓ જયસિંહના નામવાળા અગર રાષ્ટ્રકૂટ વંશના એકાદ બે જાતના વર્ણવ્યા છે પણ તેના ઉપર આધાર રાખી શકાય તેમ નથી. સંયુક્ત પ્રાંતમાં ઝાંસી પરગણામાં પન્દવાહ ગામમાંથી મળેલા સોનાના સિક્કા મિ. બર્નેૢ[1] સોલંકી રાજાના માન્યા હતા તે રા. બ. પ્રયાગ દયાલે ન્યુમિસ્મેટીક સપ્લીમેંટ સિલ્વર જ્યુબીલી નંબર ૪૭ માં પા. ૧૧૭ મે ફરી વર્ણવેલ છે અને તેની બન્ને બાજુનાં ચિત્ર આપેલ છે. રા. બ. કે. એન. દીક્ષિત ડાયરેકટર જનરલ ઓફ આર્કીઓલોજીએ તેના ઉપરના અક્ષરો श्रीसिद्धराजः વાંચ્યા છે. તેનું સરેરાસ વજન ૬૫–૬૬ ગ્રેન અને કદ ૮૫ ઇંચ છે અને તે ચેદી વંશના ગાંગેયદેવાદિના સિક્કાને અક્ષરો અને ઘાટઘુટમાં મળતા આવે છે. પરંતુ બન્ને બાજુએ માત્ર તેટલા જ અક્ષરો કોતરેલા છે તેથી સિક્કા તરીકે તેઓ પ્રચલિત હોવાનું સંભવતું નથી. કોઈ પ્રસંગ ઉજવવા અગર ભેટ નજર માટે આવી મ્હોરો પાડવામાં આવતી તેથી આ પણ તેવી મ્હોર હોય એ વધુ સંભવિત લાગે છે. કૃષ્ણરાજના નામવાળા રૂપાના અમુક સિક્કા આર્કીઓલોજિકલ સર્વે ઓફ ઇંડિયાના રિપોર્ટમાં વર્ણવેલા મ્હેં જોયા છે પણ જયસિંહ કૃષ્ણરાજ ઇત્યાદિ નામો અતિ પ્રચલિત હોવાથી તે ક્યા વંશના કૃષ્ણરાજના છે તે ચોક્કસ થઈ શકતું નથી. આ વંશોના સિક્કાના અભાવ માટેની ચર્ચા, વડોદરા મુકામે ભરાએલ સાતમી ઓરિયેન્ટલ કૉન્ફ્રન્સ પ્રસંગે ગુજરાતના સિક્કાઓનો ઇતિહાસ એ નામે મ્હેં એક લેખ વાંચ્યો હતો અને જે તેના રિપોર્ટમાં પા. ૬૮૯ મે છપાયો છે, તેમાં કરી છે તેથી આંહીં પિષ્ટપેષણ કરવું ઇષ્ટ નથી.

---

[1] ન્યુમિસ્મેટીક સપ્લીમેન્ટ નં. ૭ ૧૯૦૭

આ સમયમાં જૈન ધર્મનું પ્રાબલ્ય ખાસ ધ્યાન ખેંચે એવું છે અને રાજાઓની વંશાવળી જેની ઇચ્છાથી મંત્રી વસ્તુપાળ અને તેજપાળના કોટુમ્બીઓનાં નામ આબુ અને ગિરનારની ઉપરનાં જૈન મંદિરોમાંના લેખોમાં જોવામાં આવે છે. આ મંત્રીઓનું વંશવૃક્ષ પણ નીચે આપવામાં આવેલ છે:

## ચાલુક્ય (સોલંકી) વંશવૃક્ષ

શ્રીરાજી (રાજ)=લીલાદેવી ચાવડાવંશી
|
મૂલરાજ=માધવી (ચાહમાન ભોજની પુત્રી)
| ૯૯૮–૧૦૫૩ (વિ. સં.)
ચામુંડરાજ
| ૧૦૫૩–૧૦૬૬

વલ્લભરાજ ૧૦૬૬ | દુર્લભરાજ ૧૦૬૬–૭૮ | નાગરાજ

નાગરાજ
|
ભીમદેવ ૧ લો
| ૧૦૭૮–૧૧૨૦
કર્ણ ત્રૈલોક્યમલ્લ
| ૧૧૨૦–૫૦
જયસિંહ સિદ્ધરાજ, અવન્તિનાથ,
| ત્રિભુવનગણ્ડ, વર્બરકજિષ્ણુ.
| ૧૧૫૦–૧૧૯૯
કુમારપાલ
| ૧૧૯૯–૧૨૨૯
અજયપાલ
| ૧૨૨૯, ૧૨૩૧, ૧૨૩૩
મૂલરાજ ૨ જો
| ૧૨૩૩–૧૨૩૫
ભીમદેવ ૨ જો અભિનવ સિદ્ધરાજ
| બાલનારાયણાવતાર સપ્તમ
| ચક્રવર્તિન શ્રીમદ્દ્જયંતસિંહ
| ૧૨૩૫–૯૮
ત્રિભુવનપાલ ૧૨૯૯

## વસ્તુપાળ તથા તેજપાળનું વંશવૃક્ષ

અણહિલપુર પાટણમાં પ્રાગ્વાટ વંશમાં



નં. ૨ મલ્લદેવ=લીલુકા
પૂર્ણસિંહ=અલ્હણુદેવી
પેથડ

પુનપાલ=પુનદેવી
લલિતાદેવી ... ભામારાજપાલ

નં. ૩ **વસ્તુપાલ=૧** લલિતાદેવી
કાન્હડ
રાણુ
=૨ સોખુકા
જયન્તસિંહ=જયતલદેવી
=સુહવદેવી
=રૂપાદેવી
જૈત્રસિંહ

ગાગા
ધરણિગ ત્રિભુવનદેવી

નં. ૪ **તેજપાળ=૧** અનુપમદેવી
ઠા. જાલ્હણુ
ઠા. આસા
ઠા. રાજીસંતોષા
=૨ સુહડા
લાવણ્યસિંહ વઉલદેવી લૂણસિંહ=લખમાદેવી
=રયણાદેવી
ગઉરદેવી

**વાઘેલાવંશી**—આ વંશના ૨૧ લેખો મૂળ સંગ્રહમાં ગ્રંથ ૨ જામાં અને ૯ લેખો પુરવણી વિભાગમાં ગ્રંથ ૩ જામાં આપવામાં આવ્યા છે. આમાંના ઘણાખરા જૈન મતાનુયાયીઓએ બંધાવેલાં મંદિરો સંબંધી છે અને બાકીના ત્રુટક તથા ખણ્ડિત સ્થિતિમાં મળેલા છે તેથી ઐતિહાસિક દૃષ્ટિએ બહુ ઉપયોગી નથી. આ વંશના રાજાઓની વંશાવલી નીચે આપેલ છે. નં. ૨૧૬ ના વીસલદેવના દાનપત્રમાં તેને અભિનવ ભીમ, અભિનવ સિદ્ધરાજ, અપરાર્જુન ઇત્યાદિ ઉપનામોથી વર્ણવેલ છે. નં. ૨૨૨ માં પ્રચલિત નાણાં તેમજ તોલ તથા માપનાં નામ જેવાં કે કર્પ, દ્રમ્મ, મણ, માણક, કાતડિ, પલિકા, ઘડા, પાયલી, છાટા ઇત્યાદિ મળે છે. નં. ૨૨૫ માં વાઘેલા સાથે જોડાએલાં ચાલુક્ય તથા રાષ્ટ્રકૂટ કુટુંબનો સંબંધ બતાવનારું વર્ણન આપેલ છે.

## વાઘેલાવંશના રાજાઓ

ધવલ (૧૨૧૬)
અર્ણોરાજ=સલક્ષણાદેવી (૧૨૨૬)
લવણપ્રસાદ=મદનદેવી
વીરધવલ=વયજલદેવી ૧૨૮૯–૯૪
વીરમદેવ ૧૩૦૦
વીસલદેવ ૧૩૦૦–૧૮
વિશ્વમલ્લ=નાગલ્લદેવી
પ્રતાપમલ
અર્જુનદેવ ૧૩૧૮–૩૧
સારંગદેવ ૧૩૩૧–૫૩
કર્ણ ઘેલો ૧૩૫૩–૬...

પરચુરણ લેખો—જે સમયના લેખોનો ગ્રંથ ૧ લા અને ૨ જામાં સંગ્રહ કરેલો છે તે સમયના હોવા છતાં જે લેખોને તેમાં આપેલા મુખ્ય વંશના કોઈપણ રાજા વિગેરે સાથે જોડી ન શકાય તેવા બધા લેખો આ વિભાગમાં કાલક્રમ અનુસાર આપ્યા છે. આ વિભાગમાં છૂટા છૂટા પણ બધી જુદી જુદી ઐતિહાસિક શાખાઓનાં પ્રાંતિક અધિકારીઓના આપેલાં દાન સંબંધી હકીકત મળે છે.

**વલભી રાજાના સામન્તો**

ગારૂલકવંશ

સર ૧ લો મહારાજા
|
વરાહદાસ ૧ લો સેનાપતિ
|
સર ૨ જો (સામન્ત, મહારાજ ભટિપર) — વરાહદાસ ૨ જો (મહાસામન્ત મહારાજ) ઇ. સ. ૫૪૯
|
મહારાજા સિંહાદિત્ય (સામન્ત) ઇ. સ. ૫૭૪

નં. ૨૨૯ અને ૨૩૦ ગારૂલકવંશના મહાસામન્ત વરાહદાસ ૨ જાના ઇ. સ. ૫૪૯ ના અને સિંહાદિત્યના ઇ. સ. ૫૭૪ ના દાન સંબંધી છે. તે લેખોમાંથી તે વંશની ઉપજાવેલી વંશાવલી હાંસિયામાં આપેલી છે. નં. ૨૩૧ સેન્દ્રક વંશના ભાનુશક્તિના પુત્ર આદિત્યશક્તિના પુત્ર નિકુમ્ભલ્લશક્તિના દાન સંબંધી છે. જ્યારે નં. ૨૩૨ ઇ. સ. ની સાતમી શતાબ્દીમાં બીલના મુખી નિરિહુલ્લકના સૈનાપતિ શાન્તિલના દાન સંબંધી છે.

કલ્લ
|
?
|
(વાઢક) ધવલ
|
અવનિવર્મન ૧ લો
|
બલવર્મન ઇ. સ. ૮૯૩
|
અવનિવર્મન ૨ જો ઇ.સ. ૯૦૦

નં. ૨૩૩ ના વિ. સં. ૭૯૪ નું દાન આપનાર રાજા જાઇકદેવને સૌરાષ્ટ્ર મંડલાધિપતિ તરીકે વર્ણવ્યો છે જેની રાજધાની ભુમિલિકા હતી. તેનું લાંછન માછલી હોઇને ધુમલી, છાંયા, પોરબંદરના જેઠવાની શાખાનો હોવો જોઇએ. નં. ૨૩૪ અને ૨૩૫ ઐતિહાસિક દષ્ટિએ ઘણાં ઉપયોગી છે. તે કનોજના મહેન્દ્રપાલના સમયનાં અને તેના ખંડિયા બલવર્માનાં (ઇ. સ. ૮૯૩) અને અવનિવર્માનાં (ઇ. સ. ૯૦૦) દાનપત્રો છે. તે દાનપત્રોમાં ધરણીવરાહ, જજ્જપ, યક્ષદાસ ધર્મ ઇત્યાદિ સમકાલીન રાજાઓને હરાવ્યાની હકીકત આપેલ છે. તે ઉપરથી સમજાય છે કે ઇ. સ. ની ૯ મી સદીના અંત સુધી કનોજનું રાજ્ય, દક્ષિણ કાઠિયાવાડ સુધી વિસ્તાર પામેલું હતું. આ બે પૈકીનું પહેલું બલવર્માનું ઉનામાંથી મળેલું છે. આ રાજાઓનું વંશવૃક્ષ હાંસિયામાં આપેલું છે. નં. ૨૩૬ નું શ. સં. ૮૩૬ નું વઢવાણના ધરણીવરાહનું દાનપત્ર છે જેમાં મૂળ પુરુષ ચાપથી ધરણીવરાહ સુધીનો માર્જિનમાં બતાવ્યા મુજબનો સંબંધ બતાવ્યો છે.

ચાપ
|
વિક્રમાર્ક
|
અડ્ડક
|
પુલકેસી
|
ધ્રુવભટ — ધરણીવરાહ શ.સં. ૮૩૬

નં. ૨૩૭ અને ૨૩૮ પરમાર વંશના રાજા સીયક ૨ જાનાં વિ. સ. ૧૦૦૫ અને ૧૦૨૬ નાં દાનપત્રો છે. તેમાં રાષ્ટ્રકૂટ વંશના અમોઘવર્ષ અને અકાલવર્ષના ઉલ્લેખ છે. દાતાના દાદા અને પુત્રનાં નામ આ લેખોમાંથી મળ્યાં છે. તે માર્જિનમાં બતાવ્યાં છે. નં. ૨૪૦ થી ૨૫૫ સુધીના ઉત્તર ગુજરાત આબુ અને શિયાળ બેટમાંના જૈન લેખો છે જેમાં મૂર્તિઓની સ્થાપના સંબંધી ટૂંકી હકીકત આપેલી છે. નં. ૨૪૩ અને ૨૫૬ વિ. સ. ૧૨૬૪ લગભગનાં બે મેહેર રાજાઓનાં દાન સંબંધી છે. પહેલું મેહેર જગમલ્લનું ટિમ્બાણક (ટિમાણા)માંથી જાહેર કરેલું દાન છે. જેમાં તળાજામાં બે લિંગો સ્થાપ્યા સંબંધી તેમ જ તેના નિભાવ માટે ભૂમિખંડો આપ્યાની હકીકત છે, અને બીજા

**પરમારવંશ**

બપ્પૈપરાજ વાકપતિ ૧ લો
|
કૃષ્ણ
|
વૈરિસિંહ
|
સીયક ૨ જો મહામાણ્ડલિકચુડામણિ વિ. સં. ૧૦૦૫ અને ૧૦૨૬
|
વાકપતિ મુંજ વિ.સં. ૧૦૩૧, ૧૦૩૬

હાથસણીના લેખમાં જીર્ણોદ્ધારમાં સંગવાપીની માફક હાથસણીમાં ઉવાવાપી બંધાવવાનો ઉલ્લેખ છે. મેહેર–મૈહર–મેર જાતિનું મૂળ નામ મિહિર હતું. મિહિર લોકો હુણ લોકોની એક શાખા હતી. હુણ લોકોએ તોરમાણ અને મિહિર કુલની આગેવાની નીચે પ્રથમના ગુપ્ત રાજાઓની સત્તાનો અંત આણ્યો હતો. નં. ૨૨૦ અ કલચુરી વંશના કૃષ્ણરાજના દીકરા શંકરગણના દીકરા બુદ્ધરાજ સંબંધી ક. સં. ૩૬૧ નો લેખ છે. નં. ૨૩૩ અ ભરૂચમાં રહેતા ચાહમાનની અજ્ઞાત શાખાના રાજા ભર્તૃવર્દ્ધનાં હાંસોટમાંથી મળેલા દાનપત્ર સંબંધી છે. તેમાં તેની પાંચ પેઢીનાં નામ માર્જિનમાં બતાવ્યા મુજબનાં આપેલાં છે. આ ભર્તૃવર્દ્ધ બીજો વલભીવંશના શીલાદિત્ય ૬ ઠ્ઠા અને સાતમાનો સમકાલીન હતો અને તેનું દાન વિ. સ. ૮૧૩ ની સાલનું છે. નં. ૨૩૮ અ નો લેખ વિ. સં. ૧૦૫૩ નો હરિવર્મન અને રુચિના પુત્ર વિદગ્ધના પુત્ર મમ્મટના પુત્ર ધવલના દાન સંબંધી છે. તેણે ચાલુક્ય મૂળરાજને તથા ધરણીવરાહને મદદ કર્યાની હકીકત આ લેખમાંથી મળે છે. નં. ૨૩૮ અ થાણાના સિલહાર અપરાદિત્યના અધિકારી લક્ષ્મણ નાયકે આપેલા દાન સંબંધી છે પણ તે દાન સોમનાથ પાટણની પૂજા માટેનું છે તેથી આંહીં આપવું ઉચિત ધાર્યું છે. બાકી રહેલા બધા જૈનમંદિરમાં મૂર્તિઓ સ્થાપ્યા સંબંધીના મારવાડના ચાહમાનના વિ. સં. ની ૧૩ મી શતાબ્દીના લેખો છે.

મહેશ્વરદામ
|
ભીમદામ
|
ભર્તૃવડ્ઢ ૧ લો
|
હરદામ
|
ધ્રુભટદેવ
|
ભર્તૃવડ્ઢ ૨ જો

છેવટમાં આ ત્રીજા ગ્રંથની અંતે ત્રણ જુદીજુદી અનુક્રમણિકાઓ આપેલ છે જેમાં પહેલી ભૌગોલિક નામોની, બીજી વિશેષ નામોની, અને ત્રીજી પારિભાષિક શબ્દોની છે. આવી અનુક્રમણિકા દરેક ગ્રંથને અંતે તે તે ગ્રંથની જુદી આપવા કરતાં ત્રણે ગ્રંથની સાથે આપવાથી સંશોધકને વધુ સરલતા થાય અને દરેક બાબત સંબંધી બધી હકીકત એક સામટી મળી શકે એ આશયથી આ ગોઠવણ ચાલુ રાખી છે. મતલબ સંગ્રહનો ઉપયોગ કરનારાઓની બનતી સગવડતા સાચવવાની શુદ્ધ બુદ્ધિથી સંકલના કરી છે અને આશા છે કે તેવા જ સદ્‌ભાવથી જનસમાજ આ રજૂ કરેલ સામગ્રી સ્વીકારી ઉપકૃત કરશે—અસ્તુ.

વિ. સં. ૧૯૯૮ ચૈત્ર સુદિ ૧૪. આચાર્ય ગિ. વ.

# સંગ્રહીત લેખોની અનુક્રમણિકા

## વાઘેલા વંશી

| અનુક્રમ નં. | લેખની વિગત | સાલ | કયાં પ્રસિદ્ધ? | હાલ કયાં છે? | પાનું |
|---|---|---|---|---|---|
| ૨૦૬ | આબુ ઉપર દેલવાડાનો વીરધવલના સમયનો | વિ. સં. ૧૨૬૭<br>ફા. વ. ૧૦ | પ્રા. સં. ઇ.<br>ભા. પા. ૧૭૪ | દેલવાડા | ૩ |
| ૨૦૭ | ગિરનારના લેખો નં. ૧ | વિ. સં. ૧૨૮૮<br>ફા. સુ. ૧૦ | રી. લી. ઓ. રી.<br>બો. પા. ૩૨૮ | ગિરનાર | ૧૪ |
| ૨૦૮ | „ નં. ૨ | વિ. સં. ૧૨૮૮ | „ ૩૩૧ | „ | ૧૯ |
| ૨૦૯ | „ નં. ૩ | „ „<br>ફા. સુ. ૧૦ | „ ૩૩૩ | „ | ૨૩ |
| ૨૧૦ | „ નં. ૪ | „ | „ ૩૩૭ | „ | ૨૮ |
| ૨૧૧ | „ નં. ૫ | „ | „ ૩૪૧ | „ | ૩૨ |
| ૨૧૨ | „ નં. ૬ | „ | „ ૩૪૪ | „ | ૩૭ |
| ૨૧૩ | „ નં. ૨૩ | વિ. સં. ૧૩૦૫<br>વૈ. સુ. ૩ | „ ૩૫૮ | „ | ૪૨ |
| ૨૧૪ | વીસલદેવનો અમદાવાદમાંનો | વિ. સં. ૧૩૦૮<br>ઇ. સ. ૧૨૫૧ | એ. ઇ. વૉ. ૫<br>પા. ૧૦૨ | અમદાવાદ ભદ્ર | ૪૩ |
| ૨૧૫ | શ્રી વૈદ્યનાથ પ્રશસ્તિ ડભોઈ | વિ. સં. ૧૩૧૧<br>જ્યે. સુ. ૧૫<br>ઇ. સ. ૧૨૫(૩) | એ. ઇ. વૉ. ૧<br>પા. ૨૦ | ડભોઇ | ૪૫ |
| ૨૧૬ | વીસલદેવના સમયનું દાનપત્ર | વિ. સં. ૧૩૧૭<br>જ્યે. વ. ૪<br>ઇ. સ. ૧૨૬૧ | ઇ. એ. વૉ. ૬<br>પા. ૨૧૦ | ... | ૫૪ |
| ૨૧૭ | અર્જુનદેવનું દાનપત્ર | વિ. સં. ૧૩૨૦<br>આષાઢ વ. ૧૩<br>હી. સં. ૬૬૨<br>વ. સં. ૯૫૪<br>સિં. સં. ૧૫૧<br>ઇ. સ. ૧૨૬૪ | ઇ. એ. વૉ. ૧૧<br>પા. ૨૪૧ | વેરાવળ<br>હરસદ માતાના મંદિરમાં | ૫૮ |
| ૨૧૮ | વીસલદેવના રાજકવિ નાનાકની પ્રશસ્તિ પહેલી | (વિ.સં.૧૩૨૮) | ઇ. એ. વૉ. ૧૧<br>પા. ૯૮–૧૦૮ | કોડીનાર | ૬૪ |
| ૨૧૯ | „ બીજી | વિ. સં. ૧૩૨૮ | „ | „ | ૭૩ |
| ૨૨૦ | સારંગદેવનો કચ્છમાં ખોખરા ગામના પાળીયા ઉપરનો | વિ. સં. ૧૩૩૨<br>માર્ગ. સુ. ૧૧<br>ઇ. સ. ૧૨૭૫ | ઇ. એ. વૉ. ૨૧<br>પા. ૨૭૬ | ખોખરા કચ્છ | ૭૭ |
| ૨૨૧ | સારંગદેવનો બ્રિટિશ મ્યુઝિયમનો | વિ. સં. ૧૩૩૫<br>વૈ. સુ. ૫<br>ઇ. સ. ૧૨૭૯ | કીલ્હોર્ન લીસ્ટ<br>એ. ઇ. વૉ. ૫<br>એપેન્ડિક્સ<br>નં. ૨૩૭ | બ્રિ. મ્યુ. | ૭૮ |

| અનુક્રમ નં. | લેખની વિગત | સાલ | ક્યાં પ્રસિદ્ધ ? | હાલ ક્યાં છે? | પાનું |
|---|---|---|---|---|---|
| ૨૨૨ | સારંગદેવના સમયની સિન્ટ્રામાં દેવપટ્ટન પ્રશસ્તિ | વિ. સં. ૧૩૪૩ માઘ સુ. ૫ | એ. ઇ. વૉ. ૧ પા. ૨૭૧ | સિન્ટ્રા | ૭૯ |
| ૨૨૩ | સારંગદેવનો અનાવડામાંનો | વિ. સં. ૧૩૪૮ આષાઢ સુ. ૧૩ | ઇ. એ. વૉ. ૪૧ પા. ૨૦ | અનાવડા વહીવટદાર કચેરી | ૮૮ |
| ૨૨૪ | ખંભાતમાં ચિન્તામણિ પાર્શ્વનાથનો | વિ. સં. ૧૩૫૨ | પ્રા. સં. ઇ. ભા. પા. ૨૨૭ | તેજ મંદિરમાં | ૯૧ |
| ૨૨૫ | સારંગદેવના સમયનો વંથળી (સોરઠ)માંથી મળેલો | વિ. સં. ૧૩૪૬? | એ. ઓ. ભાં. ઇ. વૉ. ૫ પા. ૧૭૧ | વૉટસન મ્યુઝિયમ રાજકોટ | ૯૭ |
| ૨૨૬ | ખંભાતમાંથી ઉપલબ્ધ | ... | પ્રા. સં. ઇ. ભા. પા. ૨૧૪ | ખંભાત કુન્તનાથમંદિર | ૧૦૨ |

## પરચુરણ લેખો

| અનુક્રમ નં. | લેખની વિગત | સાલ | ક્યાં પ્રસિદ્ધ ? | હાલ ક્યાં છે? | પાનું |
|---|---|---|---|---|---|
| ૨૨૭ | મોરબીનું જાઇકદેવનું તામ્રપત્ર બીજું | સં. ૫૮૫ ફા. સુ. ૫ | ઇ. એ. વૉ. ૨ પા. ૨૫૭ | મોરબી | ૩ |
| ૨૨૮ | સુનાવકલાનાં સંગમસિંહનાં પતરાં | ક. સં. ૨૯૨ કા. સુ. ૧૫ ઇ. સ. ૫૪૦-૪૧ | એ. ઇ. વૉ. ૧૦ પા. ૭૨ | ... | ૬ |
| ૨૨૯ | વળાનાં ગારુલક વરાહદાસ બીજાનાં તામ્રપત્રો | ગુ. સં. ૨૩૦ ઇ. સ. ૫૪૯ | અપ્રસિદ્ધ | વળા | ૯ ફરી વિસ્તારપૂર્વક ૨૨૦ |
| ૨૩૦ | પાલીતાણાનાં સિંહાદિત્યનાં પતરાં | સં. ૨૫૫ આશ્વિન સુ. ૧૩ | એ. ઇ. વૉ. ૧૧ પા. ૧૬ | ... | ૧૦ |
| ૨૩૧ | બગુમ્રાનું નિકુમ્ભલ્લશક્તિનું દાનપત્ર | ચે. સં. ૪૦૬ ભાદ્ર. સુ. ૧૫ ઇ. સ. ૬૫૪-૫૫ | ઇ. એ. વૉ. ૧૮ પા. ૨૬૫ | બ્રિટિશ મ્યુઝિયમ | ૧૩ |
| ૨૩૨ | સંખેડાના નિરિહુલ્લકના સેનાપતિ શાન્તિલ્લનું દાનપત્ર | ઇ. સ. ૫૯૭થી ૬૧૧ સુધીમાં | એ. ઇ. વૉ. ૨ પા. ૨૧ | ... | ૧૮ |
| ૨૩૩ | ધીનકીનું જાઇકદેવનું દાનપત્ર | વિ. સં. ૭૯૪ કા. સુ. ૧૫ | ઇ. એ. વૉ. ૧૨ પા. ૧૫૧ | ... | ૨૧ |
| ૨૩૪ | ઉનાનાં મહેન્દ્રપાલના સમયનાં બલવર્મનનાં તામ્રપત્રો | વ. સં. ૫૭૪ માઘ સુ. ૬ ઇ. સ. ૮૯૩ | એ. ઇ. વૉ. ૯ પા. ૧ | ... | ૨૪ |
| ૨૩૫ | ઉનાનાં મહેન્દ્રપાલના સમયનાં અવનિવર્મન્ બીજાનાં તામ્રપત્રો | વિ. સં. ૯૫૬ માઘ સુ. ૬ | એ. ઇ. વૉ. ૯ પા. ૨ | ... | ૨૮ |
| ૨૩૬ | વઢવાણના ધરણીવરાહનું દાનપત્ર | શ. સં. ૮૩૬ પોષ સુ. ૪ | ઇ. એ. વૉ. ૧૨ પા. ૧૯૦ | ... | ૩૫ |
| ૨૩૭ | હરસોલનાં પરમાર સીયકનાં બે દાનપત્રો | વિ. સં. ૧૦૦૫ માઘ વ. ૩૦ ઇ. સ. ૯૪૯ | એ. ઇ. વૉ. ૧૯ પા. ૨૩૬ | હરસોલ | ૪૦ |

| અનુક્રમનં. | લેખની વિગત | સાલ | ક્યાં પ્રસિદ્ધ? | હાલ ક્યાં છે? | પાનું |
|---|---|---|---|---|---|
| ૨૩૮ | પરમાર સીયકનું તામ્રપત્ર બીજું | વિ. સં. ૧૦૨૬ આશ્વિ. વ. ૧૫ ઇ. સ. ૯૭૦ | એ. ઇ. વૉ. ૧૯ પા. ૧૭૭ | ... | ૪૯ |
| ૨૩૯ | સુરતનાં ચૌલુક્ય ત્રિલોચનપાલનાં તામ્રપત્રો | શ. સં. ૯૭૨ ઇ. સ. ૧૦૫૦ | ઇ. એ. વૉ. ૧૨ પા. ૧૯૬ | સુરત | ૫૧ |
| ૨૪૦ | ઉત્તર ગુજરાતમાંથી ઉપલબ્ધ લેખો નં. ૯ | વિ. સં. ૧૨૧૧ વૈ. સુ. ૫ | એ. ઇ. વૉ. ૨ પા. ૨૮ | ... | ૫૮ |
| ૨૪૧ | ,, નં. ૧૦ | વિ. સં. ૧૨૧૭ કા. સુ. ૧૦ | ,, ,, | ... | ૫૯ |
| ૨૪૨ | ,, નં. ૧૨ | વિ. સં. ૧૨૫૯ કા. સુ. ૧ | ,, ,, | ... | ૬૦ |
| ૨૪૩ | ટિમાણાનાં મેહર જગમલનાં તામ્રપત્રો | વિ. સં. ૧૨૬૪ આ. સુ. ૨ ઇ. સ. ૧૨૦૭ | ઇ. એ. વૉ. ૧૧ પા. ૩૩૭ | ... | ૬૧ |
| ૨૪૪ | ઉત્તર ગુજરાતમાંથી ઉપલબ્ધ લેખો નં. ૧૩ | વિ. સં. ૧૨૬૯ | એ. ઇ. વૉ. ૨ પા. ૨૯ | ... | ૬૭ |
| ૨૪૫ | જાફરાબાદ પાસે શિયાળ બેટના ખેતરમાંનો ૧ લો | વિ. સં. ૧૨૭૨ જ્યે. વ. ૨ | રી. લી. ઍ. રી. બો. પા. ૨૫૩ | ... | ૬૭ |
| ૨૪૬ | ઉત્તર ગુજરાતમાંથી ઉપલબ્ધ લેખો નં. ૧૧ | વિ. સં. ૧૨૮૨ પો. સુ. ૪ | એ. ઇ. વૉ. ૨ પા. ૨૮ | ... | ૬૮ |
| ૨૪૭ | વેલાણા (માંગરોળ)માંના કામનાથના ઓરસ ઉપરનો | વિ. સં. ૯૧૧ ઇ. સ. ૧૨૩૦ | ભા. પ્રા. શો. સં. પા. ૬૬ | વેલાણા | ૬૮ |
| ૨૪૮ | ઉત્તર ગુજરાતના ઉપલબ્ધ લેખો નં. ૪ | વિ. સં. ૧(૨)૯૫ પો. વ. ૮ | એ. ઇ. વૉ. ૨ પા. ૨૪ | ... | ૬૯ |
| ૨૪૯ | ,, નં. ૧૪ | વિ. સં. ૧૨૯૫ વૈ. સુ. ૧૩ | એ. ઇ. વૉ. ૨ પા. ૨૯ | ... | ૬૯ |
| ૨૫૦ | જાફરાબાદ પાસે શિયાળ બેટના ખેતરમાંનો બીજો | વિ. સં. ૧૩૦૦ વૈ. વ. ૧૧ | રી. લી. ઍ. રી. બો. પા. ૨૫૩ | તેજ સ્થળે | ૭૦ |
| ૨૫૧ | ,, ત્રીજો | વિ. સં. ૧૩૧૫ ફા. વ. ૭ | ,, ,, | ... | ૭૦ |
| ૨૫૨ | આબુ ઉપર અચલેશ્વર ગામના તેજ નામના મહાદેવના મંદિરમાંનો | વિ. સં. ૧૩૪૨ માર્ગ. સુ. ૧ ઇ. સ. ૧૨૮૬ | ભા. પ્રા. શો. સં. પા. ૩૦ | ... | ૭૧ |
| ૨૫૩ | જાફરાબાદ પાસે શિયાળ બેટના ખેતરમાંનો ચોથો | વિ. સં. ૧૩૪૩ માઘ સુ. ૧૦ | રી. લી. ઍ. રી. બો. પા. ૨૫૩ | ... | ૮૨ |
| ૨૫૪ | વઢવાણમાં માધવવાવનો | વિ. સં. ૧૩૫૦ કા. વ. ૮ ઇ. સ. ૧૨૯૬ | ,, ,, ૨૪૧ | ... | ૮૨ |

| અનુક્રમ નં. | લેખની વિગત | સાલ | ક્યાં પ્રસિદ્ધ? | હાલ ક્યાં છે? | પાનું |
|---|---|---|---|---|---|
| ૨૫૫ | ઉત્તર ગુજરાતમાંથી ઉપલબ્ધ લેખો નં. ૨૭ | વિ. સં. ૧૩૫૬ ચૈત્ર વ. ૧૧ | એ. ઇ. વૉ. ૨ પા. ૩૩ | ... | ૮૩ |
| ૨૫૬ | હાથસણીગાંનો મેહર રાજા ડૂપકનો | વિ. સં. ૧૩૮૬ આ. ૭ | ઇ. એ. વૉ. ૧૫ પા. ૩૬૦ | ... | ૮૪ |
| ૨૫૭ | બળાયાંની પુષ્યેણની માટીની સીલ | | ઇ. એ. વૉ. ૩૮ પા. ૧૪૫ | ... | ૮૮ |

## પુરવણીના લેખો

| અનુક્રમ નં. | લેખની વિગત | સાલ | ક્યાં પ્રસિદ્ધ? | હાલ ક્યાં છે? | પાનું |
|---|---|---|---|---|---|
| ૬ અ | જૂનાગઢમાંથી મળેલો જીવદામન પહેલાનો | શ. સં. ૧૦(૦) | એ. ઇ. વૉ. ૧૮ પા. ૩૩૯ | બહાદુર ખાનજી મ્યુઝિયમ | ૯૧ |
| ૨૬ અ | ધ્રુવસેન ૧ લાનું અપ્રસિદ્ધ દાનપત્ર | શ. સં. ૨(૦૬) | એ. ઇ. વૉ. ૧૯ પા. ૩૦૨ | ... | ૯૩ |
| ૪૪ | બંટીઆનાં ધરસેન ૨ જાનાં પતરાં | ગુ. સં. ૨૫૭ વૈ. વ. ૧૫ ઇ. સ. ૫૭૩ | એ. ઇ. વૉ. ૨૧ પા. ૧૭૯ | ... | ૯૫ વિસ્તારપૂર્વક ફરીથી |
| ૪૪ બ | ધરસેન ૨ જાનું દાનપત્ર | ગુ. સં. ૨૫૨ વૈ. વ. ૧૫ | ઇ. એ. વૉ. ૮ પા. ૩૦૧ | ... | ૯૭ |
| ૫૬ | વળામાંથી મળેલાં શીલાદિત્ય ૧ લાનાં તામ્રપત્રો | ગુ. સં. ૨૮૭ કા. વ. ૭ | જ. યુ. બો. વૉ. ૩ પાર્ટ ૧ લો પા. ૮૦ | ... | ૧૦૦ વિસ્તારપૂર્વક ફરીથી |
| ૫૮ | વળામાંથી મળેલાં શીલાદિત્ય ૧ લાનાં તામ્રપત્રો | ગુ. સં. ૨૯૦ ભા. સુ. ૧૦ | જ. યુ. બો. વૉ. ૩ પાર્ટ ૧ લો પા. ૮૫ | ... | ૧૦૨ વિસ્તારપૂર્વક ફરીથી |
| ૫૯ | ,, ,, | ગુ. સં. ૨૯૦ ભા. વ. ૭ | ,, પા. ૮૨ | ... | ૧૦૩ વિસ્તારપૂર્વક ફરીથી |
| ૫૯ અ | ભદ્રેણિયકનું શીલાદિત્ય ૧ લાનું દાનપત્ર | ગુ. સં. ૨૯૨ ચૈ. સુ. ૧૪ ઇ.સ. ૬૧૦-૧૧ | એ. ઇ. વૉ. ૨૧ પા. ૧૧૬ | પ્રિન્સ ઑફ વેલ્સ મ્યુઝિયમ | ૧૦૫ |
| ૬૬ | વળામાંથી મળેલાં ધ્રુવસેન ૨ જાનાં તામ્રપત્રો | ગુ. સં. ૩૧૯ જ્યે. સુ. ૭ ઇ. સ. ૬૩૮ | જ. યુ. બો. વૉ. ૩ પાર્ટ ૧ પા. ૮૮ | ... | ૧૦૯ વિસ્તારપૂર્વક ફરીથી |
| ૯૨ | જેસરનાં શીલાદિત્ય ૩ જાનાં પતરાં | ગુ. સં. ૩૫૭ પૈ. વ. ૪ ઇ.સ.૬૭૫-૭૬ | એ. ઇ. વૉ. ૨૨ પા. ૧૧૪ | ... | ૧૧૧ વિસ્તારપૂર્વક ફરીથી |
| ૧૨૫ અ | ડભોઇનાં ગુ. રાષ્ટ્રકૂટ ગોવિંદ ૩ જાનાં પતરાં | શ. સં. ૭૩૯ વૈ. વ. ૭ | અપ્રસિદ્ધ | પ્રિન્સ ઑફ વેલ્સ મ્યુઝિયમ | ૧૧૫ |
| ૧૨૫ બ | સુરતનાં કર્કરાજ સુવર્ણવર્ષનાં તામ્રપત્રો | શ. સં. ૭૪૩ વૈ. સુ. ૧૫ ઇ. સ. ૮૨૧ | એ. ઇ. વૉ. ૨૧ પા. ૧૩૩ | ... | ૧૨૦ |

| અનુક્રમ નં. | લેખની વિગત | સાલ | ક્યાં પ્રસિદ્ધ? | હાલ ક્યાં છે? | પાનું |
|---|---|---|---|---|---|
| ૧૨૫ ક | બ્રાહ્મણપલ્લિનું ૬૬ સુવર્ણ વર્ષનું દાનપત્ર | શ. સં. ૭૪૬ વૈ. સુ. ૧૫ | એ. ઇ. વૉ. ૨૨ પા. ૭૭ | વડોદરા ઓરિયેન્ટલ ઇન્સ્ટીટ્યુટ | ૧૩૪ |
| ૧૩૦ અ | ગુજરાત શાખાના રાષ્ટ્રકૂટ ધ્રુવ ૨ જાનું નવું દાનપત્ર | શ. સં. ૮૦૬ માર્ગ. સુ. ૨ ઇ. સ. ૮૮૪ | એ. ઇ. વૉ. ૨૨ પા. ૬૪ | પ્રિન્સ ઑફ વેલ્સ મ્યુઝિયમ | ૧૪૭ |
| ૧૩૬ અ | ચાલુક્ય ચામુણ્ડરાજનાં તામ્રપત્રો | વિ. સં. ૧૦૩૩ માર્ગ. વ. ૯ | અપ્રસિદ્ધ | ... | ૧૫૪ |
| ૧૪૦ અ | પાલણપુરનાં ભીમદેવનાં તામ્રપત્રો | વિ. સં. ૧૧૨૦ પૌ. સુ. ૧૫ | એ. ઇ. વૉ. ૨૧ પા. ૧૭૧ | ... | ૧૫૬ |
| ૧૪૪ અ | ઉજ્જનનો જયસિંહનો શિલાલેખ | વિ. સં. ૧૧૯૫ જ્યે. વ. ૧૪ | ઇ. એ. વૉ. ૪૨ પા. ૨૫૮ | ... | ૧૫૯ |
| ૧૪૪ બ | કચ્છમાં ભદ્રેશ્વર પાસે ચોખણ્ડા મહાદેવમાંનો | વિ. સં. ૧૧૯૫ આ. સુ. ૧૦ | આ. રી. વે. સ. નં. ૨ એપેન્ડિક્સ નં. ૫૬ | ... | ૧૬૦ |
| ૧૪૪ ક | દોહદનો ચાલુક્ય જયસિંહનો શિલાલેખ | વિ. સં. ૧૧૯૬-૧૨૦૨ | ઇ. એ. વૉ. ૧૦ પા. ૧૫૮ | ... | ૧૬૧ |
| ૧૪૪ ડ | ગાળાનો કુમારપાળનો શિલાલેખ | વિ. સં. ૧૨૦(૧) | પુના ઓરિયેન્ટ લિસ્ટ વૉ. ૧ નં. ૨ પા. ૪૦ | ... | ૧૬૪ |
| ૧૪૮ અ | પાલીનો કુમારપાળનો શિલાલેખ | વિ. સં. ૧૨૦૯ જ્યે. વ. ૪ ઇ. સ. ૧૧૫૨ | ,, પા. ૪૧ | પાલી સોમનાથ મંદિર | ૧૬૬ |
| ૧૪૮ બ | ભાટુન્ડાનો કુમારપાળનો શિલાલેખ | વિ. સં. ૧૨૧૦ જ્યે. સુ. ૬ ઇ. સ. ૧૧૫૪ | ,, પા. ૪૩ | તે જ સ્થળે | ૧૬૭ |
| ૧૪૮ ક | નાડોલનું કુમારપાલના સમયનું તામ્રપત્ર | વિ. સં. ૧૨૧૩ માર્ગ. વ. ૧૦ | ઇ. એ. વૉ. ૪૧ પા. ૨૦૨ | નાડોલ ગામના પંચ પાસે | ૧૬૮ |
| ૧૪૯ અ | બાલીનો કુમારપાલનો શિલાલેખ | વિ. સં. ૧૨૧૬ શ્રા. વ. ૧ ઇ. સ. ૧૧૬૦ | પુના ઓરિયેન્ટલિસ્ટ વૉ. ૧ નં. ૨ પા. ૪૪ | બાલી બોલમાતાના મંદિરમાં | ૧૭૦ |
| ૧૪૯ બ | કિરાડુનો કુમારપાળનો શિલાલેખ | વિ. સં. ૧૨૧૮ આશ્વિ. સુ. ૧ ઇ. સ. ૧૧૬૨ | પુના ઓરિયેન્ટલિસ્ટ વૉ. ૧ નં. ૨ પા. ૪૭ | કિરાડુ શિવમંદિર | ૧૭૩ |
| ૧૫૫ અ | રતનપુરનો કુમારપાલના સમયનો શિલાલેખ | ઇ. સ. ૧૧૪૩-૭૪ સુધીમાં | ભા. પ્રા. સં. ઇ. પા. ૨૦૫ | રતનપુરમાં શિવમન્દિરમાં | ૧૭૭ |
| ૧૫૫ બ | પ્રાચીનો કુમારપાળનો શિલાલેખ | ... | પુના ઓરિયેન્ટલ લિસ્ટ વૉ. ૧ નં. ૪ પા. ૩૮ | પ્રાચી ભીમનું મંદિર | ૧૮૦ |

| અનુક્રમ નં. | લેખની વિગત | સાલ | ક્યાં પ્રસિદ્ધ? | હાલ ક્યાં છે? | પાનું |
|---|---|---|---|---|---|
| ૧૫૭ અ | ઉંઝાનો અજયપાળનો શિલાલેખ | વિ. સં. ૧૨૩૧ ચૈ. વ. ૧૧ | પુના ઓરિયેન્ટા લિસ્ટ વૉ. ૧ નં. ૪ પા. ૪૦ | ઉંઝા ઠે. લેશ્વર મહાદેવમાં | ૧૮૨ |
| ૧૫૭ બ | મૂળરાજ બીજાનું દાનપત્ર | વિ. સં. ૧૨૩૨ ચૈ. સુ. ૧૧ | બુદ્ધિપ્રકાશ એ. જુન ૧૯૩૮ પા. ૧૬૩ | ... | ૧૮૩ |
| ૧૫૭ ક | કિરાડુનો ભીમ ૨ જાનો શિલાલેખ | વિ. સં. ૧૨૩૫ | પુના ઓરિયેન્ટા લિસ્ટ વૉ. ૧ નં. ૪ પા. ૪૧ | તે જ સ્થળે | ૧૮૭ |
| ૧૫૭ ડ | ગાળાનો ભીમનો શિલાલેખ | વિ. સં. ૧૨૪૯ | અપ્રસિદ્ધ | ... | ૧૯૦ |
| ૧૫૭ ઇ | ગિરનારનો ભીમ ૨ જાનો શિલાલેખ | વિ. સં. ૧૨૫૬ જ્યે. સુ. ૧૩ | પુના ઓરિયેન્ટા લિસ્ટ વૉ. ૧ નં. ૪ પા. ૪૫ | ગિરનાર | ૧૯૧ |
| ૧૫૮ અ | સોમનાથ પાટણનો ભીમ ૨ જાનો શિલાલેખ | વિ. સં. ૧૨૫(×) | પુના ઓરિયેન્ટા લિસ્ટ વૉ. ૨ નં. ૪ પા. ૨૨૨ | વેરાવળ ફોજદારી ઉતારામાં | ૧૯૩ |
| ૧૪૩ અ | સિદ્ધરાજ જયસિંહનું દાનપત્ર | વિ. સં. ૧૧૮૪ ચૈ. સુ. ૧૫ | અપ્રસિદ્ધ | વામજના પટેલ પ્રહ્લાદ આત્મારામ | ૧૯૬ |
| ૧૪૩ બ | ,, | વિ. સં. ૧૧૯૩ ફા. વ. ૭ | ,, | ,, | ૧૯૮ |
| ૧૪૪ ઇ | કુમારપાળનું દાનપત્ર | વિ. સં. ૧૨૦૧ પૌ. સુ. ૨ | ,, | ,, | ૧૯૯ |
| ૨૧૪ અ | અચોક્સ રાજાનું દાનપત્ર | ... | ,, | ,, | ૨૦૧ |
| ૨૧૫ અ | પોરબંદરનો વીસળદેવનો શિલાલેખ | વિ. સં. ૧૩૧૫ આ. સુ. ૫ | પુના ઓરિયેન્ટા લિસ્ટ વૉ. ૨ નં. ૪ પા. ૨૨૫ | મોટી માંડવીમાં કેદારનાથની દુકાન પાસે | ૨૦૨ |
| ૨૧૬ અ | કાંટેલાનો અર્જુનદેવનો શિલાલેખ | વિ. સં. ૧૩૨૦ જ્યે. સુ. ૪ ઇ. સ. ૧૨૬૪ | ,, પા. ૨૨૭ | કાંટેલા રેવતી કુંડ પાસે મહાકાલેશ્વરના મંદિરમાં | ૨૦૪ |
| ૧૬૪ | ભરાણાનો અર્જુનદેવનો શિલાલેખ | વિ. સં. ૧૩૨(૯) | ,, પા. ૨૩૨ | નવાનગર તાબે ખંભાળિયાના ભરાણા ગામમાં ગણપતિની મૂર્તિની બેસણી ઉપર | ૨૦૮ વિસ્તારપૂર્વક ફરીથી |
| ૨૧૯ અ | કચ્છ તાબે રવમાંનો શિલાલેખ | વિ. સં. ૧૩૨૮ શ્રા. સુ. ૨ | પુના ઓરિયેન્ટા લિસ્ટ વૉ. ૩ નં. ૧ પા. ૨૦ | ... | ૨૦૯ |

| અનુક્રમનં. | લેખની વિગત | સાલ | ક્યાં પ્રસિદ્ધ? | હાલ ક્યાં છે? | પાનું |
|---|---|---|---|---|---|
| ૨૧૯ બ | ગિરનારમાંનો અર્જુનદેવનો શિલાલેખ | વિ. સં. ૧૩૩૦ વૈ. સુ. ૧૫ ઇ. સ. ૧૨૭૪ | પુના ઓરિયેન્ટા લિસ્ટ વૉ. ૩ નં. ૧ પા. ૨૧ | ગિરનારમાં નેમિનાથના મંદિરમાં ગભુ-ધર મંડપમાં | ૨૧૦ |
| ૨૨૦ અ | આમરણનો સારંગદેવનો શિલાલેખ | વિ. સં. ૧૩૩૩ જ્યે. સુ. ૫ | પુના ઓરિયેન્ટા લિસ્ટ વૉ. ૩ નં. ૧ પા ૨૩ | આમરણના દરબાર ગઢમાં | ૨૧૧ |
| ૨૨૨ અ | વંથળીનો સારંગદેવનો શિલાલેખ | વિ. સં. ૧૩૪૬ વૈ. વ. ૬ ઇ. સ. ૧૨૯૦ | ,, પા. ૨૮ | ... | ૨૧૩ |
| ૨૨૩ અ | આબુ ઉપર વિમલવસહિમાંનો સારંગદેવનો શિલાલેખ | વિ. સં. ૧૩૫૦ મા. સુ. ૧ | પુના ઓરિયેન્ટા લિસ્ટ વૉ. ૩ નં. ૨ પા. ૬૯ | ... | ૨૧૫ |
| ૨૨૫ અ | કચ્છમાંનો સારંગદેવનો લેખ | ... | પુના ઓરિયેન્ટા લિસ્ટ વૉ. ૩ નં. ૧ પા. ૨૨ | ... | ૨૧૮ |
| ૨૨૫ બ | માંગરોળનો કર્ણ ૨ જાનો શિલાલેખ | વિ. સં. ૧૩૫(×) | પુના ઓરિયેન્ટા લિસ્ટ વૉ. ૩ નં. ૨ પા. ૭૩ | માંગરોળ જુમા મસ્જીદની બહાર | ૨૧૯ |
| ૨૨૯ | વળામાંથી મળેલું ગારુલક વરાહદાસનું દાનપત્ર | ગુ. સં. ૨૩૦ મા. સુ. ૨ ઇ. સ. ૫૪૯ | જ. યુ. બો. વૉ. ૩ પાર્ટ ૧ લો પા. ૭૭ | | ૨૨૦ વિસ્તારપૂર્વક ફરીથી |
| ૨૩૦ અ | સંખેડાનાં બુદ્ધરાજનાં તામ્રપત્રો | ક. સં. ૩૬૧ ઇ.સ.૬૦૯-૧૦ | એ. ઇ. વૉ. ૬ પા. ૨૯૪ | તેજ ગામના પટેલ પાસે | ૨૨૩ |
| ૨૩૩ અ | હાંસોટનાં ચાહમાન ભર્તૃવડ્ડનાં તામ્રપત્રો | વિ. સં. ૮૧૩ ઇ. સ. ૭૫૬ | એ. ઇ. વૉ. ૧૨ પા. ૧૯૭ | હાંસોટના શુક્લ દલપતરામ | ૨૨૯ |
| ૨૩૮ અ | બીજાપુરનો હસ્તિકુંડિના ધવલનો લેખ | વિ. સં. ૧૦૫૩ | એ. ઇ. વૉ. ૧૦ પા. ૧૭ | રાજપુતાના મ્યુઝિયમ અજમેર | ૨૩૭ |
| ૨૩૮ બ | તિલકવાડાનાં પરમાર ભોજના સમયનાં તામ્રપત્રો | વિ. સં. ૧૧૦૩ માર્ગ. પર્વણિ | પ્રોસિડિંગ્સ ઓરિયેન્ટલ કૉન્ફરન્સ પુના પા. ૩૧૯ | ... | ૨૪૬ |
| ૨૩૯ અ | સોમનાથ પાટણનો સિદ્ધરાજ જયસિંહનો શિલાલેખ | વિ. સં. ૧૧૭૬ ચૈ. સુ. ૧૪ | એ.ભા.ઓ.રી. ઇ. વો. ૫ પા. ૧૬૯ | પ્રિન્સ ઑફ વેલ્સ મ્યુઝિયમ મુંબઈ | ૨૫૦ |
| ૨૩૯ ક | આબુ ઉપર વિમલના મંદિરમાંનો | વિ. સં. ૧૨૦૧ | વો. ન્યુ. રબિંગ ઉપરથી | ... | ૨૫૧ |

| અનુક્રમ નં. | લેખની વિગત | સાલ | ક્યાં પ્રસિદ્ધ ? | હાલ ક્યાં છે ? | પાનું |
|---|---|---|---|---|---|
| ૨૪૧ અ | મારવાડના ચાહમાનના લેખો નં: ૧૯ | વિ. સં. ૧૨૨૧ ૧૨૪૨, ૧૨૫૬ ૧૨૫૮ | એ. ઇ. વૉ. ૧૧ પા. ૫૪ | જોધપુર તાબે જાલોરની મસીદમાં | ૨૫૨ |
| ૨૪૧ બ | ,, નં. ૧૪ | વિ. સં. ૧૨૨૮ માર્ગ. સુ. ૧૬ | ,, | ... | ૨૫૩ |
| ૨૪૧ ક | ગિરનાર કુમકના વંડામાં ઝાડ નીચેની બેઠકની કોર ઉપરનો | સિં. સં. ૫૮ ઇ. સ. ૧૧૭૨ | રી. લી. એ. રી. બા. પ્રે. પા. ૩૫૭ (નં. ૨૦) | ગિરનાર | ૨૫૪ |
| ૨૫૦ અ | વેરાવળ હરસદ દેવીના મંદિરમાંનો શિલાલેખ | ગુ.વ.સં.૯૨૭ વિ. સં. ૧૨૦૨ | એ. ઇ. વૉ. ૨ પા. ૩૦૨ | તે જ મંદિરમાંની મૂર્તિની બેસણી ઉપર | ૨૫૪ |
| ૨૫૧ અ | ગિરનારના નેમિનાથના મંદિરના દરવાજા ઉપરનો | વિ. સં. ૧૩૩૩ જ્યે. વ. ૧૪ | રી. લી. એ. રી. બો.પ્રે. પા. ૩૫૩ (નં. ૧૦) | ગિરનાર | ૨૫૭ |
| ૨૫૧ બ | ,, પૂર્વબાજુએ | વિ. સં. ૧૩૩૫ ચૈ. સુ. ૮ | પા. ૩૫૩ (નં. ૯ બી) | ,, | ૨૫૮ |
| ૨૫૧ ક | ,, | વિ. સં. ૧૩૩૯ જ્યે. સુ. ૯ | ,, પા. ૩૫૨ (નં. ૯) | ,, | ૨૫૮ |

# વાઘેલા વંશના લેખો

નં૦ ૨૦૬

## આબુગિરિ ઉપર દેલવાડાના રાજા વીરધવલના સમયનો શિલાલેખ[1]

વિ. સં. ૧૨૬૭ ફાગણ વદ ૧૦ સોમવાર

આબુ પર્વત ઉપર એક ન્હાનાં દેલવાડાના ગામમાં શ્રી આદિનાથના મંદિરની જમણી બાજુની ધર્મશાળાની એક ભીંતમાં ચણી લીધેલા કાળા આરસના એક ટુકડા ઉપર આ લેખ કોતરેલો છે. તે પત્થરની સપાટીનું માપ ૩૯ ફૂટ×૩૧ ફૂટ છે, અને તેમાં સંસ્કૃત ભાષામાં લખેલા ૭૪ શ્લોકોની ૪૭ પંક્તિ છે. લિપિ હાલની દેવનાગરિ છે. પત્થર તથા લેખ બન્ને સુરક્ષિત છે. અણહિલવાડના રાજાઓના પ્રધાનો વસ્તુપાલ અને તેજપાલ નામના બે ભાઈઓએ આદિનાથના મંદિરમાં કેટલુંક સમારકામ તથા સુધારો કરાવ્યાનું લેખમાં લખ્યું છે. તે વખતે ગુજરાતના એક ભાગમાં રાજ્ય કરતા રાજા વીરધવલની વંશાવલી પણ આપી છે. તે સોલંકી વંશની વાઘેલા શાખાનો હતો. તેનો પિતા ગુજરાતના ભીમદેવ ૨ જાનો મુખ્ય પ્રધાન હતો. તેમાં પરમાર વંશના અમુક ૭ પુરુષોનાં નામ પણ આપ્યાં છે. તેમાંનો કૃષ્ણરાજ વીરધવલનો સમકાલીન અને યશોધવલ કુમારપાલનો સમકાલીન હોવાનું જણાય છે. બે જૈન પ્રધાનોએ બંધાવેલાં મોટાં સાર્વજનિક તથા ધાર્મિક બાંધકામોનું ફરીથી વર્ણન કર્યું છે. લેખની તારીખ, સંવત ૧૨૬૭ એટલે ઇ. સ. ૧૨૧૧ ની છે.

---

૧ પ્રા. સં. ઈ. પા. ૧૭૪

## अक्षरान्तर

१ ॐ०वंदे सरस्वतीं देवीं याति या कविमानसं नीयमाना निजेनेव यानमानसवा-
सिना १ यः शांतिमानण्यरु( णः ) प्रकोपे शांतोऽपि दीप्तःस्मरनिग्रहाय निमी
लिताक्षोऽपि समग्रदर्शी स वः शिवायास्तु शि-

२ वातनूजः २ अणहिपुरमास्ति स्वस्तिपात्रं प्रजानामजरजिद्रघुतुल्यैः पाल्यमानं
चुलुक्यैः चिरमतिरमणीनां यत्र वक्त्रे( क्रें )दुमंदीकृत इव सितपक्षप्रक्षयेप्यंधकारः
३ तत्र प्राग्वाटान्वयमुकुटं कुटजप्रसून-

३ विशदयशाः दानविनिर्जितकल्पद्रुमखंडश्चंडपः समभूत ४ चंडप्रसादसंज्ञः
स्वकुलप्रासादहेमदंडोऽस्य प्रसरत्कीर्तिपताकः पुण्यविपाकेन सूनुरभूत् ५ आत्म
गुणैः किरणैरिव सोमो रोमोद्गमं सतां कु-

४ र्वन् उदगादगाधमध्याद्दुग्धोदधिवांघवात्तस्मात् ६ तस्मादजनि जिनाधिनाथभक्ति
विभ्राणः स्वमनसि सम्वराजः तस्यासीद्दयिततमाकुमारदेवी देवीव त्रिपुररिपोः कुमा-
रमाता ७ तयोः प्रथमपु-

५ त्रोऽभून्मंत्रीलूणिगसंज्ञया दैवादवाप बालेपि सालोक्यं वासवेन सः ८ पूर्वमेव
सचिवः सकोविदैर्गण्यते स्म गुणवत्सु लूणिगः यस्य निस्तुषमतेर्मनीषयाधिकृत्तेव
धिषणस्य धीरपि ९ श्रीमल्लदेवश्री

६ तमल्लिदेवस्तस्यानुजो मंत्रिमतल्लिकोऽभूत् वभूव यस्यान्यधनांगनासु लुब्धा न बुद्धिः
शमलब्धबुद्धेः १० धर्मविधाने भुवनच्छि( छि )द्रपिधाने विभिन्नसंधाने
सृष्टिकृता न हि सृष्टः प्रातिमल्लो मल्लदेव-

७ स्य ११ नीलनीरदकदम्बकमुक्तश्वेतकेतुकिरणोद्धरणेन मल्लदेवयशसा गलहस्तो
हस्तिमल्लदशनांशुपु दत्तः १२ तस्यानुजो विजयते विजितेंद्रियस्य सारस्वतामृ-
तकृताद्भुतहर्षवर्षः श्रीवस्तु-

८ पाल इति भालतलस्थितानि दौःख्याक्षराणि सुकृती कृतीनां विलुपन् १३ विरयचति
वस्तुपालश्चुलुक्यसचिवेषु कविषु च प्रवरः न कदाचिदर्थहरणं श्रीकरणे काव्य-
करणे वा १४ तेजःपालः पालितस्वा-

९ मितेजः पुंजः सोयं राजते मंत्रिराजः दुर्वृत्तानां शंकनीयः कनीयानस्य भ्राता विश्व-
विश्रांतकीर्त्तिः १५ तेजःपालस्य विष्णोश्च कः स्वरूपं निरुपयेत् स्थितं जगत्त्रयीसूत्रं
यदियोदरकंदरे १६ जाल्हूमाकुसाकु-

१० वनदेवीसोहगावयजुकाख्याः पदमलदेवी चैषां क्रमादिमाः सप्त सौंदर्यः १७ एतेऽश्व-
राजपुत्रा दशरथपुत्रास्त एव चत्त्वारः किल पुनरवनावेकोदरवासलोभेन १८ अनु-
जन्मना समेतस्तेजःपा-

११ लेन वस्तुपालोयं मदयति कस्य न हृदयं मधुमासो माधवेनेव १९ पंथानमेको न कदापि गच्छेदिति स्मृतिप्रोक्तमिव स्मरंतौ सहोदरौ दुर्धरमोहचौरे संभूय धर्माध्वनि तौ प्रवृत्तौ २० इदं सदा सो-

१२ दरयोरुदेतु युगं युगव्यायतदोर्युगश्री( श्रि )युगे चतुर्थेप्यनृणेन येन कृतं कृतस्यागमनं युगस्य २१ मुक्तामयं शरीरं सोदरयोः सुचिरमेतयोरस्तु मुक्तामयं किलमहीवलयमिदं भाति यत्कीर्त्या २२ पा

१३ कोत्पत्तिनिमित्तौ यद्यपि पाणी तयोस्तथाप्येकः वामोभूदनयोर्न तु सोदरयोः कोऽपि दक्षिणयोः । २३ धर्म्मस्थानां किवामूर्वी सर्वतः कुर्वतामुना दत्तः पादो बलाद्दंघ्रियुगलेन कलेर्गले २४ इतश्चौलुक्यवीरा-

१४ णां वंशे शाखाविशेषकः अर्णोराज इति ख्यातो जातस्तेजोमयः पुमान् २५ तस्मादनंतरमनंतरितप्रतापः प्रापक्षितिं क्षतरिपुर्लवणप्रसादः । स्वर्गापगाजलवलक्षितशंखशुभ्रावभ्रामयस्य लवणाब्धिमतीत्य कीर्तिः

१५ २६ सुतस्तस्मादासीद्दशरथककुत्स्थप्रतिकृतेः प्रतिक्ष्मापालानां कवलितबलो वीरधवलः । यशः पूरे यस्य प्रसरति रतिक्लांतमनसामसाध्वीनां भग्नाऽभिसरणकलायां कुशलता २७ चौलुक्यः सुकृती स वीरधवलः क-

१६ र्णेजपानां जपं यः कर्णेपि चकार न प्रलपतामुद्दिश्य यौ मंत्रिणौ । आभ्यामभ्युदयातिरेकरुचिरं राज्यं स्वभर्तुः कृतं वाहानां निवहा घटाः करटिनां बद्धाश्च सौधाङ्गणे २८ तेन मंत्रीद्वयेनायं जानेजानूप्रवर्तिना व ( भ )

१७ मुर्भुजद्वयेनेव सुखमाश्लिष्यति श्रियं २९ इतश्च गौरीवरश्व( श्व )सुरभूधरससंभवोयमस्त्यर्बुदः ककुदमद्रिकदंबकस्यमंदाकिनीं घनजटे दधदुत्तमांगे यः श्यालकः शशिभृतोऽभिनयं करोति ३० क्वचिदिह विहरंतीर्वी-

१८ क्ष्यमाणस्य रामाः प्रसरति रतिरंतर्मोक्षमाकांक्षतोऽपि क्वचन मुनिभिरर्ध्यां पश्यतस्तीर्थवीर्थीं भवति भवविरक्ताधीरधीरात्मनोऽपि ३१ श्रेयः श्रेष्ठवशिष्ठहोमहु ( हु ) तभुक्कुंडान्मृतंडात्मजप्रद्योताधिकदेहदीधितिभ-

१९ रः कोप्याविरासीन्नरः । तं मत्वा परमारणैकरसिकं स व्याजहारश्रुतेराधारः परमार इत्यजनि तन्नामाथ तस्यान्वयः ३२ श्रीधूमराजः प्रथमं बभूव भूवासवस्तत्र नरेंद्रवंशे । भूर्मभृतो यः कृतवानभिज्ञानर ( प ) क्षद्वयोच्छे

२० दनवेदनासु ३३ धंधुकध्रुवभटादयस्ततस्ते रिपुद्विपघटाजितोभवत् । यत्कुलेऽजनि जगन्मनोरमो रामदेव इति कामदेवजित् ३४ रोदः कंदरवर्तिकीर्तिलहरीलिप्तामृतांशुद्युतेरप्रद्युम्नवशोयशोधवल इ-

२१ त्यासीत्तनूजस्ततः । यश्चौलुक्यकुमारपालनृपतिप्रत्यर्थिभावागतं मात्रासत्वसमं च मालवपतिं वल्लालमाछयवान् ३५ शत्रुश्रेणीगलविदलनोन्निद्रनिस्त्रिंशधारो धारावर्षः समजनि सुतस्तस्य विश्वप्रशस्यः ॥ क्रोधाक्रांतेप्य-

२२ धनवसुधानिश्चले यत्र जाताश्च्योतन्नेत्रोत्पलजलकणाः कौंकणाधीशपत्न्यः ३६ सोयं पुनर्दाशरथिः पृथिव्यामव्याहतौजाः स्फुटमुज्जगाम । मारीचवैरादिवयोऽधुनापि (स्वं) राज्यमव्यग्रमतिः करोति ३७ सामं-

२३ तसिंहसमितिक्षितिविक्षतौजाः श्रीगुर्जरक्षितिपरक्षणदक्षिणासिः । प्रल्हादनस्तदनुजो दनुजोत्तमारि चारित्रमत्र पुनरुज्वलयांचकार ३८ देवीसरोजासनसंभवा किं कामप्रदा किं सुरसौरभेयी प्रल्हादनाकारधरा-

२४ धरायामायातवत्येष न निश्चयो मे ३९ धारावर्षसुतोयं जयति श्रीसोमसिंहदेवो यः । पितृतः शौर्यं विद्यां पितृव्यकाद्दानमुभयतो जगृहे ४० मुक्ता (क्त्वा) विप्रकरानरातिनिकरान्निर्जित्य तत्किंचन प्रापत्संप्रति सोम ।

२५ सिंहनृपतिः सोमप्रकाशं यशः । येनोर्वीतलमुज्वलं रचयताप्युन्नाम्यतामीर्ष्यया सर्व्वेषामिह विद्विषां नहि मुखान्मालिन्यमुन्मूलितं ४१ वसुदेवस्येव सुतः श्रीकृष्णः कृष्णराजदेवोस्य मात्राधिकप्रतापो यशोद-

२६ (द)यासंश्रितो जयति ४२ इतश्च अन्वयेन विनयेन विद्यया विक्रमेण सुकृतक्रमेण च क्वापि कोऽपि न पुमानुपैति मे वस्तुपालसदृशो दृशोः प्रथि ॥ ४३ दयिता ललितादेवी सुनयमती तनयमापसाचिवेंद्रात् नाम्ना जयंत-

२७ सिंह जयंतमिंद्रात्पु(त्पु)लोमपुत्रीव ॥ ४४ ॥ यः शैशवे विनयवैरिणि देवधार्य्यं धत्ते नयं रुचि (तदा) यगणोदयं च । सोयं मनोभवपराभवजागरूकरूपो न कं मनसि चुंबति चैत्रसिंहः ॥ ४५ श्रीवस्तुपालपुत्रः कल्पायुरयं जयं-

२८ तसिंहोस्तु । कामादधिकं रूपं निरूप्यते यस्य दानं च ॥ ४६ ॥ श्रीतेजःपालः साचिवश्चिरमस्तु । तेजस्वीयेन जना निश्चितार्श्चितामणिनेव नंदंति ॥ ४७ यच्चाणक्यामरगुहमरुद्व्याधिशुक्रादिकानां प्रागुत्पाद्यं व्यधित सुचरितं

२९ मंत्रिणां बुद्धिधाम्नां ॥ चक्रेभ्यासः स खलुविधिना नूनमेनं विधातुं तेजःपालः कथमितरथा धिक्य (तां प्राप्य) प तेषु ॥ ४८ ॥ अस्तिस्वस्तिनिकेतनं तनुभ्र (भृ)तां श्रीवस्तुपालानुजस्तेजःपाल इति स्थितिं वलिकृतामुर्वीतले पालयन् । आत्मीयं व-

३० हु मन्यते नहि गुणग्रामं च कामंदकिश्चाणक्योपि चमत्करोति न हृ(हृ)दि । प्रेक्षास्पदं प्रेक्ष्य यं ॥ ४९ ॥ इतश्चमहं श्रीतेजःपालस्य पत्न्या श्रीअनुपदेव्या पितृवंशवर्णनं ॥ प्राग्वाटान्वयमंडनैकमुकुटः श्रीसांद्रचंद्रावतिवास्तव्यस्त-

३१ वनीयकीर्तिलहरीप्रक्षालितक्ष्मातलः । श्रीगंगाभिधया सुदीरजनि यद्वृत्त्यानुरागा-
दभूत् ॥ को नासप्रमदो नदोलितशिरा नोद्भूतरोमापुमान् ॥ ५० अनुसृतसज्जनस-
रणिर्धरणिगनामा बभूव तत्तनयः ॥ स्वप्रभज( जे ) यथा

३२ गुणिना हारेणेव स्थितं येन् ॥ ५१ ॥ त्रिभुवनदेवी तस्य त्रिभुवनविख्यातशील-
संपन्ना दयितामूदनयोः पुनरंगं द्वेधा मनस्त्वेकं ॥ ५२ ॥ अनुपमदेवी देवीसाक्षा-
द्दाक्षायणीव शीलेन तद्दुहिता सा दत्ताश्रीतेजःपाल-

३३ पत्येभूत् ॥ ५३ ॥ इयमनुपमदेवी । दिव्यव्रतप्रसूनव्रततिरजनितेजः पालमंत्रीशपत्नी
नयविनयविवेकैर्नित्यदाक्षिण्यधामप्रमुखगुणगणेंदुद्योतिताशेषगोत्रा ५४ लावण्य-
सिंहस्तनयस्तयोरयं रयं जयेतं-

३४ द्रियदुष्टवाजिनां लब्ध्वापि मीनध्वजमंगलं वयः प्रयाति धर्मैकविधायिना धु(ध्व)-
ना ५५ श्रीतेजपालतनयस्य गुणानमुष्यश्रीलुणसिंहकृतिनः कति न स्तुवंति
श्रीवंधनोद्धुरतरैरपि यैः समंताद्बुद्धीभतानिजगतिक्षि-

३५ यतेस्म कीर्त्तिः ५६ गुणधननिधानकलशः प्रगटोयमसेवितश्चखलसर्प्यैः उपचय-
मयते सततं सुजनैरुपजीव्यमानोऽपि ॥ ५७ मल्लदेवसचिवस्य नंदनः पूर्णसिंह
इति लीलुकासुतः तस्य नंदति सुतोऽयमल्हण-

३६ देविभूः सकृतवेशपेयडः ॥ ५८ अभूदनुपमा पत्नी तेजःपालस्य मंत्रिणः लावण्य-
सिंहनामायमायुष्मानेतयोः सुतः ॥ ५९ ॥ तेजःपालेन पुण्यार्थं तयोः पुत्रकल-
त्रयोः हर्म्यं श्रीनेमिनाथस्य तेने तेनेदमर्बुदे ६०

३७ तेजःपाल इति क्षितींदुसचिवः शंखोज्वलाभिः शिलाश्रेणीभिः स्फुरदिंदुकुंदरु-
चिरं नेमिप्रभोर्मंदिरं ॥ उच्चैर्मंडपमत्र राजतिजिनावासद्विपंचाशतं तत्पार्श्वेषु बला-
नकं च पुरतो निष्पादयामासिवान् ६१ श्रीमच्चंड

३८ पसंभवः समभवच्चंडप्रसादस्ततः सोमस्तत्प्रभवोऽश्वराज इति तत्पुत्राः पवित्राशयाः
श्रीमल्लणिगमल्लदेवतनयाः श्रीवस्तुपालद्वयास्तेजःपालसमन्विता जिनमतारामा
नमन्नीरदाः ॥ ६२ श्रीमंत्रीश्वरवस्तुपालतनयः श्रीजे-

३९ त्रसिंहाद्कयस्तेजः पालसुतश्च विश्रुतमतिर्लावण्यसिंहाभिधः एतेषां दशपुत्रयः (?)
करिवरस्कंधाधिरुढाश्चिरं राजंतेजिनदर्शनार्थगतयो दिङ्नायकानामिव ६३ मुह्-
नीनामिव पृष्ठतः करिदधुः स्वेष्टप्रतिष्ठाजुषा तन्मूर्त्तिर्विम-

४० लाश्मखत्तकमताः कांतासमेता दश चौलुक्यक्षितिपालवीरधवलस्याद्वैतबाहुः सुधी-
स्तेजःपाल इति व्यधापयदयं श्रीवस्तुपालानुजः ॥ ६४ तेजःपालः सकलत्रः
ज्यायाज्जीव्यस्य वस्तुपालस्य सविधे विभाति सफलः

४१ सरोवरस्येव सहकारः ६५ तेन भ्रातृयुगेन या प्रतिपुरग्रामाध्वशैलस्थले वापी-
कूपनिपानकाननसरः प्रासादसत्रादिका ॥ धर्म्मस्थानपरंपरातिरुचिरा चक्रेऽथ
जीर्णोद्धृता व्याख्यातुं किमु शक्यते यदि परं सा मेदि-

४२ निमोदनी ६६ शंभोः श्वासंगतागतालि गणयेद्यः सन्मतिर्योऽथवा नेत्रोन्मीलन-
मीलनानि कलयेन्मार्कंडनाम्नो मुनेः संख्यातुं हृदि चंद्रसीधुकणिकागेतामपेता-
परव्यापारः शुभसत्रकीर्त्तनततिं सोप्युज्जिहीते न हि

४३ ६७ सदाप्रवर्ततां कीर्त्तिरश्वराजस्य शाश्वती ॥ सुकर्तुमुपकर्त्तुं च जानीते यस्य
संततिः ६८ आसीच्चंडपमंडितान्वयगुरुः संशुद्धबुद्धिः साधुर्हेममतिश्चचारुचरितः
श्रीशांति

४४ सूरिस्ततोप्याचंद्रामरसूरिणः समुदयच्चंद्रांशुदीप्रद्युतिः ६९ श्रीजैनशासवनीनवनी-
रवाहः श्रीमांस्ततो ... ... ... नविद्यविद्यः ख्यातस्ततो ... ...
मेरुमुनीश्वरोयं ७० ज्ञाना-

४५ मृतक्षमापात्रं । सूरिरस्त्युदयप्रभः मौक्तिकानीव सूक्तानि । भांतियत्प्रतिभांबुधेः ।
७१ एतद्धर्म्मस्थानं स्थानस्य तस्य यः कर्त्ता तावदद्वयमिदमुदियादुदयत्यथमर्बुदो
यावत् ( ७२ ) श्रीसोमेश्वरदेवश्चुलुक्यनरदेवसेवितपाद-

४६ युगः ॥ रचयांचकार रुचिरां धर्म्मस्थानप्रशस्तिमिमां ॥ ७३ ॥ श्रीनेमेरंविका-
याश्च प्रसादादर्बुदाचले ॥ वस्तुपालान्वयस्यास्तु प्रशस्तिः स्वस्तिशालिनी ॥ ७४ ॥
गजधरकान्हडस्य पुत्रकडुवाकेन प्रशस्तिरियमुत्कीर्णा ॥

४७ श्रीविक्रमसंवत् १२६७ वर्षे फाल्गुन वदि १० सौम्यदिने ... ...

ભાષાન્તર

કવિઓનાં મનમાં નિવાસ કરતી અને માન સરવરમાં રહેતા હંસોના વાહનથી ત્યાં લઈ જવાતી સરસ્વતી દેવીને નમન કરૂં છું.

શાન્તિમાન હોવા છતાં કોપથી રક્ત, શાન્ત હોવા છતાં સ્મરનિગ્રહમાં પ્રદીપ્ત, અને ચક્ષુ બંધ છતાં જે સર્વ જુએ છે તે, પાર્વતીનો પુત્ર ગણપતિ તમારૂં કલ્યાણ કરો.

અજરના (!) પરાજય કરનાર, રઘુ સમાન ચૌલુક્યોથી રક્ષિત પ્રજાના સુખનું સ્થાન જ્યાં શુકલ પક્ષની અંતે પણ સુંદર રમણીઓનાં શશી સમાન મુખથી ચિરકાળ સુધી તિમિર પણ મંદ થાય છે તે અણહિલપુર પાટણ છે.

આ પુર( નગર )માં પ્રાગ્વાટ અન્વયના મુગટમણિ સમાન ચણ્ડપ થઈ ગયો. તેનો યશ કુટજ પુષ્પ જેવો શુદ્ધ હતો અને દાનમાં કલ્પતરૂથી અધિક હતો.

તેને સત્કર્મનાં ફળરૂપી તેના કુળના મહેલના સુવર્ણ દણ્ડ સમાન જેના યશનો ધ્વજ સદા પ્રસરતો હતો તે ચણ્ડપ્રસાદ નામે પુત્ર હતો.

પયોદધિમાંથી પ્રગટેલો સોમ ( ઇન્દુ ) સજ્જનોને કિરણોથી આનંદ આપે છે તેમ પયોદધિ સમાન તે( ચણ્ડપ્રસાદ )માંથી સોમ સજ્જનોને આનંદ આપનાર પ્રકટ થયો.

તેને જિનેશ્વરની ભક્તિપરાયણ અશ્વરાજ પુત્ર હતો. તેને શિવ ભગવાનની પત્ની અને કાર્તવીર્ય સ્વામિની માતા પાર્વતી સમાન કુમારદેવી પ્રિયતમા હતી.

અશ્વરાજ અને કુમારદેવીનો પ્રથમ પુત્ર લૂણિગ નામનો મંત્રી હતો. તે દૈવવશાત્ યુવાવસ્થામાં મૃત્યુ પામ્યો હતો.

વિદ્વાનો આ લૂણિગ મંત્રીને ગુણિજનોમાં અગ્રસ્થાને મૂકતા.

તે પોતાનાં શુદ્ધ બુદ્ધિ અને ડહાપણથી બૃહસ્પતિની બુદ્ધિ કરતાં પણ અધિકતા વાળો હતો

તેનો અનુજ મંત્રીવર શ્રીમાન મલ્લીદેવ‡ જેણે મલ્લદેવ×નો આશ્રય લીધો હતો તે હતો. તેનું મન એવું સંતુષ્ટ હતું કે તે પરસ્ત્રી અથવા પરધનથી આકર્ષાતું નહીં.

ધર્મ વિધાન, અન્યની નિર્બળતા ઢાંકવામાં અને કલહસમાધાનમાં વિધાતાએ મલ્લદેવનો પ્રતિસ્પર્ધિ કદિ સર્જ્યો ન હતો.

ઘન વાદળમાંથી મુક્ત બનેલા શશિનાં કિરણનો ઉદ્ધાર કરતો મલ્લદેવનો યશ પ્રબળ ગજોના દન્તમાંથી નીકળતાં કિરણો સાથે મિત્રતા કરતો.

ઈન્દ્રિયો પર વિજય મેળવનાર મલ્લદેવના અનુજ, સારસ્વત અમૃતથી અદ્ભુત હર્ષની વૃષ્ટિ કરનાર, અને વિદ્વાનોના ભાલ પરનો આપદ શબ્દ ભૂંસી નાંખનાર શ્રી વસ્તુપાલનો જય થાઓ.

ચૌલુક્યના સચિવો અને કવિઓમાં શ્રેષ્ઠ વસ્તુપાલ તેની કાવ્યકૃતિ માટે અથવા ધનવૃદ્ધિ માટે કદાપિ કંઈ પણ ધન સ્વીકારતો નથી કે લેતો પણ નથી.

તેનો અનુજ તેજપાલ જે સ્વામિના મહાન તેજ( પ્રતાપ )નું પાલન કરે છે, જેનો દુષ્ટોને ભય છે અને જેનો યશ ચારે દિશામાં પ્રસરે છે તે મંત્રીઓમાં શ્રેષ્ઠ સ્થાને બિરાજે છે.

તેજપાલ અને વિષ્ણુના સ્વરૂપનું નિરૂપણ કોણ કરી શકે? કારણ કે બન્નેનાં ઉદરની ગુફામાં અને ગુફા જેવા ઉદરમાં ત્રણ જગતની વ્યવસ્થાનું સૂત્ર છે.

તેને જાલ્હૂ, માઉ, સાઉ, વનદેવી, સોહગા, વયજુકા અને પદમલદેવી એવા અનુક્રમવાળી સાત પરણેલી પત્નીઓ હતી.

ખરેખર આ અશ્વરાજના ચાર પુત્રો એક જ ઉદરમાં રહેવાના લોભે પૃથ્વીપર અવતરેલા દશરથના ચાર પુત્રો જ છે.

---

‡ × આ નામો ભૂલથી આગળ પાછળ મૂકાઈ ગયાં લાગે છે.

ચૈત્ર પછી વૈશાખનું અનુગમન થાય તેમ તેના નિજ અનુજ તેજપાલના સહગમનવાળો વસ્તુપાલ કોનું હૃદય રંજતો નથી ?

કદાપિ માર્ગમાં એકલા જવું નહીં એ સ્મૃતિવચન ધ્યાનમાં રાખતા હોય તેમ તે બે ભાઈઓ મોહરૂપી ચોરના ભયવાળા ધર્મપંથ પર સદા સાથે ચાલે છે.

યુગ જેટલા લાંબા કરવાળા તે બન્ને ભાઈઓનો અનંત યશ યુગો સુધી ટકી રહો; કારણ કે તેમણે ત્રણે રૂણ પૂર્ણ કરીને આ ચોથા કલિયુગમાં પણ કૃતયુગ આણ્યો છે.

જેના યશથી ભૂમિ મંડલ મૌક્તિક સમાન શ્વેત થયું છે તે બન્ને ભાઈઓનાં શરીર સદા વ્યાધિમુક્ત રહો.

આ ભાઈઓના કર સર્વ ચીજ ઉત્પન્ન કરનાર અને તૈયાર કરનાર હતા છતાં તે (કર)માંનો એકકે વામ (ખરાબ–ડાબો) હતો નહીં, પણ નિત્ય બન્ને દક્ષિણ હતા.

ધર્મસ્થાનોથી પૃથ્વી સર્વત્ર અંકિત કરીને આ ભાઈઓએ કલિયુગનો કંઠ તેમના ચરણ નીચે દબાવ્યો છે.

ચૌલુક્ય વીરોના વંશમાં, શાખાઓનો વિશેષક તેજસ્વી શ્રી અર્ણોરાજ જન્મ્યો.

તેના પછી તરત જ જેનો પ્રતાપ ઢાંકેલો ન હતો તે, અખિલ ભૂમિમાં સત્તા ચલાવનાર, શત્રુનો સંહાર કરનાર, લવણાબ્ધિમાંથી ઘણે દૂર બહાર પ્રસરેલાં ગંગા નદીનાં જળથી શુભ્ર બનેલાં શંખ સમાન શુભ્ર યશવાળો શ્રીલવણપ્રસાદ આવ્યો.

દશરથ અને કકુત્સ્થની પ્રતિમા જેવા લવણપ્રસાદને વીરધવલ નામનો શત્રુના દળને હણનારો પુત્ર હતો. તેના યશના પૂરના પ્રવાહમાં રતિક્રીડાથી શિથિલ બનેલા મનવાળી અસાધ્વી સ્ત્રીઓની અભિસરણકળાની કુશલતા ભગ્ન થતી.

ચૌલુક્ય વંશમાં જન્મેલો સુકૃત્ય કરનાર વીરધવલ તેના બે સચિવો(વસ્તુપાલ અને તેજપાલ)ની નિન્દા કરતા નિન્દાખોરોને સાંભળતો નહીં. આ બે સચિવોએ પોતાના નૃપનું રાજ્ય અતિ-અભ્યુદયથી અને અનેક અશ્વો અને ગજો રાજ મહેલના આંગણામાં બાંધી ઘણું શોભાવ્યું.

બન્ને જાનુપર્વતિ (ઘુંટણ પર્યંત લટકતા: તેના ચરણમાં બેસતા) અને બે ભુજરૂપી સચિવોથી વીરધવલ નૃપ સુખેથી લક્ષ્મીને ભેટે છે.

આબુ પર્વતનું વર્ણન:—પાર્વતીના સ્વામિના શ્વસુરથી ઉદ્ભવેલો અર્બુદગિરિ પર્વતોના મંડળમાં શ્રેષ્ઠ છે. શિવ ભગવાનનો આ સાળો, શિખર પર વાદળાંની જટાથી સ્વર્ગીય ગંગાને ધારનાર શિવ ભગવાનનું અનુકરણ કરે છે.

અહીં કોઈ સ્થળે લલનાઓને વિહાર કરતી જોઈને મોક્ષની આકાંક્ષાવાળા જનને પણ ચિત્તમાં કામ પ્રવેશ કરે છે; જ્યારે અન્ય સ્થળે તેથી ઉલટું મુનિઓનાં આશ્રય લેવાતાં તીર્થ સ્થાનોના માર્ગ જોઈ ચંચલ મનના મનુષ્યને પણ જગતથી વિરક્તિ થઈ જાય છે.

પરમારોનું વર્ણન:—કલ્યાણદાતા શ્રેષ્ઠ મહાન શ્રી વસિષ્ઠના હોમના કુંડમાંથી માર્તંડથી અધિક જ્યોતિવાળો પુરૂષ પ્રકટ્યો. અને તેને શત્રુસંહારમાં રસ લેનાર જોઈ તેને વેદના આધાર વસિષ્ઠ મુનિએ પરમાર કહ્યો. તે સમયથી તેનું કુળ તે નામથી બોલાતું.

પરમાર વંશમાં પ્રથમ નૃપ શ્રીમાન ધૂમરાજ પૃથ્વી ઉપર ઇન્દ્રસમાન હતો. કારણ કે તેણે ભૂમિભૃતો(પર્વતો અને નૃપો)ને પક્ષ(પાંખ અને મિત્રો)ના છેદનથી વેદનાનું જ્ઞાન કરાવ્યું હતું.

ધૂમરાજને ધન્ધુક, ધ્રુવ ભટ, આદિ અરિની ગજસેનાનો પરાજય કરનાર પુત્રો હતા. તેમના કુળમાં કામદેવથી અધિક રૂપવાન અને જગતના હર્ષ સમાન રામદેવ જન્મ્યો હતો.

તેને, સ્વર્ગ અને પૃથ્વીની ગુફામાં પ્રસરતા યશના મોજાંમાં ( તરંગમાં ) શશિને લિપ્ત કરતો, કામને વશ નહીં તેવો યશોધવલ પુત્ર જન્મ્યો. અને સમાન બળવાળા ચૌલુક્ય નૃપ કુમારપાલ પ્રતિ શત્રુ થએલા માલવદેશના સ્વામિ બલ્લાલને તેણે ( યશોધવલે ) બંદીવાન કર્યો.

તેને, અખિલ જગમાં વિખ્યાત ધારાવર્ષ પુત્ર હતો, જેની તીક્ષ્ણ અસિધારા શત્રુગણોનાં ગળાં નિત્ય છેદવાના કાર્યમાં રહેતી. અને વસુવિના( ? )ની ભૂમિ સમાન અચળ તેના કોપ માત્રથી જ કોણ્કણ દેશના નૃપોની પત્નીઓનાં નેત્રકમળમાંથી આંસુ પાડતો.

અજિત બળવાળો દશરથનો પુત્ર રામ પુનઃ ભૂમિપર અવતર્યો હોય તેમ દેખાય છે. અને દૈત્ય મારિચ પ્રત્યેનો વૈરભાવ તુષ્ટ કરવા ધીરમતિવાળા રામ માફક રાજ્ય ચલાવે છે.

તેનો અનુજ પ્રલ્હાદ્દ જેણે સામન્તસિંહ સાથે યુદ્ધમાં સત્તા તૂટી ત્યારે શ્રીમાન્ ગુર્જર દેશના નૃપનું વારંવાર રક્ષણ કરીને દૈત્યોના સર્વથી મહાન રિપુ વિષ્ણુનાં કૃત્યો પુનઃ ઉજ્જવળ કર્યાં.

હું નિર્ણય કરી શકતો નથી કે આ બ્રહ્માની પુત્રી સરસ્વતી કે કામદુગ્ધા ધેનુ જે સર્વ વાંછના પૂર્ણ કરે છે તે પ્રલ્હાદનના રૂપમાં ભૂમિ પર અવતરી છે.

ધારાવર્ષનો પુત્ર શ્રી સોમસિંહ જેનામાં તેના પિતાનું શૌર્ય અને પિતૃવ્યક( કાકા )ની વિદ્યા અને બન્નેની દાન શક્તિ ઉતરેલી હતી તે વિજયી થાઓ.

શત્રુઓને જિતી, બ્રાહ્મણોને શત્રુ મંડળમાંથી મુક્ત કરી, સોમસિંહે ઇન્દુસમાન ઉજ્જ્વળ અને અતુલ યશ પ્રાપ્ત કર્યો. તે એવા યશથી પૃથ્વીને અજવાળતો હતો છતાં ઈર્ષાથી શિર ઉંચકતા શત્રુઓનાં મુખ પરથી મલિનતા હરતો નહીં.

શ્રી સોમસિંહનો પુત્ર નૃપ શ્રીકૃષ્ણદેવ જે અતિ પ્રતાપી છે, યશ અને દયાથી સંપન્ન છે અને તેથી જે યશોદાથી સંશ્રિત વસુદેવના પુત્ર શ્રીકૃષ્ણ સમાન લાગે છે તે જય પામો.

( અહીં વસ્તુપાલના વંશનું વર્ણન થાય છે )

( વસ્તુપાલનું વર્ણન )—અન્વયમાં, વિનયમાં, વિદ્યામાં, યશમાં, અને પુણ્યમાં વસ્તુપાલ સમાન કોઈ માણસ મારા દૃષ્ટિ પથમાં આવતો નથી.

મહામાત્ય વસ્તુપાલથી તેની સદાચારી પત્ની લલિતાદેવીને, ઇન્દ્રથી ઇન્દ્રાણિને જયન્ત નામે પુત્ર પ્રાપ્ત થયો તેમ, જયન્તસિંહ નામે પુત્ર થયો.

તેણે (જયન્તસિંહે) વિનયવિમુખ બાલપણમાં પણ દેવો યોગ્ય મહાન ગુણ બતાવ્યા અને તેના ભાઈઓનાં સત્કાર્ય ઉજ્જવળ કર્યાં. કામદેવથી અધિક રૂપવાન જયન્તસિંહ કોનું હૃદય પ્રસન્ન નથી કરતો ?

શ્રીમાન્ વસ્તુપાલનો પુત્ર આ જયન્તસિંહ જેનું રૂપ કામદેવથી અધિક છે અને જેનું દાન અભિલાષ કરતાં અધિક છે તે એક કલ્પના આયુષ્યવાળો થાઓ.

શ્રીમાન્ તેજપાલ મંત્રી જેનાથી પ્રજા ચિંતામણિ માફક નિશ્ચિંત છે તે ચિરકાળ સત્તાનો ઉપભોગ કરો.

ચાણક્ય, બૃહસ્પતિ, મરુત્યાધિ, શુક્ર આદિ બુદ્ધિવાન મંત્રીઓ સર્જવામાં કરેલા અભ્યાસનો ઉપયોગ આ તેજપાલ સર્જવામાં બ્રહ્માએ કર્યો. નહીં તો તેજપાલ તેમના સર્વ કરતાં અધિક ક્યાંથી હોય ?

સમસ્ત પ્રાણિઓના કલ્યાણનો નિવાસ, વસ્તુપાલનો અનુજ તેજપાલ બલિ રાજાએ સ્થાપેલી સ્થિતિનું પાલન કરતો. ખરેખર તેને જોઈને ગુણગ્રામ કામંદકિ પોતાની અસંખ્ય કાર્ય સિદ્ધિઓ માટે ઉચ્ચ વિચાર રાખતો નહીં અને ચાણક્ય પોતાની શક્તિ માટે વિસ્મય પામતો અટકે છે.

( અહીં તેજપાલની પત્ની અનુપમદેવીના પિતાના વંશનું વર્ણન શરૂ થાય છે. )

પ્રાગ્વાટ અન્વયનો મુગટ, ચન્દ્રાવતી નગરીનો નિવાસી, મોટી ગાંગા થઈ ગયો. તેણે ભૂમિતલનું પ્રશંસનીય કીર્તિથી પ્રક્ષાલન કર્યું હતું. તેના વ્રતમાં અનુરાગ વિષે સાંભળી કોણ પોતાનું શિર ડોલાવશે નહીં કે આનન્દ નહીં લે.

તેને ધરણીગ નામે સજ્જનોનો પંથ અનુસરતો, ગુણી હોવાથી પોતાના યોગ્ય સ્થાનમાં રહેતા ગુણી હાર સમાન પુત્ર હતો.

તેને ત્રિભુવનમાં વિખ્યાત, શિલ સંપન્ન અને તેને અતિ પ્રિય ત્રિભુવનદેવી પત્ની હતી. આ બન્નેના દેહ જૂદા હતા પણ મન એક જ હતું.

તેઓએ પાર્વતી જેવા આચારવાળી સાક્ષાત્ દેવી સમાન તેમની પુત્રી અનુપમદેવીનું શ્રી તેજપાલ સાથે લગ્ન કર્યું.

સદાચાર રૂપી પુષ્પ ધારતી દિવ્ય રજની, આ અનુપમદેવી— મહામાત્ય તેજપાલની પત્ની જે ઉદારતાનું નિત્ય નિવાસ સ્થાન હતી તે પોતાના આખા કુલને નય, વિનય, વિવેક, ઉચિતતા, અને દાક્ષિણ્યથી ચંદ્ર માફક ઉજ્જવળ કરતી.

આ બન્નેનો આ પુત્ર લાવણ્યસિંહ દુષ્ટ અશ્વોની નિરંકુશ ગતિપર અંકુશ રાખતો અને કામદેવથી પૂર્ણ અરક્ષિત યૌવન અવસ્થામાં પણ સદાચારને પંથે ચાલતો.

તેજપાલના ભાગ્યવંત પુત્ર લુણસિંહના અતિધનથી મલિન થવાના સંભવવાળા સદ્‌ગુણો તે બુદ્ધિમાનથી તેના યશનું રક્ષણ કરનારા છે.

સદ્‌ગુણથી પૂર્ણ આ પાત્ર જે સર્પ જેવા દુષ્ટ જનોથી ઢંકાઈ ગએલું નથી તે તેનો સત્પુરુષો ઉપભોગ કરતા હોવા છતાં સદા વૃદ્ધિ પામે છે.

મલ્લદેવ મંત્રીને પૂર્ણસિંહનામે પુત્ર હતો, જેને (પૂર્ણસિંહને) અલ્હણદેવીથી પેથડ નામે રૂપવાન પુત્ર હતો.

તેજપાલ મંત્રીને અનુપમા પત્ની હતી. લાવણ્યસિંહ તેમનો આયુષ્યમાન પુત્ર હતો.

નિજ પુત્ર અને નિજ પત્નીના શ્રેયાર્થે તેજપાલે અર્બુદ પર્વતપર નેમિનાથનું આ મંદિર બાંધ્યું.

પૃથ્વીપર સચિવોમાં શ્રેષ્ટ તેજપાલે, શંખ જેવા શ્વેત પત્થરોથી, ઉજ્જવળ ઇન્દુસમાન અને ખીલેલા કુન્દ પુષ્પ સમાન, રમ્ય ઉંચા મંડપવાળું નેમિનાથનું આ મંદિર બંધાવ્યું. તેની સમીપમાં બાજુપર જિનોનાં પર (બાવન) ગૃહ અને અગ્રે બલાનક ઉભાં કર્યાં.

શ્રીમાન્ ચણ્ડપને ચણ્ડપ્રસાદ નામે પુત્ર હતો. તેને સોમપુત્ર હતો. તેને અશ્વરાજ પુત્ર હતો તેને પવિત્ર હૃદયવાળા, જિનમતમાં પરાયણ અને ધર્મકાર્યોના પ્રભાવથી વાદળાંને પણ નમાવનાર શ્રીમાન્ લુણિગ, મલ્લદેવ, વસ્તુપાલ અને તેજપાલ પુત્રો હતા.

મંત્રીશ્વર વસ્તુપાલનો પુત્ર જૈત્રસિંહ અને તેજપાલનો પુત્ર ધીમત લાવણ્યસિંહ દિગ્નાયકો સમાન હતા. અને હાથી પર આરોહણ કરી જિનેશ્વરના દર્શને જતી તેમની ૧૦ (દશ) પુત્રીઓ રમ્ય લાગે છે.

સોલંકી નૃપ વીરધવલના અતુલ કર જેવા વસ્તુપાલના સુમતિવાળા અનુજ તેજપાલે આ જિનના મંદિરમાં આ પુત્રીઓનાં (?) હાથીપર વિરાજતાં પત્થરનાં ૧૦ (દશ) પુતળાં કરાવ્યાં.

સરવર સમીપમાં ફલ સહિત આમ્ર વૃક્ષ સમાન તેની પત્નીનો આધાર, તેજપાલ નિજપત્ની સહિત વસ્તુપાલના મહેલમાં દેખાય છે.

વાપી, કૂપ, જલાશય, વૃક્ષઘટા, તડાગ, મંદિર, સત્રો આદિ સુંદર અસંખ્ય સ્થાનો આ બે ભાઈઓએ દરેક ગામમાં, દરેક શહેરમાં, દરેક માર્ગ અને દરેક પર્વતપર બંધાવેલાં અને જુનાં સ્થાનોનો જીર્ણોદ્ધાર કરીને પૃથ્વીને રમ્ય બનાવતાં. એ સ્થાનોનું વર્ણન કોણ કરી શકે?

સુમતિસંપન્ન જન સર્વ કાર્યોનો ત્યાગ કરી શંકરના શ્વાસોશ્વાસ ગણી શકે, માર્કણ્ડેય મુનિની આંખના પલકારા ગણી શકે અથવા ચંદ્રમાંથી ઝરતાં અમૃતબિંદુ ગણવા પ્રયત્ન કરે. પણ સત્રોને અપાતી સ્તુતિની મહાન સંખ્યા કોઈ ગણી શકે નહીં.

અશ્વરાજ જેના વંશનો સુકૃત્ય અને સહાય કેમ કરવાં તે જાણે છે, તેની કીર્તિ સદૈવ સર્વ દિશામાં પ્રસરો.

પ્રજ્ઞ અને નિર્મળ હૃદયનો હેમમતિ ચણ્ડપના પ્રતાપી વંશનો ગુરૂ હતો. તેના પછી સત્કાર્ય કરનાર શાન્તિ સૂરિ હતો અને પછી ઉદય થતા શશિના કિરણ જેવા ઉજ્જ્વળ રૂપવાળો ચન્દ્રામરસુરિ આવ્યો.

તેના પછી.......................પ્રતાપી જૈન મતના ઉદ્યાનમાં નવા વાદળ સમાન........... તેનો વિખ્યાત અને..........મહાવિદ્યાવાળો મેરૂ મુનિશ્વર હતો.

ઉદય પ્રભસૂરિ જ્ઞાનામૃત અને ધૈર્યનો સંચય (નિધિ) છે. તેની સાગર સમાન બુદ્ધિ મૌક્તિક સરખા આદેશ આપે છે.

આ ધર્મસ્થાન અને ધર્મસ્થાન સ્થાપનાર અર્બુદ પર્વતના કાળ સુધી વૃદ્ધિ પામો.

ચૌલુક્ય નૃપોથી સેવન થતા ચરણવાળા શ્રી સોમેશ્વરથી આ ધર્મસ્થાનની આ સુંદર પ્રશસ્તિ રચાએલી છે.

શ્રી નેમિનાથ અને અંબિકાના પ્રસાદથી આ પ્રશસ્તિ વસ્તુપાલના અન્વયને અર્બુદાચલમાં લાભકારી અને મહિમાવાળી નિવડો.

આ પ્રશસ્તિ ગજધર કન્હડના પુત્ર કડવાએ કોતરી હતી.

વિક્રમ સંવત ૧૨૯૭ ફાગણ વદી ૧૦ બુધવારે.

नं० २०७

# ગિરનારના લેખો નં. ૧[1]

## વિ. સં. ૧૨૮૮ ફાગણ સુદિ ૧૦ બુધવાર

ગિરનાર પર્વત ઉપર વસ્તુપાલ અને તેજપાલના મંદિરના પશ્ચિમ દરવાજા ઉપર એક લંબ-ગોળ શિલા છે. તેના ઉપર નીચેની ૧૨૦ અક્ષરોવાળી ૧૩ પંક્તિઓ કોતરેલી છે. લિપિ ઘણી ખરી સ્પષ્ટ છે, અને લખાણ એકંદરે શુદ્ધ છે.

### अक्षरान्तर

॥-नमः श्रीसर्वज्ञाय ॥ पायान्नेमिजिनः स यस्य क [ थितः ] स्वामीकृताग-स्थितावग्रेरूपदिदृक्षया स्थितवते

प्रीते सुराणां प्रभौ ॥ काये भागवते [ वनेव-क ] .... .... [ द्विपोलाविने ] शंसंतामिदशा .... .... मपि

... ... [ वनाजवे ] ॥ १ ॥ स्वस्ति श्रीविक्रमसंवत् १२८८ वर्षे फागुण शुदी १० वुधे श्रीमदणहिल-

पुरवास्तव्यप्राग्वाटान्वयप्रसूत ठ० श्रीचंडपात्मज ठ० श्रीचंडप्रसादांगज ठ० श्रीसोमतनुज ठ. श्रीआशाराजनं-

दनस्य ठ. श्रीकुमारदेवीकुक्षिसंभूतस्य ठ. श्रीलुणिगमहं श्रीमालदेवयोरनुजस्य महं. श्री तेजःपालाग्रजन्मनो महामा-

त्यश्रीवस्तुपालस्यात्मजे महं श्रीललितादेवीकुक्षिसरोवरराजहंसायमाने महं. श्रीजयतसिंहे सं. ७९ वर्षपूर्वं स्तंभतीर्थमुद्राव्यापारान् व्यापृण्वति सति सं. ७७ वर्षे

श्रीशत्रुंजयोज्जयंतप्रभृतिमहातीर्थयात्रोत्सवप्रभावाविर्भूतश्रीमद्देवाधिदेवप्रसादासा-दितसंघाधिपत्येन चौलुक्यकुलनभस्त-

लप्रकाशैकमार्त्तंडमहाराजाधिराजश्रीलवणप्रसाददेवसुतमहाराजश्रीवीरधवलदेव-प्रीतिप्रतिपन्नराज्यसर्वैश्वर्य्येण श्रीशारदाप्रतिपन्नापत्येन महामात्यश्रीवस्तुपालेन तथा

---

[1] રી. લી. એ. રી. બો. પા. ૩૨૮ ડા. બર્જેસ અને કઝીન્સ.

अनुजेन सं. ७९ वर्षपूर्वं गुर्जरमंडले धवलक्ककप्रमुखनगरेषु मुद्राव्यापारान् व्याषृ-
ण्वतामहं श्रीतेजःपालेन च श्रीशत्रुं-

जयार्बुदाचलप्रभृतिमहातीर्थेषु श्रीमदणहिलपुरभृगुपुरस्तंभनकपुरस्तंभतीर्थदर्भव-
तीधवलक्ककप्रमुखनगरेषु तथा अन्यसमस्तस्थानेष्वपि कोटिशोभिनवधर्मस्थानानि
प्रभूतजीर्णोद्धाराश्च कारिताः ॥ तथा सचिवेश्वरश्रीवस्तुपालेन इह स्वयं निर्मापि-
तश्रीशत्रुंजयमहातीर्थावतारश्रीमदादि-

तीर्थंकरश्रीऋषभदेवस्तंभनकपुरावतारश्रीपार्श्वनाथदेवसत्यपुरावतारश्रीमहावीरदेवप्र-
शस्तिसहितकश्मीरावतारश्रीसरस्वतीमूर्तिदेवकुलिकाचतुष्टयजिनयुगलअम्बावलोक-

नाशाम्बप्रद्युम्नशिखरेषु श्रीनेमिनाथदेवालंकृत देवकुलिकाचतुष्टयतुरगाधिरूढस्वपि-
तामहमहं. श्रीसोमनिजपितृ ठ. श्रीआशाराजमूर्त्तिद्वितयचारुतोरणत्रयश्रीनेमिनाथ-

देवआत्मीयपूर्वजाग्रजानुजपुत्रादिमूर्त्तिसमन्वितसुखोदघाटनकस्तंभ श्रीअष्टापद-
महातीर्थप्रभृति अनेककीर्तनपरं-

पराविराजिते श्रीनेमिनाथदेवाधिदेवविभूषितश्रीमदुज्जयंतमहातीर्थे आत्मनस्तथा-
स्वधर्मचारिण्याः प्राग्वाटज्ञातीय ठ.

श्रीकान्हडपुत्र्याः ठ. राणूकुक्षिसंभूताया महं श्रीललितादेव्याः पुण्याभिवृद्धये श्री-
नागेंद्रगच्छे भट्टारकश्रीमहेंद्रसूरिसंताने शिष्यश्रीशांतिसूरिशिष्यश्रीआणंदसूरिश्री-
अमरसूरिप-

दे भट्टारकश्रीहरिभद्रसूरिपट्टालंकरणप्रभुश्रीविजयसेनसूरिप्रतिष्ठितश्रीअजितनाथ-
देवादिविंशतितीर्थंकरालंकृतयोमभिनवः समंडपः श्रीसमेतमहातीर्थावतारप्रासादः

कारितः ॥ पीयूषपूरस्य च वस्तुपालमंत्रीशितुश्चायमियान् विभेदः ॥ एकः पुन-
र्जीवयति प्रमीतं प्रमीयमाणं तु भुवि

द्वितीयः ॥ १ ॥ श्रीदश्रीदयितेश्वरभृतयः संतु क्वचित् तेपि ये प्रीणंति प्रभवि-
ष्णवोपि विभवैर्नाकिंचनं कंच-

न ॥ सोयं सिंचति कांचनैः प्रतिदिनं दारिद्र्यदावानलप्रम्लानां पृथिवीं नवीनज-
लदः श्रीवस्तुपालः

पुनः ॥ २ ॥ भ्रातः पातकिनां किमत्र कथया दुर्मंत्रिणामेतया येषां चेतसि
नास्ति किंचिदपरं लोकोपकारं

विना ॥ नन्वस्यैव गृणान्गृणीहि गणशः श्रीवस्तुपालस्य यस्तद्विश्वोपकृतिव्रतं
चरति यत्कर्णेन चीर्णं पुरा ॥ ३ ॥

श्रीत्वा भानुं भोजराजे प्रयाते श्रीमुंजेऽपि स्वर्गसाम्राज्यभाजि ॥ एकः संप्रत्यर्थिनां वस्तुपालस्तिष्ठत्यश्रु-

स्पंदनिष्कंदनाय ॥ ४ ॥ चौलुक्यक्षितिपालमौलसचिव त्वत्कीर्त्तिकोलाहलस्त्रैलो-क्येऽपि विलोक्यमानपुलकानं-

दाश्रुभिः श्रूयते ॥ किं चैषा कलिदूषिताऽपि भवता प्रासादवापीप्रपाकूपारामसरो-वरप्रभृतिभिर्धात्रो पवित्रीकृता ॥ ५ ॥

स श्रीतेजःपालः सचिवश्चिरकालमस्तु तेजस्वी ॥ येन वयं निश्चिताश्चितामणिने-व नंदामः ॥ ६ ॥ लवणप्रसादपुत्रश्रीकरणे लवणसिंहजनकोऽसौ ॥ मंत्रित्वमत्र कुरुतां कल्पशतं कल्पतरु-

कल्पः ॥ ७ ॥ पुरा पादेन दैत्यारैर्भुवनोपरिवर्तिना ॥ अधुना वस्तुपालस्य हस्तेनाधः कृतो बलिः ॥ ८ ॥ दयिता ललि-

तादेवी तनयमवीतनयमाप सचिवेंद्रात् ॥ नाम्ना जयंतसिंहं जयंतमिन्द्रात्पुलो-मपुत्रीव ॥ ९ ॥

[ एते ]श्रीगुर्जरेश्वरपुरोहित ठ. श्रीसोमेश्वरदेवस्य स्तंभतीर्थेत्र कायस्थवंशे वाजड-नंदनः ॥ प्रशस्तिमेतामलिखत् जैत्रसिंह ध्रुवः सुधीः ॥ १ ॥ वाहडस्य तनुजेन सूत्रधारेण धीमता ॥ एषा कुमारसिंहेन समुत्कीर्णा प्रयत्नतः ॥ २ ॥

श्रीनेमेस्त्रिजगद्भर्तुरम्बायाश्च प्रसादतः ॥ वस्तुपालान्वयस्यास्तु प्रशस्तिस्वस्ति-शालिनी ॥ ३ ॥

ભાષાન્તર

સર્વજ્ઞને નમન .નેમિજિન..................જેનું..........રક્ષો..........................

સ્વસ્તિ શ્રી વિક્રમ સંવત્ ૧૨૮૮ ફાગુણ સૂદિ ૧૦ બુધવારે

શ્રી અણહિલપુરનિવાસી, પ્રાગ્વાટ અન્વયનો ઠકુર ચંડપ, તેનો પુત્ર ચણ્ડપ્રસાદ, તેનો પુત્ર સોમ અને તેનો પુત્ર આશારાજ અને તેનો કુમારદેવીથી અવતરેલો પુત્ર લુણિગ અને માલદેવનો અનુજ અને તેજપાલનો જ્યેષ્ઠ બન્ધુ મહામાત્ય શ્રી વસ્તુપાલ, તેનો પુત્ર શ્રી લલિતા દેવીની સરોવર સમાન કુખથી રાજહંસ સરખો જયતસિંહ જન્મ્યો. સંવત ૭૯ વર્ષ પૂર્વે જયતસિંહ સ્તંભતીર્થમાં મુદ્રાવ્યાપાર કરતો હતો, સંવત ૭૭ વર્ષે શ્રી શત્રુંજય, ઉજ્જયન્ત વગેરે મહાતીર્થ યાત્રાના ઉત્સવના પ્રભાવથી સ્પષ્ટ થતા શ્રીમદ્ દેવાધિદેવના પ્રસાદથી પ્રાપ્ત કરેલા સંઘના નાયક પદથી, ચૌલુક્ય કુળના નભમાં પ્રકાશતા સૂર્ય સમાન મહારાજાધિરાજ લવણપ્રસાદના પુત્ર મહારાજ વીરધવલની પ્રીતિથી રાજ્યમાં સત્તા પ્રાપ્ત કરનાર, શ્રી શારદાના પ્રસાદથી પુત્ર પ્રાપ્ત કરનાર, મહામાત્ય વસ્તુપાલે તથા સંવત ૭૬ પૂર્વે ગુજરાતનાં નગરોમાં મુખ્ય ધવલક્કક છે તેમાં મુદ્રાવ્યાપાર કરતા તેના અનુજ તેજપાલે શ્રીશત્રુંજય, અર્બુદાચલ વગેરે મહાતીર્થોમાં, શ્રીમદ્ અણહિલપુર, ભૃગુપુર, સ્તંભનકપુર, સ્તંભતીર્થ, દર્ભવતી, ધવલક્કક આદિ નગરોમાં તથા અન્ય સ્થાનોમાં કોટી નવાં ધર્મસ્થાનો બંધાવ્યાં અને જીર્ણોદ્ધાર કરાવ્યા.

તેમ જ વિખ્યાત વસ્તુપાલે શ્રીશત્રુંજયના મહાતીર્થ પરના અવતાર શ્રીમદ્ આદિ તીર્થંકર શ્રી ઋષભદેવ, સ્તંભનકપુરના અવતાર શ્રી પાર્શ્વનાથ દેવ, સત્યપુરના અવતાર શ્રી મહાવીરદેવ, પ્રશસ્તિ સહિત કશ્મીરમાં અવતાર શ્રી સરસ્વતીની વિખ્યાત મૂર્તિ,– આ ચાર દેવ અને બે જિન અમ્બા, અવલોકના, શામ્બ અને પ્રદ્યુમ્નનાં ચાર શિખરો પર શ્રી નેમિનાથ દેવથી અલંકારિત દેવો—અશ્વપર આરોહણ કરેલા પોતાના પિતામહ શ્રી સોમ અને પિતા શ્રી આશારાજની બે મૂર્તિઓ અને ત્રણ તોરણથી મંડિત શ્રી નેમિનાથ દેવ, તેના પૂર્વજો, જ્યેષ્ટ બન્ધુ, અનુજ પુત્રો આદિની મૂર્તિઓવાળો સુખોદ્‌ઘાટનક સ્તંભ, શ્રી અષ્ટાપદ મહાતીર્થ પ્રભૃતિ અનેક કીર્તનપરંપરાથી વિરાજિત શ્રી નેમિનાથ દેવાધિદેવથી ભૂષિત તે શ્રીમદ્ ઉજ્જયંત મહાતીર્થમાં પોતાના અને પોતાની પત્ની પ્રાગ્વાટ વંશના શ્રી કાન્હડની રાણુથી થએલી પુત્રી શ્રી લલિતા દેવીના પુણ્યની વૃદ્ધિ માટે શ્રી નાગેન્દ્ર ગચ્છના ભટ્ટારક શ્રી મહેંદ્રસૂરિના પુત્ર અને શિષ્ય શ્રી શાન્તિસૂરિના શિષ્ય શ્રી આનંદસૂરિથી અને અમરસૂરિનું પદ ધારણ કરતા ભટ્ટારક શ્રી હરિભદ્રસૂરિના પવિત્ર સ્થાનનું ભૂષણ પ્રભુ શ્રી વિજયસેન સૂરિથી પ્રતિષ્ઠિત શ્રી અજિતનાથ દેવ આદિ વીશ તીર્થંકરથી અલંકારિત નવ મંડપ સહિત મહાતીર્થાવતારનું ભવ્ય નવું મંદિર,–આ સર્વ બાંધ્યું.

(શ્લોક) અમૃતના પૂરમાં અને સચીવેશ્વર વસ્તુપાલમાં આટલો તફાવત છે. પહેલું (અમૃત) મરેલાંને સજીવન કરે છે, બીજો (વસ્તુપાલ) ભૂમિપર મરતાંને જીવાડે છે.

" લક્ષ્મીના દાતા કુબેર, લક્ષ્મીપતિ વિષ્ણુ અને પ્રભુવર શિવ જ્યાં હોય ત્યાં ભલે હોય–કારણ કે શક્તિમાન હોવા છતાં દીનોને વૈભવના ભંડારથી તેઓ સંતોષતા નથી; જ્યારે વિખ્યાત વસ્તુપાલ પ્રતિદિન દારિદ્રયના અગ્નિથી કરમાએલી પૃથ્વીને નવા વાદળ માફક સુવર્ણથી સિંચે છે. હે ભાઇ! લોકો તરફ ઇર્ષા સિવાય બીજું કંઈ મનમાં નથી તેવા પાપી અને દુષ્ટ મંત્રીઓની વાત કરવામાં શો સાર છે! શ્રી વસ્તુપાલ જે પુરાતન સમયના કર્ણની માફક વિશ્વના શ્રેયના વ્રતનું પાલન કરે છે તેના ગુણોનું ગાન સર્વ એકત્ર થઇ કરો. સૂર્ય કરતાં અધિક તેજ રાજાના

ગયા પછી અને મુંજ સ્વર્ગમાં સમ્રાટ થયો પછી દીનોનાં આંસુ લુછનાર ફક્ત વિખ્યાત વસ્તુપાલ જ ઉભો છે.

"ચૌલુક્ય નૃપના એ મંત્રીશ્વર ! તારી કીર્તિનો ઘોષ ત્રણે લોકમાં હર્ષથી ઉભાં થયેલાં રૂવાં સાથે અને આનંદનાં અશ્રુ સાથે સંભળાય છે. કારણ કે કલિથી દોષિત થયા છતાં તારાથી પૃથ્વી મંદિર, વાપી, પ્રપા, તડાગ, ઉદ્યાન, અને સરોવરોથી પવિત્ર થઇ છે.

"તેજપાલ મંત્રી જેનાથી અમે ચિંતામણિ માફક નિશ્ચિંત સુખી દિવસો પસાર કરીએ છીએ તે ચિરકાળ તેજસ્વી રહો.

"લવણપ્રસાદના પુત્રનાં શ્રીકરણકાર્ય કરનાર, લવણસિંહના પિતા સમાન, કલ્પતરૂ સરખો તે સો કલ્પ પર્યંત મંત્રીપણાનો ઉપભોગ કરો.

"પ્રાચીન કાળમાં ભૂમિમાંથી દૈત્યારિ વિષ્ણુએ પગથી બલિને નીચે હાળી દીધો હતો. હમણાં તેમ વસ્તુપાલના હાથથી થાય છે.

"તેની પત્ની લલિતાદેવીને આ મંત્રીવરથી નમ્ર ગુણસંપન્ન જયંતસિંહ નામનો પુત્ર હતો, જેમ પુલોમની પુત્રી શચિને ઇન્દ્રથી જયન્ત હતો.

"આ (શ્લોકો) શ્રી ગુર્જરેશ્વરના પુરોહિત ઠ૦ શ્રી સોમેશ્વર દેવની કૃતિના છે.

"કાયસ્થ વંશમાં જન્મેલા વાજડના પુત્ર સુબુદ્ધિવાળા જૈત્રસિંહ ધ્રુવથી આ પ્રશસ્તિ લખાએલી છે.

"વાહડના પુત્ર ધીમત સૂત્રધાર કુમારસિંહથી સંભાળપૂર્વક આ લેખ કોતરાયો છે.

"ત્રણ જગતના ભર્તૃ શ્રી નેમિનાથ અને અમ્બાના પ્રસાદથી વસ્તુપાલના અન્વયને આ પ્રશસ્તિ સ્વસ્તિશાલિની થાઓ."

# ગિરનારના લેખો નં. ૨[1]

## વિ. સં. ૧૨૮૮

આ લેખ વસ્તુપાલ અને તેજપાલનાં મંદિરોના પશ્ચિમ દરવાજા ઉપર છે. તેમાં ૧૪ લાંબી પંક્તિઓ છે. પહેલો ભાગ જરા ભુંસાઈ ગયો છે. લખાણનો ગદ્ય ભાગ બહુ જ થોડા ફેરફાર સાથે લેખ નં ૧ માં છે તેમ જ છે. પરંતુ શ્લોકો નવા છે.

अक्षरान्तर

॥ .... ... ... ... यः पु ... ... ... तयदुकुलक्षीरार्णवेंदुर्जिनो

यत्पादाब्जपवित्रमौलिरसमश्री-

रुज्जयंतोप्ययं ॥ धत्ते मूर्ध्नि निजप्रभुमत्तमरोद्दामप्रभामंडलो विश्वक्षोणिभृदाधिपत्य-

पदवीं नीलातपत्रोज्वलां ॥ १ ॥

स्वस्ति श्रीविक्रमसंवत् १२८८ वर्षे लहि-

[ लपुरवास्त ]व्य. लुणिगमहं. ठ. श्रीमाल. ललितादेवी-

[ कुक्षिसरोवरराजहं ]साय' सं. ७९ पूर्वं स्तंभतीर्थमुद्राव्यापारं व्या' धिराज-

श्रीलवण-

[ प्रसाददेवस्तुत ]महारा' महातीर्थेषु

[ श्रीमदणहिलपुर ]श्रीभृगुपुर' श्रीऋषभदेव-

[ स्तंभनकपुरावतार ] श्रीपार्श्व' चतुष्टयजिनद्वंद्वअंबावलो' रूढनिजपितामह ठ.

श्रीसोमस्य निज पितृ ठ. श्रीआशाराज-

[ मूर्तिद्वितय ] चारुतो' श्रीउज्जयंतमहातीर्थे आत्मनस्तथा स्वभार्यायाः' ठ.

कान्हडपुत्र्याः ठ.

[ राणुकुक्षिसंभूताया ] महं श्रीसोखुकायाः पुण्या' पट्टालंकरणश्रीविजय' ष्टितश्री-

ऋषभदेवप्रमुखचतुर्विंशतितीर्थ' समंट-

[ पः श्रीसमेतमहा ] तीर्थावतारमयानप्रासादः कारितः ॥ छ ॥ चेतः किं कलि-

काल हाटसमहो किं मोह-

नो हस्यते गृध्ने कृष्णमुसामि किं कथय किं विगोप मोपो भवान् ॥ भूमः किं

नु सले न सेहति धिमप्यस्माक-

मुज्जृंभितं सैन्ये' यत्किल वस्तुपालकविना धर्मस्य संदर्भितं ॥ २ ॥ यं विधुं

धंधरः शिदर्शिनः तत्र-

૧ રી. લી. કિ. રી. પા. ૨૮૧ ટે. બર્જેસ અને કઝેન્સ, ૨ [illegible]

... ... ॥ ... ... ... पश्यंति वर्ण्यतां किमयं मया ॥ २ ॥ वैरं विभूति-आरत्योः प्रभुत्वप्रणिपातयोः ॥

तेजस्विताप्रशमयोः शमितं येन मंत्रिणा ॥ ३ ॥ दीपः स्फूर्जति सज्जकज्जलमलस्नेहं मुहुः संहरन्निंदर्मंडलवृत्तखं-

डनपरः प्रद्वेष्टि मित्रोदयं ॥ शूरः क्रुरकरः परस्य सहते तेजो न तेजास्विनस्तत्केन प्रतिमं ब्र-

[ वीमि सचिवं श्री ]वस्तुपालमिघं ॥ ४ ॥ आयाताः कति नैव यांति कति नो यास्यंति नो वा कति स्थाने

स्थाननियासिनो भवपथे पांथीभवंतो जनाः ॥ अस्मिन् विस्मयनीयवु-द्धिजलधिर्विध्वस्य दस्यून् करे कुर्वन् पुण्यनिधिं

चिनोति वसुधां श्रीवस्तुपालः परं ॥ ५ ॥ दभ्रेस्य वीरधवलाक्षितिपस्य राज्यभारे धुरंधरधुरं

... ... ॥ श्रीतेजपालसचिवे दधति स्वबंधुभारोद्धृतावविधुरैकधुरीणभावं ॥६॥ इह तेजपालसचिवो

विमलितविमलाचलेंद्रममृतभृतं ॥ कृत्वानुपमसरोवरममरगणं प्रीणयांचक्रे ॥ ७ ॥ [ एते ] श्रीमलधारिश्रीनरचंद्रसुरिणां ॥

इह वालिगसुतसहजिगपुत्रानकतनुजवाजडतनूजः ॥ अलि-

[ खादिमां कायस्थस्तं ]भपुरीयध्रुवो जयतसिंहः ॥ ८ ॥ हरिमंडपनंदीश्वर-शिल्पीश्वरसोमदेवपौत्रेण ॥ वकुल-

स्वामिसुतेनोत्कीर्णा पुरुषोत्तमेनेयं ॥ ९ ॥ श्रीनेमेस्त्रिजगद्भर्तुं शालिनी ॥ १० ॥ माहामात्यं रियं ॥ महामात्य-

श्रीवस्तुपालभार्यामहंश्रीसोखुकायाधर्मस्थानमिदं ॥

ભાષાન્તર

"યાદવ કુળના ક્ષીરના ઉદધિ ઇંદુ..........માફક પવિત્ર કરતા

..............જિન..........વિજય કર્યો..........આ ઉજ્જયન્તનું શિખર તેના ચરણ-કમળથી પવિત્ર થએલું છે અને તેનો પ્રભાવ અસ્પર્ધિત છે છતાં નિજ પ્રભુના અતિ પ્રભાવાળા મંડળથી આવૃત બની સર્વે પર્વતો પર નીલ છત્ર માફક ઉજ્જ્વળ અધિપતિની પદવી પોતાના શિર પર ધારણ કરે છે.

"સ્વસ્તિ શ્રી વિક્રમ સંવત ૧૨૮૮ ફાગુણ શુદિ ૧૦ બુધવારે શ્રી અણહિલપુરનિવાસી પ્રાગ્વાટ કુળના ઠકુર ચણ્ડપ્રસાદ, તેનો પુત્ર સોમ, તેનો પુત્ર આશારાજ અને તેનો શ્રી કુમારદેવીથી અવતરેલો લુણિગ અને માલદેવનો અનુજ અને તેજપાલનો જ્યેષ્ઠ બંધુ મહામાત્ય શ્રી વસ્તુપાલ; તેનો પુત્ર લલિતા દેવીની સરોવર જેવી કુખથી રાજહંસ સમાન જયતસિંહ જન્મ્યો. સંવત ૭૯ પૂર્વે જયતસિંહ સ્તંભતીર્થમાં મુદ્રાવ્યાપાર કરતો હતો, સંવત ૭૭ વર્ષે શ્રી શત્રુંજય, ઉજ્જયન્ત વગેરે મહાતીર્થ યાત્રાના ઉત્સવના પ્રભાવથી સ્પષ્ટ થતા શ્રીમદ્ દેવાધિદેવના પ્રસાદથી પ્રાપ્ત કરેલા સંઘના નાયક પદથી, ચૌલુક્ય કુળના નભમાં પ્રકાશતા સૂર્ય સમાન મહારાજાધિરાજ લવણપ્રસાદના પુત્ર મહારાજ વીરધવલની પ્રીતિથી રાજ્યમાં સત્તા પ્રાપ્ત કરનાર, શ્રી શારદાના પ્રસાદથી પુત્ર પ્રાપ્ત કરનાર, મહામાત્ય વસ્તુપાલે તથા સંવત ૭૬ પૂર્વે ગુજરાતનાં નગરોમાં મુખ્ય ધવલક્કક છે તેમાં મુદ્રાવ્યાપાર કરતા તેના અનુજ તેજપાલથી શ્રી શત્રુંજય, અર્બુદાચલ, વગેરે મહાતીર્થોમાં, શ્રીમદ્ અણહિલપુર, ભૃગુપુર, સ્તંભનકપુર, સ્તંભતીર્થ દર્ભવતી, ધવલક્કક આદિ નગરોમાં તથા અન્ય સ્થાનોમાં કોટી નવાં ધર્મસ્થાનો બંધાવ્યાં અને જીર્ણોદ્ધાર કરાવ્યા.

તેમ જ વિખ્યાત વસ્તુપાલે શ્રીશત્રુંજયના મહાતીર્થપરના અવતાર શ્રીમદ્ આદિ તીર્થંકર શ્રી ઋષભદેવ, સ્તંભનકપુરના અવતાર શ્રી પાર્શ્વનાથ દેવ, સત્યપુરના અવતાર શ્રી મહાવીર દેવ, પ્રશસ્તિ સહિત કશ્મીરમાં અવતાર શ્રી સરસ્વતિની વિખ્યાત મૂર્તિ આ ચાર દેવ અને બે જિન– અમ્બા, અવલોકના, શામ્બ અને પ્રદ્યુમ્નનાં ચાર શિખરોપર શ્રી નેમિનાથ દેવથી અલંકારિત દેવો– અશ્વપર આરોહણ કરેલા પોતાના પિતામહ શ્રી સોમ, અને પિતા શ્રી આશારાજની બે મૂર્તિઓ અને ત્રણ તોરણથી મંડિત શ્રી નેમિનાથ દેવ તેના પૂર્વ જ્યેષ્ઠ બંધુ, અનુજ, પુત્રો આદિની મૂર્તિઓ વાળો મુખોદ્ઘાટનક સ્તંભ, શ્રી અષ્ટાપદ મહાતીર્થ પ્રભૃતિ અનેક કીર્તન પરંપરાથી વિરાજિત શ્રી નેમિનાથ દેવાધિદેવથી ભૂષિત તે, શ્રીમદ્ ઉજ્જયન્ત મહાતીર્થમાં પોતાના અને પોતાની પત્ની પ્રાગ્વાટ વંશના શ્રી કાહ્નડની રાણુથી થએલી પુત્રી શ્રી સોખુકાના પુણ્યની વૃદ્ધિ માટે શ્રી નાગેન્દ્ર ગચ્છના ભટ્ટારક શ્રી મહેન્દ્ર સૂરિના પુત્ર અને શિષ્ય શ્રી શાન્તિસૂરિના શિષ્ય શ્રી આનન્દસૂરિથી અને અમરસૂરિનું પદ ધારણ કરતા ભટ્ટારક શ્રી હરિભદ્રસૂરિના પવિત્ર સ્થાનનું ભૂષણ પ્રભુ શ્રી વિજયસેનસૂરિથી પ્રતિષ્ઠિત શ્રી અજિતનાથ દેવ આદિ ચોવીસ તીર્થંકરથી અલંકારિત નવ મંડપ સહિત મહાતીર્થાવતારનું ભવ્ય નવું મંદિર,– આ સર્વ બાંધ્યું.

(શ્લોકો) હે કલિકાલ ! તારૂં ચિત્ત કેમ થાકી ગયું છે ? વિશ્વના મોહ તું હાસ્ય કેમ નથી કરતો ? હે તૃષ્ણા ! તારૂં મુખ કેમ શ્યામ છે ? હે વિઘ્નના સમૂહ ! તારો શ્રમ કેમ ફળીભૂત નથી થયો ? (તેઓ ઉત્તર આપે છે:) વસ્તુપાલનાં સુકૃત્યોથી બલવાન બનેલા, ગુણોના સૈન્યને લઇને અમારો ઉપાય સુખેથી આગળ વધતો નથી, એ વિના બીજો શો ઉત્તર અમે આપીએ ?

‘જેને બન્ધુજનો શશિ સમાન ગણે છે, યાચકગણ સિદ્ધિ ગણે છે, શત્રુઓ વિનાશના દેવતા જેવો લેખે છે, તેવા આ પુરૂષને હું કેમ વર્ણવી શકું ?

“શ્રી અને વિદ્યા” પ્રભુત્વ અને પ્રણિપાત, તથા અભિમાન અને નમ્રતાનાં સ્વાભાવિક વેર શમાવનાર આ મંત્રી છે.

“દીપક તેલ (સ્નેહ) ચૂસ્યાં કરે છે અને કાજળ આપે છે, ઈન્દુ સાથે સરખાવતાં ઈન્દુ સદા કળામાં ક્ષીણ થાય છે અને સૂર્ય (મિત્ર)ના ઉદયની ઈર્ષા કરે છે, જ્યારે સૂર્ય પોતાનાં પ્રચંડ કિરણોથી અન્ય તેજસ્વી પદાર્થનું તેજ સહન કરતો નથી. આથી વિખ્યાત વસ્તુપાલ સચીવને કોની સાથે સરખાવી શકાય ?

“આ ભવના પંથમાં ટુંક સમય નિવાસ કરતા કેટલા પંથીજનો નથી આવ્યા ? કેટલા ચાલ્યા નથી જતા ? અને હજુ કેટલા નહીં ચાલ્યા જાય ? પણ વિસ્મય પમાડે તેવી બુદ્ધિનો સાગર વસ્તુપાલ સર્વ શઠોનો સંહાર કરે છે અને પુણ્ય નિધિ પોતાના કરમાં રાખી પૃથ્વીનું પાલન કરે છે.

“તે મંત્રીશ્વરે શ્રીવીરધવલ નૃપના રાજ્યનો ભાર ધારણ કરી અને વિખ્યાત તેજપાલે તેના ભાઈના ભારમાં ભાગ લીધો.

“અહીં શત્રુંજયને પવિત્ર કરતા અમૃત જળનું અતુલ સરવર બનાવી તેજપાલ સચીવે અમર ગણને સંતુષ્ટ કર્યાં.

“શ્રી મલધારિ નરચન્દ્રસુરિથી આ રચાએલા છે.

“વાલિગના પુત્ર સહજિગના સુત આટકના તનુ, વાડજના પુત્ર, સ્તંભપુરના કાયસ્થ ધ્રુવ જયતસિંહે આ (લેખ) લખ્યો છે.

“વિષ્ણુના મંદિર અને શિવના વૃષના શિલ્પિઓના નાયક સોમદેવના પૌત્ર બકુલસ્વામિના પુત્ર પુરૂષોત્તમે આ કોતર્યું છે.

“આ મહામાત્ય વસ્તુપાલની પ્રશસ્તિ છે.

“મહામાત્ય શ્રી વસ્તુપાલની ભાર્યા મહંશ્રી સોખુકાનું આ મંદિર છે.

નં૦ ૨૦૯

# ગિરનારના લેખો નં. ૩[1]

વિ. સં. ૧૨૮૮ ફાગણ સુદિ ૧૦ બુધવાર

આ લેખ વસ્તુપાલ અને તેજપાલના મંદિરના ઉત્તર દરવાજા ઉપર, ૧૮ પંક્તિઓનો છે. ગદ્યલખાણ પહેલા અને બીજા લેખોને બહુ મળતું આવે છે.

## अक्षरान्तर

ॐ नमः सर्वज्ञाय ॥ प्रणमदमरमेखन्मौलिस्फुरन्मणिघोरणी तरुणकिरणश्रेणी-शोणीकृताखिलविग्रहः ॥

सुरपतिकरोन्मुक्तैः [स्ना]नोदकैर्घुसृणारुणः प्रुतनुरिवापायात् पायाज्जगंति शिवां-गजः ॥ १ ॥ स्वस्ति श्रीविक्रम॰ न्यमा-

ग्वादा॰ सायमाने-

महं॰ श्री॰ व्यापारंस्याष्ट॰ वीरधव-

ल्देवमी॰ दर्मवतीधव-

लक्क॰ श्रीसत्यपु॰ रदेव-

प्रशस्ति॰ विरूढनिजपि॰ स्वपितृ॰ द्वितयकुंजराधिरूढमहामात्यश्रीवस्तुपालअनुज-महं॰ श्रीतेजःपालमूर्तिद्वय-

चारुतोरणत्रय॰ स्तंभश्रीसंमेतमहातीर्थम॰ तथा स्वभार्यायाश्च प्रा॰ पुत्र्याः ठ.

राणुकुक्षि॰ श्रीसोखुकायाः पु॰ प्रतिष्ठितश्रीऋषभदेवप्रमुखदेवालंकृतोयमभिनवः समंडपः श्रीमष्टापदमहा-

तीर्थावतारनिरुपमप्रधानप्रासादः कारितः ॥ छ ॥ प्रासादैर्गगनांगणप्रणयिभिः पाताल्मूलंकपै कसारैश्च

सितैः सिताम्बरगृहैर्नीलैश्च लीलावनैः ॥ येनेयं नयनिर्जितेंद्रसचिवेनालंकृतालं-क्षितिः क्षेमैकायतनां चिरायुरुदयी

श्रीवस्तुपालोस्तु.सः ॥ १ ॥ संदिष्टं तव वस्तुपाल बलिना विश्वत्रयीयात्रकान् मत्वा ना-

रदतश्चरित्रमिति ते हृष्टोस्मि नंद्याश्चिरं ॥ नार्थिभ्यः क्षुधमर्थितः प्रथयसि स्वल्पं न दत्से नच स्वश्लाघां बहु

---

१ રી. લી. એ. રી. પા. ૩૩૩ રો. બર્જેસ અને કઝીન્સ.

मन्यसे किमपरं न श्रीमदान्मुह्यसि ॥ २ ॥ अखिलदलनश्रीवीरनामायमुर्व्यां सुरपतिरवतीर्णस्तर्कयामस्तदस्य ॥

निवसति सुरशाखी वस्तुपालाभिधानः सुरगुरुरपि तेजः पालसंज्ञः समीपे ॥ ३ ॥ उदारः शूरो वा

रुचिरवचनो वास्ति न हि वा भवत्तुल्यः कोपि क्वचिदिति चुलुक्येंद्रसचिव ॥ समुद्भूतभ्रांतिर्नियतमवगंतुं तव

यशस्ततिर्गेहे गेहे पुरि पुरि च याता दिशि दिशि॥ ४ ॥ सा कुत्रापि युगत्रयी वत गता सृष्टा च सृष्टिःसतां सीद-

त्साधुरसंचरत्सुचरितः खेलत्खलोभूत्कलिः ॥ तद्विश्वार्त्तिनिवर्त्तनैकमनसः प्रत्तो-धुना शं-

भुना प्रस्तावस्तव वस्तुपाल भवते यद्रोचते तत्कुरु ॥ ५ ॥ के निधाय वसुधातले धनं वस्तुपाल न यमालयं

गताः ॥ त्वं तु नंदसि विवेशयन्निदं दिक्षु धावति जने क्षुधावति ॥ ६ ॥ पोत्रेण धारय वराहपते धरित्रीं सूर्यप्रका-

शय सदा जलदाभिषिं च ॥ विश्राणितेन परिपालय वस्तुपाल भारं भवत्सु यदिमं निदधे विधा-

ता ॥ ७ ॥ आत्मा त्वं जगतः सदागतिरियं कीर्तिर्मुखं पुष्करं मैत्री मंत्रिवरः स्थिरा धनरसः श्लोकस्तमोघ्नः

शमः ॥ नोक्तः केन करस्तवामृतकरः कायश्च भास्वानिति स्पष्टं धूर्जटिमूर्त्तयः कृतपदाः श्रीवस्तुपाल त्वयि ॥ ८ ॥

विद्या यद्यपि वैदिकी न लभते सौभाग्यमेषा क्वचित् न स्मार्त्तं कुरुते च कश्चन वचः कर्णद्वये य-

द्यपि ॥ राजानः कृपणाश्च यद्यपि गृहे यद्यप्ययं च व्ययश्चिता कापि तथापि तिष्ठति न मे श्रीवस्तुपाले सति

॥ ९ ॥ कर्णे खलप्रलपितं न करोषि रोषं नाविः करोषि न करोष्यपदे च लाभं ॥ तेनोपरित्वमवनेरपि वर्त्तमानः

श्रीवस्तुपालकलिकालमधः करोषि ॥ १० ॥ सर्वत्र भ्रांतिमती सर्वविदस्त्वद्-भवत्कथं कीर्तिः ॥

श्रीवस्तुपालपैतृकमनुहरते संततिः प्रायः ॥ ११ ॥ सोपि वलेखलेपः स्वल्पतरो-भूत्तथैव कल्पतरोः ॥ श्रीवस्तु-

पालसचिवे सिंचति दानामृतैर्जगतीं ॥ १२ ॥ नियोगिनागेषु नरेश्वराणां मद्र-स्वभावः खलु वस्तुपालः ॥ उद्दामदान-

प्रसरस्य यस्य विभाव्यते क्वापि न मत्तभावः ॥ १३ ॥ विबुधैः पयोधि-मध्यादेको बहु-

भिः करींदुरुपलब्धः ॥ बहुवस्तु वस्तुपाल प्राप्ता विबुध स्त्वयैकेन ॥ १४ ॥ प्रथमं धनप्रवाहैर्वाहैरथनाथमा-

त्मनः सचिवः ॥ अधुनातु सुकृतसिंधुः सिंधुरवृंदैः प्रमोदयति ॥ १५ ॥ श्री-वस्तुपाल भवता जलधेर्गभीरता किलाक-

लिता ॥ आनीय ततो गजता स्वपतिद्वारेयदाकलिता ॥ १६ ॥ [ ए ]ते श्रीमद्-गुर्जरेश्वरपुरोहि-

तठ सोमेश्वरदेवस्य ॥ इह वालिगसुतसहजिगं जः ॥ अलिखदिमां कायस्थस्तंभ-पुरीयप्रुवो जयतसिंहः

॥ १ ॥ हरिमंडपनं नेयं ॥ २ ॥ महामात्यश्रीवस्तुपालप्रशस्तिरियं निष्पन्ना ॥ शुभं भवतु ॥

श्रीनेमेखिज शालिनी ॥ महामात्यश्रीवस्तुपालभार्या महं श्रीसोखुकाया धर्मस्थाना-मिदं ॥ श्रीकल्याणमस्तु ॥

ભાષાન્તર

સર્વજ્ઞને નમન. પ્રણામ કરતા દેવોના મુગટનાં ઉજ્જવળ મણિનાં મૃદુ કિરણોની શ્રેણીથી રકત થએલા, આખા અંગવાળો શિવનો પુત્ર અને જે સુરપતિના કરથી નંખાતા સ્નાનના જળથી પ્રક્ષાલન થતો ( કુંકુમ ) જેવો રકત દેખાય છે તે દેવનો પુત્ર જગતને વિપત્તિમાંથી રક્ષો !

સ્વસ્તિ શ્રી વિક્રમ સંવત ૧૨૮૮ ફાગુણ શુદિ ૧૦ બુધવારે.

શ્રી અણહિલપુરનિવાસી, પ્રાગ્વાટ અન્વયનો ઠકુર ચણ્ડપ, તેનો પુત્ર ચણ્ડપ્રસાદ તેનો પુત્ર સોમ અને તેનો પુત્ર આશારાજ અને તેનો કુમાર દેવીથી અવતરેલો પુત્ર લૂણિગ અને માલદેવનો અનુજ અને તેજપાલનો જ્યેષ્ઠ બન્ધુ મહામાત્ય શ્રી વસ્તુપાલ: તેનો પુત્ર, શ્રી લલિતાદેવીની સરોવર સમાન કુખથી રાજહંસ સરખો જયતસિંહ. સંવત ૭૯ વર્ષ પૂર્વે જયતસિંહ સ્તંભતીર્થમાં મુદ્રાવ્યાપાર કરતો હતો; સંવત ૭૭ વર્ષે શ્રી શત્રુંજય, ઉજ્જયન્ત વગેરે મહાતીર્થ યાત્રાના ઉત્સવના પ્રભાવથી સ્પષ્ટ થતા શ્રીમદ્દેવાધિદેવના પ્રસાદથી પ્રાપ્ત કરેલા સંઘના નાયકપદથી, ચૌલુક્ય કુળના નભમાં પ્રકાશતા, સૂર્ય સમાન મહારાજાધિરાજ લવણપ્રસાદ, ના પુત્ર મહારાજ વીરધવલની પ્રીતિથી રાજ્યમાં સત્તા પ્રાપ્ત કરનાર, શ્રી શારદાના પ્રસાદથી પુત્ર પ્રાપ્ત કરનાર, મહામાત્ય વસ્તુપાલે તથા સંવત ૭૬ પુર્વે ગુજરાતનાં નગરોમાં મુખ્ય ધવલક્કક છે તેમાં મુદ્રાવ્યાપાર કરતા તેના અનુજ તેજપાલે શ્રી શત્રુંજય, અર્બુદાચલ વગેરે મહા-તીર્થોમાં, શ્રીમદ્ અણહિલપુર, ભૃગુપુર, સ્તંભનકપુર, સ્તંભતીર્થ, દર્ભવતી, ધવલક્કક, આદિ નગરોમાં તથા અન્ય સ્થાનોમાં કોટી નવાં ધર્મસ્થાનો બંધાવ્યાં અને જીર્ણોદ્ધાર કરાવ્યાં.

તેમ જ વિખ્યાત વસ્તુપાલે શ્રી શત્રુંજયના મહાતીર્થ પરના અવતાર શ્રીમદ્ આદિતીર્થંકર શ્રી ઋષભદેવ, સ્તંભનકપુરના અવતાર શ્રી પાર્શ્વનાથ દેવ, સત્યપુરના અવતાર શ્રી મહાવીરદેવ, પ્રશસ્તિ સહિત કશ્મીરના અવતાર શ્રી સરસ્વતિની વિખ્યાત મૂર્તિ,—આ ચાર દેવ અને બે જિન અમ્બા, અવલોકના, શામ્બ, અને પ્રદ્યુમ્નનાં ચાર શિખરો પર શ્રી નેમિનાથ દેવથી અલંકારિત દેવો અશ્વપર આરોહણ કરેલા પોતાના પિતામહ શ્રી સોમ અને પિતા શ્રી આશારાજની બે મૂર્તિઓ અને ત્રણ તોરણથી મંડિત શ્રી નેમિનાથ દેવ, તેના પૂર્વજો, જ્યેષ્ઠ બન્ધુ, અનુજ, પુત્રો આદિની મૂર્તિઓવાળો મુખોદ્ઘાટનક સ્તંભ, શ્રી અષ્ટાપદ મહાતીર્થ પ્રભૃતિ અનેક પરંપરાથી વર્ણન કરાએલાં યાત્રાધામોથી વિરાજિત શ્રી નેમિનાથ દેવાધિદેવથી ભૂષિત તે, શ્રીમદ્ ઉજ્જ-યન્ત મહાતીર્થમાં પોતાના અને પોતાની પત્ની પ્રાગ્વાટ વંશના શ્રી કાન્હડની રાણુથી થએલી પુત્રી શ્રી સોખુકાના પુણ્યની વૃદ્ધિ માટે શ્રી નાગેન્દ્રગચ્છના ભટ્ટારક શ્રી મહેન્દ્રસૂરિના પુત્ર અને શિષ્ય શ્રીશાન્તિસૂરિના શિષ્ય શ્રી આનન્દસૂરિથી અને અમરસૂરિનું પદ ધારણ કરતા ભટ્ટારક શ્રી હરિભદ્ર સૂરિના પવિત્ર સ્થાનનું ભૂષણ પ્રભુ શ્રી વિજયસેન સૂરિથી પ્રતિષ્ઠિત શ્રી અજિતનાથ દેવ આદિ તીર્થંકરોથી અલંકારિત નવ મંડપ સહિત મહાતીર્થાવતારનું ભવ્ય નવું મંદિર આ સર્વ બાંધ્યું.

( શ્લોક ) ગગનમાં ડોલતા શિખરવાળા અને પાતાળમાં જતા મૂળવાળા મહેલોથી, સર-વરોથી, શ્વેતામ્બરોના શ્વેત મઠોથી, અને લીલી લીલા કરવાની વાટિકાઓથી ભૂમિ અલંકારિત કરનાર, નયમાં ઇન્દ્રના સચિવનો પરાજય કરનાર અને પૂર્ણ અભયનું સ્થાન વસ્તુપાલ ઉદય પામો અને દીર્ઘાયુષી થાઓ.

" હે વસ્તુપાલ ! વારંવાર પ્રાર્થના કર્યા છતાં તું યાચકો તરફ ક્રોધ કરતો નથી અને તેમને અલ્પ આપતો નથી અને તારી સ્તુતિને તું કંઇ લેખતો નથી. તું ટુંકાણમાં શ્રીના મદવાળો નથી, એમ ત્રિભુવનમાં ગમન કરતા નારદ પાસેથી સાંભળી હું પ્રસન્ન થયો છું, એમ બલિએ સંદેશ મોકલ્યો છે.

શત્રુઓને સંહારનાર વીરધવલના નામથી સુરપતિએ ભૂમિપર અવતરણ કર્યું છે અને તેથી વસ્તુપાલના વેશમાં કલ્પતરૂ અને તેજપાલના વેશમાં દેવના ગુરૂ બૃહસ્પતિ તેની સમીપમાં છે.

"ચૌલુક્ય નૃપના હે સચિવ! તારા સમાન શૂરો, ઉદાર, અને મધુર વાણીવાળો અન્ય પુરુષ કોઈ સ્થળે છે કે નહીં, એ ભ્રમ થવાથી તેનો નિર્ણય કરવા તારો યશ ઘેરઘેર અને શહેરેશહેરમાં સર્વ દિશામાં તપાસ માટે ગયો છે.

"અફ્સોસ, ત્રણ યુગ કંઈ પણ વીતી ગયા અને સજ્જનોની ઉત્પત્તિ અટકી છે. ઋષિ-જનોને દુઃખ આપતો અને જેમાં માણસો સત્કૃત્યો આચરતા નથી અને શઠો ખેલે છે તે કલિકાળ પ્રસર્યો છે. આ સંજોગોમાં, હે વસ્તુપાલ! શિવે સાંભળ્યું છે કે તારૂં ચિત્ત વિશ્વની વિપત્તિ દૂર કરવામાં જ ફક્ત દોરાયું છે. તને ગમે તે તું કર.

"ભૂમિમાં ધનનો સંચય મૂકી, યમના ધામમાં કોણ નથી ગયું? પણ હે વસ્તુપાલ! તું સર્વ દિશામાં સર્વત્ર ફરતા ભૂખ્યા માણસોને તે (ધનનિધિ) આપવામાં આનન્દ લે છે.

"હે વરાહપતિ! તારા દંતમાં તું વસુધા ધારણ કર! ઓ સૂર્ય તું તેને પ્રકાશિત કર! ઓ વાદળ! તમે તેના પર જળ સિંચો અને હે વસ્તુપાલ! તું તારાં ઉદાર દાનથી તેનું રક્ષણ કર! કારણ કે વિધાતાએ એ ફરજ તારે શિર મૂકી છે.

"હે વસ્તુપાલ! શિવની પ્રતિમાઓ સ્પષ્ટ રીતે તારામાં રહી છે; કારણ કે તું જગતનો આત્મા છે. પવન માફક તારો યશ સદા પ્રસરે છે. તારૂં મુખ કમળ જેવું (નભ જેવું) છે. હે મંત્રીવર! તારી મૈત્રી ભૂમિ જેમ સ્થિર છે. તારો યશ જળ સમાન મધુર છે. તારૂં ધૈર્ય સૂર્ય જેમ તિમિર હણનાર છે અને ચંદ્ર સમાન અમૃત પ્રભાવવાળો તારો કર અને અગ્નિ જેવો તારો દેહ ઉજ્જવળ કોણે નથી કહ્યો?

"વૈદિક જ્ઞાન કોઈ સ્થળે સૌભાગ્ય પ્રાપ્ત કરતું નથી, કોઈ શ્રુતિનો શબ્દ પણ કાનમાં લેતું નથી, નૃપો કૃપણ છે અને ગૃહમાં અતિશય વ્યય હોય છે, છતાં વસ્તુપાલ છે ત્યાં સુધી મને કંઈ જ ચિંતા નથી.

"તું દુષ્ટોનો શબ્દ પણ સાંભળતો નથી, ક્રોધ પ્રદર્શિત કરતો નથી, અયોગ્ય ચીજમાં તારી તૃષ્ણા દોરતો નથી. આથી હે વસ્તુપાલ! તું ભૂમિપર વસતો હોવા છતાં કલિને તારા ચરણ નીચે કચરે છે.

"બહુધા (સાધારણ નિયમ પ્રમાણે) સંતતિ તેના પિતાને અનુસરે છે. હે વસ્તુપાલ! તારા સર્વજ્ઞ દેહમાંથી તારી કીર્તિ જન્મેલી છતાં ભ્રાન્તિવાળી કેમ હોઈ શકે?

"દાનના અમૃતથી ભૂમિપર સિંચન કરવા વિખ્યાત વસ્તુપાલ સચિવથી બલિ અને કલ્પ-વૃક્ષનો ગર્વ ઘણો ઓછો થઈ ગયો છે.

"ગજ સમાન નૃપના દરબારીઓમાં વસ્તુપાલ ભદ્રના સ્વભાવવાળો છે કારણ કે તેનામાં થી અતિમદ ઝરતા છતાં ઉન્માદ નહીં બનેલા ભદ્ર માફક સદા દાનનો પ્રવાહ વહે છે, છતાં કદિ પણ પ્રમત્ત ભાવ પ્રકટ કરતો નથી.

"ઘણા દેવોથી સાગરમાંથી ફક્ત એક જ હાથી પ્રાપ્ત થયો હતો, પણ હે વસ્તુપાલ! એક સુજ્ઞ જનથી (તારામાંથી) સાગરમાંથી (સાગરતટના દેશમાંથી) ઘણા હાથી પ્રાપ્ત થયા છે. વસ્તુપાલ! તેં તારા સ્વામિને પ્રથમ ધનપ્રવાહથી અને પછી અશ્વોથી પ્રસન્ન કર્યો છે. હવે તું જે સત્કૃત્યોને સિંચે છે તેણે તેને અસંખ્ય ગજોથી પ્રસન્ન કર્યો છે.

"વસ્તુપાલ! તેં ખરે સાગરની ગંભીરતા માપી છે. કારણ કે તેં તેમાંથી અસંખ્ય હાથી લઈ તારા સ્વામિના દ્વાર આગળ મૂક્યા છે.

"આ શ્લોકો ગુર્જરેશ્વરના પુરોહિત ઠાકુર સોમેશ્વરે (રચેલા) છે.

"વાલિગના પુત્ર સહજિગના પુત્ર આટકના સુત વાજડના પુત્ર સ્તંભપુરનિવાસી કાયસ્થ જયતસિંહ ધ્રુવ" વગેરે વગેરે વગેરે.

શ્લો. ૨૪ નર્મદાતટ ઉપર ગૃહોનો નિવેશ જેણે કર્યો છે... ... ... ... ... ... ... ... ... ... ... ...॥ ૨૪ [ પુત્ર ]

શ્લો. ૨૫ [ તેનો હતો ] દશરથ કકુસ્થ જેવો, શત્રુપાર્થિવોનાં સૈન્યોનો સંહારક વીરધવલ, જેનું કીર્તિપૂર ફેલાતાં રતિથી કલાન્ત મનવાળી અસાધ્વી સ્ત્રીઓની અભિસરણકલાની કુશલતા ભાંગી પડી ॥ ૨૫

શ્લો. ૪૫ ધારાપતિ અને દક્ષિણ ... ... ... ... બન્ને સાથે આવ્યા આ ધીર નૃપે તેઓના જ સમાન તંત્રને ... ... ... ॥ ૪૫

× × × × × × × × × × × ×
× × × × × × × × × × × × ×
॥ ૫૧ ... ... વીરેશ્વરે શ્રીવીસલ × × × ×

પં. ૨૯ × × × × શ્રીવીસલ પૃથ્વીપતિયે ધારાધીશ અને દક્ષિણેશ્વરને × × × × ×

પં. ૩૦ × × × × — — — —
× × × × સિંધુતીરે વીરવ્રત એકલો વીસલદેવ જ પાળે છે ॥ ૫૬

પં. ૩૯ × × × × × × પ્રજાઓનું તે । તેણે એ જ સ્થિતિ પ્રાપ્ત કરી, જે વડે યયાતિ પૂર્વે × × ॥૭૬

પં. ૪૦ × × × × પોતાના પ્રતાપમાં વીસલે શલભતાને ( પતંગિયાપણાંને ) ॥ ૭૭

આખા જગતનું આધિપત્ય મેળવીને પાર્થિવચન્દ્ર વીસલદેવે × × × ॥૭૮

પં. ૪૧ × × × × × × — — — ॥ ૭૯
શ્રીમૂલરાજના વંશજ અને શંકરના ભક્ત એ ભૂપતિઓ જ્યારે સ્વર્ગે ગયા ત્યારે
— — — — — — ‡ ॥ ૮૦

પં. ૪૨ — — — — § અંધકરિપુ સુરભિ બનાવે છે ॥ ૮૧

હે રત્નાકર તારી આ રત્નસંપત્તિને કયાંક ઊંચે હે સુવર્ણગિરિ તું નીચો થા જેથી કોઈની નજરે ના ચઢ ... ...જગતના ...નું નિર્દલન કરવાને § ‡ § ‡ § ‡ § × ॥ ૮૨

પં. ૪૩ — — અત્યન્ત વિસ્તાર પામેલાં § જે પોતાની અધિક ...વડે § પૂર્વનાં પૂર્વનાં નીચાં નીચાં બનાવે ‡ § છે ॥ ૮૩

જેનું ખડ્ગ ભૂલમાં માતંગના કુંભસ્થળનું લોહી પીને, પશ્ચાત્તાપ કરતું હોય તેમ વ્રતરૂપે શત્રુનૃપતિઓનાં ... ... ...॥ ૮૪

પં. ૪૭ § § ‡ ... શંકરનું......કરાવે છે. § ‡ §

પં. ૪૮ ... ... ...શ્રીમૂલસ્થાન મંદિર ... ... પુરૂષોનું...ન પુરાણનો પુનરૂદ્ધાર કર્યો ॥ ૯૨

હરપર્વતના ( કૈલાસના ) શિખર જેનો પ્રાસાદ કરાવ ... ... ... ॥ ૯૩
× § ‡ § ... ... ...

પં. ૪૯ ... ... ... । ...વસુધાના એ બંધુએ કુલદ્વય ઉદ્ધાર્યું ॥ ૯૫

જે મદન સરખા આકારના નૃપે નવી દિવાલ બંધાવી × § ‡ § ॥ ૯૬
§ ‡ × ‡ § ॥ ૯૭

પં. ૫૦ ... ... ધન્વંતરિનો એ...તોપણ વિશેષજ્ઞ પુરૂષો એને અતુલ કહે છે ॥ ૯૮

ખરેખર, દાનદૂર્ધર ... ... એ...કનકાચલ આપી દેશે, તેથી આપણે ક્યાં જઈશું. એમ જ્યાં ... ... ... ... ॥ ૯૯

પં. ૫૧ જે, બ્રાહ્મણોની સંપત્તિનું કારણ એવું કલ્પલતા...દાન ધર્મલોભથી પ્રતિવર્ષ અધિક અધિક આપે છે. ॥૧૦૦ ... ... ... ... ... ... ... ... જેથી એનો એક ગુણસમૂહ વર્ણવવાની પણ મારામાં શક્તિ નથી. § ‡ §
§ ‡ § ‡ §

પં. ૫૨ – – – અવિરત યજ્ઞ દક્ષિણાથી આનંદિત બ્રાહ્મણોએ કરેલો વેદોનો ધ્વનિ એના દેશમાં જ રસ્તામાં શ્રવણોમાં—॥ ૧૦૨.

એ પૃથ્વી રમણની સુવર્ણ દાનની ખ્યાતિ સાંભળીને શરમાતા બલિનું પણ મ્હો ઝાંખું બન્યું છે. — — — — ॥ ૧૦૩

પં. ૫૩ – — — આટલાં વર્ષો। તે દાનેશ્વરીએ પાત્રોનું દરિદ્ર શાસન લૂંટી લીધું ॥૧૦ અસ્વસ્થ કાકુસ્થ ॥ કુલસંહાર કરનાર કૌરવપતિ, – — – — ૧૦૫

પં. ૫૪ — — શમયુક્ત ( મુનિઓ ) તરફ પુરુષ બન્યો નહુષ, તેથી વખાણવા લાયક, આ સંસારમાં, હું આ નૃપવરને જોઉં છું ॥ ૧૦૬ એક તરફ વૈરોચને ઇન્દ્રની મૈત્રી કરી, અને બીજો નાગલોકમાં જઈ રહ્યો. તેથી ઉંચે અને નીચે ભુવનને દીનવદન જોઈને આ રાજાએ ઉદાર હાથે આશ્વાસન આપ્યું ॥ ૧૦૭

વિધિએ ધર્મસ્થાન બનાવીને

પં. ૫૫ — — — વિલક જે રાજા – –। તે રાજા પોતે બનાવેલાં ધર્મસ્થાનોથી કૃતકૃત્ય થએલો લાંબું જીવો ॥ ૧૦૮ અને તેથી પ્રાગ્વાટવંશમા ~~—ગનામનો શ્રીચંડસિંહનો પુત્ર થયો, જેને વિશ્વાસપાત્ર ગણીને રાજાએ વૈદ્યનાથના દુર્ગપદ ઉપર નીમ્યો ॥ ૧૦૯ એ સચિવનું હવે શું વર્ણન કરવું, જેણે

પં. ૫૬ સત્કીર્તિના પૂરથી ભૂતલને ભરપૂર કર્યુ છે; એણે બંધાવેલો વિવરરહિત પ્રાકાર ( કોટ ) સ્વર્ગલોક સુધી જઈ પહોંચ્યો છે ॥ ૧૧૦ સાદેવ નામે સકલગુણનો નિધિ સૂત્રધાર હતો; તેનો પુત્ર વામદેવ ઉત્પન્ન થયો, જેણે મૂલસ્થાન નામે સૂર્યના મંદિરની રચનાથી ખ્યાતિ મેળવી; એનો પુત્ર, વિશ્વકર્માના વંશનું કુસુમ, મદન નામે હતો, જે શ્રી વૈદ્યયનો ગઢ, વિસ્તીર્ણ મંદિર અને દ્વાર,

પં. ૫૭ તથા શાખાઓ વગેરેનો રચનાર હતો ॥ ૧૧૧ આહ્લાદનનો પુત્ર દેવાદિત્ય નામનો થયો જે વૈદ્યશિતાનો કાયમ સ્થપતિ બન્યો અને સૂત્રધારોના અગ્રણી વરીકે વિખ્યાત થયો ॥ ૧૧૨ શ્રી વૈદ્યનાથ ! ભગવન્ ! ભુવનોના એક ધણી ! તારી કૃપાથી હે દેવ ! તારી પાસે એક પ્રાર્થના કરું છું: આ વીસલદેવ શત્રુઓની આત્તિથી રહિત અને

પં. ૫૮ પુત્ર સહિત અચુત કલ્પ પર્યન્ત વિજયી રહો ॥ ૧૧૩ આ પ્રશસ્તિને — — – – ઉત્પન્ન થએલા ભૂપાલોના મુખ્ય પુરોહિત સોમેશ્વરદેવે રચી છે, જેણે અર્ધ યામમાં મહાપ્રબંધ રચ્યો છે ॥ ૧૧૪ પ્રિયામંદના (?) પુત્ર, શ્રીનંદિપુર ગોત્રમાં થયેલા

પં. ૫૯ પ્રહ્લાદન નામના દ્વિજપુંગવે એ પ્રશસ્તિ લખી છે ॥ ૧૧૫ સજ્જન નામે સૂત્રધારના પુત્ર, સૂત્રધારોમાં મુખ્ય, પદ્મસિંહ શિલ્પીએ [ એ પ્રશસ્તિ ] કોતરી છે ॥ ૧૧૬ સંવત્ ૧૩૧૧ વર્ષે જ્યેષ્ઠ શુદિ ૧૫ બુધવારે ॥ છ ॥ —॥—॥ શુભં ભવતુ ॥ છ ॥ * ॥

લેખ ૧૪

નં० ૨૧૬

# વાઘેલા રાજા વીસલદેવના સમયનું દાનપત્ર[1]

વિ. સં. ૧૩૧૭ જ્યેષ્ઠ વદ ૪ ગુરૂવાર

अक्षरान्तर

पतरूं पहेलुं

१ ॥७०॥ स्वस्ति श्रीमद्विक्रमकालातीतसप्तदशाधिकत्रयोदशशतिकसंवत्सरे लौकिक-ज्येष्टमासस्य

२ कृष्णपक्षचतुर्थ्यां तिथौ गुरावद्येह श्रीमदणहिल्लपाटके समस्तराजावलीविराजित-परमेश्वरपरम-

३ भट्टारक उमापतिवरलब्धप्रसादप्रौढप्रतापचौलुक्यकुलकमलिनीकलिकाविकाशमार्त्त-ण्डसिंघण-

४ सैन्यसमुद्रसंशोषणवडवानलमालवाधीशमानमर्दनमेदपाटकदेशकलुपराज्यवल्लीकं-दोच्छे[ द ]-

५ नकुद्दालकल्पकर्ण्णाटराजजलधितनयास्वयंवरपुरुषोत्तमभुजबलभीम अभिनवसिद्ध-राज अप-

६ राज्रुनेत्यादिसकलविरदावलीसमलंकृतमहाराजाधिराजश्रीमद्वीसलदेवकल्याणविज-यिराज्ये

७ तदनुशासनानुवर्त्तिनि महामात्यश्रीनागडे श्रीश्रीकरणादिसमस्तमुद्राव्यापारान् परिपंथयतीत्येवं

८ काले प्रवर्त्तमाने अस्यैव परमप्रभोः श्रीमहाराजस्य प्रसादपत्तलायां वर्द्धिपथके भुज्यमानमंडल्यां

९ जयश्रीनिर्भरालिंगितशरीरः महामंडलेश्वरराणकश्रीसामतसिंहदेवः नगरपौरान् अन्यानपि स-

१० र्व्वा[ न ]धिकृत्य सर्वेषां विदितं पत्रशासनं प्रयच्छति यथा ॥ यन्मया महा-दानोदकप्रक्षालितवामेतरकरत-

११ लेन परमधार्मिकेन भूत्वा तीर्थपुण्योदकैः स्नात्वा सुक्लवाससी परिधाय चराचर-त्रिभुवनगुरुं भगवन्तं-

---

૧ ઈ. એ. વો. ૬ પા. ૨૧૦ ડૅા. જી. બુલ્હર. પ્રસ્તાવના ચાલુક્યનાં દાનપત્રોની શરૂવાતની પ્રસ્તાવના સાથે છે. પતરાનું માપ ૧૧"×૧૩¾" છે; લિપિ–જૈન દેવનાગરી પં. ૧ વાંચો ज्येष्टमासस्य. પં. ૬ વાંચો बिरुदा પં. ૯ વાંચો सामन्तसिंह પં. ૧૦ વાંચો प्रयच्छति પં. ૧૧ વાંચો शुक्लवाससी

१२ भवानीपतिं समभ्यर्च्य संसारासारतां विचिंत्य नलिनीदलगतजललवतरलतरं जीवितव्यं यौवनमधि-

१३ यं चावगम्य ऐहिकं पारत्रिकं च फलमंगीकृत्य पितामहराणकश्रीलूणपसाजदेवश्रेयोर्थं आशापल्यां

१४ पूर्वसंकल्पितसत्रे अपूर्व अष्टौ ब्राह्मणान् भोजयितुं तथा तत्रत्यप्रपामरापनार्थं च तथा मंडल्यांस्वपि-

१५ तुः राणकश्रीसंग्रामसिंहदेवश्रेयसे अपूर्वद्वादशसंख्यकान् ब्राह्मणान् राजान्नपानव्यञ्जनतांबूला-

१६ दिसर्वोपस्करसहितभोजनं भोजयितुं तथा कन्यागतापरपक्षे चतुर्दशब्रह्मपुरीयकब्राह्मणनां पंचद-

१७ शदिनानां श्राद्धे सदक्षिणा निर्वापाः तथा सदैवामावास्यायाममावास्यायां अमीषामपि ब्राह्मणानां अनुप्र-

१८ पाव्या सदक्षिणा पंच निर्वापाः तथा पारायणोपविष्टकपिलावर्त्तब्राह्मणानां निर्वापा तथा प्रपामरापनार्थं

१९ तथा वल्लाल्नारायणरूपनारायणदेवयोर्नित्यं पंचोपचार पूजानैवेद्यार्थं तथा विशेषपचोपस्करपू-

## पतरूं बीजुं

१ जानैवेद्यर्थं तथा पतितशुषितधर्मस्थानानामुद्धरणार्थं वैशाषीपर्वणि अस्मिन्नेव पर्यंके संतिष्टमान

२ मेहूणाभिधानग्रामे कस्य तथा मंडल्यां भूमिहल ६ तथा हाट १२ तथा रिणसीहवसणग्रामेर्मेपलमा

३ नभूमिहल ६ तथा लुंडावसणेत्यवाटिका १ तथा रूपापुरेत्यवाटिका १ तथा आशापल्यां शुक्रमंडपिका-

४ यां दिनं प्रति द्र १ द्रम्मैकः कादपलडिका १ एतेषां समस्तानामुत्सर्गं कृत्वा श्रीमूलेश्वरदेवीयमठपतिन-

५ हामुनींद्रराजकुल श्रीविश्वमित्रस्य निर्वाहणार्थं शासनं समर्पितं । मेहूणाग्रामस्याघाटा यथा । पूर्वस्यां दि-

६ शि चूलरिग्रामसुहासडाग्रामरउनिग्रामत्रपाणं सीमायां सीमा । दक्षणस्यां दिशि पांढिग्रामनालोडाग्राम-

* પં. ૧૨ વાંચો મેધ્યં પં. ૧૮ વાંચો सदक्षिणाः; निर्वापाः +પં. ૧ વાંચો नैवेद्यार्थं; शुषित; અથવા ક્ષય દૂષિત; पुद्धरणार्थं; वैशाख्यां; संतिष्ठ* પં. ૨ વાંચો ક્ષાય ગ્રામે. પ. ૩ વાંચો *शुल्क* પં. ૪ વાંચો द्रम्मैकः; એટલે એક દ્રમ. પં. ૫ વાંચો विश्वामित्रस्य; समर्पितं પં. ૬ વાંચો प्रत्यां, दक्षिणस्यां

७ योः सीमायां सीमा । पश्चिमस्यां दिशि दूधुखाग्रामसीमायां सीमा । उत्तरस्यां दिशि नायकाग्रामसीमायां सीमा

८ एवमादिचतुराघाटोपलक्षितस्वसीमापर्यंत सवृक्षमालाकुल नवनिधानसहित सहि-रण्यभागभोगदा-

९ नीसहितः सदंडदशापराधसंहित सकाष्टतृणोदकोपेतः सर्वादायसमतः देवदायब्रह्म-दायवर्ज्जितः

१० ग्रामोयं तथा मंडल्याः भूमी तथा वाटिके तथा हट्टानि आशापल्याः पल्लाडिका-प्रभृति एतत्सर्व्वं आचंद्रार्क याव-

११ त् राजकुलश्रीविश्वामित्रराशिना तथैतदीयचेल्लकपरंपरयानिर्वाहनीयं । अस्मत्प्रदत्त-मिति परिक्षाय स-

१२ र्व्वसामान्यं चैतत् अल्पफलं मत्वा अस्मद्वंशजैः अन्यैरपि भाविभोक्तृभिरनुमंतव्यं पालनीयं च । यथा दाता श्रे-

१३ योभाक् तथा पालकश्चापि । उक्तं च भगवता व्यासेन । बहुभिर्वसुधा भुक्ता राजभिः सगरादिभिः । यस्यय-

१४ स्य यदा भूमी तस्यतस्य तदा फलं । १ षष्टिर्वर्षसहस्राणि स्वर्गे तिष्ठति भूमिदः ॥ अच्छेत्ता चानुमंता च तान्येव न-

१५ रकं वसेत् ॥ २ वंध्याटवीष्वतोयासु शुष्ककोटरवासिनः कृष्णसप्पा प्रजायंते दत्तदायापहारकाः ॥ ३ त-

१६ डागानां सहस्रेण अश्वमेधशतेन च । गवां कोटिप्रदानेन भूमिहर्त्ता न शुद्ध्यति ॥ ४ ॥

१७ दूतकोऽत्र महासंधिविग्रहिक ठ° श्रीश्रीधरः ॥ लिखितमिदं महाक्षपटलिकमहं° श्रीगोविंदेन

श्रीः

अपरार्जुनमहाराजाधिराजश्रीश्रीमद्वीसलदेवस्य

---

પં. ८ વાંચો °पर्यन्तः; °कुलः; °सहितः; પં. ९ વાંચો सहितः; काष्ठ; समेताः; પં. १० વાંચો चन्द्रार्क. પં. ११ વાંચો परीक्ष्य. પં. १४ વાંચો षष्टिं व;° आच्छेत्ता. પં. १५ વાંચો नरके; विंध्या.° सर्पा

ભાષાન્તર—સારરૂપે

૧ પ્રસ્તાવના— વિક્રમ સંવત ૧૩૧૭ જેષ્ઠ વદી ૪ ગુરૂવારે, સમસ્ત રાજાવલીવિરાજીત, ઉમાપતિના વરની પ્રસાદિ પ્રાપ્ત કરનાર, ચૌલુક્ય કુલનાંકમલક્ષેત્રને વિકસાવનાર, પ્રૌઢ પ્રતાપી સૂર્ય-જેવો, સિંઘણુના સૈન્યસાગરને જ્વાળામુખીના અગ્નિ માફક શુષ્ક કરનાર, માલવાના નૃપને કચડી નાંખનાર, મેદપાટક દેશના કલુષ રાજ્યની લતા( વેલી )ના મૂળના છેદનથી કુદ્દાલ (કુહાડી) સરખો, કર્ણાટની રાજપુત્રીએ પતિ તરિકે પસંદ કર્યો હોવાથી સમુદ્રની પુત્રી લક્ષ્મી જે પુરૂષોત્તમને વરી હતી તે પુરૂષોત્તમ જેવો, બાહુબળને લીધે અભિનવ ભીમ, અભિનવ સિદ્ધરાજ, અપર અર્જુન વિગેરે અસંખ્ય માનખિતાબથી આભૂષિત થએલો મહારાજાધિરાજ શ્રી વીસલદેવ અણહિલપાટકમાં મંગળમય અને વિજયી રાજ્ય કરતો હતો અને જ્યારે તેનો આજ્ઞાંકિત મંત્રીશ્વર શ્રી નાગડ શ્રીકરણાદિ સર્વ મોટા હોદ્દા ધારણ કરતો હતો ત્યારે તેના પરમ સ્વામિના પ્રસાદવાળા વર્ધિપથકમાં આવેલી મણ્ડલીમાં રાજસત્તા ચલાવનાર રાણા સામન્તસિંહે નીચેનું દાન આપ્યું છે.

૨ દાનપાત્ર અને આશયઃ—(૧) દાન આપનારના પિતામહ રાણા લુણપસાજના કલ્યાણાર્થે તથા પૂર્વે સ્થાપેલા આશાપલ્લીમાં ૮ બ્રાહ્મણોના ભોજનાર્થે અને પ્રપા ભરવા માટે ( પતરૂં ૧ પં-૧૪ ) ( ૨ ) દાન દેનારના પિતા રાણા સંગ્રામસિંહના શ્રેય માટે, મણ્ડલીમાં ૮ બ્રાહ્મણોને પૂર્ણ થાય એટલું ઉત્તમ અન્ન પાન તાંબુલ વિગેરે માટે, ભાદ્રપદ કૃષ્ણપક્ષમાં પંચદશ દિન શ્રાદ્ધમાં બ્રહ્મપુરાના ૧૪ બ્રાહ્મણોને દાન અને દક્ષિણાની યોજના માટે, અને તે જ બ્રાહ્મણો માટે દર અમાસે દાન અને દક્ષિણા માટે અને તે ઉપરાંત કપિલાવતના આખો વેદ ભણતા બ્રાહ્મણોને દાન માટે, અને પ્રપા ભરવા માટે, (પતરૂં ૧. પં ૧૫—૧૮ ) ( ૩ ) બલ્લનારાયણ અને રૂપનારાયણના મંદિરમાં નિત્યપૂજા અને નૈવેદ્ય અર્થે અને તૂટેલાં મંદિરો સમારાવવા માટે ( પતરૂં ૧ પં ૧૯ ) ( પતરૂં ૨ પંક્તિ ૧ )

૩ દાન : — ( અ ) મેહુણા ગામમાં ૬ હલવાહભૂમિ, મણ્ડલીમાં ૧૨ દુકાનો અને રિણસીહુવસણ ગામમાં ૬ હલવાહ ભૂમિ.

( બ ) લુણઠાવસણુંમાં બગીચો

( ક ) રૂપાપુરમાં વાટિકા

( ડ ) પલ્લડિકા — પ્રતિદિન એક દામના કરવાળી પલ્લડિકા આ સર્વ મણ્ડલમાં શ્રીમૂલેશ્વરદેવના મઠના સ્થાનપતિ યોગીવર રાજકુલ વિશ્વામિત્રને વ્યવસ્થા માટે સમર્પાયું હતુ.

સીમાઃ —

( ૧ ) મેહુણાની :—

( અ ) પૂર્વે ચુંજરી, સુહાસડા ને રૌણી ગામો

( બ ) દક્ષિણે પાંડિકા અને નાલોદા ગામો

( ક ) પશ્ચિમે દૂધુખા ગામ

( ડ ) ઉત્તરે નાયકાગામ

૪ રાજપુરૂષોઃ— દૂતક મહાસાંધિવિગ્રહિક ( રાણાનો ), ઠાકુર શ્રીધર લેખક મહાક્ષપટલિક મહં ગોવિંદ

નં० ૨૧૭

# ગુજરાતના રાજા અર્જુનદેવનું દાનપત્ર[1]

## વિક્રમ સંવત ૧૩૨૦ આષાઢ વદિ ૧૩ ઇ. સ. ૧૨૬૪

નીચે આપેલો સોમનાથ પાટણનો શિલા-લેખ, જે હાલ વેરાવળમાં હરસદમાવાના મંદિરમાં છે તે વિષે પ્રથમ કર્નલ ટોડે નોંધ લીધી હતી.

પંડિત ભગવાનલાલ ઇન્દ્રજીએ એક રબિંગ ઉપરથી તૈયાર કરેલો સુંદર ફોટોઝીંકોગ્રાફ પ્રોફેસર બુલ્હરે મને આપ્યો હતો. તેના વડે કેટલીક મુશકેલીઓ દૂર થાય છે. તે પત્થર સુરક્ષિત નથી અને તેમાં જણાવેલા કેટલાક પારિભાષિક શબ્દો વિષે ચોક્કસ સમજુતી અપાઈ શકે તેમ નથી.

લેખની તારીખ હીજરી સંવત ૬૬૨, વિક્રમ સંવત ૧૩૨૦, વલભી સંવત ૯૪૫, અને સિંહ સં. ૧૫૧ આષાઢ વદિ ૧૩, ની છે. વિક્રમ સં. ૧૩૨૦ ઈ. સ. ૧૨૬૩ ના કાર્તિક માસમાં શરૂ થતું હોવાથી વિક્રમ સં. ૧૩૨૦ ના આષાઢનો અંત ઇ.સ. ૧૨૬૪ ની લગભગ મધ્યમાં આવે છે. વુસ્ટેનફેલ્ડનાં ટેબલ્સ મુજબ, ઈ. સ. ૧૨૬૪ નો મધ્ય સમય ઈ. સ. ૧૨૬૩ ના નવેંબર ની ૪ થી તારીખે શરૂ થતાં હીજરી સંવત ૬૬૨ માં આવે છે. આ પ્રમાણે વિક્રમ અને હીજરીની તારીખો બરોબર મેળમાં આવે છે. વલભીના રહેવાસીઓના કહેવા પ્રમાણે, તે શહેર વિક્રમ સંવત ૩૧૫ ઈ. સ. ૩૧૮-૧૯ માં નાશ પામ્યું હતું અને "બલભ સંવત" ની શરૂવાત શક સં. ૨૪૧ અને વિક્રમ સં. ૩૭૬ ઇ. સ. ૩૧૯ — ૨૦ માં અલ બીરૂની આપે છે. લેખની તારીખ ત્યાંના વતની ઇતિહાસકારોની પ્રણાલિકાને ટેકો આપે છે; કારણ કે તેના ઉપરથી વિક્રમ સં. ૩૭૫ અને ઇ. સ. ૩૧૯ આવે છે.

અલ બીરૂનીના લખાણમાં એક વર્ષનો તફાવત આવે છે તેનું કારણ શકસંવતનું નૂતન વષ ચૈત્રથી શરૂ થાય છે તેથી વલ્લભી સંવતનું નૂતન વર્ષ વિક્રમ સંવવનાં નૂતન વર્ષ કરતાં મોડુ આવે છે, એ હોવું જોઇએ. સિંહ સંવત વિક્રમ સં. ૧૧૬૯ અને ઇ. સ. ૧૧૧૩ મા શરૂ થવો જોઇએ તેને ટૉડ શિવ-સિંગ સવવ કહે છે, અને તે દીવના બેટ માં રહેતા ગોહિલોએ સ્થાપ્યાનું કહે છે.

રાજા અર્જુનદેવ વિષે આમાં બહુ થોડું આપ્યું છે. પ્રો, બુલ્હરે તેના અગીઆર ચૌલુક્ય લેખોની પ્રસ્તાવનામાં કહ્યું છે તેમ વ્યાઘ્રપલ્લિ અથવા વાઘેલાવંશનો બીજો સ્વતંત્ર રાજા વિ. સં. ૧૩૧૮ થી ૧૩૩૧ ઈ. સ. ૧૨૬૧—૬૨ થી ૧૨૭૪—૭૫ માં થયો હતો. સં. ૧૩૨૦ ના સોમનાથ પાટણના દાનપત્ર સિવાય અર્જુનદેવનું વિ. સં. ૧૩૨૮ નું કચ્છનું દાનપત્ર પણ છે. અર્જુનદેવનાં બે દાનપત્રો મળી આવ્યાં હતાં તે જગ્યા ઉપરથી જણાય છે કે તે વીસલદેવનો ઉત્તરાધિકારી થવા માટે લાયક રાજા હતો, કારણ કે તેનું રાજ્ય કચ્છ અને કાઠિયાવાડ સુધી પણ પોહોંચ્યું હતું. તેના રાજ્યની ઉત્તર તરફની સીમા આબુ પર્વત સુધી હોવી જોઇએ; કારણ

---

૧ ઇ. એ. વો. ૧૧ પા. ૨૪૧ ઈ. હુલ્ત્શ. ૨ એનાલ્સ ઓફ રાજસ્થાન વો. ૧ પા. ૭૦૫. ૩ જેવા કે દ્રોણી, મહાયણ, સીકોત્તરી, મહાયણપાલી, ચેલુક, દાનપળ.

કે તેના પછી સારંગદેવનું એક દાનપત્ર ત્યાંથી જાહેર થયું છે. નીચેના લેખમાં તેને તેના પહેલાંના રાજાઓએ ધારણ કરેલા ઈલકાબો આપેલા છે. તેનો પ્રધાન માલદેવ હતો, આ લેખની નવમી પંક્તિમાં બીજાં બે નામો ગંડશ્રી પરવીરભદ્ર અને શ્રી અભયસિંહ આવે છે; જે નામો મી. ધ્રુવે પ્રસિદ્ધ કરેલી બે પ્રશસ્તિઓમાં પણ આવે છે(ઇ. એ. વો. ૧૧ પા. ૯૮) પહેલી પ્રશસ્તિ, જે અર્જુનદેવના રાજ્યનાં પહેલાં દશ વર્ષ માં લખાઈ હશે, એમાં ગણ્ડશ્રી વીરભદ્રે એક દાન આપ્યાનું લખ્યું છે. સં. ૧૩૨૮ ની બીજી પ્રશસ્તિ શ્રી અભયસિંહની સંમતિથી કોતરી હતી.

દાનનો હેતુ દાન આપનાર હુર્મઝના એક મુસલમાને બંધાવેલી એક મસ્જીદને, બે દુકાનો, એક તેલની મિલ તથા એક જમીનનો ટુકડો એ બધાંની ઉપજ આપવાનો છે. સોમનાથ પાટણના શીઆઈટ ખારવાઓના કેટલાક ધાર્મિક ઉત્સવો ઉજવવા માટે પણ દાનનો ઉપયોગ કરવાનો છે. અને બાકી રહેલી ઉપજ મક્કા અને મદીનાના પવિત્ર સ્થળોમાં આપી દેવાની છે. આના ટ્રસ્ટીઓ સોમનાથ પાટણના મુસલમાનો છે.

## अक्षरान्तर

१ ओं ॥ ओं नमः श्रीविश्वनाथाय ॥ नमस्ते विश्वनाथाय विश्वरूप नमोस्तुते । नमस्ते सून्यरूपाय

२ लक्षालक्ष नमोस्तुते ॥ १ श्रीविश्वेनाथप्रतिवद्धतौजनानां वोधकरसूलमहंमद-संवत् ६६२ त-

३ था श्रीनृप[ वि ]क्रमसं १३२० तथा श्रीमद्वलभीसं ९४५ तथा श्रीसिंह सं १५१ वर्षे आषाढ वदि १३ र-

४ वावद्येह श्रीमदणहिल्लपाटकाधिष्टितसमस्तराजावलीसमलंकृतपरमेश्वरपरमभट्टारक-

५ श्रीउमापतिवरलब्धप्रौढप्रतापनिःशंकमल्लअरिरायहृदयशल्यश्रीचौलुक्यचक्रवर्त्तिम-

६ हाराजाधिराजश्रीमत्अर्ज्जुनदेवप्रवर्द्धमानकल्याणविजयराज्ये तत्पादपद्मोपजीविनि

७ महामात्यराणकश्रीमालदेवे श्रीश्रीकरणादिसमस्तमुद्राव्यापारान् परिपंथय-तीत्येवं का-

८ ले प्रवर्त्तमाने इह श्रीसोमनाथदेवपत्तने परमपाशुपताचार्यमहापंडितमहत्तर धर्म्ममूर्त्ति-

९ गंडश्रीपरवीर भद्रपारि °महं° श्रीअभयसीहप्रभृतिपंचकुलप्रतिपत्तौ तथा हुर्मुजवेला-

१० कूले अमीर श्रीरुकनदीनराज्ये परिपंथयति सति कार्यवशात् श्रीसोमनाथदे-वनगरं स-

११ मायातहर्मुजदेशीयखोजानौ° अवूब्राहिमसुतनाखू° नोरदीनपीरोजेन श्री-

१२ सोमनाथदेवद्रोणीप्रतिवद्धमहायणांतः पातिप्रत्ययवृहत्पुरुषठ° श्रीपल्हुगिदेव-

१३ वृहत्पुरुषराणकश्रीसोमेश्वरदेववृह[ त्पु ]रुषठ° श्रीरामदेववृहत्पुरुषठ° श्रीभीम- "

१४ सीहवृहत्पुरुषराज° श्रीछाडाप्रभृतिसमस्तमहणलोकप्रत्यक्षं तथा समस्तजमा-

१५ थप्रत्यक्षं च राज° श्रीनानसीहसुतवृह° राज° श्रीछा[ डा ]प्रभृतीनां पार्श्वात् श्रीसोमनाथ-

१६ देवनगरवाह्ये सींकोत्तर्यां महायणपाल्यां संतिष्टमानभूषंडं नवनिधानसहि-

१७ तं यथेष्टकामकरणीयत्वेन स्पर्शनन्यायेन समुपात्तं ॥ ततः नाखू° पीरोजे-

१८ न स्वधर्म्मशास्त्राभिप्रायेण परमधार्म्मिकेण भूत्वा आचंद्रार्क्क स्थायिनीकीर्त्तिप्र-

१९ सिद्ध्यर्थं आत्मनः श्रेयोऽर्थं उपर्यालापितभूषंडस्य स्थाने पूर्वाभिमखमिजिगिति-

२० धर्म्मस्थानं वृह° राज° श्रीछाडासखायत्वेन धर्म्मवांधवेन कारितं ॥ नाखू° पीरोजेन

२१ अस्य मिजिगितिधर्म्मस्थानस्य वर्त्तापनार्थं प्रतिदिनं पूजादीपतैलपानीय तथा मा-

---

પં. ૧ વાંચો શૂન્ય. પં. ૨ વાંચો લક્ષ્યાલક્ષ્ય અને નૌજનાનાં, પં. ૩ વિ નો િ સ્પષ્ટ છે. પં. ૪ વાંચો ધિષ્ઠિત° પં. ૫ વાંચો °નિઃશંકમલ્લારિરાજ° (?) પં. ૭ સ્તમુદ્રા ભૂંસાઈ ગયું છે. પં. ૧૩ ત્પુ નો ત સ્પષ્ટ દેખાય છે. પં. ૧૪ °સમસ્ત° નો મ ભૂંસાઈ ગયો છે. °મહણ° નો મ લગભગ ગ જેવો દેખાય છે. પં. ૧૫ ડા થોડો સ્પષ્ટ છે. પં. ૧૬ વાંચો સંતિષ્ઠમાન °ભૂખંડ.° પં. ૧૯ વાંચો ખંડસ્ય અને મુખ° ३.

२२ लिममोदिनमासपाठक तथा नौवित्तकानां समाचारेण वरातिराबिखतमराति-
२३ विशेषपूजामहोत्सवकारापनार्थं तथा प्रतिवर्षं छोहचूनाभग्नविशीर्णसमारच-
२४ नार्थं च श्रीनवघणेश्वरदेवीयस्थानपति श्रीपरत्रिपुरांतक तथा विनायकभट्टारक-
२५ पररतनेश्वरप्रभृतीनां पार्श्वात् उपात्त श्री[ सो ]मनाथदेवनगरमध्ये श्रीवउलेश्व-
२६ रदेवीयसमग्रपल्लडिका नानामुखतृणछायकचेलुकाछादितगृहैरुपेता तथा उत्त-
२७ राभिमुखद्विभौममठसमेतापरं अस्या मध्ये सूत्रं कान्हैआसक्त पूर्वाभिमुख गृहै-
२८ क बाह्यं चतुराघाटेषु अभ्यग्रप्राकारोपेता उत्तराभिमुखप्रतोलीप्रवेशनिर्गमोपे-
२९ ता यथावस्थितचतुराघाटनविशुद्धा यथा प्रसिद्धपरिभोगा तथा घाणी १ सक्तदानपलं
३० तथा अस्या मिजिगिति अग्रतः प्रत्ययं निर्माल्यछडासोढलसुतकील्हणदेव तथा ठं
३१ सोहणसुतलूणसीहघरणिमसूना तथा वात्यर्थकरणेणाधिष्ठितराणं आसधरप्रभृ-
३२ तीनां पार्श्वात् स्पर्शनेनोपात्तं हट्टद्वयं एवमेतत् उदकेन प्रदत्तं ॥ अनेन आयपदेन
३३ आचंद्रग्रहतारकं यावत् नौं पीरोजसक्तमिजिगितिधर्म्मस्थानमिदं नौं पीरो-
३४ जश्रेयोऽर्थं प्रतिपालनीयं वर्त्तापनीयं भग्नविशीर्णं समारचनीयं च ॥ अनेन आय-
३५ पदेन धर्म्मस्थानमिदं वर्त्तापयतां प्रतिपालयतां तथा विशेषमहोत्सवपर्व्वव्यये
३६ कुर्वतां च यत्किंचित् शेषद्रव्यमुद्धरति तत्सर्वं द्रव्यं मषामदीनाधर्म्मस्थाने प्रस्थाप-
३७ नीयं ॥ अस्य धर्म्मस्थानस्य आयपदं सदैव जमाथमध्ये नाखुयानोरिकिजमाथ त-
३८ था खतीबसहितसमस्तशहडसक्तघाट्टिकानां जमाथ तथा चुणकरजमाथ तथा प-
३९ थपतीनां मध्ये मुशलमानजमाथप्रभृतिभिः समस्तैरपि मिलित्वा आयपदमि-
४० दं पालापनीयं धर्म्मस्थानमिदं वर्त्तापनीयं च ॥ दाता च प्रेरकश्चैव ये धर्म्मप्रति-
४१ पालकाः। ते सर्वे पुण्यकर्म्माणो नियतं स्वर्ग्गगामिनः ॥ यxकोऽपि धर्मस्थानमि-
४२ दं तथा आयपदं च लोपयति लोपाययति स पापात्मा पंचमहापातकदोषेण लि-
४३ प्य [ ते ] नरकगामी भवति ॥

---

पं. २२ वांचो नौवि° अस्पष्ट छे. पं. २३ वांचो ° कारापणार्थं; छोहचूना° संशयवाळा छे. पं. २४ विना-यक° ना वच्चेना अक्षरो भूंसाई गया छे. पं. २५ वांचो उपात्त पं. २६ वांचो तृन नो तृ दृ जेवो देखाय छे; °छादक नो छा अने छादित° नो त अस्पष्ट छे. पं. २७ वांचो °द्विभौम° अने °सक्तं पूर्वाभिमुखं गृहमेकं पं. ३१ °मसूना ने °गमुना वांची शकाय; वात्यर्थ° घणो ज शंकास्पद छे. वांचो धिष्ठित पं. ३२ वांचो आयपदेन नो यं पंक्तिनी नीचे कोतरेलो छे. पं. ३५ वांचो °व्ययं पं. ३६ वांचो मस्वा° पं. ३७ वांचो नाखुदा° (?) पं. ३८ पथ° संशयवाळो छे. पं. ४१ वांचो श्लोकनो द्वितीयार्धनो थोडो भाग भूंसाई गयो छे. पं. ४२ वांचो आयपदमिदं पं. ४३ वांचो ते नो इक्षिणु नीचेनो लीटो स्पष्ट छे.

ભાષાન્તર

ॐ । ॐ । વિશ્વનાથને નમસ્કાર હોજો ! જે વિશ્વનો નાથ છે, વિશ્વરૂપ છે, જે શૂન્ય રૂપ, એક જ વખતે લક્ષ્ય અને અલક્ષ્ય છે તેવા તને નમસ્કાર હજો !

શ્રી વિશ્વનાથના મંદિર સમીપ નિવાસ કરતા નાવિકોના ઉપદેશક પયગંબર મુહંમદના ( હીજરી ) સંવત્ ૬૬૨, ને વિક્રમ સંવત ૧૩૨૦, અને શ્રી વલભી સંવત્ ૯૪૫ અને શ્રી સિંહ સંવત ૧૫૧માં રવિવારે અષાઢ વદિ ૧૩ ને દીને આજે અત્રેઃ—શ્રીમદ્ અણહિલ્લ પાટકમાં નિવાસ કરતા, સમસ્ત રાજાવલીથી મંડિત પરમેશ્વર, પરમ ભટ્ટારક શ્રી ઉમાપતિના વરથી પ્રૌઢ પ્રતાપ પ્રાપ્ત કરનાર, નિઃશંકમલ્લ નામના રિપુરાજાના હૃદયમાં કંટક સમાન શ્રીચૌલુક્ય વંશના ચક્રવર્ત્તિ મહારાજાધિરાજ શ્રી અર્જુનદેવના, કલ્યાણ રૂપ અને વિજયશાલિ રાજ્યમાં તેનો પાદપદ્મોપજીવિન મહાઅમાત્ય રાણક શ્રી માલદેવ શ્રી શ્રીકરણ આદિ સમસ્ત મુદ્રાવ્યાપાર કરે છે તે સમયે—અહીં શ્રી સોમનાથ દેવના શહેરમાં પાશુપતના પરમ આચાર્ય મહાપંડિત, ધર્મમૂર્તિ મહત્તર ગંડશ્રી પરવીરભદ્રના પાશ્વિક ( પારિ ) મહં( ત )શ્રી અભયસીહ જેવા પંચકુલોની અનુમતિથી અને હુર્મુજના કાંઠા ઉપર અમીર શ્રી રૂકનદીન રાજ્ય કરતો ત્યારે— શ્રી સોમનાથદેવ નગર આવેલા હુર્મુજ દેશના ખોજા અબૂઈબ્રાહીમ નૌવાહનો ( નાવના માલિક ) પુત્ર નૌવાહ નૂરૂદ્દીન પીરોજે શ્રી સોમનાથ દેવની દ્રોણી સમીપ મહાયણના ઠક્કુર શ્રી પલુગિ દેવ, બૃહત્પુરૂષ રાણક શ્રીસોમેશ્વર, બૃહત્પુરૂષ ઠક્કુર શ્રીરામદેવ, બૃ૦ પુ૦ શ્રી ભીમસિંહ, બૃ૦ પુ૦ રાજ ( કુલ ) શ્રી છાડ આદિ સમસ્ત મહાન પુરૂષો પ્રત્યક્ષ તથા સમસ્ત ( મુસલમાન ) જમાથ પ્રત્યક્ષ, રાજ( કુલ ) શ્રી નાનસીહના પુત્ર બૃ૦ પુ૦ રાજ ( કુલ ) શ્રીછાડા આદિ પાસેથી શ્રીસોમનાથ દેવ નગર બહાર સીકોત્તરી મહાયણપાલીમાં આવેલો ભૂમિખંડ નવનિધાન સહિત, યથેચ્છા કાર્ય કરવાના હક્કસહિત, સ્પર્શન ન્યાયથી ખરીદ કર્યો.

પછી નૌવાહ પિરોજે, જે સ્વધર્મશાસ્ત્ર ( કુરાન ) અનુસાર પરમધાર્મિક, હતો તેણે ચંદ્ર અને સૂર્યના અસ્તિત્વ કાળ પર્યંત યશ ટકે અને પોતાના મોક્ષાર્થે ( શ્રેયાર્થે ) ઉપર જણાવેલા ભૂમિખંડ ઉપર બૃ૦ પુ૦ રાજ શ્રી છાડાની દોસ્તીને લઈ ને આ ધર્મ કાર્યમાં તેને પણ ( શ્રીછાડાને ) સાથી તરીકે રાખીને, પૂર્વ દિશા તરફ મ્હોંવાળું પૂજાસ્થાન બાંધ્યું.

આ ધર્મસ્થાન( મસીદ )ના નિભાવ, દીપ, તેલ, નિત્ય પૂજાનાં જલ, ઉપદેશક, બાંગ પોકારનાર તથા કુરાન વાંચનારા માસિક માણસ માટે નાવિકોના આચાર પ્રમાણે બરાતિ રાબિખતમરાતિના+ અમૂક ધાર્મિક મહોત્સવના ખર્ચ આપવા માટે તથા પ્રતિવર્ષ છોહ, ચૂના, ભગ્ન સ્થાન અને બીજી ખોડખાંપણોના સમારકામ માટે નૌવાહ પીરોજે નીચેનું ( આવકસ્થાન ) પાણીના અર્ધ્ય સાથે આપ્યુંઃ—

( ૧ ) શ્રી નવઘણેશ્વર મઠના સ્થાનપતિ શ્રી પરત્રિપુરાંતક તથા વિનાયક ભટ્ટારક પરતનેશ્વર આદિ પાસેથી ખરીદ કરેલી, સોમનાથદેવ નગર મધ્યે શ્રીવઉલેશ્વરના મંદિરની સમગ્ર પલ્લડિકા. આ પલ્લડિકાઘરોથી ભરેલી છે, તે ઘરોનાં મ્હોં જૂદી જૂદી દિશામાં છે. અને તૃણ, છાદ્યક અને ચેલુકથી છવાએલી છે. તેની ઉત્તરે બે માળનો મઠ છે. તેની પશ્ચિમે મધ્યમાં સૂતાર કાન્હૈઆની મિલ્કત; પૂર્વમાં એક ઘર બાહ્ય ભાગમાં, ચારે બાજુની હદપર એક સળંગ દિવાલથી

---

+ ખરીદી કરતી વેળા આવો કોઈ રિવાજ હશે + પ્રો. વાહરસુન્ડ, જેને મેં આ શબ્દ માટે પૂછ્યું હતું તે આ એક ભ્રાતૃમંડળનું નામ હશે એમ ધારે છે, જેનો અર્થ "ફળ આપનારાં સત્કૃત્યો" એમ થાય છે. જોકે આ અર્થ ઘણી જ સારી રીતે શોભતો છે, પરંતુ આસપાસના સંબંધી ઉપરથી આ કોઈ ઉત્સવોનાં નામોનો સમાસશબ્દ હોવો જોઇએ. પહેલો ઉત્સવ હીન્દી વરાતી— લગ્નની બરાત એનો કદાચ હોય.

તે ( પલ્લિકા ) ઘેરી લીધી છે અને તેને પ્રવેશ અને નિર્ગમન માટે ઉત્તર દિશાના માર્ગ તરફ દ્વાર છે. આ પ્રમાણે તેની ચારે હદ નક્કી થઈ છે અને તેનો વિસ્તાર જાણીતો છે.

( ૨ ) એક ઘાણીના કબજાનું દાનપત્ર.

( ૩ ) આ મસીદની આગળ નિર્માલ્યછડા સોઢલના પુત્ર શ્રીછુણુદેવ તથા ઠક્કુર સોઢુલના પુત્ર લણસીહુધરણિમસૂમા તથા બાલ્યર્થ કરેલમાં રહેતા રાણક આસધર આદિ પાસેથી તેણે પૂર્વે સ્પર્શનથી ખરીદ કરેલી બે દુકાનો.

આ આવકમાંથી, ચંદ્ર, ગ્રહો અને તારાઓના અસ્તિત્વ કાળ પર્યંત નૌવાહ પીરોજની મસીદ-નું નૌવાહ પીરોજના શ્રેયાર્થે પ્રતિપાલન કરવાનું અને ભગ્ન ( ભાંગેલું ) સ્થાન અને ખોડખાંપણ-નું સમારકામ કરવાનું છે.

આ આવકમાંથી આ ધર્મસ્થાનનો નિભાવ અને પ્રતિપાલન થતાં અને અમુક ઉત્સવોના દિવસોનાં ખર્ચ આપતાં જે દ્રવ્ય વધે તે સર્વ મક્કા અને મદીનાના ધર્મસ્થાનમાં મોકલવાનું છે.

જમાથોમાં નૌવાહોની જમાથ, ઉપદેશક સહિત સમસ્ત શહેર સક્ત ઘટ્ટિકોનીx જમાથ તથા ચુણકર જમાથ તથા પથપતિ( જમીનદારો )માં મુસલમાન જમાથ આદિ સર્વે મળીને આ ધર્મસ્થાનની આવકના સ્થાનની રક્ષા સદા કરવી જોઈએ અને ધર્મસ્થાનનું પ્રતિપાલન કરવું જોઇએ.

દાન દેનાર તેનો પ્રેરક અને ધર્મ પ્રમાણે તેનું રક્ષણ કરનાર તેમનાં સુકૃત્યો માટે ખચિત સ્વર્ગમાં પ્રવેશ કરશે.

જે કોઈ આ ધર્મસ્થાન અને તેની આવકનું સ્થાન લુંટશે અથવા લૂંટ કરાવશે તે દુર્જન પંચ-મહાપાતકના દોષથી પાપાત્મા થશે અને નરકમાં જશે.

---

× આ [illegible]

નં૦ ૨૧૮

# ગુજરાતના રાજા વીસલદેવના રાજકવિ નાનાકની પ્રશસ્તિઓ.[1]

અહીં પ્રસિદ્ધ કરેલી પ્રશસ્તિઓની નકલ આપવા માટે મારા મિત્ર શાસ્ત્રી વૃજલાલ કાલીદાસનો હું આભારી છું. આ નકલો એમને માટે વડોદરા સ્ટેટના એજ્યુકેશનલ ઈન્સ્પેક્ટર રાવ સાહેબ હરગોવિંદદાસ દ્વારકાદાસે કાઠિયાવાડમાં કોડિનાર( જૈન ઈતિહાસકારોના કોટીનાર પુર )માં એક પત્થરના ટુકડા ઉપરથી કરી હતી.

આના સંબંધમાં ભરોસાદાર છાપનો લાભ મને મળ્યો નથી. પરંતુ સુભાગ્યે પત્થરને સમયને લીધે થોડું જ નુકશાન થયું છે અને તે સુવાચ્ય છે. પ્રશસ્તિઓ છેવટ સુધી છંદમાં સાચી છે. પણ પં.૧ શ્લો. ૧૪ માં ગોવિંદની સ્ત્રી, નાગર બાઈ સૂહુવાના નામમાં નકલ કરનારની ભૂલ થઈ છે.

પહેલી અને બીજી પ્રશસ્તિઓમાં વીસલદેવના દરબારના એક નાગર કવિ નાનાકે ખુલ્લાં મૂકેલાં સારસ્વતક્રીડાકેતન અને સારસ્વત સરોવરનું વર્ણન આપેલું છે. પહેલી પ્રશસ્તિમાં તારીખ નથી. પણ પહેલી હોવાથી તે બેમાં પહેલી તારીખની જણાય છે. તો પણ આપણે ધ્યાનમાં રાખવું જોઈએ કે તે વિ. સં. ૧૩૧૮ જ્યારે રાજા વીસલદેવ ગુજરી ગયો એના કરતાં મોડી છે; કારણ કે નં૦૧ માં વીસલદેવને त्रिदशसुहृद "દેવોનો મિત્ર" કહ્યો છે. વળી નં૦ ૧ માં નાનાક-ભૂતિને યુવાવસ્થાનો સંપૂર્ણ ઉપભોગકરતો, ધનવાન, રાજદરબારનો માનીતો વિદ્વાન, કવિ, તથા વિદ્વાનોના આશ્રય દાતા તરીકે વર્ણવ્યો છે. તેની આસપાસ કવિઓનું એક મંડળ હતું તેમાં"પ્રશસ્તિ" નો લેખક બાલ-સરસ્વતી હતો. તેને એક નીતિમાન પુત્ર તથા સ્વરૂપવાન, પ્રેમાળ, પવિત્ર અને પતિ પરાયણ સ્ત્રી હતી. તેનો ભાઈ રાજ્ય દરબારમાં મોટી પદવી ઉપર હતો. છેવટે કવિ તેની પ્રશસ્તિ તે પ્રેમાળ દંપતિ તથા તેના પુત્રને આશીર્વાદના શ્લોકથી સમાપ્ત કરે છે. નં૦ ૨ માં પણ નાનાક પોતાની બુદ્ધિ કૌશલ્યથી ઉચ્ચ સ્થાનમાં સારી રીતે ગોઠવાઈ રહેતો હતો એમ વર્ણન છે. રાજા વીસલદેવે શ્રાદ્ધ કરવા માટે સોમનાથ પટ્ટણમાં તેને મોટી પદવી ઉપર નિમ્યાનું કહ્યું છે; તેનો સમય ધાર્મિક કાર્યોમાં વ્યતીત થાય છે. બીજા લેખ ઉપર તારીખ વિ. સં. ૧૩૨૮, એટલે રાજા વીસલદેવના મૃત્યુ પછી ૧૦ વર્ષની છે. આ બે પ્રશસ્તિ ઉપરથી કવિની આત્મકથા વિષે પૂરતી માહીતિ આપણને મળે છે. કુમારપાલના માસીઆઇ ભાઈ અને અર્ણો રાજના પિતા તથા લવણપ્રસાદના પિતામહ ધવલદે સ્થાપેલો ધવલક્કક( ધોલકા )નો વાઘેલો વંશ કાવ્ય અને સાહિત્યના આશ્રયદાતા તરીકે પ્રખ્યાત છે. વીરધવલ અને લવણપ્રસાદના દરબારમાં અથવા ખરૂં કહીએ તો વસ્તુપાલ અને તેજપાલના દરબારમાં દરેક જ્ઞાતિ અને ધર્મના કવિઓનું નક્ષત્રમંડળ સદા રહેતું. આમાં કીર્તિકૌમુદીનો કર્તા રાજપુરોહિત સોમેશ્વર હતો. આ બન્ને જૈન પ્રધાનો પણ કવિઓ હતા એવું કહેવાય છે. વીરધવલ મૃત્યુ પામે છે ઉગ્ર સ્વભાવના વીરમને પ્રધાન યુક્તિથી દૂર કરે છે; અને રાજશેખર મુજબ, વીસલદેવ વિ. સં. ૧૨૯૮ માં ધોળકામાં ગાદીએ આવે છે. આ ક્રાન્તિ શાન્તિથી થઈ છે. પણ એક નજીવી તકરાર પ્રધાનની સત્તાનો અંત લાવે છે. તેની જગ્યાએ નાગરમંત્રિ નાગડ અથવા નાગદેવ આવે છે.

---

[1] ઈ. એ. વો. ૧૧ પા. ૯૮-૧૦૮ એચ. એચ. ધ્રુવ

ગુજરાત કોલેજના પ્રો. એ. વી. કાથવટેને મળી આવેલા એક અજ્ઞાત નામવાળા લેખ ઉપરથી જણાય છે કે લવણપ્રસાદ ભીમદેવ ૨ જાનો પ્રધાન હતો અને વીરધવલ તેનો યુવરાજ હતો. આના, સોલંકી રાણા લૂણપસૌ અને તેના પુત્રે સ્થાપેલાં ધાર્મિક સ્થાનોને તેજ રાજાએ આપેલાં દાનો ઉપરથી આ હકીકત સાબીત થાય છે. ભીમદેવ મૃત્યુ પામે છે. વીરધવલના મૃત્યુ પછી વીસલ ધોલકામાં ગાદીએ આવ્યો છે. લવણપ્રસાદ વૃદ્ધ હોવાથી પોતાના પ્રિય પુત્ર વીરમને ગાદી આપવા માટે બોલાવે છે. પણ તે પોતાના વૃદ્ધ પિતાનું અપમાન કરે છે, એટલે તેનો પિતા પોતાનો વિચાર ફેરવે છે. આ વખતે નાગડ પાટણમાં છે. તેને કુમાર વીસલદેવને લઈ આવવા મોકલ્યો છે. તેનો ગુજરાતના રાજા તરીકે રાજ્યાભિષેક થાય છે. રાજધાની ધોળકા મટી પાટણ થાય છે અને નાગડ આ નવીન રાજ્યમાં તેનો પ્રધાન થાય છે. કદાચ પોતાના પુત્ર તરફ ફરીથી પ્રેમ ઉત્પન્ન થાય એ બીકથી લવણપ્રસાદને દૂર કરવામાં આવે છે. વીરમને વીરમગ્રામની લાંચ આપવામાં આવે છે, પણ છેવટે તે પોતાની મૂર્ખતાને લીધે પોતાનો વિનાશ કરે છે. નાગડ અથવા નાગદેવના ઉદયથી નાગરજ્ઞાતિનો ઉદય થાય છે. કવિ સોમેશ્વર પુરોહિત હોઈ કાવ્યનો પણ વીસલદેવના દરબારમાં સત્કાર થાય છે. રાજા પોતાની જન્મભૂમિ દર્ભાવતી( ડભોઈ)માં યજ્ઞ કરે છે, અને ત્યાર બાદ નાગરોની શાખાઓના વીસલનગરા, પદ્મપદ્રા ( અથવા સાઠોદ્રા ), કૃષ્ણપુરા ( અથવા કૃષ્ણોરા ), ચિત્રપુરા ( અથવા ચિત્રોડા ) અને પ્રાશ્નિકો ( અથવા પ્રશ્નોરા ), એમ વિભાગ કરીને તેઓના ઉપયોગ માટે બ્રહ્મપુરીઓ બંધાવી. આ જ્ઞાતિઓ તેનાં સાહિત્યનાં જ્ઞાન માટે ' પ્રખ્યાત છે. રાજશેખર પણ પોતાની ' પ્રબન્ધચતુર્વિંશતી ' માં ( જે ઇ. સ. ૧૪૦૫ માં લખેલી હતી ) જણાવે છે કે કેટલાક નાગરો તેમ જ આપણી પ્રશસ્તિનો નાયક નાનાક પણ વીસલદેવના દરબારમાં રહેતો હતો. એટલે ૧ લી પ્રશસ્તિના લેખકે નાગર જ્ઞાતિ તથા નાનાકની બહુ પ્રશંસા કરી છે તેમાં નવાઈ નથી.

બીજી પ્રશસ્તિમાં નાનાક વીસલદેવના દરબારમાં ગયો છે ત્યારે વેદ તથા શાસ્ત્રના વિષયોમાં હતો તે પણ ખ્યાતિ થયેલી તેની પરીક્ષાનું વર્ણન આપ્યું છે, જે હકીકત માટે રાજશેખરમાં પણ પુરાવો મળે છે.

આ પ્રમાણે નાનાક એક સુવિખ્યાત રાજકવિ છે એમ કહ્યું છે. તેનો ભાઈ મલ્હણ જે યોગ શાસ્ત્રમાં પ્રવીણ હતો તે પણ ખ્યાતિ મેળવે છે. રાજા તેના ઉપર પુરાણોનાં વાંચનને લીધે પ્રસન્ન થાય છે. તે સોમનાથ પાટણની યાત્રાએ લઈ જઈ તેના પગ પૂજી તેને રહેવા માટે બ્રહ્મપુરીમાં મહેલ આપે છે. અને સોમેશ્વરની પૂજા કરવાની આજ્ઞા કરે છે. પાર્વણી શ્રાદ્ધો માટે બગસરા નામનું ગામ પણ ભેટ આપે છે. તથા ગણ્ડ શ્રીવીરભદ્રથી એક બીજા ગામનો ઉત્તમ સાતમા ભાગનો ભાગીદાર પણ તે થાય છે.

નાનાક વેદવેદાંગમાં પારંગત હતો તથા તેનું આખું કુટુંબ પણ જ્ઞાન તથા ધાર્મિક ભાવના માટે પ્રખ્યાત છે. તેઓ મૂળ નગર અથવા આનંદપુર( હાલનું વડનગર )ના રહેવાસી હતા, પરંતુ ચૌલુક્ય રાજાએ ( ઘણું કરી જયસિંહદેવે ) વૈજવાપ ગોત્રનાઓને પ્રધાનપદે સેવા કરવા બદલ, આપેલા ગુંજામાં આવી વસ્યા હતા. ' ચતુર્વિંશતી ' માં તે વીસલનગરા નાગર હોવાનું જણાવ્યું છે.

આ વંશના સ્થાપનાર કાપિષ્ઠલ ગોત્રના ઉપાધ્યાય સોમેશ્વર વિષે કંઇક કહેવું જોઇએ; કારણકે ઐતિહાસિક દૃષ્ટિએ ઉપયોગી જણાય છે. બીજી પ્રશસ્તિમાં તેને " ધર્મોદ્ધારધુરંધર " કહ્યો છે. આ પ્રમાણે ઇલ્કાબ આપવાનું કારણ કદાચ જયસિંહદેવના મિત્ર અને કવિ શ્રીપાલ તથા તેના પુત્ર સિદ્ધપાલ અને દ્વારકાના શંકરાચાર્ય દેવબોધી સરસ્વતીની કુમારપાલના સમયના

હેમચંદ્ર તથા તેના જૈનો વિરૂદ્ધ ધાર્મિક ચળવળમાં તેણે ભાગ લીધો હતો તે હોવું જોઇએ. આ શ્રીપાલ એ વડનગરપ્રશસ્તિ વિ. સં, ૧૨૦૮ની નો કર્તા છે.

લેખોના કર્તાઓની પણ થોડી નોંધ લેવી જરૂરની છે. તેમાં કૃષ્ણરત્નનો પુત્ર અને "કુવલયાશ્વચરિત" નો કર્તા છે. તેની "અષ્ટાવધાન શક્તિથી તેને "બાલસરસ્વતી" પણ લોકો કહેતા હતા. ગણપતિ વ્યાસ કરતાં તે ચઢીયાતો હતો. ગણપતિ વ્યાસે વીસલદેવની માલવા સાથેની લઢાઇનું વર્ણન "ધારાધ્વંસ" માં કર્યું છે. ડો. બુલ્હરે કરેલી "કીર્તિકૌમુદી" તથા "સુકૃત સંકીર્ત્તન" ની શોધ ઉપરથી તથા આંહિ ઉપયોગમાં લીધેલો એક અજ્ઞાત નામ લેખની તથા નં૦ ૧ માં બતાવેલ "કુમારપાલચરિત" ઉપરથી જયસિંહદેવના રાજ્યનો અંત અને વીસલદેવના ઉદય વચ્ચેના સમય ઉપર ઘણું અજવાળું પડે છે. તેજ પ્રમાણે ઉપયોગનાં વસ્તુપાલચરિત, ધર્મારણ્ય અને પરિશિષ્ટ, પ્રબન્ધચતુર્વિંશતી, ભોજપ્રબંધરાજ અને અન્ય દુર્લભ પુસ્તકો આપણને નીવડે છે.

વીસલદેવને "પૃથ્વીપાલક" કહ્યો છે. તે સિદ્ધરાજની બરોબર છે. ચક્રવર્ત્તિન્ પણ કહ્યો છે. માલવાના રાજાનો પરાજય કર્યો હતો. તેણે કેટલીક બ્રહ્મપુરીઓ સ્થાપી હતી, જેમાંની એકમાં નાનાક રહેતો હતો તે બ્રહ્મપુરી સરસ્વતી અને સમુદ્રના સંગમ ઉપર પ્રભાસમાં આવી છે.

---

# પ્રશસ્તિ ૧ પહેલી

## अक्षरान्तर

श्रीगजाननो जयति ॥ श्रीसरस्वतीसागरसंगमाधिष्ठात्रीभ्यो नमः ॥

यन्नो गोचरयन्ति लोचनरुचो वाचो निवृत्ता यतः चेतो मुह्यति यत्र यच्च न मतेः पन्थानमालम्बते। तन्निष्कैतवभक्तियोगसुलभं सोमेशलिंगस्थलं स्पष्टीभूतमभिष्टुवी-महिलमां किंचिन्महश्चिन्मयम् ॥ १

दन्तांशुमञ्जरितहस्तलताभिरामः सिन्दूरचारुसुभगो मदनिर्झराढ्यः।
देवः स कोऽपि नरसिन्धुरमूर्त्तिमाली शर्माणि वो दिशतु सिद्धिविलासशैलः ॥२॥

अघानि वो हन्तु विहंगमोदकं सरस्वतीसागरसंगमोदकं।
यदोघकूले परमक्षमालया जपन्ति सन्तः परमक्षमालयाः ॥ ३ ॥

सेयं शिवानि वितनोतु सरस्वती वः प्रीता हराच्युतविरंचनयाचनाभिः
और्वं प्रतापमिव सर्वतरंगिणीनां वाक्पाशबन्धविधुरं पिदधेऽम्बुधौ या ॥ ४ ॥

तं मेघमेदुरमहोमहनीयमूर्त्तिं तापत्रयव्यपनयाय वयं श्रयामः।
यः शातकुम्भनिभया विभया स्फुरन्तीमंकेन विद्युतमिव श्रियमाबिभर्त्ति ॥ ५ ॥

क्रीताभिः प्रधनेन मालवनृपान्निर्धूतमुक्तामणि श्रेणि श्रीभिरमण्डयत्प्रियतमां यः कीर्त्तिभिर्मेदिनीं। तस्येयं नयविक्रमैकवसतेः श्रीवीसलक्ष्माभुजो मूर्त्तिमंडनतां दधातु सुचिरं धाम्नीह सारस्वते ॥ ६ ॥

त्रेताधूमपवित्रितोम्बरचरं स्वाध्यायघोषोत्तरं स्थानं तीर्थमनोहरं नगरमित्यास्ते किलानश्वरं। आर्योपासनया वृषप्रियतया यच्च द्विजेन्द्रश्रिया व्यक्तं वक्ति फणीन्द्र-भूषणभृतो देवस्य संस्थापनं ॥ ७ ॥

गुंजा नाम ग्रामस्तदन्तिके वैजवापगोत्राणां। श्रीकरणव्यापारात्प्रीणितचौलुक्य-नृपदत्तः ॥ ८ ॥

तस्मिन् समुज्ज्वलकपिष्ठलगोत्रजन्मा सोमेश्वरः समजनि द्विजमौलिरत्नं।
यस्योपचर्य चरणाविह वेदवाचामाचार्यकेषु कृतिनः कति न प्रवृत्ताः ॥ ९ ॥

प्रमेव महसाम्पत्युर्ज्योत्स्नेवामृतदीधितेः तस्यासीद्धितमस्तापा सीतेति सहचा-रिणी ॥ १० ॥

अध्वरविधौ पटीयानामटनामा ततोऽभवत्तनयः। विष्वक्सेनानुगतः कलिनापि न बाधितो बलिना ॥ ११ ॥

सज्जनीतिगृहिणी गुणाम्बुधेस्तस्य भूरिगुणरत्नभूषणा।
सर्वकालमवलोकते स्म या भर्तृपादनखदर्पणे मुखम् ॥ १२ ॥

गोविन्द इत्यभिधया तनयस्तदीयो वृत्तेन चन्द्रशुचिना तु विरञ्चिकल्पः ।
सर्वज्ञतामपि कलाकलितेन तन्वन् देवत्रयीमय इवावतरत्सरोजे ॥ १३ ॥

गृहालंकृतिरस्यास्तां पत्नीरत्नेनयोः पुनः (?) । जुगूह सूहवा
वृत्तलाक्तिरासीदलांछना (?) ॥ १४ ॥

कथमेकया रसनया जडो जनः सूहवां सहः स्तोतुं (?) ।
यदिह प्रशस्तिकर्त्तुर्मम रसनाकोटिरपि मूका ॥ १५ ॥

तया समं साधयतोऽस्य धर्ममृणत्रयापाकृतिनिर्वृतस्य । स्नातस्य रेवाम्बुनि देह-
शुद्ध्यै जातं षडब्दव्रतपौनरुक्त्यम् ॥ १६ ॥

यास्यन् दण्डावलम्बेन विषमां मोक्षपद्धतिं । असौ शमवतां धुर्य्यस्तुर्य्य-
माश्रयदाश्रमम् ॥ १७॥

त्रेताहुताशमहसौ महेशमुरजिद्विरिञ्चिमहिमानः । सुरसरिदोघपवित्राः जयन्ति
पुत्रास्त्रयस्तस्य ॥ १८ ॥

ज्येष्ठः सुतोऽस्य भगवान् पुरुषोत्तमश्च नाम्ना श्रिया द्विजपतिप्रथया च तुल्यः ।
भेदस्तु सोऽयमुभयोर्मुखवारिजेऽस्य ब्राह्मीस्थितिर्यदपरस्य च नाभिपद्मे ॥ १९ ॥
क्रीडागारं सुमतिवसतेः सांगऋग्वेदकण्ठो गंगास्नानक्षपितकलुषो मल्हणस्तत्कनिष्ठः
अध्याराहेन् महिमवलभीं भाग्यनिःश्रेणियोगाद्योगात्ख्यातिं सदसि नृपतेः
षड्गुणन्यासनिष्ठः ॥ २० ॥

श्रीमानितोऽपि कमनीयगुणः कनीयान् नानाकभूत्यभिधया सुधियां धुरीणः ।
प्राचीनसत्कविकृतव्ययतापशान्त्यै वाग्देवता स्थितिमुपैति यदाननेन्दौ ॥ २१ ॥
लक्ष्मीरमुष्य पत्नी द्वितीयमंगं बहिश्चराः प्राणाः । विमलकुलद्वयभूषा प्रत्यूपाम्भोज-
मञ्जुमुखी ॥ २२॥

नयनिपुणः प्रथितगुणः संयतकरणः समुज्ज्वलाचरणः । कस्य वयस्यो न स्यान्ना-
नाको नागरोत्तंसः ॥ २३ ॥

श्रौतस्मार्त्तसमाजमण्डनमणिः कातन्त्रनिर्धौतधीः छेकश्छन्दसि नाटकेषु निपुणोऽ-
लंकारसर्वस्वभाक् । श्रीरामायणभारतामृतकथाम्भोराशिपारंगमः केषां नैष कवित्व-
केलिरसिको वर्ण्यः सवर्णाग्रणीः ॥ २४ ॥

पुरमथनपुरेऽस्मिन्नात्मनः स्थापनाया मतिगारिमाविराजद्वेश्मनि ब्रह्मपुर्य्यां ।
मुदितमदित यस्मै साधवे सौधमेकं तदमलग(गु)णदृश्वा विश्वलक्षोणिपालः॥२५॥
सोमेशमनुदिनं यः प्रमोदयन् शालितंडलार्चनया । सफलयति वीसलोर्वीपतिदत्त-
मगसराग्रामं ॥ २६ ॥

यः पौराणैर्वचनमधुभिः मौठपीयूषपाकप्रेयोभिः प्रागधिकमधिक्नो(sic.)द्वि(sic.) श्वलक्षोणिपालः । तृप्तिं तस्य त्रिदशसुहृदः पिण्डदानैरिदानीं दर्शे दर्शे रचयति च यः शेखरः श्रोत्रियाणां ॥ २७ ॥

तीर्थाम्बुशतपत्रालिशालिनैवेद्यचन्दनैः । यः प्रीणयति नानाकः
पिनाकमृतमन्वहम् ॥ २८ ॥

सन्तुष्यता यदुरुभक्तिगुणेन गण्डश्रीवीरभद्रवपुषि सकलं निवेश्य ।
यः शंकरेण निरमीयतमंगलाख्यग्रामाभिरामतमसप्तमभागभोगी ॥ २९ ॥

सरस्वत्यामत्यादरजनितनित्याह्निकविधिर्महायज्ञैः पूतः सततमतिथीन् भोजयति यः। स नन्द्यान्नानाकश्चिरसमयमानाकविकसद्यशः स्तोमः सोमेश्वरचरणचिन्ताचतुरधीः ॥ ३० ॥

यो मुख्यः सुधियां यमाहुरनघं येनार्जिताः कीर्तयः यस्मै वेश्म दिदेश विश्वलनृपो यस्मान्न दोषोदयः । यस्य श्रेयसि वासनातिमहती यस्मिन्नमन्ते गुणाः सोऽयं सप्तपदीनमेतु सुकृतैर्नानाकनामा कृती ॥ ३१ ॥

मानुष्यैर्द्विजता दुरासदतरा तत्राप्यसौ नागरज्ञातिः ख्यातिमती श्रुतौ परिचयस्तावा (?)त्रयोत्थाः श्रियः । भाग्यैरेतदवाप्य यौवनगृहस्वर्णादिपण्यांगना (sic.) चेतश्चञ्चलमप्यवेत्य सुकृतं नानाक एवार्जति ॥ ३२ ॥

श्रीमद्वीसलमेदिनीपरिवृढप्रक्षालितांघ्रिद्वयः सोऽयं नागरनीरजाकररविर्नानाकनामा कविः तीर्थोत्तुंगसरस्वतीकृतपरिष्वंगस्य सारस्वतं क्रीडाकेतनमेतदत्र विदधे वारांनिधे रोधसि ॥ ३३ ॥

श्रीसोमनाथमहिमा भुवनेषु यावद्यावन्निहन्ति दुरितानि सता( तां )कपर्दी । यावच्च गर्जति पयोनिधिरेष तावत् सारस्वतं सदनमक्षयमेतदस्तु ॥ ३४ ॥

नानाक एष जयताद्दयितास्य लक्ष्मीः शाश्वत्कुटुम्बवसनैव जरामुपैतु । किंचैनयोः सुतनयोऽपि नयोपसंगी गंगाधरः सुचरितेन कुलं पुनातु ॥ ३५ ॥

अष्टावधानपरितुष्टहृदा जनेन यः कीर्तितो जगति बालसरस्वतीति ।
पुत्रः कविः कुवलयाश्वचरित्रधातुः कृष्णः प्रशस्तिमिह रत्नसुतः स तेने ॥ ३६ ॥

॥ सों पाल्हणेन प्रशस्तिरालिख्योत्कीर्णा ॥

ભાષાંતર

ગજાનનનો જય હો ! સરસ્વતીના સાગર સાથે સંગમસ્થાનની અધિષ્ઠાત્રીઓને પણ નમસ્કાર હુજો !

(૧) સોમેશના લિંગમાં સ્પષ્ટ પ્રકટતી બુદ્ધિની અવર્ણનીય પ્રભા, જેને આંખનું તેજ જોઈ શકતું નથી, જેને માટે વાણી મૌન રહે છે, જેના વિચારથી મન મોહ પામે છે અને જે તર્કના પંથમાં પણ આવતી નથી પણ જે નિરંતર ભક્તિ અને યોગથી સુલભ છે તેની અમે સ્તુતિ કરીએ છીએ.

(૨) જેની મૂર્તિ માણસ અને હાથી જેવી છે તે અતુલ દેવ, જે સિદ્ધિનો વિલાસ ગિરિ છે, જે દંતુશળનાં કિરણોમાંથી નીકળતી વેલી જે સૂંઢથી આભૂષિત છે, જે સિન્દૂરથી આંખોને આનન્દ આપે છે, અને જે મદ ઝરે છે, તે તમને આશિષ અર્પો.

(૩) જેના તીર પર પરમ ક્ષમાવાળા સન્તો નિત્ય અક્ષમાલા વડે મંત્ર જપે છે તે સરસ્વતીના સાગર સાથે સંગમનાં પક્ષિઓને આનન્દ આપતાં જળ તમારૂં પાપ હણો.

(૪) શિવ, વિષ્ણુ અને બ્રહ્માની સ્તુતિથી સંતુષ્ટ થઈ, સર્વ નદીઓના પ્રતાપ જેવા ઔર્વને વાક્પાશબંધનમાં સમુદ્ર મધ્યે કંપતો બંધીવાન કરનાર સરસ્વતી તમને સર્વ ઉન્નતિ અર્પો.

(૫) જે ઘન જેવી શ્યામ પ્રભાને લીધે પૂજનીય છે અને જે અંકમાં સુવર્ણ જેવી ચળકતી કાન્તિવાળી વિદ્યુત સમાન દેવી લક્ષ્મીને ધારણ કરે છે, એ ( વિષ્ણુ )નો ત્રિવિધ તાપ દૂર કરવા માટે અમે આશ્રય લઈએ છીએ.

(૬) નય અને વિક્રમનું એક જ સ્થાન, માલવાના નૃપ પાસે ત્યાગ કરાવી અને તેની પાસેથી પ્રાપ્ત કરેલી કીર્તિ વડે મોતીની માલા પેઠે પોતાની પ્રિયતમા પૃથ્વીને આભૂષિત કરનાર આ વીસલ નૃપનું રૂપ સરસ્વતીની આ પવિત્ર ભૂમિને આભૂષણ થાઓ.

(૭) ત્રણ યજ્ઞોના ધૂમથી પવિત્ર બનેલા આકાશવાળું, સદા વેદોચ્ચારના ધ્વનિથી ગાજતું આ મનોહર તીર્થસ્થાન જે ‘ નગર ’ કહેવાય છે એ ખરેખર અનશ્વર છે; વળી, તે સ્થાન સજ્જનોનાં સંમેલનોથી, ધર્મના પ્રેમથી, અને દ્વિજેન્દ્રો એટલે નાગર બ્રાહ્મણોની સમૃદ્ધિને લીધે, અંબિકાથી સેવાયેલા, નન્દિમાં પ્રેમવાળા, અને લલાટપર ચંદ્રની કાન્તિથી શોભતા, ફણીન્દ્રના ભૂષણવાળા શ્રી શિવનું નિવાસસ્થાન છે, એમ સ્પષ્ટ ભાસ કરાવે છે.

(૮) તેની પાસે, મંત્રીશ્વરના કાર્યથી પ્રસન્ન થઈ, ચૌલુક્ય નૃપે તેમને દીધેલું શુઞ્જા નામનું ગામ વેજવાપ કુલના માણસોની માલિકીનું છે.

(૯) તે સ્થળમાં ઉજ્જવળ કાપિષ્ઠલ ગોત્રમાં દ્વિજોનો મુગટ મણિ સોમેશ્વર જન્મ્યો હતો. તેની ચરણપૂજા કરીને વેદવાણીમાં કેટલા ભાગ્યવન્ત માણસોએ નિપુણતા નથી પ્રાપ્ત કરી ?

(૧૦) સૂર્યની શ્રી પ્રભા જેવી અને ચંદ્રની જ્યોત્સ્ના સમાન અજ્ઞાન અને ક્રોધથી મુક્ત એવી તેને સીતા નામની પત્ની હતી.

(૧૧) તેનાથી આમટ નામનો યજ્ઞના શાસ્ત્રમાં નિપુણ, વિષ્ણુ સરખો, અને પ્રબળ કલિની અસર વિનાનો પુત્ર ઉત્પન્ન થયો.

(૧૨) ગુણોના સાગર રૂપ તેને અનેક ગુણોથી અલંકૃત થએલી ‘ સજ્જની ’ નામની ગૃહિણી હતી, જે સર્વકાલ પોતાના પતિના પાદનખરૂપી દર્પણમાં મુખ જોયા કરતી હતી.

(૧૩) ચંદ્ર જેવા નિર્મલ ચારિત્ર્યથી બ્રહ્મા સમાન અને સર્વકલામાં નિપુણ હોવાથી સર્વજ્ઞતા બતાવતો દેવત્રયીમય કમલમાં જાણેકે અવતરતો ન હોય તેમ તેનાથી ગોવિંદ નામે પુત્ર જન્મ્યો.

(૧૪) તેને વિમલ સૂહવા નામની તેના ગૃહના ભૂષણ રૂપ પત્ની હતી. (?)

(૧૫) જડ માણસ સૂહવાની એક જીભથી સ્તુતિ શીરીતે કરી શકે? કારણ કે મારી પોતાની જે પ્રશસ્તિનો કર્તા છું તેની રસનાકોટિ પણ મૂક (શાંત) છે.

(૧૬) તેણીના સાથમાં રહી ધર્મકાર્યો કરનાર, ત્રણ ઋણમાંથી મુક્ત થઈ સુખી, દેહશુદ્ધિ માટે નર્મદાના જળમાં સ્નાન કરનાર એવા તેને ષડબ્દવ્રતની પુન રૂક્તિ પ્રાપ્ત થઈ.

(૧૭) ઇન્દ્રિયો ઉપર નિગ્રહ રાખનારાઓમાં શ્રેષ્ઠ તેણે દણ્ડ (સન્યાસીનો પવિત્ર દણ્ડ) પર અવલંબન કરી વિષય મોક્ષમાર્ગ પર પ્રયાણ કરતાં ચોથા આશ્રમમાં પ્રવેશ કર્યો.

(૧૮) ત્રણ પવિત્ર અગ્નિની પ્રભા વાળા, શિવ, વિષ્ણુ અને બ્રહ્માના મહિમાવાળા અને ગંગા નદીના પ્રવાહ જેટલા શુદ્ધ તેના ત્રણ પુત્રો વિજય પામો.

(૧૯) તેનો જેષ્ઠ પુત્ર ભગવાન અને પુરૂષોત્તમ, નામથી, શ્રી વડ, દ્વિજ પતિની ખ્યાતિથી સમાન હતા. ભિન્નતા ફક્ત એટલી જ હતી કે ભગવાનના મુખારવિંદમાં બ્રાહ્મીની સ્થિતિ હતી, જ્યારે પુરૂષોત્તમના નાભિ કમળમાં બ્રાહ્મીની સ્થિતિ હતી.

(૨૦) સુમતિવાળા જનોનો ક્રીડાગાર, ગંગાસ્નાનથી પાપનો નાશ કરનાર અને સાંગ ઋગ્વેદ મોંઢે જાણનાર તેનો કનિષ્ઠ પુત્ર મલ્હાણ હતો, જેણે ભાગ્યની સીડીથી મહિમાની એટલે મ્હોટાઈની ટોચે ચઢતો હોય એમ રાજાની સભામાં પોતાના યોગના જ્ઞાનથી ખ્યાતિ મેળવી અને જે છ પ્રકારના ન્યાસમાં પ્રવીણ હતો.

(૨૧) તેનો વચલો પુત્ર નાનાકભૂતિ નામે હતો, જે લક્ષ્મીનો‡ લાડકવાયો છતાં સુંદર ગુણવાળો અને વિદ્વાનોમાં શ્રેષ્ઠ હતો, અને પ્રાચીન સત્કવિઓથી કરાએલા વ્યયને અંગે ઉદ્ભવેલા તાપની શાન્તિ માટે વાગ્દેવતા જેના મુખરૂપી ચંદ્રમા પર અવલમ્બન કરીને રહી હતી.

(૨૨) તેને, પોતાના બીજા અંગ જેવી, દેહમાંથી બહાર નીકળીને ફરવા પોતાના પ્રાણ, સમાન પિતા અને પતિનાં વિમળ ઉભય કુળના અલંકાર રૂપ, અને વિકસતા ઉષાના પદ્મ જેવી મધુર વદનવાળી લક્ષ્મી નામે પત્ની હતી.

(૨૩) નયમાં નિપુણ, પ્રખ્યાત ગુણવાળો, જિતેન્દ્રિય, અને ઉજ્જવળ આચરણવાળો, નાગર જ્ઞાતિના અલંકારરૂપ નાનાક કોનો મિત્ર નથી?

(૨૪) શ્રુતિ અને સ્મૃતિમાં નિપુણ જનમંડલના ભૂષણરુપ કાતંત્ર( વ્યાકરણ )માં મતિને સ્નાન કરાવનાર, છન્દોમાં અસ્પર્ધિત, નાટકમાં નિપુણ અલંકારશાસ્ત્રમાં પ્રવીણ, અને શ્રી રામાયણ અને મહાભારતની કથાના અમૃતસાગરની પાર પહોંચેલો કવિત્વકેલિમાં રસિક, ત્રણે વર્ણનો અગ્રણી એવો તેની સ્તુતી કોણ નહીં કરે!

(૨૫) આ ત્રિપુરારિ( શિવના )પુરમાં પોતે બંધાવેલી મોટાં શોભતાં ગૃહોવાળી બ્રહ્મપુરીમાં વિમલ ગુણોને જાણનારા વિશ્વલ (વીસલ) રાજાએ આ સાધુપુરૂષને (નાનાકને) ખુશી થઈને એક હવેલી (મહેલ) આપી.

(૨૬) જે (નાનાક) સોમેશને નિત્ય અક્ષતની પૂજાથી પ્રસન્ન કરતો, અને વીસલ નૃપે તેને આપેલા બગસરા ગામનો સફલતાથી ઉપભોગ કરતો હતો.

---

‡ લક્ષ્મી તેની પત્નિનું નામ હતું.

(૨૭) જે (નાનાક) પોતાના ઉત્તમ અમૃતના પાક જેવા પ્રિય લાગે તેવા પુરાણોના મધુર પાઠથી વિશ્વલ નૃપતિને તેની હયાતીમાં અધિકને અધિક તૃપ્તિ આપતો હતો, અને હાલ જ્યારે તે રાજા દેવલોકમાં વાસ કરે છે ત્યારે આ ક્ષત્રિયોનો મુગટમણી પ્રતિપર્વ પિંડદાનથી તેની તૃપ્તિ કરી રહ્યો છે.

(૨૮) તીર્થનાં (પવિત્ર) જલ, કમલની માલાઓ, શાલિનૈવદ્ય અને વંદન વગેરેથી નિત્ય શિવને જે નાનાક પ્રસન્ન કરી રહ્યો છે.

(૨૯) તેની ભક્તિથી સંતુષ્ઠ થઈ શંકર ભગવાને પોતાની કલાથી ગણ્ડ શ્રી વીરભદ્રના દેહમાં પ્રવેશ કરીને તેની દ્વારા મંગલ નામના ગામના, શ્રેષ્ઠ સાતમા ભાગનો ભાગી તેને બનાવ્યો.

(૩૦) સ્વર્ગપર્યંત વિકાસ પામેલી કીર્તિવાળો, સોમેશ્વરની ચરણભક્તિમાં મગ્ન, સરસ્વતીમાં અતિ આદરથી નિત્ય વિધિ કરનાર, મહા યજ્ઞોથી વિશુદ્ધ અને અતિથીઓનો સદા સત્કાર કરનાર આ નાનાક વૈભવમાં દીર્ઘાયુષી થાઓ.

(૩૧) વિદ્વાનોમાં શ્રેષ્ઠ, જે પાપરહિત છે, જેણે યશ પ્રાપ્ત કર્યો છે, જેને વિશ્વલ નૃપે મહેલ આપ્યો છે, જેનામાં તલ માત્ર પણ દોષ નથી, જેના ઉદય માટે સર્વની મહા અભિલાષ છે, અને જે સર્વ ગુણસંપન્ન છે તે ભલો નાનાક, સુકૃત્યો કરનારનો મિત્ર થાઓ.

(૩૨) મનુષ્યોમાં દ્વિજતા પ્રાપ્ત કરવી કઠિન છે, અને તેમાં પણ ખ્યાતિવાળી આ નાગર જાતિ; તેમાં વળી વેદોનો પરિચય અને તેમાં વળી નય વડે પ્રાપ્ત કરેલી લક્ષ્મી અને પછી આ બધું સદ્ભાગ્યથી પ્રાપ્તિ કરીને જેવાં કે—યૌવન, શ્રી, રત્નો અને અંગનાઓ વિગેરે અને ચિત્ત ચંચલ છે એમ માનીને નાનાક ફક્ત સુકૃત જ મેળવે છે.

(૩૩) નાગરો રૂપી કમલસમૂહના સૂર્ય જેવા અને જેની ચરણપૂજા વિખ્યાત ભૂમિપતિ વિસલ કરે છે તે નાનાક કવિએ અહીં સરસ્વતીના પવિત્ર તીર સાથે સંગમ કરતા સાગરના કિનારાપર આ સારસ્વત ક્રીડાસ્થાન બાંધ્યું.

(૩૪) આ સારસ્વત મહેલ ત્રણ ભુવનમાં સોમનાથનો મહિમા, સજ્જનોનાં દુઃખ હણનાર શિવ ભગવાન, અને ગર્જના કરતો સાગર, એ ત્રણેના અસ્તિત્વકાળ સુધી અખંડ રહો.

(૩૫) આ નાનાક વિજયી બનો, તેની પત્ની લક્ષ્મી નિત્ય રક્ત વસ્ત્રો ધારી વૃદ્ધાવસ્થા પામો અને તમનો નયનો સંગી ગંગાધર પુત્ર કુળને સુચરિતોથી મહિમાવાળું કરો!

(૩૬) જેની અષ્ટાવધાનની શક્તિથી સંતુષ્ટ પામીને પ્રજાજનોએ જગતમાં જેને બાલ સરસ્વતી એવું ઉપનામ આપ્યું છે તે રત્નના પુત્ર કુવલયાશ્વ ચરિતના કર્તા, કૃષ્ણે આ પ્રશસ્તિ લખી તે પ્રશસ્તિ પાહલણથી લખાયેલી અને કોતરાએલી છે.

---

# પ્રશસ્તિ ૨૭

(वि. सं. १३२८)

अक्षरान्तर

॥ ॐ नमो गणपतये ॥

अस्त्यानन्दपुरे गरीयसि कुलं कापिष्ठलं निर्मलं धर्मोद्धारधुरंधरोऽभवदुपाध्यायोऽत्र सोमेश्वरः। तस्माद्दीक्षित आमठः श्रुतिमठः पुत्रः पवित्रद्युतिर्गोविन्दोऽस्य च नन्दनः सहृदयश्रेणिमनोनन्दनः ॥ १

मिथोविरोधोपशमाय सिद्धः श्रमः श्रियः शारदयास्य सूनुः। नानाविधानामव-धिर्बुधानां नानाकनामा सुकृतैकधामा ॥ २

यो वेद ऋग्वेदमखण्डमेव बभूव च व्याकरणप्रवीणः। साहित्यसौहित्यमवापदन्त-र्वाणिः पुराणस्मृतिपारगोऽभूत् ॥ ३

धौरेयो धवलान्वयेऽत्र समये श्रीसिद्धराजोपमः धाम्नां धाम बभूव वीरधवला-द्राजा विसुर्वीसलः ॥ यस्यौच्चैरभिषेणनव्यतिकरोज्ज्वालज्वलन्मालवोन्मीलद्धूमपरं-पराभिरभवद् घोरान्धकारं नभः ॥ ४

राज्ञोऽस्य सभ्यान् सुकृतैकलभ्यानभ्येत्य नानाक उदारबुद्धिः।
मौ(?)र्यैकधुर्यो विबुधप्रतीक्षां वेदादिशास्त्रेषु ददौ परीक्षां ॥ ५

अथैकदा वीसलचक्रवर्ती वीरावलीमानसमध्यवर्ती। पवित्रगोत्रो नियमैर्विचित्रै-श्चकार सोमेश्वरदेवयात्रां ॥ ६

सरस्वतीसागरसंगमेऽसौ स्नात्वाथ सोमेश्वरमर्चयित्वा। विद्याविशेषं परिभाव्य विप्रविशेषवित्कल्पितपुण्यवेषः ॥ ७

क्षेत्रे प्रभासे सुकृताधिवासे स्वकारिता (?) ब्रह्मपुरीगृहेषु। प्रक्षाल्य पादौ प्रददौ स सौधं नानाकनाम्ने कविपण्डिताय ॥ युग्म ॥ ८

उपेयुषा वेदपुराणशाणनिघर्षणं संश्रितहारलक्ष्मीः। विभाति येन द्विजनायकेन श्रीवीसलब्रह्मपुरीपुरेऽस्मिन् ॥ ९

वन्द्ये विश्वजनेन मूर्द्धनि सरस्वत्या दधानः पदं प्राप्याब्धिं किल वाडवः परम-भूदारंभभरिर्भिर्गवः। नानाकः पुनरेव तां भगवतीं मूर्ध्ना नमन्नागरो वर्ण्यो विप्रश-तोदरंभरिरहो तीरे वसन् वारिधेः ॥ १०

गोविन्दनन्दनः सोऽयं प्रद्युम्नोभूत्किमद्भुतम्। चित्रमेतद्यदेतस्य कान्तः शान्त-रसोऽधिकम् ॥ ११

स्नानं यस्य सरस्वतीशुचिजले पूजा च सोमेश्वरे व्यर्थं नातिथयो व्रजन्ति सुकृतश्री-संग्रहाद्यद्गृहात् ॥ वित्तं यस्य च साधुबन्धुसुहृदां साधारणं सर्वदा नानाको धरणी तले समधिकं धन्यः स मान्यः सताम् ॥ १२

स्वस्योच्चैः प्रतिपर्व शालिकणिकापिण्डेन सुश्रद्धया सार्द्धं वेदपुराणपाठनिपुणैः पुण्यापणैर्ब्राह्मणैः ॥ श्राद्धं तेन विधीयमानमतुलं सारस्वते सैकते दर्शंदर्शमतीव हृष्यति दिवि श्रीवीसलक्ष्मापतिः ॥ १३

मुखे यदीये विमलं कवित्वं बुद्धौ च तत्त्वं हृदि यस्य सत्त्वं करे सदा दानमयावदानं पादे च सारस्वततीर्थयामं ॥ १४

काव्येषु नव्येषु ददाति कर्णं प्राप्नोति यः संसदि साधुवर्णं ।
विभूषणं यस्य सदा सुवर्णं प्राप्ते तु पात्रे न मुखं विकर्णं ॥ १५

रचित उचित उच्चैः यस्य भक्त्यार्चनाय द्युतिजितकुमुदालिः शालिजस्तंडुलौघः ।
नयति सुमहसः श्रीसोमनाथस्य कामं शिरसि शशिकलायाः कौमुदीमेंदुरत्वं ॥१६

श्रीवीसलब्रह्मपुरीद्वितीयावासवासिना । तेन नानाकनाम्नेदं तेने सारस्वतं सरः॥१७

मार्त्तण्डप्रतिमप्रतापवसतेः श्रीवीसलक्ष्मापतेर्धाराध्वंसमहाप्रबन्धमधुरोन्मीलद्यशो वैभवः

एता सत्कविसंगतिर्गणपतिव्यासः प्रयासं विना चक्रे निर्मलचित्रकाव्यरचना-भित्तिं प्रशस्तिं नवाम् ॥ १८

समुल्लसन्मौलिरुहद्विरेफः प्रपन्नकेदारपपदारविन्दः ।
लिलेख चोट्टंकितवान् कलादः प्रल्हादगोविन्दसुतः प्रशस्तिम् ॥ १९

जागर्त्तिपातूलनयस्य यस्य (?) सावित्रि भर्त्तुर्महिमा स कोऽपि । यस्यानुजो पाल्हणनामधेयश्चकार केदारसुवर्णपूजां ॥ २०

संवत् १३२८ वर्णगड श्री भाव यजुर्वेद अग्रा° बृहत्पुरुषराज लाडाणरिह° श्री अभयसिंह प्रतिपत्तौ प्रशस्तिरुद्घाटिता ॥

ૐ! ગણપતિને નમસ્કાર હજો!

(૧) મોટા આનન્દપુર(નગર અથવા વડનગર)માં નિર્મલ કાપિષ્ઠલ કુલ છે. તેમાં બ્રાહ્મણ ધર્મના ઉદ્ધારકના ભારનું વાહન કરનાર ઉપાધ્યાય સોમેશ્વર જન્મ્યો. તેને પવિત્ર બુદ્ધિવાળો, શ્રુતિનું પાત્ર આમઠ દિક્ષિત, નામે પુત્ર થયો. ને તેને સજ્જનોના મનને આનન્દ આપનાર ગોવિન્દ નામે પુત્ર ઉત્પન્ન થયો.

(૨) શ્રીનો શારદા સાથેના પરસ્પર વિરોધ શમાવવાનો શ્રમ, વિવિધ વિદ્યાવાળા જનોમાં શ્રેષ્ઠ, સુકૃત્યોના એક સ્થાન જેવા તેના પુત્ર નાનાકથી સિદ્ધ થયો.

(૩) જે નાનાક આખો ઋગ્વેદ જાણતો હતો, જે વ્યાકરણમાં પ્રવીણ હતો જે સાહિત્યજ્ઞાની અને પવિત્ર શાસ્ત્રોમાં નિપૂણ હતો અને જેણે સ્મૃતિ અને પુરાણના સાગરને ઓળંગ્યો હતો.

(૪) ધવલ કુળમાં શ્રેષ્ઠ, શ્રીસિદ્ધરાજની તુલનાવાળો અને સર્વ તેજોમાં તેજસ્વી વીસલ નૃપ આ સમયે વીરધવલથી જન્મ્યો હતો, અને જ્યારે તેણે માળવા પર ચઢાઈ કરી તે વખતે નભ, માળવામાં સળગાવેલા અગ્નિમાંથી નીકળતી ધૂમપરંપરાથી, અંધકારમય બન્યું.

(૫) સર્વ સામંતોમાં અગ્ર ઉદાર નાનાકે સુકૃત્યોથી પ્રાપ્ત કરાય તેવી અમાત્યપદવી મેળવી અને વેદ અને અન્ય શાસ્ત્રોમાં વિદ્વાનોની અભિલાષવાળી પરીક્ષા આપી.

(૬) એક સમયે યોદ્ધાઓના હૃદયમાં વસનાર, પવિત્ર ગોત્રવાળા ચક્રવર્ત્તિ રાજા વીસલે સોમેશ્વરની યાત્રા નાના પ્રકારના નિયમોથી કરી.

(૭) સરસ્વતી અને સાગરના સંગમ પાસે સ્નાન કરીને, સોમેશ્વરની પૂજા કરીને, અને પવિત્ર વસ્ત્ર ધારણ કરીને સારાં અને અન્યનો ભેદ પૂર્ણ જાણનાર, તેણે વિદ્યાવિશેષ બ્રાહ્મણને,

(૮) સુકૃત્યોના નિવાસ પવિત્ર પ્રભાસમાં, કવિ અને પંડિત નાનાકને તેનાં ચરણ ધોઈ પોતે બનાવેલી બ્રહ્મપુરીના મહેલોમાંથી એક મહેલ આપ્યો.

(૯) વેદ અને પુરાણની કસોટીથી બનેલા ઉજ્જવળ દ્વિજનાયકથી, આ શહેરમાં વીસલની બ્રહ્મપુરી એક સુંદર માલા જેવી શોભે છે.

(૧૦) સાગરને પ્રાપ્ત કરીને વિશ્વને વંદન કરવા યોગ્ય સરસ્વતીના મસ્તક પર તે ભૃગુકુલના બ્રાહ્મણે (પરશુરામે) ખરેખર પગ મૂકયો અને છેવટે સ્વાર્થી બન્યો, પણ તેનાથી ઉલટું આ નાનાક નાગર તે દેવીને શિષ નમાવી, નમન કરતો સાગરતીરે નિવાસ કરીને સેંકડો બ્રાહ્મણોને ભોજન કરાવતો હતો.

(૧૧) ગોવિન્દનો આ પુત્ર પ્રદ્યુમ્ન સમાન હતો તેમાં અદ્ભુત શું છે? પણ વિચિત્ર એ હતું કે તેને શાન્તરસ સૌથી અધિક ગમતો હતો.

(૧૨) તે નાનાક પૃથ્વી ઉપર અત્યંત ધન્ય છે; અને તેને સદા સજ્જનોથી માન મળવું જોઈએ; કારણ કે તે સરસ્વતીનાં પવિત્ર જળમાં સ્નાન કરે છે, અને સોમેશ્વરની પૂજા કરે છે, તેના સુકૃત અને શ્રીના સંગ્રહ જેવા તેના ઘરમાંથી અતિથિલોકો વ્યર્થ પાછા નથી જતા; અને તેની સંપત્તિ, સાધુ, બન્ધુ અને મિત્રોને સર્વને હમ્મેશાં સામાન્ય છે.

(૧૩) સરસ્વતીના તીરે પ્રતિ પર્વ પુણ્યકર્મના ભંડાર જેવા, અને વેદ અને પુરાણના પાઠમાં નિપુણ બ્રાહ્મણો સાથે, ચોખાની કણકના પિણ્ડથી તે નાનાકથી શ્રદ્ધાપૂર્વક પોતાનું અતુલ શ્રાદ્ધ થતું જોઈ વીસલ નૃપ સ્વર્ગમાં ઘણો જ આનન્દ પામે છે.

(૧૪) જેના (નાનાકના) મુખમાં વિમલ કવિત્વ છે, બુદ્ધિમાં તત્ત્વ છે, હૃદયમાં સત્ય છે, જેના કર નિત્ય દાન આપે છે અને જેના ચરણો સારસ્વત તીર્થગમનના ચિહ્ન વાળાં છે.

(૧૫) જે નવાં કાવ્યો શ્રવણ કરે છે, જે સભામાં સારી પ્રશંસા મેળવે છે, જેના અલંકાર સદા સુવર્ણના છે, અને જે તેની સહાય શોધનાર જનોથી દષ્ટિ મુખ ફેરવતો નથી.

(૧૬) શિવપૂજન માટે ઉચ્ચ ભક્તિથી યોગ્ય રીતે ગોઠવેલો કુમુદનાં પુષ્પોની હારોથી અધિક ઉજ્જવળ તાંદુલનો ઢગ શ્રી સોમનાથ દેવના મસ્તક પરની શશિકલાને ઘણી જ ઝાંખપ આણે છે.

(૧૭) શ્રી વીસલની બ્રહ્મપુરીના બીજા મહેલમાં વાસ કરતા તે નાનાકે આ સારસ્વત-સરોવર બાંધ્યું.

(૧૮) આ પ્રશસ્તિની રચના વગર પ્રયાસે નિર્મલ અને પ્રશંસનીય કાવ્યથી ગણપતિ વ્યાસથી થઇ છે, જે વ્યાસનો યશમહિમા, સૂર્ય જેવા પ્રતાપી શ્રી વીસલથી ધારા નગરીના નાશનું વર્ણન કરતી મહાન્ કૃતિ સાથે વૃદ્ધિ પામે છે.

(૧૯) મસ્તક પર ક્રીડા કરતા ભ્રમરવાળા અને કેદારના ચરણકમળનો આશ્રય લેનાર પ્રહ્લાદ ગોવિંદના પુત્ર કલાદે આ પ્રશસ્તિ લખી અને કોતરી.

(૨૦) સાવિત્રીના સ્વામી......પાતૂના પુત્ર જેના કોઈ અનુજ પાલ્હણ નામનાએ કેદારની સુવર્ણથી પૂજા કરી એનો મહિમા જાગૃત છે.

વિક્રમ સંવત્ ૧૩૨૮માં આ પ્રશસ્તિ શ્રી અભયસિંહની સમક્ષ ( અથવા અનુમતિથી ) વર્ણગઢના ( વડનગરના ) યજુર્વેદના મહાન્ પુરૂષ ( ? ) શ્રીભાવ લાડાણ( ? )થી કોતરાઈ હતી.

---

નં० २२०

# કચ્છમાંના ખોખરા ગામના પાળીયા ઉપરનો[1]

# સારંગદેવનો શિલાલેખ

વિ. સં. ૧૩૩૨ માર્ગશીર્ષ સુ. ૧૧

કચ્છના ઇતિહાસ ઉપર ઘણી રીતે અજવાળું નાંખનાર, સ્વ. રા. સા. ડી. પી. ખખ્ખરે મને લેખની એક નકલ મોકલી હતી. તે ખોખરામાંના પાળીયા ઉપરના શિલાલેખની નકલ છે અને રા. સા. ખખ્ખરે તેની નીચેની માહિતી આપેલી છે.

પાળીયામાં ગાયનું ચિત્ર છે અને તે ખડ ખાતી હોય અને બચ્ચાને ધવરાવતી હોય એમ ચિતરેલ છે. તે પાળીયો ભદ્રેશ્વરના કિલ્લામાં હતો, પરંતુ ખોખરાની એક બાઇ ભદ્રેશ્વરમાં પરણી હતી તેણે તે ગાયની પૂજા પોતાના બાપના ગામમાં થાય તો ઠીક એમ માની તે લેખ ત્યાં મોકલાવ્યો. તે વખતે લેખ દટાએલો હતો અને માત્ર ગાયની પૂજા થતી હતી. સં. ૧૯૩૯ માં મેં તે નીચેનો ભાગ મહા મહેનતે ખોદાવ્યો અને માલુમ પડયું કે લેખવાળા ભાગનો અમુક ટુકડો તૂટીને ગુમ થએલો છે અને તપાસ કર્યા છતાં તેનો પત્તો મળ્યો નહીં.

લેખ ચાલુ ૧૪ મા સૈકાની દેવનાગરી લિપિમાં છે અને તેનું અક્ષરાન્તર નીચે મુજબ છે :

अक्षरान्तर

१ ओं ॥ संवत् १३३२ वर्षे मार्ग शुदि ११ शनावद्येह श्री

२ [ म ]दणहिल्लपाटके समस्तराजावली[ य ]समलंकृतमहा-

३ जाधिराज परममाहेश्वर परमभट्टारक प्रो[ प्रौ ]ढ प्रताप[ प ]नारा-

४ य[ णा ]वतारलक्ष्मीस्वयंवरमहाराजाश्रीसारंगदेव क-

५ ल्याणविजयराज्ये श्री श्रीकरणादो( दौ )महामात्य श्री माव-

६ वमहं राघि श्री' कान्हे समस्तव्यापारान् परिपन्न( थ )य- ...

આ લેખ વાઘેલા રાજા સારંગદેવના રાજ્યનો છે અને તેમાં કાન્હ એટલે કૃષ્ણ નામના અમાત્યનું નામ આવે છે. તેની તિથિ વિ. સં. ૧૩૩૨ માર્ગશીર્ષ સુદિ ૧૧ શનો ડૉ. સ્વૈમના પત્રક અનુસાર ઇ. સ. ૧૨૭૫ ડીસે. ૧ લી શનિવાર સાથે મળતી આવે છે.

વિચારશ્રેણીમાં, ડા. ભાઉ દાજીની પટ્ટાવલીમાં અને ડૉ. ભાંડારકરના ઐતિહાસિક કટકામાં તેમ જ પ્રવચનપરીક્ષામાં અસંબદ્ધ તારીખો નીચે મુજબ આપેલી છે.

વીશલદેવે રાજ્ય કર્યું ( ૧ ) વિ. સં. ૧૩૦૦—૧૮; ( ૨ ) વિ. સં. ૧૩૦૨-૨૦. અર્જુનદેવે ક્યાં સુધી રાજ્ય કર્યું. ( ૧ ) વિ. સં. ૧૩૩૧ ( ૨ ) વિ. સં. ૧૩૩૩. સારંગદેવે ક્યાં સુધી રાજ્ય કર્યું. ( ૧ ) વિ. સં. ૧૩૫૩ ( ૨ ) વિ. સં. ૧૩૫૩

આ લેખ ઉપરથી સાબિત થાય છે કે ઐતિહાસિક કટકામાં તેમ જ પ્રવચનપરીક્ષામાં સારંગદેવ ગાદી ઉપર બેસવાની તિથિ બહુ મોડી છે અને માન્ય થઈ શકે તેમ નથી.

---

1 ઈ. એ. વૉ. ૨૧ પા. ૨૭૧ ડૉ. બ. બુલ્હર.

નં૦ ૨૨૧

# સારંગદેવનો બ્રિટિશ મ્યુઝિયમમાંનો શીલાલેખ[1]

વિ. સ. ૧૩૨૫ વૈશાખ સુ. ૫ સોમ

ઇ. સ. ૧૨૭૯ એપ્રિલ તા. ૧૭

ડા. બરજેસે આ લેખનાં રબિંગ મોકલ્યાં હતાં તે ઉપરથી આ લેખની ડા. કીલહોર્ને નોંધ લીધેલી છે.

पं १ संवत् १३२५ वर्षे वैशाश(ख)शुदि ५ सोमे येह श्रीमदणहिल्लवाटका-
धिष्ठित .... सारंगदेवकल्याण विजयराज्ये

---

૧ કીલહોર્ન લીસ્ટ, એ. ઇ. વો. ૫ એપેન્ડીક્સ નં. ૨૩૭

ભાષાન્તર

(૧) અર્હતોને નમસ્કાર હજો. નાભિમાંથી જન્મેલા (ઋષભદેવ) શ્રીજિન તમારા શ્રેયાર્થે સદા હજો, ઇંદ્રનીલ મણિની પ્રભા સાથે સ્પર્ધા કરતી અથવા ભળતી કેશની લટા જેના સ્કંધ ઉપર પડીને અતિ ઉત્કંઠાથી ભેટવાની ટેવવાળી સામ્રાજ્ય લક્ષ્મીના કાંડા પરના કુદરતી કંકણુથી પડેલી નિશાનીઓ સમાન લાગતી.

(૨) શેષ નાગ નમન કરવા આવ્યો ત્યારે તેનાં મસ્તકો ઉપરના સાત મણિમાં તેના રૂપનું પ્રતિબિંબ પડતું ત્યારે જાણે કે આઠ (૮) પાપ હણવા આઠ રૂપ ધાર્યાં હોય તેવા પાર્શ્વનાથ તમને રક્ષો. તેના બદલામાં શેષ નાગે પણ તેના પદનખમાં પ્રતિબિંબ પડવાથી દશે દિશામાં વસતાં ભક્તમંડલોને રક્ષવા અગિઆર રૂપ ધારણ કર્યાં.

(૩) ત્રૈલોક્યના વાસીઓને નિર્ભય કરીને સર્વ ભય શાંત કરવા, લીલામાં જયસ્તંભ કર્યા હોય તેવી દુસ્તર નરકના માર્ગના સાત દ્વારને બંધ કરવાની અર્ગલા સમાન, પ્રેમથી સિંચાએલા સપ્ત તત્વોના વૃક્ષના અંકુર સમાન શેષનાગની સાત ફણા જે પાર્શ્વનાથના શિર પર પ્રસરેલી છે તે તમને રક્ષો.

(૪) તેના પછી લોક અને અલોકના બે પર્વતો વચ્ચે (દુનીઆમાં) થતું સર્વ જાણનાર, મોક્ષનાં ખુલ્લાં દ્વાર જેવા, સદ્ગુણોનો નિધિ ત્રિભુવનથી પૂજાતા ચરણવાળો, સર્વ જનોને સામાન્ય ધર્મકાર્યોથી ઉદ્ભવતા સુકૃતથી સદા પૂર્ણ ઉદારતાની અતિપ્રસરેલી પ્રભાથી રમ્ય લાગનાર આદિતીર્થરાજ સદૈવ જનોને આનંદ આપો.

(૫) દૈત્યોનો અરિ વિષ્ણુ અમુક અવતારો ધારણ કરે છે, જેનો પણ ટુંક સમયમાં અન્ત આવે છે. ચંદ્ર અને સૂર્ય વંશના નૃપો જે રક્ષણ કરવા સમર્થ તે પુરૂષાર્થ ગુમાવે છે. ત્યારે દિતિના પુત્રને કોણ હણશે? આ એક સમયે બ્રહ્મા વિચાર કરતો હતો ત્યારે ચુલુકમાંથી એક યોદ્ધો સંધ્યા કરતાં દૈત્યોની સાથે તરવાર હલાવતો ઓચિંતો આવ્યો.

(૬) સદા વહેતા પ્રતાપથી પૂર્ણ, અને સાગર અને પૃથ્વીનું રક્ષણ કરનાર ચૌલુક્યમાંથી નિર્ભય ચૌલુક્યોનો વંશ ઉતરી આવ્યો. ત્રિભુવનનો જય કરવા પ્રવૃત્ત સ્તંભ સમાન હસ્તથી અખિલ જગને આશ્ચર્ય પમાડતાં છતાં મદરહિત રહેનાર આ વંશના કયા નૃપો વિખ્યાત નથી.

(૭) સૂર્ય માફક અતિ મહાન વિક્રમવાળા વીરજનોના દર્પણ જેવા પ્રતાપને પોતાના ઉજ્જવળ આચારથી પ્રકાશ આપનાર, અર્ણોરાજ આ ઉજ્જવળ યશવાળા વંશમાં થઈ ગયો. તેણે રણક્ષેત્રમાં પાડેલા લોહીની નદીઓના પ્રવાહથી પહેલાં રક્ત હતો તે સાગરનાં જલ શત્રુઓની રમણીઓનાં નયનમાંથી (અશ્રુ સાથે) વહેતા ઘટ્ટ કાજળના ભળવાથી કાળાં કરી નાંખ્યાં.

(૮) જેની અસિ ભૂતકાળમાં વાદળમાંથી વૃષ્ટિ જેવા સતત પ્રહારથી શત્રુઓની પત્નીઓના લલાટ અને સ્તનપર ચિત્રરચના કરતી, તેણે એવી અતિ પ્રકાશિત વિદ્યુત પ્રસરાવી છે કે તેની પ્રભા હજુ પણ શિવનાં લલાટ પરનાં લોચન રૂપે, સૂર્ય રૂપે, અને વડવાનલ (જળમાં મહાઅગ્નિ) રૂપે દેખાય છે.

(૯) આ નૃપને રાજનીતિ માફક શુદ્ધ અવયવવાળી અને મહાન ગુણોના અતિયશવાળી સલક્ષણા દેવી પત્ની હતી.

(૧૦) જ્યારે અર્ણોરાજને શશિનાં કિરણોના અમૃત અને કલ્પતરૂના રસ કરતાં સ્વર્ગની સુંદરીઓના અધરામૃતનો સ્વાદ અધિક સારો લાગ્યો ત્યારે તેનો પુત્ર જેનો પ્રતાપ લવણ-સમુદ્રના કિનારાપર ગાજતો અને જે વિજયના પ્રાસાદ (મહેલ) સમાન હતો તે લવણ-પ્રસાદ રાજા થયો.

લેખ ૨૭

( ૧૧ ) રણક્ષેત્રોમાં શત્રુઓના આનન્દનો અન્ત આણનાર, ધર્મ અને સત્કાર્યોથી શિવની પ્રસાદી પ્રાપ્ત કરનાર, અને બ્રાહ્મણોનાં અતિદાનથી વિઘ્ન હણનાર, લવણપ્રસાદને આદરપાત્ર કોણ નહિ લેખે ?

( ૧૨ ) જ્યારે લવણપ્રસાદ દિગ્વિજય કરવા નીકળ્યો ત્યારે ચેદિનો નૃપ ભય પામી ગયો, કુણ્ટલનો નૃપ મહાભયથી ગભડવા લાગ્યો, કામરૂપનો નૃપ સર્વ સૌંદર્ય વિનાનો થઈ ગયો, દશાર્ણનો નૃપ યુદ્ધના અશ્વોની ખરીઓથી ત્રુટી ગયો હોય તેમ થઈ ગયો, કામ્બોજના નૃપનું બલ ભંગ થઈ ગયું, કેરલનો નૃપ સરળ થઈ ગયો અને શુરસેન સ્વામિ તેની સેના સહિત સર્વ શૌર્ય વિનાનો બની ગયો.

( ૧૩ ) લવણપ્રસાદ તેની પ્રિય પત્ની મદનદેવીના તથા તેની પ્રિય ભૂમિના મદવાળો હતો. મદનદેવી સર્વ રીતે સુંદર હતી, અને અદ્ભુત મુખ હતું અને તે તેનું મન પાર્વતીની માફક પ્રસન્ન કરતી. ભૂમિ ઉપર પણ સુંદર દેશો હતા, અદ્ભુત વનો હતાં, અને વિવિધ રમ્ય પર્વતો હતા.

( ૧૪ ) નિત્ય દૈત્યોનો પરાજય કરવામાં પ્રવૃત્ત રહેવાથી આપણી આણપ્રિયાઓનો ઉપભોગ ન કરી શકીએ તો નિદ્રામાંથી મુક્તિ, જરાઅવસ્થામાંથી મુક્તિ, અને પૃથ્વીના વિજયનો પણ શો અર્થ ? જ્યારે લવણપ્રસાદ દારૂણ યુદ્ધોમાં દૈત્યોને હણીને તેમનાં વિઘ્નો દૂર કરવા દેવો પાસે ગયો ત્યારે તેનો પુત્ર વીરધવલ આ જગનો ભાર ધારણ કરવા લાગ્યો.

( ૧૫ ) નવવિકસિત નીલ કુમુદની શ્રીદેવીની કેલી માટે રચેલી શય્યા સમાન, શત્રુમંડળના વનને ભસ્મ કરવા સર્વ દિશામાં હાલતા ભુજના પ્રતાપની ઉષ્ણતાના પ્રબળ અગ્નિમાંથી નીકળતા ધૂમ્રપંક્તિ સમાન, દૃષ્ટિદોષની અસર દૂર રાખવા માટે કાજળની શ્રેણી સમાન, શત્રુની નિજ કર વડે કેશથી ખેંચાતી લક્ષ્મીના વિખરાએલા કેશ સમાન તેની અસિ પ્રકાશિત હતી.

( ૧૬ ) આ નૃપનો પ્રતાપ ભુવનનો પરાજય કરનાર અને અત્યંત તાપવાળો છે એ જ્ઞાનથી અને દહનના ભયથી અગ્નિએ પ્રથમથી જ શિવના લલાટ પર ઇન્દુ અને શીતળ ગંગાની સમીપમાં નિવાસ સ્થાન શોધી લીધું, વડવાનલ સાગરમાં નિવાસ કરવા ગયો અને સૂર્ય સાગરમાં વારંવાર ડૂબકી મારવા લાગ્યો.

( ૧૭ ) તેનો યશ શિવની મૂર્તિ સમાન હતો. કારણ કે મૂર્તિ ( દેહ ) ગૌરિથી, ભૂતોથી ભુજંગથી અને આનન્દથી પાન કરેલા કાલકૂટ વિષની પ્રભાથી અને વિમલ ઇન્દુથી રમ્ય દેખાય છે. તેમ તેનો યશ શ્વેત બનાવેલા નાગથી, સમસ્ત તિમિર હણવાથી, અને શશીને નિર્મળ કરીને શોભિત દેખાય છે.

( ૧૮ )અસંખ્ય યુદ્ધોમાં પ્રાપ્ત કરેલા પ્રકાશવાળી, સર્વ શ્રેષ્ઠ લીલાથી સેવાએલી વિજયદેવી સમાન રમ્ય ગાત્રોથી અતિ સુંદરતાવાળી શ્રેષ્ઠ રમણીઓથી સેવન થતી વયજલદેવી તેની પત્નીથી તે ( વીરધવલ ) સુંદર દેખાતો.

( ૧૯ ) જ્યારે વીરધવલ પરમેશ્વરને જોવાથી અતિ આનંદ પામતા શિવના સભાસદોને, તેના મહાન પ્રતાપ વડે, વિસ્મય પમાડવા ગયો, ત્યારે તેનો પુત્ર વિસલદેવ જેનો પ્રતાપ ત્રિભુવનમાં વિખ્યાત હતો, અને જે શત્રુઓના હૃદયમાં શૂળ સમાન હતો તે ભૂમિપતિ થયો.

( ૨૦ ) યુદ્ધ માટે તૈયાર ધનુષ સહિત તેને સ્વપ્નમાં જોઇને શત્રુ રાજાઓ ... ( અપૂર્ણ )

---

# પરચુરણ લેખો

નં૦ ૨૨૭

## મોરબીનું તામ્રપત્ર

સંવત્ ૫૮૫ ફા. સુ. ૫

મેજર જે. ડબલ્યુ. વૉટસનની કૃપાથી આ પતરૂં એક વર્ષથી વધારે સમય અગાઉ મોરબી-દરબાર પાસેથી મને ઉછીનું મળ્યું હતું. તેની પ્રતિકૃતિ તૈયાર કરવામાં આવી હતી, જે માત્ર હાલમાં જ પ્રસિદ્ધ કરવામાં આવી છે.

થોડાં વર્ષો અગાઉ બે પતરાં હતાં, પરંતુ પહેલું પતરૂં તે પછી ગુમાઈ ગયું છે. એમ મનાય છે કે કોઈને ઉછીનું આપ્યું હતું જેના તરફથી પાછું મળેલું નથી. આ ઘણું જ અફસોસજનક છે; કારણકે તેમાં તેના દાતાની વંશાવળી હતી.

તારીખ શબ્દમાં આપી છે, જે આંકડામાં સંવત્ ૫૮૫ તરીકે છેલ્લેથી બીજી પંક્તિમાં જણાવાયલું છે.

---

ઇ. એ. વો. ૨ પા. ૨૫૭ ડૉ. ભાંડારકર.
લેખ ૨૮

## अक्षरान्तर

### पतरूं बीजुं

ह्मणअग्रहारवास्तव्य शाण्डिल्यसगोत्रमैत्रायणीय सब्रह्मचारिब्राह्मणन .... ....
जाज्जाकाभ्यां सींदादित्यसुताभ्यां पयः पूर्वमाशशाङ्कातपनार्णवस्थितेः संता-
नोपभोग्यतया
मार्त्तण्डमण्डलाग्रविणि स्वर्भानौ वलिचरुवैश्वदेवादिसत्रह्मक्र[ क्रि ]यार्त्थं पित्रो-
रात्मनश्च पुण्ययशोभिवृद्धये
प्रतिपादितमेतयोश्चेदमुपभुंजतोर्न केनापि देशाधिपतिना व्यासेधः परिपन्था न
वा करणीयो भा-
विभिश्च भूमिपतिभिरस्मद्वंशजैरन्यैर्वा सामान्यं भूमिदानफलमनित्यान्यैश्वर्याणि
मानुष्यक-
मपि प्रवलमारुताहतपद्मिनीपत्रस्थितजल[ ल ]वलोलमाकलय्यदुःपरिहरदुःखं क्ष-
णिकं च जीवित-
मालोच्च्य[ चया ? ]तप्रचुरकदर्थनासंचितमर्थजातमनिलसंगिदीपशिखाचंचलमालो-
च्च्य वाञ्च्छताच्युतिकामै-
रमरलमण्डलशरदिंदुद्युतिधवलयशोवितानाच्छाद्यं नभोभागमिवात्मानमिच्छद्भिर-
तिस्वच्छमनोभिर-
भ्यर्त्थनानुवध्यमानैरयमस्मद्धर्म्मदायोनुमंतव्यः । व्यासादिमुनिनिगदितपौर्व्वधा-
र्म्मिकनृपपरि-
कल्पितपंचमहापातकसमयश्रावण्यं च चिन्तयित्वा भूयो भूयो याचनानुवध्यमानै-
रिदमनुस्मर्त्तव्यं
स्मृतिकारोपदिष्टं वचः ॥ षष्टि वरि[ र्ष ]सहस्राणि स्वर्गे तिष्ठति भूमिदः ।
आच्छेत्ता
चानुमंता च तान्येव नरके वसेत् । स्वदत्तां परदत्तां वा यो हरेत[ त ]वसुं-
धरां । गवां शतसहस्रस्य हन्तुः
प्राप्नोति किल्बिषं ॥ विंध्याटवीष्वतोया[ सु ]शुष्ककोटरवासिनः । महाहयो
हि जायंते ब्रह्मदायाप-
हारिणः ॥ यानीह दत्तानि पुरा नरेन्द्रैर्दानानि धर्म्मार्त्थयशस्कराणि । निर्म्मा-
ल्यवांतप्रति-
मानि तानि को नाम साधुः पुनराददीत ॥ इति कमलदलांबुबिंदुलोलांश्रि-
यमनुचिंत्यम-
नुष्यजीवितं च ॥ सकलमिदमुदाहृतं च वुध्वा न हि पुरुषैः परकीर्त्तयोविलो-
प्याः ॥ पंचाशीत्या यु-

तेवीते समानां शतपंचके । गौप्ते ददावदो नृपः सोपरागेर्कमंडले ॥ लस-
द्वर्णालिकं समुचि-
तपदन्यासरुचिरसदाम्नायेनामं नृगनघु[ हु ? ]पकल्पस्य नृपतेः । मुखस्थे-
नाभांतं द्विनमि-
व शिवस्वस्तिवचसालिखज्जज्ञाग्योद[ : ] शुचित[ र ]मना[ : ] शासनमिति
संवत् ५८५
फाल्गुनसुदि ५ स्वहस्तोयं श्रीजांइकस्य शंकरसुतदेद्दकेमु[ नो ]त्किरितं ॥ ६ ॥

ભાષાન્તર

પોતાના માતાપિતાના શ્રેયાર્થે પાણી અર્ધ્ય સહિત સૂર્યગ્રહણને સમયે બ્રાહ્મણો અને સીહાદિત્યના પુત્રો જજ્જકને હુણુ અગ્રહારમાં વસતા, શાણ્ડિલ્ય ગોત્રના અને મૈત્રાયણિ શાખાના તેઓને પુત્રપૌત્રાનુભોગ્ય યાવચ્ચંદ્રદિવાકરૌ દાનમાં અર્પણ કરેલ છે. આ દાન બ્રહ્મયજ્ઞો જેવા કે બલિ, ચરૂ વૈશ્વદેવ વિગેરે માટે આપેલું છે. કોઈ પણ રાજપુરૂષે આ લોકોને ઉપભોગ કરવામાં બાધા કરવી નહીં. અને ભૂમિદાનનું ફળ સામાન્ય જોઈ ભાવિ રાજાઓએ પણ, ઐશ્વર્ય અનિત્ય છે, માનુષ્ય પ્રબળ વાયુથી ચાલતાં કમલપત્ર પરનાં અમ્બુ સમાન છે, અને જીવિત દુઃખવાળું અને ક્ષણિક માનીને, મહામહેનતે ભેગી કરેલી લક્ષ્મી બળવાન્ વાયુથી કંપમાન દીપની પેઠે ચંચલ છે, એમ વિચારીને અને વાચ્યતામાંથી બચવાને, અને કલંક રહિત શરદૃના ચંદ્રથી શોભતાં નભની પેઠે શ્વેત યશથી શોભાયમાન દેખાવવા માટે અને પવિત્ર મનોવૃત્તિ મેળવવા માટે અમારી યાચનાથી આ દાનને અનુમોદન આપવું અને તેનું રક્ષણ કરવું. વળી, વ્યાસાદિ મુનિઓએ કહેલાં અને પૂર્વના ધાર્મિક નૃપતિઓએ બતાવેલાં પાંચ મહાપાતકો ઉપર વિચાર કરીને અમારાથી વારંવાર યાચના કરાએલા એવા ભાવિ રાજાઓએ નીચેનું સ્મૃતિકારોના વચનનું સ્મરણ કરવું—

( અંહિ રીવાજ મુજબના શાસનના શ્લોકો છે )

ગુપ્તનાં પાંચસો અને પંચાશી વર્ષ પસાર થએલા સમયે, રાજાએ સૂર્યગ્રહણને સમયે આ દાન કર્યું છે. રાજાનું આશાસન પત્ર નિર્મલ બુદ્ધિવાળા જજ્ઞાગ્યે લખેલું છે, જે નૃગ અને નહુષની હરિફાઈ કરતો હતો. આ શાસનપત્ર ઉચિત પદન્યાસથી રૂચિર અને શિવ અને સ્વસ્તિવચનથી પવિત્ર લાગતું હતું. સંવત્ ૫૮૫ ફાલ્ગુન સુદ ૫ જાઈકના સ્વહસ્ત છે. શંકરના પુત્ર દેદ્દકે કોતરેલું છે.

નં० ૨૨૮

# સંગમસિંહનાં સુનાવ કલાનાં પતરાં[1]

(કલચુરી) સં. ૨૯૨ કાર્તિક સુ. ૧૫

ઈ. સ. ૫૪૦-૪૧

પ્રથમ આ પતરાં સદ્‌ગત મી. એ. એમ. ટી. જેક્સને જ. બી. બી. આર. એ. એસ મા પ્રસિદ્ધ કર્યાં હતાં. મી. જેકસને અસલ પતરાંની પ્રતિકૃતિ પ્રકટ કરેલી ન હતી. હવે હું મી. હેનરી કઝીન્સની કૃપાથી મળેલી છાપો ઉપરથી તે ફરી પ્રસિદ્ધ કરૂં છું.

પતરાંની સંખ્યા બે છે, અને મી. જેકસન પ્રમાણે તે ભરૂચ ડિસ્ટ્રીક્ટના હાંસોટ મહાલમાં સુનાવ કલા નામના ગામમાં ગાડાના ચીલાની સપાટી નીચેથી બે ફુટના અંતરે દટાઈ ગયેલાં હતાં ત્યાંથી મળી આવ્યાં હતાં. પહેલું પતરૂં આખું છે. બીજાંને મુદ્રા ઉખેડી લેવાથી અને હાંસો ખુણો ખંડિત થવાથી નુકશાન થયેલું છે. પહેલા પતરાની નીચેની કોર બીજા પતરાની ઉપરની કોર સાથે પહેલાં બે તામ્રકડીઓથી જોડાએલી હતી જેમાંની એક દરેક પતરાને જોડાઈ રહેલી હયાત છે. ડાબી કડીમાં પરોવેલી મુદ્રા ઉખેડી નાંખવામાં આવી છે અને તેથી ગુમાઈ ગઈ છે. અક્ષરો ઊંડા કોતરેલા છે અને તેથી પતરાંની પાછળ પણ દેખાય છે.

બન્ને પતરાંનું માપ એકસરખું ૧૨૩/૪'×૯૧/૨" છે. પહેલામાં ૧૨ અને બીજામાં ૧૩ પંક્તિઓવાળું સારી કૃતિવાળું લખાણ છે. દરેક અક્ષરનું કદ આશરે ૧/૪" છે. લિપિ દક્ષિણ ભાગની છે અને ગુજરાત ચૌલુક્યોનાં તેમ જ વલભી લેખોનાં રૂપો સાથે લગભગ મળતી છે.

લેખ ભરૂકચ્છમાંથી જાહેર થયો છે, અને મહાસામન્ત મહારાજ સંગમસિંહનો છે. અને તેમાં મહાકાર્તિકીના પ્રસંગે ઘણા બ્રાહ્મણોને અન્તર્નર્મદાવિષયમાં સોણુવ્વા ગામનું દાન દીધાની નોંધ લેવામાં આવી છે. તારીખ સંખ્યામાં વર્ષ ૨૯૨ ના કાર્તિક સુ. ૧૫ ની છે.

આ દાનપત્રમાં જણાવેલાં ભૌગોલિક નામો પૈકી મહાસામન્ત મહારાજ સંગમસિંહનું રહેઠાણ સ્થાન ભરૂકચ્છ એ હાલનું ભરૂચ છે. દાન આપેલું ગામ સોણુવ્વા કાં સુનાવ કલા (૨૧°૨૮૩/૪' ઉત્તર અને ૭૨°૫૪' પૂર્વ) તરીકે કે પછી સુનાવ ખુરદ (૨૧°૨૯' ઉ. અને ૭૨° ૫૩ ૧/૨' તરીકે ઓળખાવવું જ જોઈએ. પતરાં સુનાવ કલામાંથી ઉપલબ્ધ થયાં છે.

---

[1] એ. ઈ. વો. ૧૦ પા. ૭૨ પ્રો. સ્ટેન કોનો.

## अक्षरान्तर

### पतरुं पहेलुं

ॐ [ स्वस्ति ] [ ॥ ] भरुकच्छा[ न् ] मातापितृपादानु[ द् ]ध्यातो मह्-
[ आसाम ]न्तश्[ च ] [ महा ]राजसंगमसीहः[ सिंहः ]
२ [ सर्व्वा ]नेव स्वान् राजस्थानीयोपरिकिकुमारा मात्यविपयपत्याराक्षिकद्रांगिक-
३ कुलपुत्रक चाटभटादींस्तदादेशकारिणश्च कुशलमनुवर्ण्य समनुदर्श-
४ यति अस्तु वो विदितं यथास्माभिरन्तन्नर्म्मदाविषयान्तर्गतशोणव्वाग्रामो भारु-
५ कच्छकछन्दोगिसगोत्रछन्दोगसब्रह्मचारिब्राह्मणानन्तदत्त तथा गालव-
६ सगोत्रछन्दोगसब्रह्मचारिप्रजापतिशर्म्म तथा लौकाक्षिसगोत्राध्वर्य्युसब्रह्म-
७ चारिशिवदेव तथा लौहायनसगोत्राध्वर्य्युसब्रह्मचारिभानुदेव तथा पौण्ड्र [ ? ] स-
८ गोत्र सब्रह्मचारिभवरुचिभ्यो बलिचरुवैश्वदेवाग्निहोत्रहवनपञ्च-
९ महायज्ञक्रियोत्सर्प्पणार्त्थमाचन्द्रार्क्कार्ण्णवग्रहनक्षत्रक्षितिस्थितिसमकालीनः
१० सोद्रंगस्सोपरिकरस्सभूतवातप्रत्यायो चाटभटप्रावेश्यो भूमिच्छिद्रन्यायेन
११ पुत्रपौत्रान्वयभोग्यो मातापित्रोरात्मनश्च पुण्ययशोवाप्तये पुण्यतमां
१२ महाकार्त्तिकीतिथिमगीकृत्य उदकातिसर्गेण प्रतिपादितो यत एषां ब्राह्मणानाम्

### पतरुं बीजुं

१३ उचितया ब्रह्म[ देयामहा ]रस्थित्या भुञ्जता[ म् ] कृ[ ष ]तां [ क ]र्षयतां प्रदिशतां च न केनचित्
१४ निषेधे वर्त्तितव्य[ म् तद्ग्राम ]निवासिभिरप्यमीषां विधेयैर्भूत्वासमुचित-
१५ मेय हिरण्यादिप्रत्ययोपनयः कार्य्यः [ । ] भविष्यद्राजभिश्चास्मद्वंश्यैरन्यैर्व्वा सा-
१६ [ मा ]न्यं भूमिदानपुण्यफलमभिवाञ्छद्भिर्विभवानभावानुव[न्]धानायुर्व्वियोगा-
१७ [ नुग ]तं गुणांश्च दीर्घकालानुगुणान्विगणय्य दानं च गुणवतामवदातमिति
१८ [ प्रमा ]णीकृत्य शशिकरशुचिरुचिरं चिराय यश[ श् ]चिचीषुभिरयमस्मद्दायोनुमन्तव्यः
१९ [ पाल ]यितव्यश्चेति ॥ उक्तं च भगवता व्यासेन ॥ षष्टिं वर्षसहस्राणि स्वर्ग्गे मोदति
२० [ भू ]उमिदाः [ । ] आच्छेत्ता चानुमन्ता च तान्येव नरके वसेत् ॥ बहुभिर्व्वसुधा भुक्ता राजभिःस्स-
२१ गरादिभिः [ । ] यस्य यस्य यदा भूमिस्तस्य तस्य तदा फलं ॥ पूर्व्वदत्तां द्विजातिभ्यो य-

२२ त्नाद्रक्ष युधिष्ठिर [।] महीं महिमतांश्रेष्ठ दानाच्छ्रेयोनुपालनं ॥ विन्ध्याटवीष्वतो

२३ यासु[ शु ]ष्ककोटरवासिनः [।] कृष्णाहयोभिजायन्ते पूर्व्वदायान्हरन्ति ये ॥

२४ महाप्रतिहारगोपाध्यकप्रापिताज्ञया सान्धिविग्रहिकरेवाध्यकदूतकं

२५ लि[ खि ]तं विष्णुशेणेनेति ॥ सं. २०० ९० २ कार्तिक शु. १० ५

ભાષાન્તર

ૐ ! સ્વસ્તિ ! ભરૂકચ્છમાંથી મહાસામન્ત મહારાજ શ્રીસંગમસીહ ( સિંહ ) પોતાના સમસ્ત રાજસ્થાનીય, ઉપરિક, કુમારામાત્ય, વિષયપતિ, આરક્ષિક, દ્રાંગિક, કુલપુત્રક, ચાટ, ભટ, આદિ અને હુકમનો અમલકરનારાઓને, કુશળ પૂછી નીચેનું શાસન કરે છેઃ—

તમને જાહેર થાઓ કે, અમારાં માતાપિતા અને અમારા પુણ્યયશની પ્રાપ્તિ અર્થે પુણ્યવંતી મહાકાર્ત્તિકી તિથિ નિમિત્તે પાણીના અર્ધ્યથી અમારાથી અન્તર્નર્મદા વિષયમાં આવેલું સોણુવ્વા ગામ ભરૂકચ્છના ( નીચે જણાવેલા ) છન્દોગિ ગોત્રના, છન્દોગ સબ્રહ્મચારિ બ્રાહ્મણ અનન્તદત્ત તથા ગાલવગોત્રના છન્દોગ સબ્રહ્મચારી પ્રજાપતિશર્મ્મ તથા લૌકાક્ષિગોત્રના અધ્વર્યુ સબ્રહ્મચારિ શિવદેવ તથા લૌહાયન ગોત્રના અધ્વર્યુ સબ્રહ્મચારિ ભાણુદેવ તથા પૌણ્ડ્ર ( ? ) ગોત્રના ઋગ્વેદ ( બહ્‌વૃચ ) સબ્રહ્મચારિ ભવરૂચિને બલિ, ચરૂ, વૈશ્વદેવ, અગ્નિહોત્ર, હવન, પઞ્ચ મહાયજ્ઞ આદિ અનુષ્ઠાન અર્થે, ચંદ્ર, સુરજ, સાગર, ગ્રહ, નક્ષત્ર, અને પૃથ્વીના અસ્તિત્વકાળ સુધી, ઉદ્રંગ સહિત, ઉપરિકર સહિત, ભૂતવાત પ્રત્યાય સહિત, ચાટ અને ભટના પ્રવેશ મુક્ત, ભૂમિચ્છિદ્રના ન્યાયથી, પુત્ર, પૌત્ર અને વંશજોના ઉપભોગ માટે અપાયું છે. આથી આ બ્રાહ્મણોને જ્યારે તેઓ દેવાએલી ભૂમિનો બ્રહ્મદેય અને અગ્રહારના નિયમ અનુસાર ઉપભોગ કરે, ખેતી કરે ખેતી કરાવે, અથવા અન્યને તે સોંપે ત્યારે કોઈએ કંઈ પ્રતિબંધ કરવો નહીં. અને તે ગામના વાસીઓએ તેમની આજ્ઞા પાળવી અને રૂઢિઅનુસાર ( હંમેશના ) મેય, સુવર્ણ આદિ ઉપજ તેમને આપવી. અને ભૂમિદાનના સામાન્ય ફળની અભિલાષવાળા અને ઇન્દુ કિરણ સમી દ્યુતિવાળા અને ઉજ્જવળ યશની ચિર કાળ સુધી સંચયના મુમુક્ષુ અમારા વંશના કે અન્ય ભાવિ નૃપોએ લક્ષ્મી નાશવંત છે, જીવિત વિયોગથી અનુસરાએલું છે અને ગુણ દીર્ઘ કાળ પર્યંત ટકે છે અને સજ્જનોને દાન ઉત્તમ છે, એમ માનીને આ અમારા દાનને અનુમતિ આપવી અને તેનું રક્ષણ કરવું અને ભગવાન્ વ્યાસે કહ્યું છેઃ—[ અહીં શાપ આપનાર ચાલુ ચાર શ્લોક આવે છે ] મહાપ્રતીહાર ગોપાધ્યકના આવેલા શાસન મુજબ, ( આ દાન ) જેનો દૂતક સંધિવિગ્રહિક રેવાધ્યક હતો તે વિષ્ણુષેણથી લખાયું. સંવત્ ૨૦૦. ૯૦, ૨ ( ૨૯૨ ) કાર્તિક શુદિ ૧૦. ૫. (૧૫)

નં० २२९

# વળામાંથી મળેલાં ગારૂલક મહારાજા વરાહદાસ બીજાનાં તામ્રપત્રો.[1]

ગુ. સ. ૨૩૦ ઈ. સ. ૫૪૯.

ઇ. સ. ૧૯૩૦ માં વળામાંથી મળેલાં પાંચ તામ્રપત્રો પૈકીનું આ એક છે. તે ગારૂલક મહારાજા વરાહદાસના સમયનું છે અને ગુ. સં. ૨૩૦ ના વર્ષનું છે. કુંઠપ્રસવણમાંથી દાન અપાયું હતું.

વંશાવલિ—મહારાજા સૂર તેનો દીકરો સેનાપતિ વરાહ દાસ અને તેનો દીકરો મહારાજા સૂર બીજો હતો. તેનો નાનો ભાઈ મહાસામન્ત મહારાજા વરાહદાસ બીજો હતો. તેણે દ્વારકાના નાથને જિત્યો હતો. (આ જિતનું વર્ણન પાલીતાણામાંથી મળેલાં ગારૂલક સિંહાદિત્યના ગુ. સ. ૨૫૫ મા વર્ષના તામ્રપત્રમાં પણ કરેલું છે.)

દાનવિભાગ. મહારાજા ધ્રુવસેન ૧ લાએ વરાહદાસને આપેલા ગામ ભટ્ટિપદ્રમાંના વિહારમાં રહેતી ભિક્ષુણીઓને કપડાં ખોરાક વિગેરે માટે અને ભગવાન બુદ્ધની પૂજા માટે ધૂપ, દીપ, તેલ વિગેરે માટે વલભીની પાસેના તે ભટ્ટિપદ્ર ગામમાં સો પાદાવર્ત્ત જમીનનો ટુકડો વરાહદાસ બીજાએ દાનમાં આપ્યો.

ગારૂલકો વલભીના રાજાઓના સામન્તો હતા. તેઓનું મુખ્ય સ્થળ કુંઠપ્રસવણ લાગે છે કારણકે મહારાજા વરાહદાસ બીજાના દીકરા સામન્ત મહારાજા સિંહાદિત્યનાં પાલીતાણાનાં પતરાંમાંનું દાન પણ તે જ જગ્યાએથી અપાયું છે.

ગારૂલકોનાં બે જાણીતાં તામ્રપત્રો ઉપરથી વંશાવલિ નીચે મુજબ ઉપજાવી શકાય છે:

૧ મહારાજા સૂર

૨ સેનાપતિ વરાહદાસ

૩ સામન્ત મહારાજ સૂર બીજો અથવા ભટ્ટિસૂર

૪ મહાસામન્ત મહારાજા વરાહદાસ બીજો ગુ. સ. ૨૩० ઈ. સ. ૫૪૯

૫ સામન્ત મહારાજા સિંહાદિત્ય ગુ. સ. ૨૫૫ ઇ. સ. ૫૭૪

---

૧ ઓ. ટી, ઓઝા.

નં૦ ૨૩૦

# સિંહાદિત્યનાં પાલિતાણાનાં પતરાં[1]

અવ્યક્ત સંવત્ ૨૫૫ આશ્વિન શુદ ૧૩

ઇ. સ. ૫૭૪

આ પતરાંની હૈયાતી મી. એ. એમ. ટી. જેક્સને ( આઈ. સી. એસ ) ઇ. એ. વો. ૩૯ માં. પા. ૧૨૯ ઉપર પ્રસિદ્ધ કરી હતી. આ પતરાં પાલિતાણા સ્ટેટ( કાઠિયાવાડ-માં )ની માલિકીનાં છે અને લગભગ ચાલિશ વર્ષ પહેલાં પાલિતાણામાંથી શોધી કાઢવામાં આવ્યાં હતાં. જ્યારે તે પ્રથમ મળ્યાં ત્યારે એક વલભી મુદ્રાથી છ મૈત્રક દાનપત્રો સાથે જોડાએલાં હતાં. મેં નીચે પ્રકટ કરેલો લેખ રાય બહાદુર વેંકૈયે પૂરી પાડેલી સાહીની છાપો પરથી છે.

આમાં બે તામ્રપત્રો છે. દરેકનું માપ પહોળાઈમાં ૯૩⁄૪" અને ઉંચાઈમાં ૭૧⁄૨" થી ૭૩⁄૪" ની વચ્ચે છે. દરેક પતરા ઉપર અંદરના ભાગમાં ચૌદ પંક્તિવાળું સુરક્ષિત લખાણ છે. બીજા પતરા-ની પછવાડે અક્ષરો દેખાય છે. પહેલા પતરાની નીચે અને બીજાને મથાળે કડી માટેનાં બે કાણાં છે; પરંતુ કડી અથવા મુદ્રા બન્નેમાંનું એક પણ ઉપલબ્ધ નથી. લિપિ પ્રાચીન દક્ષિણ પદ્ધતિની છે. તારીખ આંકડામાં દર્શાવી છે. લેખની ભાષા સંસ્કૃત ગદ્ય છે.

લેખવિષય ગારૂલક વંશના સામંત મહારાજ સિંહાદિત્યે કરેલા એક ભૂમિદાનની નોંધ લેવાનો છે. દાન ફ્ન્કપ્રસ્રવણ નામની જગ્યાએથી જાહેર થયું હતું, અને દાનનું પાત્ર એલાપદ્રમાં રહેતા મૈત્રાયણિક શાખાનો એક બ્રાહ્મણ હતો. દાનની વસ્તુ દર્ભચાર ગામમાં એક વાપી સાથે એક ક્ષેત્ર હતું. ફ્ન્કપ્રસ્રવણ અને દર્ભચાર ઓળખી શકાતાં નથી. એલાપદ્ર, ડૉ. ફ્લીટની સૂચના મુજબ, પંચમાહાલમાં ગોધરા તાલુકામાં ' વેલવાડ ' ગામ હોઈ શકે.

દાનની તારિખ અવ્યક્ત સંવત્ ૨૫૫ ના આશ્વયુજના શુક્લ પક્ષની ૧૩ તેરમી તિથિ છે. મી. જેક્સનની સૂચના મુજબ આ વર્ષ કદાચ ઇ. સ. ૩૧૯ નો ગુપ્ત વલભી સંવત્ હશે. જો એમ હોય તો જણાવેલો માસ આ લેખને ઇ. સ. ૫૭૪ માં મૂકે છે,

મી. જેક્સનના જણાવવા પ્રમાણે, ગારૂલક વંશ હજુ સુધી અપ્રસિદ્ધ મૈત્રક રાજાઓના સામંતોનો એક વંશ છે. ગારૂલક સિંહાદિત્ય વલભી રાજા ધરસેન ૨ જાનો સમકાલીન હતો. ગારૂલક અથવા ગારુડક એમ સૂચવે છે કે આ વંશ પોતાને વિષ્ણુનાં વાહન ગરૂડના વંશજ તરીકે ગણાવતો હતો. લેખમાં નીચે પ્રમાણે વંશાવલી આપી છે:—

સેનાપતિ વરાહદાસ ( ૧ )

સામન્ત મહારાજ ભટ્ટિપૂર — સામન્ત મહારાજ વરાહદાસ ( ૨ )

સામન્ત મહારાજ સિંહાદિત્ય ( ઇ. સ' ૫૭૪ )

ઐતિહાસિક ઉપયોગિતાવાળી એક જ હકીકત આ લેખમાંથી જણાઈ આવે છે કે વરાહ દાસ ૨ જાએ કાઠિયાવાડના પશ્ચિમ કિનારા ઉપર આવેલા દ્વારકાના રાજાને હરાવ્યો, જે રાજાનું નામ આ લેખમાં જણાવવામાં આવ્યું નથી.

---

૧ એ. ઈ. વો. ૧૧ પા. ૧૬ પ્રો. ઇ. હુલ્શ.

पतरूं पहेलुं[1]

१ ओं[2] स्वस्ति [ । ] फक्कप्रस्रवणात्मकष्टकर्म्मारम्भाद्भूताभ्युदयाभिभूताशेषद्विषामनेकसमरशत-
२ संपातारयन्तविजयिनां[3] प्रभूतयशकीर्त्यलङ्कारालङ्कृतान्वयभुवां गारुलकानां
३ वंशानुक्रमेणाविर्भूतो[4] दीनानाथाश्रितार्त्तार्थिबान्धवजनोपजीव्यमानविभवविस्तरः
४ तरुरिवाक्षीणफलच्छायतयैकान्तपरोपकारीप्रशस्तलक्ष्यलक्षणः क्षान्तिमान्
५ क्षीणशत्रुरक्षीणकुशलाशयो युधिष्ठिरवदसाधारणधर्म्मसेतुः श्रीसेनापति-
६ वराहदासस्तस्य सत्सूनुर्दशरथादिनृपसदृशचरितो नयविनयदमदया-
७ दानदक्षदाक्षिण्योत्साहसंपन्नो[5] मन्वादिप्रणीतस्मृत्यन्तरसलिलावगाहनविशु-
८ द्धधीर्द्धीरः स्वकरपरिभूतारितिमिरनिकरो निजकुलगगनसकलामलेन्दुरम-
९ लिनगुणविभूषणस्सामन्तमहाराजमट्टिशूरस्तदनुज ~ प्रतिदिनमुपचीय-
१० मानानेकविधधर्म्माम्बुप्रवाहोपहतकलिप्रतापः सततमितरेतराबि-
११ रुद्धधर्म्मार्त्थसुखाधिगमोपारीणः शार्ङ्गपाणिरिव निरङ्कुशपराक्रमा-
१२ क्रान्तद्वारकाधिपतिरनेकदेवतायतनसभाप्रपारामावसथविहारका-
१३ रयिता कलादपि[6] क्रितयुगधर्म्मावलम्बी परमगुरुवत्सलः परमब्रह्मण्य-
१४ शरण्यः परापरज्ञः सामन्तमहाराजवराहदासस्तत्पुत्रः

पतरूं बीजुं

१५ प्रसममहाहवसमागमनाशदिङ्मुखोद्गीयमानानेकयशाः
१६ स्फुटमधुरललितोदारधीरगम्भीरवल्गुप्रसृताभिधानैः श्यामोन्नतविपुल-
१७ वक्षस्थलस्थिरातिशयानुरक्तश्री[ : ]सामन्तमहाराजसिंहादित्य ×कुशली[7] सर्व्वानेव
१८ राजपुत्रराजस्थानीयामात्यद्राङ्गिकमहचरचाटचारभटहस्त्यश्वारोहादीनं[8]
१९ समाज्ञापयत्यस्तु वस्संविदितं यथा मया मातापित्र्योः ~ पुण्याप्यायनायात्मै-[9]
२० नश्चोभयलोकहितसुखावासये[10] एलापद्रवास्तव्यब्राह्मणवप्पस्वामिने
२१ मैत्रायणिकसब्रह्मचारिणे क्रिष्णात्रेयसगोत्रायै[11] दर्म्भचारग्रामे भोण्डक-
२२ बधिरकुटुम्बीसह वाप्या भूमिच्छिद्रन्यायेन ब्रह्मदेयस्थित्या चन्द्रार्क्कार्णवक्षिति-
२३ समकालीन ~ पुत्रपौत्रान्वयभोज्यतया निसृष्टो यतोस्य भुंजतो[12] न केनचि-
२४ दाबाधा कार्य्येति ॥ उ[ क्तं ] च भगवता वेदव्यासेन व्यासेन ॥ षष्टिं वर्षसहस्रा-
२५ णि स्वर्गे मोदति भूमिदः[ । ]आच्छेत्ता चानुमन्ता च तान्येव नरके वसेत् ॥[१]
२६ यानीह दारिद्र्यभयान्नरेन्द्रैर्द्धनानि धर्म्मायतनीक्रितानि[13] [।]निर्म्माल्यवान्तप्रतिमा-
२७ नि तानि को नामसाधु ~ पुनराददीत [॥ २ ] इति ॥ सं २०० ५० ५ अश्वयुजे शु १० २ [॥]
२९ स्वहस्तो मम ॥

---

१ भी. वेंकय्ये आपेली छापो उपरथी. २ चिह्नरूपे छे. ३ वांचो नां ४ वांचो यंशा ५ वांचो विद्वस्तत्र ६ वांचो दच ने बदले दाक्ष्य ७ वांचो कलावपिहत ८ वांचो प्रथिता ९ वांचो सिंहादित्य १० वांचो दीन् ११ वांचो पित्रो १२ वांचो वाप्य १३ वांचो कृष्णा १४ वांचो भुंजतो १५ कृतानि १६ वांचो आत्म.

ભાષાન્તર

પં. ૧ ॐ સ્વસ્તિ પ્રકૃષ્ટ કર્મોના આરમ્ભમાંથી ઉદ્ભવેલા અભ્યુદયથી સર્વ શત્રુઓને નમાવનાર, અનેક સમરોમાં અંતે સેંકડોવાર વિજય પ્રાપ્ત કરનાર, અને બહોળા યશ અને કીર્તિરૂપી અલંકારથી શોભાયમાન અન્વયવાળા ગારૂલક વંશમાં, દીન, અનાથ, આશ્રિત, અર્થિ; બન્ધુજનોથી જેનો વૈભવ ભોગવાતો હતો તેવો, વૃક્ષની પેઠે અક્ષીણ ફલ અને છાયાવાળો હોવાથી એકાંત પરોપકારી; પ્રશસ્ત લક્ષ્ય અને લક્ષણવાળો, શાન્ત, શત્રુઓ જેના નાશ પામ્યા છે તેવો, અક્ષીણ કુશલ આશયવાળો અને યુધિષ્ઠિર પેઠે અસાધારણ ધર્મસેતુ એવો શ્રી સેનાપતિ વરાહદાસ ઉત્પન્ન થયો.

પં. ૬ તેનો પુત્ર સામન્ત મહારાજ ભટ્ટિશૂર હતો, જે દશરથાદિ રાજાઓનાં જેવાં ચરિતવાળો હતો, જે નય, વિનય, દમ, દયા, દાન, દાક્ષ્ય, દાક્ષિણ્ય અને ઉત્સાહ સંપન્ન હતો, જેની બુદ્ધિ મનુ વગેરેએ રચેલી સ્મૃતિઓનાં અવગાહનથી વિશુદ્ધ થએલી હતી, જે ધીર હતો, સ્વબાહુબળથી અરિરૂપી અંધકાર જેણે દૂર કર્યો હતો, જે પોતાના કુલરૂપી આકાશમાં કળાવાળા અને નિર્મળ ઇન્દુ સમાન હતો, અને જે નિર્મળ ગુણોના વિભૂષણ રૂપ હતો.

પં. ૯ તેનો નાનો ભાઈ સામન્ત મહારાજ વરાહદાસ હતો જેણે પ્રતિદિન અનેકવિધ ધર્મામ્બુના પ્રવાહને એકઠો કરીને કલિના પ્રતાપને દાબી દીધો હતો; જે સતત એક બીજાને વિરોધ ન કરે તેવા ધર્મ, અર્થ અને સુખ પ્રાપ્ત કરવામાં નિપુણ હતો, જેણે કૃષ્ણ પેઠે નિરંકુશ પરાક્રમથી દ્વારકાના રાજાને હરાવ્યો હતો, અનેક દેવાયતન, સભાઓ, પ્રપા, બગીચાઓ, મુસાફરખાનાંઓ તથા વિહારો બંધાવવાથી કલિયુગમાં પણ કૃતયુગના ધર્મને જે અવલમ્બી રહેલો હતો, અને જે પરમ ગુરૂભક્તિવાળો, પરમ બ્રહ્મના શરણવાળો અને પરાપરના જ્ઞાનવાળો હતો.

પં. ૧૦ તેનો પુત્ર ભયંકર મોટી લડાઈઓમાં શત્રુઓના નાશથી દિગન્ત વ્યાપ્ત અનેક યશ વાળો, મધુર, લલિત, ઉદાર, ધીર, ગમ્ભીર, વલ્ગુ એવાં પ્રખ્યાત ઉપનામવાળો, અને જેનાં શ્યામ ઉન્નત અને વિપુલ વક્ષઃસ્થળ ઉપર શ્રી સ્થિરતાથી આશ્રય કરી રહી છે તેનો સામન્ત મહારાજ સિંહાદિત્ય કુશળ હાલતમાં ફંન્ક પ્રસવણ સ્થાનમાંથી સર્વ રાજપુત્રો, રાજસ્થાનીઓ, અમાત્ય, દ્રાંગિક, મહત્તર, ચાટ, ચાર, ભટ, હાથી અને અશ્વારોહિ અધિકારીઓને આજ્ઞા કરે છે કેઃ—

તમને જાહેર થાઓ કે મારાં માતાપિતાનાં પુણ્યવૃદ્ધિ માટે અને મારા પોતાના ઉભય લોકમાં હિત અને સુખની પ્રાપ્તિ માટે, ઐલાપદ્રકના રહીશ મૈત્રાયણિક ગોત્રના સબ્રહ્મચારી અને કૃષ્ણાત્રેય ગોત્રના બ્રાહ્મણ બપ્પસ્વામિને દર્લચાર ગામમાં લોંડક બધીર કુટુમ્બીનું એક ખેતર એક વાપી સાથે ભૂમિછિદ્રના ન્યાયાનુસાર, બ્રહ્મદેયથી ચંદ્ર, સૂર્ય, સમુદ્ર, ક્ષિતિના અસ્તિત્વ કાળ સુધી, પુત્રપૌત્રાન્વય ભોગ્ય, મેં દાનમાં અર્પણ કર્યું છે. તેથી ઉપર પ્રમાણે એ ભોગવે ત્યારે કોઇએ પણ પ્રતિબંધ કરવો નહીં.

( આંહિ વ્યાસના ચાલુ શ્લોકો છે )

સંવત્ ૨૫૫ આશ્વયુજ સુદિ ૧૩

આ મારા સ્વહસ્ત છે,

નં૦ ૨૩૧

# નિકુમ્ભલ્લશક્તિનું બગુમ્રાનું દાનપત્ર[1]

### ( ચેદી ) સં. ૪૦૬ ભાદ્રપદ સુ. ૧૫

### ઈ. સ. ૬૫૪-૫૫

નીચે જણાવેલું બગુમ્રાનું નિકુમ્ભલ્લશક્તિનું દાનપત્ર મી. ફ્લીટે લીધેલી સાહીની છાપ ઉપરથી તૈયાર કરવામાં આવ્યું છે.

દાનપત્ર બે તામ્રપત્રોપર કોતરવામાં આવ્યું છે, જે તામ્રપત્રો હાલ બ્રિટિશ મ્યુઝીયમમાં છે અને જેનું માપ દરેકનું ૭$\frac{૧}{૮}$''×''૫$\frac{૧}{૨}$ છે. કાંઠા ઉંચા વાળેલા છે. પહેલા પતરાની નીચેની પહોળી બાજુએ અને બીજા પતરાની ઉપરની બાજુએ બે કાણાંઓ છે જે દર્શાવે છે કે બન્ને પતરાં બે કડીઓથી જોડાએલાં હતાં અને તે કડીઓ ગુમ થઈ ગઈ છે. અંદરની બાજુએ જ પતરાં કોતરેલાં છે. પહેલા પતરામાં ૧૯ પંક્તિઓ અને બીજામાં ૨૦ પંક્તિઓ છે. કોતર-કામ ઘણી જ ખરાબ રીતે કરેલું છે. અક્ષરો ગુર્જરરાજા જયભટ ચોથાનાં કાવી અને નવસારી-નાં પતરાંના અક્ષરોને લગભગ મળતા આવે છે.

દાનપત્રનો હેતુ વિજયાનિરૂદ્ધ પુરીના રહીશ શુકલ યુજુર્વેદની માધ્યન્દિન શાખાના અનુયાયી અને ભારદ્વાજ ગોત્રના બપ્પ સ્વામી દીક્ષિત નામના બ્રાહ્મણને ત્રેયણ્ણ હારમાં આવેલું બલિસ ગામ દાનમાં આપ્યાની નોંધ લેવાનો છે. દાતા શ્રી પૃથ્વીવલ્લભ નિકુમ્ભલ્લશક્તિ સેન્દ્રક રાજા હતો.

ત્રેયણ્ણ એ હાલનું બારડોલી નજીક તેન ગામ છે તેજ છે અને બલિસ તે હાલનું તેનાથી અગ્નિકોણમાં આવેલું વનેસ ગામ છે. આ બન્ને સ્થાન પતરાંનું ઉપલબ્ધિસ્થાન બગુમ્રાથી બહુ દૂર નથી. વિજયાનિરૂદ્ધ પુરી ઓળખાવવાને હું સમર્થ નથી.

ઉપરનાં ગામોની ઓળખાણ પરથી એટલું ચોક્કસ થાય છે કે પૃથ્વીવલ્લભ સેન્દ્રક રાજા નિકુમ્ભલ્લશક્તિની દક્ષિણ ગુજરાતના અમુક ભાગ પર રાજ્ય સત્તા પ્રવર્તી હતી.

---

૧ ઈ. એ. વો. ૧૮ પા. ૨૬૫ જે. બ્યુલ્હર.

## अक्षरान्तर

### पतरूं पहेलुं

१ ओ[ ं ][1] प्रथमं दिक्सरसीप्रि ( पृ )थुपंकजं गगनवारिधिविद्रुमपल्लवं [ । *
त्रिदशरक्तजँपाकुसुमं नवं

२ दिशतु वो विजयं रविमंडलं ॥ स्वस्ति मेरुमहीधरविजरस्थिररचितसमुन्नते विकासि-

३ तमहति यशोंसि सेंद्रक राज्ञामन्वये नैकचातु( तु )र्द्दन्तगजघटोहसमद सङ्घट्टल

४ ब्ध विजयो विजिताशेष रिपुगणः स्वभुजवलविक्रमाक्रान्तं महीमंण्डलः प्रणताशे-

५ ष सामन्त शिरोमुकु[ ट* ]निधृष्ट पादपंकजः नयविनयसत्यशौचाचारदमद-
यादानदा-

६ क्षिण्य श्रीसंपदुपेतो नरपतिः श्रीमद्भाणुशक्तिः तस्य पुत्रस्तत्पादानुध्यातो( तः )
शरदम-

७ लशशांकमंडलामल यशसं: सवितारमिवोदयवन्तं अँनुरक्तमंडलं ( श् ) च
कल्पद्रु( द्रु )-

८ ममिर्वा भिवांछिताशेषजनोपभुज्यमानविभवो जँनार्द्दनमिवापहि[ ह ]तमशेषं
वल् [ रि× ] –

९ राज्य [ : * ] परचक्रानुरक्तलक्ष्मीकः श्रीमन् [ न * ]रपतिः आदित्यशक्तिः
तस्य पुत्रस्तत्पादानुध्यात [ : * ]

१० श्रीमान् दक्षिणगुर् [ ड × ] वाहुदंडः (ड ) प्रि( पृ )थिवी पालनक्षमो व्यपग-
तसजलजले[11] जलधर–

११ पटलध्या ( ध्यो )मतलगत शरदिन्दुकिरणधवलतरयशोविसानेलेवितानो विय्
( ा ) पर[13]–

१२ परमगभीरो दि ( दे ) व द्विजात् ( ि * ) तव जनैं वं ( ा * ) धवा( ो )
पभुज्यमानविभवो भवसूनुरिव प्र–

१३ तिहताराति: शचिरिवोपात्तराज्यः समद द्विरदवरसलीसगतिरर्जुन इवाशेषसं–

१४ ग्रामविजयी अनवरतविक्क्रमा( ो )त्साह शक्तषपनैः काम इव समानयुवतिजा-
( ज )न-

१५ नयनन वँनै[15] श्रीम ( त् * ) प्री ( पृ ) थिवीवल्लभ निकुम्भल्लशक्तिः सर्व्वानेव
यथा स [ ं × ] वध्यमा-

---

१ वल्लभी ९ ना चिह्नरूपे दर्शावेल छे २ द्रुतविलंबित. ३ रक्तवांचनशंकावाळुं छे, ४ जो अक्षरान्तर आज प्रमाणे होयनो वांचो महायशसि परंतु महति यश पदो शंकावाळां छे ५ आक्रान्त होवानो संभव छे. ६वांचो यशः ७ वांचो सवितृ एवोदयवान् ८ वांचो.कल्पद्रुम इव ९ वांचो जनार्दन इव १० वांचो अपहृता शेष ११ आ शब्द भूंसी नांखो. १२ आ शब्द भूंसी नांखो १३ आ बे पदो भूंसी नांखो १४ वांचो गुरु १५ वांचो शत्रुमर्दनः १६ वांचो आनन्दनः

१६ नकादी[ न् * ] राजरास्थानीयचोरा( रो )द्धरणिक दांडपाशिक दूतगमगामिक-
भटचाटासे ( से )-

१७ वकादी [ न् * ] ब्राह्मणोत्तरां( न् ) वणिग्द( ज )नपदाम्( न् ) अन्या-
[ ं * ]श्च विषय[ प × ] तिराष्ट्रग्रामकू ( कू )-

१८ ट् [ । * ] युक्तकमहत्तराधिकारिकादीम( न )नुत्यस्तु वो विदित[ ं × ]-
मेय्[ । * ]

१९ परलोकावेक्षत्वम[ ं × ]गीकि( कृ )त्य

पतरुं बीजुं

२० महार्थं व( च ) श्रुत्वा . दत्तैःत्रेयण्णाहारांतर्गतविषये वलिसग्रामो

२१ वलिचरुवैश्वदेवाग्नी( नि )होत्रादि क्रियोत्सर्प्पणार्त्थं[ ं * ] मातापित्र्[ ओ* ]-
रात्मनश्च पु-

२२ ण्ययशोमिवि( वृ )द्धये आच[ न् × ]द्रार्क( र्क ) । र्णवक्षितिस्थितिसमकालीनः
पुत्रपो ( पौ ) त्रान्वयक्रम् ( ो * )-

२३ पभोग्यः समूतवातप्रत्य्[ । ]योपरिकरैः सर्व्वादानदित्य विष्टिप्र[ । * ]तिभेदि-
कापरिहीनः

२४ भूमिच्छिद्रन्यायेनाचटभटप्रवर्श्यं सोद्रंगः स्[ ो * ]परिकरः भाद्रपदपौर्णम्
[ । * ]स्यां विज-

२५ यानिरुद्धपुरीवास्तव्य भारद्वाजसगोत्रवाजि( ज )सनेय्[ ि * ]म् [ । * ]-
ध्यंदिनसब्रह्मचारिणे वप्पस्वामि-

२६ न् [ ो * ] दीक्षितस्यिस्ये उदकातिसर्गेण प्रतिपादितः[ । * ] यतोस्मद्व-
[ ं * ] शजैरन्यै र्व्वा-

२७ गामिभि( नृ )पतिभिर्न्नलव् [ ` * ]णुकदलीसारं संसारं जलबुद्बुदोपमंच
जीवितमवधार्य्य

२८ शिरीषकुसुमसद्रि( दृ )शाचपाचँ यौवन[ ं + ] गिरीनदीसलिलगत्वराणि
चैश्वर्य्य्[ । + ] णि प्रबस( ल )-

२९ पवनाहताश्वत्थापत्[ त् + ]त्रचंचला च राजः श्रीरित्ययमाकल्य्यायमस्मद्दायो-
नुमंतवैः

३० प्रतिपालयितव्यश्च यो वाज्ञानतिमिरपटलावि( वृ )तमतिराच्छिन्द्यादाच्छिद्यमा-
नं व्[ । * ]नुमोदेत

१ वांचो अनुदर्शयत्य २ आ शब्द पछी दया ढोमेरो ३ तम् एटले मतस्. ४ परिकरः जे पछीनी पंक्तिमां पण आवे छे ते भूंसी नाखो. ५ वांचो चाटभटाप्रावेश्यः ६ वांचो दीक्षिताय अथवा दीक्षितायेत्य ७ वांचो आगायं च ८ वांचो राजश्रीर् ९ अयं भूंसी नाखो १० वांचो अनुमंतव्यः

३१ स पंचभिर्म्महा[ । + ]पा[ । + ]तकैः सोपपाटकैश्चे संयुक्तःस्यादित्युक्तं च भगवता पारशर्य्येण वे-

३२ दव्यासेन व्यासेन ॥ बहुभिर्व्वसुधा भुक्ता राजभिः सगरादिभिर्य्यस्य यस्य यदा भूमि[ स् * ]-

३३ तस्य तस्य तदा फलं ॥ विंध्याटवीषु तोयासुं शुष्ककोटरवासिनः कि( कृ )-ष्णाहयो हि जायन्ते भूमिद[ । + ]-

३४ × × रन्ति ये ॥ षष्टिं[ ँ * ] वर्षसंहस्राणि स्वर्गे मोदति भूमिदः [ । + ] आच्छेत्ता चा × × मन्ता च तान्येव नरकृ[ ँ * ]

३५ वसे × × × × × परदत्ता[ ँ * ] वंवा य[ त् ]नाद्रक्षयुधिष्टि( ष्ठि )र महं[ ी * ] मतां श्रे × × × × योनुपालनं [ ॥ * ]

३६ यानीह दत्तानि पुरा नरेन्द्रैर्दानानि धर्म्मार्त्थ यशस्कराणि नि × × × × × × मानि तानि को

३७ नाम साधुः पुनराददीत ॥ संवत्सर शत चतुष्टये पञ्चत्तरे भाद्रपद सु( शु )द्ध पंचदश्य[ ां * ]

३८ दूतकोत्र श्रीवल्लभवप्पः [ । * ] महाबलाधिकि( कृ )त मातमादेशामें लि-खितमि[ दं ] तस्येवानु

३९ [ जे ]न स[ ँ ] धी( धि )विग्रहाधिकि( कृ )त देवादित्येनेति

---

१ च भूंसी नांखो २ वांचो विन्ध्याटवीश्वतोयासु ३ वांचो वर्ष ४ वांचो मातृम्नादेशात ५ दं अने जे पदो बहु ज झांखां छे.

ભાષાન્તર

ૐ ! પૂર્વ દિશા રૂપી સરોવરનું પંકજ, આકાશસાગરનું વ્યોમ( આકાશ ) વિદ્રુમપલ્લવ-દેવી રક્તજપાનું નવ કુસુમ જેવું રવિમંડલ તમને જય અર્પો. !

( પંક્તિ ૧ ) સ્વસ્તિ ! વિનાશમુક્ત, મેરૂ પર્વતની મહાન્ અને સ્થિર રચનાવાળી જેની મહાન્ ખ્યાતિ સ્વયં વિકસેલી છે, તે સેન્દ્રક જાતિમાં, ચતુર્દંત ગજવ્યૂહના પ્રબળ હુમલા કરીને, વિજય પામનાર, શત્રુગણોનો વિજેતા, પોતાના બાહુબળથી ભૂમિમંડળ પ્રાપ્ત કરનાર, નમન કરતા સામંતોના શિરમુગટ જેના પાદપદ્મનું ઘર્ષણ કરતા, રાજચાતુર્ય, વિનય, સત્ય, શૌચ, સદાચાર, દમ, દયા, દાન, શ્રી અને સંપદ્સંપન્ન નરપતિ શ્રીમાન્ ભાણુશક્તિ હતો.

( પંક્તિ ૬ ) તેનો પુત્ર અને પાદાનુધ્યાત શ્રીમાન્ નરપતિ આદિત્યશક્તિ હતો તે નિર્મળ શરદ્ શશીમંડલ જેવો નિષ્કલંક યશસ્વી હતો; જે સદા ઉદયશાલિ હોવાથી અને જેની આસપાસ અનુરક્ત મંડલ હોઈ નિત્ય ઉદય પામતા અનુરક્ત મંડલવાળા સૂર્ય સમાન લાગતો હતો;સમસ્ત પ્રજા જેની લક્ષ્મીનો અભિલાષ અને ઉપભોગ કરતી હોવાથી જે કલ્પદ્રુમ જેવો હતો; અને જે બલવાન રાજ્યો પાસેથી ખંડણી લેવાથી બલિનું રાજ્ય પડાવી લેનાર જનાર્દન જેવો હતો અને જેની લક્ષ્મી શત્રુરાજ્યો સાથે જોડાએલી હતી.

( પંક્તિ ૯ ) તેનો પુત્ર અને પાદાનુધ્યાત શ્રીમાન્, દક્ષિણ ( જમણા ) દંડ સમા બાહુથી પૃથ્વીપાલન કરવા સમર્થ, જલભરેલાં વાદળ વિખરાઈ જઈ નિર્મળ થએલા ગગનમાં શરદ્ ઈન્દુકિરણથી ઉજ્વલ યશવાળો, ગંભીર, બુદ્ધિશાળી, દેવો, બ્રાહ્મણો, અને ગુરૂઓથી ઉપભોગ થતી લક્ષ્મીવાળો, શત્રુઓને ભરતના પુત્ર જેમ અવગણનાર, શક્તિ માફક રાજ્યપ્રાપ્તિ કરનાર, સર્વોત્તમ સમદ ઝુલતા માતંગ જેવી ગતિવાળો અર્જુન જેમ સર્વ યુદ્ધમાં વિજયી, સર્વદા પરાક્રમ અને બળથી શત્રુ સંહાર કરનાર, કામદેવ જેમ યુવતિજનોનાં નયનોનો અનુરંજક ( અનુરંજનાર ), શ્રીમાન્ પૃથ્વીવલ્લભ નિકુમ્ભલ્લશક્તિ સર્વ રાજા, રાજસ્થાનીય, ચૌરોદ્ધરણીય ( પગી ), દણ્ડપાશિક ( પોલીસ ) દૂત, ગમગમિક, સૈનિકો, સેવકો વિગેરે બ્રાહ્મણોત્તર વણિક્જનો અને અન્ય વિષયોના રાજકર્તા, રાષ્ટ્રો અને ગામડાંના સરદાર, આયુક્તક, મહત્તર અને અધિકારી આદિને જાહેર ( આજ્ઞા ) કરે છે કે:—

( પંક્તિ ૧૮ ) તમને જાહેર થાઓ કે ભૂમિદાનનો પરલોકમાં સંબંધ અંગીકાર કરીને અને તેનો મહાઅર્થ શ્રવણ કરીને મારા અને મારાં માતપિતાના પુણ્યયશની વૃદ્ધિ માટે ત્રેયણ્ણા આહારમાં આવેલા વિષયમાં બલિસ ગામ યાવચ્ચંદ્ર, સૂર્ય, સાગર અને પૃથ્વીના કાળ સુધી, પુત્ર, પ્રપૌત્ર અને તેમનાં સંતાનોના ઉપભોગ માટે, ભૂતવાતપ્રત્યાય સહિત, ઉદ્રઙ્ગ સહિત અને ત્યાં નહીં વસતા ખેડુતોના કર સહિત, સર્વ આદાન, દિત્ય, વેઠ, પ્રાતિભેદિકા અને સૈનિકોના પ્રવેશમુક્ત, ખેડવા અયોગ્ય જમીનના નિયમાનુસાર, ભાદ્રપદ પુનમે વિજય-અનિરૂદ્ધપુરીના વતની ભારદ્વાજ ગોત્રના વાજસનેયિ( યજુર્વેદ )ના માધ્યંદિનના અભ્યાસી બપ્પ સ્વામી દીક્ષિતને બલિ, ચરૂ, વૈશ્વદેવ, અગ્નિહોત્ર અને બીજી વિધિના ખર્ચ માટે મેં પાણીના અર્ધ્ય સાથે દાન આપ્યું છે. આથી અમારા વંશના કે અન્ય ભાવિ રાજાઓએ, સંસારનું અસ્તિત્વ નલ ( બરૂ ), વેણું ( વાસ ) અથવા કદલીના સાર જેવું જાણી, જીવનને પાણીના પરપોટા સમાન ગણી, અને યૌવન શરદ્કુસુમ જેમ કરમાઈ જાય તેવું છે, રાજસત્તાગિરિ નદીની માફક જતી રહે છે, અને રાજ્યલક્ષ્મી પ્રબળ પવન સામે અશ્વત્થ પર્ણ જેવી ચંચલ છે તેમ માની, આ દાનને અનુમતિ આપીને તેનું પ્રતિપાલન કરવું જોઈએ. પણ જે ગાઢ તિમિરના અંધકારમાં ઘેરાએલા ચિત્તથી દાન પાછું લેશે અથવા તેમ થવા દેશે તે પંચ મહાપાતકી થશે. અને ભગવત પરાશરના પુત્ર વેદ વ્યાસે કહ્યું છે કે ... ... ... ... ... ... ... ... ... ...

( પંક્તિ ૩૭ ) સંવત ૪૦૬ ના ભાદ્રપદ શુક્લપક્ષ ૧૫ દિને. આ દાનનો દૂતક શ્રી વલ્લભબપ્પ છે, મહાબલધિકારી ( મહાસેનાપતિ ) ગ્રાસમની આજ્ઞાથી તેના નાના ભાઈ સંધિ-વિગ્રહાધિકારી દેવદિન્નથી દાનપત્ર લખાયું છે.

નં૦ ૨૫૨

# સંખેડામાંથી ઉપલબ્ધ નિરિહુલ્લકના સેનાપતિ શાન્તિલ્લનું દાનપત્ર[1]

## ઇ. સ. ની. ૭ મી શતાબ્દી

આ પતરાનું માપ ૮⅞"×૩⅞" છે, અને તેમાં પહેલાંનાં ચાલુક્ય દાનપત્રોના અક્ષરોને તેમ જ ડૉ. ફ્લીટે પ્રસિદ્ધ કરેલા મહાકૂટસ્તંભના લેખના અક્ષરોને (ઇ. એ. વો. ૧૯ પા. ૭) તદ્દન મળતા અક્ષરોવાળી ૧૨ પંક્તિઓ લખેલી છે. મથાળેથી પતરાને જરા ઇજા થઈ છે તેમ જ નીચેની બન્ને બાજુએ પણ થોડું નુકશાન થયું છે. નીચેની બાજુપરનાં બે કાણાં પરથી કડીઓની અસલ જગા જણાઈ આવે છે. દાનપત્રની ભાષા થોડી અશુદ્ધ સંસ્કૃત છે.

દાનપત્રનો વિષય નીચે પ્રમાણે છે. નિરિહુલ્લકના સેનાપતિ શાન્તિલ્લ નિરગુન્ડી પદ્રકના વિજયસ્થાનમાંથી વાજસનેયી શાખાના અનુયાયી અને કૌત્સ ગોત્રના પાશાણિકુદના રહીશ ભટ્ટિક અનન્તસ્વામિને એક ચોખા પિટકના વાવેતર યોગ્ય ક્ષેત્ર જે તાન્ડુલપદ્રક વિષયમાં આવેલું પર્ણાકાની પશ્ચિમ સીમામાં આવેલું હતું તે દાનમાં આપે છે. દાનનો હેતુ હમ્મેશ મુજબનો પંચમહાયજ્ઞોના ખર્ચની સગવડ માટેનો છે.

લેખમાં જે નામો આપવામાં આવેલ છે તેમાંથી શાન્તિલ્લનો દરજ્જો તો સ્પષ્ટ છે. તેનો શેઠ નિરિહુલ્લક ભીલનો મુખી હોવો જોઈએ. કારણકે તેના બિરૂદ મહાપલ્લપતિનો અર્થ જંગલી જાતના થાણાનો મુખી એવો થઈ શકે.[1] તેનું નામ દેશી શબ્દ છે તે પણ ઉપરની કલ્પનાને સમર્થન કરે છે. શંકરગણના પાદાનુધ્યાતનો અર્થ આંહી તેનો ખંડિયો અથવા નોકર એમ કરવો જોઈએ. તે અર્થમાં તે ઘણી વાર વપરાય છે.[2] શંકરગણ અને કૃષ્ણરાજના વંશ સંબંધી માત્ર અટકળ જ થઈ શકે તેમ છે. ડૉ. બુલ્હર સુચવે છે કે જો શંકરગણને શંકરણ વાંચીએ તો તે બન્ને રાજા હૈહય અગર ચેદીના કલચુરી હોવા જોઇએ. મને આ સૂચના ઠીક લાગે છે. કારણ કે ગુર્જરોએ કલચુરી સંવતનો ઉપયોગ કરેલ છે તેથી એમ માની શકાય કે તેઓનો અમલ ગુજરાતમાં હોવો જોઈએ. વળી ચાલુક્ય લેખોમાં[3] શંકરગણના પુત્ર કલચુરી રાજા બુદ્ધરાજનું વર્ણન છે, અને તેની પાસેથી મંગલીશે પૈસો મેળવ્યો હતો. ચાલુક્ય લેખો માંહેનો શંકરગણ તે જ આપણા લેખનો શંકરગણ છે એમ સંભવિત છે. કારણ કે આ લેખની લિપિ શરૂઆતના ચાલુક્ય લેખોની લિપિ સાથે તેમ જ થોડે દરજ્જે દદ્દનાં ખેડાનાં તામ્રપત્રોની લિપિ સાથે પણ મળતી આવે છે. લેખ મંગલીશના રાજ્ય સમયનો એટલે કે મી. ફ્લીટે બતાવ્યું છે તે મુજબ શક સંવત ૫૧૯ અને ૫૩૧ (ઇ. સ. ૫૯૭-૯૮ થી ૬૧૦-૧૧) વચ્ચેના સમયનો હોવો જોઇએ. આ અનુમાનને ટેકો આપનારી બીજી એક હકીકત પણ છે.

પ્રોફેસર આર. જી. ભાંડારકર પોતાના "મુંબઈ ઇલાકામાંનાં અપ્રસિદ્ધ પુસ્તકોની શોધના" ઇ. સ. ૧૮૮૩-૮૪ ના રીપોર્ટમાં પાને ૩૧-૩૨ મે લખે છે કે કર્મકાંડ ઉપરના બધા પ્રસિદ્ધ

---

એ. ઈ. વો. ૨ પા. ૨૧ એચ. એચ. ધ્રુવ.

૧ ડૉ. બોહટલીંગના સંક્ષિપ્ત સંસ્કૃત કોશમાં જુઓ શબ્દ પલ્લ મી. વી. એસ. આપ્તેએ પોતાના સંસ્કૃત ઈંગ્રેજી કોશમાં આ શબ્દનો અર્થ મોટા કોઠાર એવો કર્યો છે. સ્થાનિક તપાસ કરતાં જણાયું છે કે સંખેડા આસપાસનો મુલક પલ્લ (ગુજરાતી પાલ) કહેવાય છે ૨ જુઓ દાખલા તરીકે કો. ઈ. ઈ. વો. ૩ પા. ૧૦ અને ૧૭ નોટ ૨, ૩ ઇ. એ. વો. ૧૯ પા. ૧૬.

લેખકોના નામ પાછળ સ્વામિન્ શબ્દ લગાડવામાં આવે છે. ૧૩ મી સદી પછીના લેખકોના નામ સાથે તે જોવામાં આવતો નથી અને તેને બદલે ભટ્ટો, આચાર્યો યજ્વનો દીક્ષિતો અને યાજ્ઞિકો જોવામાં આવે છે, સ્વામિન્ શબ્દ મીમાંસકો તેમ જ કર્મકાંડીઓ સાથે લગાડવામાં આવતો અને તેના નીચેના દાખલા આપેલ છે:

શબર સ્વામિન્—જૈમિનિના મીમાંસા સૂત્રના ભાષ્યનો કર્તા

અગ્નિસ્વામિન્—લાટ્યાયનના શ્રૌત્રસૂત્રનો ટીકાકાર

ભવસ્વામિન્—બૌદ્ધાયનના ભાષ્યનો કર્તા

કેશવસ્વામિન્—બોદ્ધાયન પ્રયોગ શાસ્ત્રની પ્રસ્તાવનાનો કર્તા

દેવસ્વામિન્—ત્રિકાંડમંડનમાં વર્ણવેલો અને આશ્વલાયના સંક્ષિપ્ત ભાષ્યનો કર્ત્તા.

ધૂર્ત સ્વામિન્ કપર્દિસ્વામિન્ વિગેરે. કુમારિલ સ્વામિન્ અને ભટ્ટ બન્ને છે. સ્વામિન્ શબ્દ શરૂવાતના ચાલુક્ય લેખોમાં અને સાતમી સદી સુધીના એક વલ્લભી લેખમાં પણ વપરાયેલો છે. વિક્રમાદિત્ય ૧ લો જેણે ઈ. સ. ૬૮૦ પહેલાં રાજ્ય કર્યું હતું તેના એક સાલ વગરના લેખમાં દાન લેનારનાં નામ નન્દિસ્વામિન્, લોહસ્વામિન્ અને ભલ્લસ્વામિન્ આપેલાં છે.[1] ઇ. સ. ૭૦૦ ના બીજા દાનપત્રમાં રેવાસ્વામિન્ દીક્ષિતનો પૌત્ર જનસ્વામિન્નો દીકરો દાસસ્વામિન્ આપેલ છે. ઇ. સ. ૭૦૫ ના બીજા લેખમાં દેવસ્વામિન્, કર્કસ્વામિન્, યજ્ઞસ્વામિન્, રૂદ્રસ્વામિન્ વિગેરેનાં નામ આપેલ છે.[2] વલ્લભી દાનપત્ર સં. ૩૨૬ (ઈ. સ. ૬૪૫)માં મંકસ્વામિન્નું નામ આવે છે.[3] ડૉ. ભાંડારકર અગ્નિસ્વામિન્, દેવસ્વામિન્, અને ભવસ્વામિન્ ને સાતમી સદીમાં મૂકે છે જ્યારે શબર સ્વામિન્ને બે ત્રણ સદી પહેલાં મૂકે છે. આ લેખમાં પણ બજ્કિન્ત સ્વામિન્નું નામ છે અને ડૉ. ભાંડારકરના મત પ્રમાણે તેને સાતમી સદીમાં મૂકવો જોઈએ.

ભૌગોલિક નામો જે લેખમાં આવે છે તે સંબંધમાં એમ ધ્યાનમાં લઈ શકાય કે નિરગુન્ડિ પદ્રકનો જ્યાંથી લેખને તારીખ અપાઈ છે તેનો હાલનાં ગુજરાતીમાં 'નાગરવાડા' અથવા એવો કોઈ બીજો અર્થ થઈ શકે. અને ડેહેઝાદા ઓફ ગાયકવાડી વિલેજીઝમાં ડભોઇથી ૬ કોસ દૂર નાગરવાડાનો ઉલ્લેખ છે. વળી દાન લેનારનું અસલ વતન પાશાણિહ્રદને ડભોઇથી ૧૪ કોસ પર આવેલા સણિઆદરી સાથે ઓળખી શકાય. તાંદુલપદ્રક દેખીતી રીતે ડભોઇથી ૧૪ કોસ પર આવેલું તાન્દલજા છે; અને શ્રીપર્ણાકા ડભોઇથી ૫ કોસ દૂર હાલનું ઉજ્જડ ગામ પનીઉ છે. વડોદરા રાજ્યના મુલકના નકશામાં તાંદલજા અને સણિઆદરી તદ્દન પાસે પાસે જ બતાવેલાં છે.

---

૧ ઈં. એ. વો. ૬ પા. ૭૩  ૨ ઈ. એ. વો. ૭ પા. ૧૨૮, ૧૩૧,  ૩ ઈ. એ. વો. ૧ પા. ૧૬ લેખ ૧૨

## अक्षरान्तर

१ ओं स्वस्ति निर्गुण्डिपद्रकावस्थितविजयकटकात् स [ क्षिति ] - - -[1]
२ श्रितचरणकमलः श्रीक्रिष्णराजः तत्सूनुरनेकस[ म ]रविजय - - -[2]
३ विरहितवधूवदनपङ्कज म्लानिकरःश्रीशंकरणः स्तत्पादानुध्यातसकलं-
४ महिमण्डलतलप्रथितकीर्त्तिभ्मोगिकपालमहापलुपतिनिरिहुल्ल-
५ कस्तद्वलाविक्रितशान्तिल्ल सर्व्वानेव परमपादीया स्त्वांश्चावदेयंति
६ यथा पापाणिहृर्दवास्तव्यकौत्ससगोत्रवाजिसनेय सवह्मचारिणे[9]
७ भजिकनन्तस्वामिने पञ्चमहायज्ञधर्म्मक्रियोत्पर्प्पणार्थं परमभट्टा
८ रकपादानांपुण्ययशोभिविंद्धये तण्डुलपद्रकान्तर्मकेंते श्रीपर्णाका-
९ यां पश्चिमसीमनि अचाटभटप्रावेश्यं[13] पत्रपौत्रान्वयभोज्यं आदि[14]
१० - परागकालमुदकातिसर्गेण व्रीहिपिटकवापक्षेत्रं आच्रादि[15]-
११ - - वक्षिति[ स्थि ]तिसमकालीनं प्रतिपादित्स्त अतुस्यां.
१२ - - ररानुर्व्याथा भतृनिपतिभिः[17]

---

१ वांचो सकलक्षितमण्डला° २ वांचो कृष्णराजः ३ वांचो° लव्धकी° ४ वांचो शंकरगणस्त°, °नुध्यातस्स° ५ वांचो° कीर्तिवर्मोगिक° ६ वांचो °विकृतशान्तिल्लः ७ वांचो ° यान्स्वां ८ वांचो °हृद ९ वांचो °वाजसनेयि; °चारिणे. १० वांचो °त्सर्पणाय ११ वांचो °भिवृद्धये १२ °न्तर्भकत श०६ °न्तर्भक्ति ने બદલે હોઈશકે ? १३ वांचो पुत्र° १४ वांचो °त्योपराग° १५ वांचो आचन्द्रार्काणव° १६ वांचो प्रतिपादितं १७ આ પંક્તિ बिलकुल अस्पष्ट छे, वांचो अतोस्योच्छिता प्रकारविशल्या भवनृपतिभिः।

નં० ૨૩૩

# રાજા જાઈકદેવનું ધિનિકિનું દાનપત્ર[1]

## વિ. સં. ૭૯૪ કાર્તિક સુદિ ૧૫

સૌરાષ્ટ્રના રાજા જાઈક દેવનું દાનપત્ર ૧૮૭૯—૮૦ ના દુકાળનિવારણકાળ વખતે કાઠિઆવાડના ઓખામંડળ માંનું ધિનિકિ નામનાં ગામમાંથી ઈશાનમાં એક માઈલ દૂર આવેલા વળાવ ઉન્ડકે તળાવમાંથી ખોદી કાઢવામાં આવ્યું હતું. પાછળથી આજમ વજેશંકર ઓઝાએ કર્નલ વોટસનને કાગળની છાપ ઇ. સ. ૧૮૮૧ માં પૂરી પાડી હતી, અને તે જ સમયે રા. બ. ગોપાલજી દેસાઇએ મને એક રબિંગ મોકલ્યું હતું. કર્નલ વોટસનને લખવાથી તેણે મને બીજું રબિંગ, ફોટોગ્રાફ અને છેવટે અસલ પતરાં મોકલી આપ્યાં; તે ઉપરાંત કર્નલ વોટસને એક હસ્તલિખિત પ્રત પણ મને મોકલી આપી.

લેખ બે પતરાંની અંદરની બાજુએ કોતરેલો છે, જેનું માપ દરેકનું ૯૩/૪"×૫" છે. પહેલા પતરાને તળીએ અને બીજાને મથાળે એક ન્હાના કાણા ઉપરથી જણાય છે કે પ્રથમ આ બે પતરાં એક કડીથી જોડાએલાં હશે. કડી સાથે મુદ્રા હતી કે નહીં તે શંકાવાળું છે. કારણ કે રાજાની સંજ્ઞા માછલી બીજા પતરાંને તળીએ કોતરેલી છે. પતરાં સુરક્ષિત સ્થિતિમાં છે. પહેલા પતરાની બીજી પંક્તિના થોડા અક્ષરો અને બીજાની પાંચ પંક્તિઓના થોડા અક્ષરો કાટથી થોડા ખવાઈ ગયા છે. તેમ છતાં દાનપત્ર વાંચવામાં ઘણી જ મુશ્કેલી નડે છે. અને તેમાંનાં કેટલાંક નામો તો ઘણાં શંકાસ્પદ છે. એટલુંજ નહીં પરંતુ તદ્દન નહીં ઉકેલી શકાય તેવાં છે. આનું એક કારણ કૃતિકારની કૂવડતા છે.

લિપિ પશ્ચિમ હિન્દ અને વળી કદાચ મધ્ય હિન્દની સાક્ષરી લિપિ જે પાંચમા સૈકાનાં ગુર્જર દાનપત્રોમાં રાજાના સ્વહસ્તમાં માલુમ પડે છે તેવપરાઈ છે. ધિનિકિ શાસનની ભાષા તદ્દન સંસ્કૃત નથી, પરંતુ કેટલીક જગાએ પ્રાકૃત રૂપો અને શબ્દો પણ વાપરવામાં આવ્યા છે.

ધિનિક દાનપત્રનો દાતા સૌરાષ્ટ્રનો અધિપતિ જાઈક દેવ છે, જે પરમભટ્ટારક, મહારાજાધિરાજ વિગેરે મગરૂબીભરેલા ઇલકાબો ધારણ કરે છે; અને તેથી કોઇનું રક્ષણ સ્વીકાર્યા વગરનો સ્વતંત્ર રાજા તરીકે પોતાને ઓળખાવે છે. તેની રાજધાની ભૂમિલિકા હતી અને તેની સંજ્ઞા 'માછલી' હતી. તેનું નામ અને માછલીની સંજ્ઞા મોરબી દાનપત્રના દાતા જાયિક સાથે તેનો સંબંધ બતાવે છે. અને તે ભૂમિલિકામાં રાજ કરતો હતો તે હકીકત એમ દર્શાવે છે કે પ્રાચીન રાજપૂતોની એક શાખા જેઠવાની શાખાનો તે હતો. જેઠવાના પ્રતિનિધિઓ હાલના પોરબંદરના રાણાઓ છે. ભૂમિલિકા શબ્દ હાલનું ભુમ્લી અગર ભુમ્ભલીને બરાબર મળતો છે. જો કે કાઠિઆવાડના નકશામાં આ નામનાં ઘણાં ગામો છે, છતાં સૌરાષ્ટ્રમાં ભૂમિલિકા ગામ એટલે બરડાના પર્વતોમાં તજાએલી જેઠવાની રાજધાની જ છે, જે હજુપણ ભુમ્લી, ભુમ્ભલી, અથવા ઘુમ્લી કહેવાય છે. અને આ ભૂમિલિકા જેઠવાઓની ચઢતીના સમયમાં જરૂર સૌરાષ્ટ્રની રાજધાની હશે.

ધિનિક શાસનની તારીખ વિ. સં. ૭૯૪ કાર્તિક સુદિ ૧૫ રવિવાર જ્યેષ્ઠા નક્ષત્રની આપી છે.

આપણાં દાનપત્રનો હેતુ સુન્તલ (સુદ્ગલ) ગોત્રના અને અજ્ઞાત કુલના ઈશ્વર નામના બ્રાહ્મણને ધેનિકા ગામ દાનમાં અર્પણ કર્યાની નોંધ લેવાનો છે. ધેનિકા એ પ્રાચીન ધિનિકિનું નાશ પામેલું ગામડું છે, જ્યાંથી આ પતરાં મળેલાં છે. બાકીનાં સ્થાનો ઓળખવા મેં પ્રયત્ન કર્યો નથી. કારણ કે પતરાંનો આધાર ઘણો જ બીનસલામતીભરેલો છે.

---

[1] ઇ. એ. વો. ૧૨ પા. ૧૫૧ જી. બ્યુહ્લર

## अक्षरान्तर

### पहेलुं पतरुं

१ ओं स्वस्ति विक्रमसंवत्सरशतेपु सप्तसु चतुर्नवत्यधिकेष्वंकतः ७९४ कार्तिकमा-
सापरपक्षे

२ अमावास्यायां आदित्यवारे ज्येष्ठानक्षत्रे रविग्रहण पर्व्वणि । अस्यां संवत्सर मासप-

३ क्षदिवसपूर्व्वायां तिथावद्येह भूमिलिकायां सौराष्ट्रमण्डलाधिपतिः परमभट्टा-

४ रकमहाराजाधिराजपरमेश्वरः श्रीजाइकदेवः महामात्य भट्टनारायण-

५ धर्मसाहायानुमतेन संसारस्यानित्यतां ज्ञात्वात्मधर्मयशोभिवृद्धये रवे-

६ रुपरागसमये धर्मकालमपेछ्य चतुवेदविदे .... .... ....संतानाय मुन्तल्ल-

७ गोत्राय विप्रवराय इश्वरनाम्ने ब्राह्मणाय तद्धेनिका नामग्रामं सतृणका-

८ ष्टजलं सवृक्ष मालाकुलं देवदाय वेर्ज्ज उदक पूर्व भूमिलिकामण्डलम-

९ ध्येदत्तवान् ॥ इदानीं कालान्तरभुक्तिनिश्चय करणाथर्मस्य ग्रामस्य चतुर्दि-

१० शमाघाटा लिख्येन्त ॥ उत्तरभागे सामापखेत्रे समुद्रः । पूर्व्वभागे सवन-

११ गरुजा नालिका रोहर धारासमेता । दक्षिणभागे सयला शतकांतग-

१२ रिचा नदी यावत ॥ पश्चिमभागे पर्व्वतस्य धारा समुद्रगामिनी ॥

### पतरुं बीजुं

१ एवं चतुर्घाटाविशुद्धां तद्धनिकाग्राममूमिमीश्वर[ ना ]मा ब्राह्मणो भुं [ ज ]-

२ न भोजंन्वा न नाकनापि परिपंथनयिः ॥ वहुभिर्व्वसुधा मुक्ता राजभिः

३ भगरादिभिः । यस्य यस्य यदा भूमिस्तस्य तस्य तदा फलं ॥ मयि

४ राज्ञि व्यतिक्रांते योन्यो राजा भविष्यति तस्याहं रलग्नोस्मि शासनं

५ न व्यतिक्रमेत् । लिखितमिदं शासनं महाक्षपटलिकेन नेरहरि [ ना ]-

६ म्ना मयेति । शिवमसु श्री

---

पं. १ वांचो ओं. पं. २ वांचो ज्येष्ठा; अस्यां नो अ लगभाग भुंसाई गयो छे पं. ३ पूर्व्वायां नो प्रथमाक्षर पूरो कातर्यो नथी वांचो सौराष्ट्र पं. ४ वांचो भट्ट पं. ६ धर्मकाल्म° ना बे म पूरा कातर्या नथी वांचो मपेक्ष्य; चतुर्वेद; मुद्गल; त्रण अक्षरो जे गुमाई गया छे ने मेस्तींष्य, जेवा वंचाय छे तेनो अर्थ कांइ नथी पं. ७ वांचो ईश्वर°. ८ वांचो °वर्ज्जं; पूर्व्वं. पं. ९ °वान् वाक्ता जेवो देखाय छे. कारण के न नी साथे बे विराम जोडाई गया छे. वांचो करणार्थम;° चतुर्द्दिशमा°. पं १० बधां नामो घणुं ज अचोक्कस छे. वांचो लिख्यन्ते; पूर्व्वे°. पं. ११,१२ नामो घणो अचोक्कस छे. पं. १ वांचो चतुराघाट वि.° पं. २ वांचो °न् भोजयन्वा न केनापि पं. ३ वांचो सगरादिभिः पं. ५ वांचो °केन नरहरि°. पं. ६ वांचो शिवमस्तु.

ભાષાન્તર

ॐ ! સ્વસ્તિ ! વિક્રમ સંવત્સર સાતસો ચોરાણું ( સંખ્યામાં ) ૭૯૪. કાર્તિક માસના બીજા પક્ષમાં અમાસ ને રવિવારે, જેષ્ઠા નક્ષત્રમાં સૂર્યગ્રહણ સમયે ( પૂર્વોક્ત ) સંવત્સર, માસ, પક્ષ, અને તે દિને સૌરાષ્ટ્ર મંડળના અધિપતિ પરમભટ્ટારક, મહારાજાધિરાજ પરમેશ્વર શ્રી જાઇકદેવ, ધર્મકાર્યમાં સહાય કરનાર મહામાત્ય ભટ્ટ નારાયણની અનુમતિથી સંસારની અનિત્યતા જાણીને સૂર્યગ્રહણસમય દાન કરવા યોગ્ય છે એ મનમાં રાખીને આત્મ, ધર્મ અને યશની વૃદ્ધિ અર્થે ચાર વેદના જ્ઞાની, મુદ્ગલ ગોત્રના, અને ... ... ... ... અને ત્રણ પૂર્વજોના નામથી અગ્નિની આરાધના કરનાર ઈશ્વર નામના બ્રાહ્મણને ધેનિકા નામનું ગામ તૃણ, કાષ્ઠ, જલ, વૃક્ષ, અને ક્ષેત્રા ( વૃક્ષોની હાર )સહિત દેવને કરેલાં દાન વર્જ્ય કરી પાણીના અર્ધ્યથી ભૂમિછિદ્રકામાં આવેલું આપ્યું છે. ભવિષ્યમાં તેની ભુક્તિના નિશ્ચિન્તપણા માટે આ ગામની ચાર સીમાઓ અપાશે.

ઉત્તરે સામાપખેત્રમાં સમુદ્ર (?): પૂર્વે સવત ગરૂજા જલમાર્ગે ( નારીયું ) શેહર ધારા સહિત; દક્ષિણે સયલાશત કાન્ત ગરિઆ (?) નદી સુધી. પશ્ચિમે–પર્વતની ધારા જે સમુદ્ર તરફ જાય છે. આ ચાર સીમાવાળા ધનિકા ગામની ભૂમિને ઇશ્વર નામનો બ્રાહ્મણ ઉપભોગ કરે અથવા તેમ અન્ય પાસે કરાવે તો કોઇએ તેને વિઘ્ન કરવું નહીં. ( કારણ કે સ્મૃતિ કહે છે )— સગર આદિ બહુ નૃપોથી ભૂમિનો ઉપભોગ થયો છે વગેરે ... ( અનેવળી ) " યાચક તરીકે હું વિનંતિ કરૂં છું કે મારૂં રાજ્ય પૂરૂં થયા પછી અન્ય નૃપે ( આ મારા ) દાનની વિરૂદ્ધ કાર્ય કરવું નહિ " આ શાસન મહાક્ષપટલિક નરહરિથી મારાથી લખાયું છે. તે સ્વસ્તિ બનો ! શ્રી !

નં० ૨૩૪

# કનોજના મહેન્દ્રપાલના સમયનાં બલવર્મનનાં ઉનામાંથી મળેલાં તામ્રપત્રો[1]

વલભી સં ૫૭૪ માઘ. સુ. ૬ ઈ. સ. ૮૯૩

કાઠિયાવાડની દક્ષિણમાં જુનાગઢ સ્ટેટ તાબેના ઉના ગામમાંથી મળેલાં આ તામ્રપત્રોનો ફોટોગ્રાફ્ મી. ગૌરીશંકર હીરાચંદ ઓઝાએ ૧૯૦૪ માં મોકલ્યો હતો. કનોજના મહેન્દ્રપાલના સમયનું આ દાનપત્ર છે અને ચાલુક્ય વંશના તેના ખંડિયા રાજા બલવર્મને સૂર્યના મંદિરને દાન આપ્યાની તેમાં હકીકત છે. તે વલભી સંવત ૫૭૪ નું, એટલે ઇ. સ. ૮૯૩ ની સાલનું છે.

આનાં પતરાં બે છે અને બન્ને એક બાજુએ કોતરેલાં છે. તેમાં ૩૬ પંક્તિ નાગરી લિપિમાં સુરક્ષિત સ્થિતિમાં છે. ભાષા સંસ્કૃત અને સરલ છે. પણ પં. ૧૭ માં રેવેન્યુ ખાતાનો પારિભાષિક શબ્દ છે જેનો અર્થ હું કરી શકતો નથી. પં. ૭–૯માં લક્ષ્મી ચંચલ છે. ઇત્યાદિ બે શ્લોકમાં આપેલ છે. અને પં. ૨૨ થી ૨૯ શાપ સૂચવતા ૬ શ્લોકો છે. સિવાયનો બધો ભાગ ગદ્યમાં છે.

પરમભટ્ટારક મહારાજાધિરાજ પરમેશ્વર ભોજદેવનાં ચરણનું ધ્યાન કરનાર પ. મ. પ. મહેન્દ્રાયુધદેવનો ખંડિયો રાજા મહા સામન્ત બલવર્મન જે ચાલુક્ય વંશના અવનિવર્મન (૧ લા)નો દીકરો હતો અને જેણે પાંચ મહાશબ્દ સંપાદન કર્યા હતા તેણે દાનમાં જમીન આપી તે સંબંધી આ લેખ છે. નક્ષિસપુરમાંથી બલવર્મન બધા અધિકારી તેમ જ બીજાઓને જાહેર કરે છે કે માઘ સુદિ છઠ ને દિવસે અપવાસ કરીને પોતાના બાહુ બળથી મેળવેલ નક્ષિસપુર ચોરાસીમાંનું જયપુર ગામ કણવીરિકા નદીના કાંઠા ઉપર આવેલા તરૂણાદિત્ય નામના સૂર્યના મંદિરને આપ્યું છે. તે ગામની સીમા નીચે મુજબ છે. પૂર્વમાં સીહવાહલક ગામ દક્ષિણમાં રા[ જ્ય સ્થ ]લ ગામ પશ્ચિમે પેઢિલ્લક ગામ અને ઉત્તરમાં અંબુલ્લક ( અંબુલ્લક ) ગામ આવેલાં છે. આ દાન ચાલુ રાખવા માટેની ચાલુ સૂચના તથા શાપાત્મક શ્લોકો આપ્યા બાદ બાર સાક્ષીઓનાં નામ આપેલ છે; જેમાંના ચાર બ્રાહ્મણ ચાર વૈશ્ય અને ચાર મહત્તરો હતા. ત્યાર બાદ લેખકનું નામ આપેલ છે, જે બરોબર વાંચી શકાતું નથી અને પછી તિથિ વલભી સંવત ૫૭૪ માઘ સુદિ ૭૬ અંકમાં તેમ જ દશાંશમાં આપેલ છે. લેખની અંતમાં સ્વહસ્તો શ્રી વ( બ )લવર્મણઃ અને સ્વહસ્તઃ શ્રી ધીઈક એમ સહીઓ આપેલ છે. બીજા સ્વહસ્તની પહેલાં કાંઈ ચિહ્ન છે; જે ધીઈકની સહી હશે. આ ધીઇક કોણ હતો તે આ લેખમાંથી જણાતું નથી, પણ અવનિવર્મા બીજાના વિ. સ. ૯૫૬ ના તામ્રપત્રમાંથી એમ અટકળ થાય છે કે મહેન્દ્રપાલનો તે મોટો અધિકારી હોવો જોઇએ, જેની સહી દાનમાં જરૂરની ગણાતી હોવી જોઇએ.

---

૧ એ. ઈ. વો. ૯ પા. ૧ પ્રો. એફ્. કીલ્હોર્ન

## अक्षरान्तर

### पहेलुं पतरुं

१ ओँ जयश्चाभ्युदयश्च । स्वस्ति ॥ नक्षिसपुरात्परमभट्टारक महाराज[ ा ]धि

२ राजपरमेश्वर श्री भोजदेवपाद[ ा ]नुध्यातपरमभट्टारकमहाराजाधिराजपर-

३ मेश्वरश्रीमहेन्द्रायुधदेवपादप्रसादावाप्तसमधिगतपञ्चमहाशब्द[ ब्द ]महासामन्त श्[ च ]ा-

४ लुक्यान्वयप्रसूतश्री अवनिवर्म्मसुत श्री व[ ब ]लवर्म्मा सर्व्वानेव राजराजन्यराजस्थानीयोपरिकामा-

५ त्य[ चा ]ट भट भट्ट[ द ]ण्डवा[ पा ]शिक दण्ड[ ओ ]द्धरणिकद्रांगिक महत्तर चारु चार भटहस्त्यश्वारोम( ह )कप्रभृतिः

६ युक्तक नियुक्तकां स्वाना[ न ]न्यांश्च यथासंव[ ब ]ध्यमानकान्समनु वो-(बो)धयत्यस्तु वः संविदितं यथा पद्मपट्टे

७ स्थितजल[ व ]तरला श्री दृष्टनष्टश्चजीवितः पंद्मपत्रजलविंदुचंचलं जीवितव्यमखिलाश्च संपदः

८ इत्यवेत्य जगतः स्थिति[ - ]नृपाः किं धनैः कुरुत धर्म्ममनिंद्यं ॥ पल्लवाग्रे जलाविंदुचंचले क्लेश-

९ जाल परिवेष्टिते भवे । यो न चिंतयति कर्म्मसत्पथं तस्य जन्म भवतीह निःफलं एवं सर्व्वमध्रुव-

१० मालो[ क्य ] धर्म्मे मतिः स्थाप्यतां ॥ तन्मया स्वभुजोपार्जित नक्षिसपुरचतुरशीतिका प्रतिव( ब )द्धो जयपुरा-

११ भिधानो भ्रॅामः माघशुक्लपक्षपष्ट्यां उपोष्य( ष्य )गन्धधूपपुष्प( प )दीपस्नान विलेपनोपलेपन[ सन्मा ? ]

१२ र्जन खण्ड स्फुटितसुधाकूर्चकादिशुश्रु[ श्रू ]षाकृते स्वमातापित्रो रात्मनश्चं ऐहिकामुष्मिक पुण्ययशो-

---

१ प्रो. ગૌરીશંકર હી. ઓઝા એ આપેલ ફોટોગ્રાફ ઉપરથી. ૨ ચિહ્નરૂપે ૩ વાંચો કદાચ प्रमादीकृत ૪ વાંચો ध्य ૫ બીજાં તામ્રપત્ર માફક चौरोद्धरणिक હોવું જોઇએ. ૬ વચ્ચે चारभट હોવા જોઇએ. ૭ વાંચો प्रभृतीनायुक्तक नियुक्तकान् ૮ વાંચો पद्मास्थितजलवत्तरला श्रीः ૯ વાંચો जीवितं ૧૦ વાંચો पद्मपत्र. આ અને પછીના શ્લોકોનો છંદ રથોદ્ધતા છે. ૧૧ આ ખરું નથી, પણ બીજી કાંઇ અટકળ થઇ શકતી નથી ૧૨ निरुक्तं ૧૩ પ્રથમ स्वाङ्ग કોતરેલ પણ પાછળથી કાનો રદ કરેલ છે. ૧૪ વાંચો भामो ૧૫ વાંચો पश्चात् ૧૬ વાંચો संमार्जन ૧૭ વાંચો ऐहि.

१३ भिवृद्धये भगवतः सरित्कणवीरिकातटावस्थित सहस्रदीधितेः श्रीमतस्तरु[णा] दित्य देवय भक्तिभा-

१४ वितमनसा उदक्[ आ ]तिसर्गेण धर्म्मदायो निसृष्टः प्रतिपादितश्च यस्य पूर्व्वतः सीहवाहलक ग्राम

१५ सीमा मर्याद्[ आ ]दक्षिणत रा[ ज्यस्थ ]लग्रामसीमा मर्यादा । अपरतः पेढिल्लकग्रामसीमा[ म ]र्यादा उत्त-

१६ रतः अंबुल्लक ग्राम सीमा मर्यादा एवं चतुराघाट्ट( ट )नोपलक्षितः सभोगभागः सहिरण्य[ ा ]दानः

१७ सदण्डदशापराधः ससीमापर्यन्तः सोद्र [ ङ्गः ]गः सवृक्षमालाकुलः सपरिकरः चो-ल्लकवैणिः वै-

१८ गिककोण्यदिसहितैः आचाटभटप्रवेशवर्ज्जितो भूमिच्छिद्र न्यायेन धर्म्मदायो निसृ-[ सृ ]ष्टः ॥

१९ अस्य भुंजतो भोजापयतः कृषतः कर्षापयतो वा अस्मद्वंशजैरन्यैर्व्वा भोक्तृभिः

२० प्रतिषे[ धो ] न करणीयः पालयितव्यश्च ॥ यतः सामान्यं भूमिदानफलमवे त्यायमस्मद्वा-

---

૧ વાંચો દેવસ્ય ૨ આંહિ અને બીજે સંધિ કરેલ નથી ૩ વાંચો અમ્બુલ્લક ૪ આનો અર્થ કલ્પી શકાતો નથી. ચોલ્લિક શબ્દ એ. ઇ. વો.૩ પા. ૨૬૭ પં. ૨૩ મે આપેલ છે. પ્રો. હુંલ્સ વો. ૬ પા. ૮૮ નોટ ૯ તરફ મારૂં ધ્યાન ખેંચે છે. ૫ આંહી કાંઇક રહી ગયું લાગે છે. પૂર્વ્વ દત્ત દેવ બ્રહ્મદાય કે એવા કાંઇ શબ્દો હોવા જોઇએ.

पतरुं बीजुं

२१ योनुमन्तव्योऽस्मर्मीत्याभ्यर्थनया च पालनीया इति ॥ तथा चोक्तं [ भ ]गव

२२ ता व्याशे[ से ]नं व्यासेन ॥ यानीह दत्तानि पुरा नरेन्द्रैः दानानि धर्म्मार्थ यश-

२३ स्कराणि । निर्म्माल्यवान्तप्रतिमानि तानि कोनाम साधु पुनराददीत

२४ षष्टिर्व्वर्षसहस्राणि स्वर्गे तिष्ठति भूमिदः । [ आ ] च्छेत्ता चानुमन्ता च [ तान्ये ]

२५ व नरके वसेत व[ ब ]हुभिर्व्वसुधा भुक्ता राजनै सगरादिभिः यस्य यस्य यदा[ भू ]-

२६ मिस्तस्य तस्य तदा फलं ॥ षष्टिर्व्वर्षसहस्राणि षष्टिर्व्वर्ष शतानि [ च ] । [ गवां कोटिप्रदाने ]

२७ न भूमिहर्त्ता न शुध्यति ॥ विंध्याटवीष्वतोयासु[ सु ] शुष्ककोटरवासिनः [ कृष्णाहयो हि जा ]-

२८ यन्ते भूमिदायं हरावि( न्ति ) ये ॥ स्वदत्तां परदत्( त्तां )वा य[ त्न ]आद् रक्ष नराधिप । महीं महीम्[ ऋतां श्रेष्ठ ]

२९ दानाच्छ्रेयोनुपालनं ॥ अव[ त्र ] साक्षी त्र[ ब्रा ]ह्मणदद्देड सुतभावः । तथा ब्रा( ब्रा )ह्मण [ कौ....? ]

३० नरसुतनागेश्वरः ॥ तया ब्रा[ ब्रा ]ह्मण लज्जक सुत हरिः ॥ तथा ब्रा ( ब्रा ) ह्मण मा[ स्कर ] सुत

३१ वासुदेवः ॥ तथा वणिक् नोघ सुत इसुवः तथा वणिकं नागसुत पा[ ह ]ल्हः ॥ त

३२ था वैणिजेडल सुत नन्नकः । तथा वर्णक् संगमसुत देडथः ॥ तथा श ( म ] हत्तर द्रं [ गु ] इय-

३३ सुत सीहः । तथा मा( म )हत्तर गोवासप्तुत अर्जुनः । तथा महत्तर गोवाससुत मेह( रि )प [ क ]-

३४ : । तथा महत्तर घूरसुतकण्हकः ॥ लिखितं चैतन्मि( न्म )या कुलपुत्रक दत्त-सुत [ धा ! ]-

३५ [ र ] आदि[ त्ये ]नेति ॥ ॥ श्री वलभि संवत् ५७४ माघ शुद्ध ६ ॥

३६ स्वहस्तो [ त्र ] श्री व[ च ]लवर्म्मणः ॥ ं स्वहस्तः श्री घीहकें ॥

---

१ वांचो कृताय वेदव्यासेन २ छंद इन्द्रवज्रा ३ आनो अने ५ मीना श्लोकनो छंद अनुष्टुप छे. वांचो षष्टिवर्षं ४ वांचो राजभिः सगरा ५ षष्टिं वर्षं ६ वांचो वणिग् ७ वांचो वणिजे ८ वांचो वणिग्गं ९ इ. ए. वो. १२ पा. १११ पं १९ मे एज शब्द छे. १० आ अक्षर नथी पण सही लागे छे. ११ साधारण रीते धीहक्स्य होवुं जोइए.

નં૦ ૨૩૫

# કનોજના મહેન્દ્રપાલના સમયનાં અવનિવર્મન્ બીજાનાં ઉનામાંથી મળેલા તામ્રપત્રો[1]

વિ. સં. ૯૫૬ માઘ સુ. ૬

કાઠિયાવાડની દક્ષિણમાં જુનાગઢ સ્ટેટ તાબેના ઉના ગામમાંથી મળેલાં આ તામ્રપત્રોનો ફોટોગ્રાફ મી. ગૌરીશંકર હીરાચંદ ઓઝાએ ૧૯૦૪ માં મોકલ્યો હતો. કનોજના મહેન્દ્રપાલના સમયનું આ તામ્રપત્ર છે અને ચાલુક્ય વંશના તેના ખંડિયા રાજા અવનિવર્મન્ બીજાએ સૂર્યના મંદિરને દાન આપ્યાની તેમાં હકીકત છે. તે વિ. સં. ૯૫૬ ની સાલનું છે.

આ દાનનાં ત્રણ પતરાં છે જેમાંનું બીજું બન્ને બાજુ અને પહેલું તથા ત્રીજું એક જ બાજુ કોતરેલ છે. પંક્તિઓ કુલ ૬૮ છે. કોતરકામ ઘણું બેદરકારીથી કરેલું છે અને અસંખ્ય ભૂલો છે, જે દાનવિભાગમાં તો સુધારવી કઠણ થઈ પડેલ છે. ભાષા સંસ્કૃત છે. પં. ૧–૪૫ માં વંશાવલિ આપેલ છે અને પં. ૬૫ થી ૬૭ માં શાપના શ્લોકો છે બાકીનો અધો ભાગ ગદ્યમાં છે. ચાલુક્ય વંશના મહાસામન્ત અવનિવર્મા બીજો ઉર્ફે યોગે આપેલા દાનનું વર્ણન છે. (શ્લો. ૨) આ વંશમાં કલ્લ અને મહલ્લ નામના બે મોટા રાજાઓ (મહા મહીપતી) હતા. (શ્લો. ૩) શ્લો. ૫–૬ માં કલ્લનાં ચાલુઠણ મુજબ વખાણો કરેલાં છે. કલ્લને એક દીકરો હતો જેનું નામ ખાતરીપૂર્વક વાંચી શકાતું નથી (શ્લો. ૭) અને તેના દીકરાનું નામને છેડે ધવલ શબ્દ હતો. કદાચ આખું નામ વાહુક ધવલ (શ્લો. ૯) હોય. આ રાજાએ કોઈ ધર્મ્મ નામના રાજાને હરાવ્યો, રાજાધિરાજ પરમેશ્વરોને જિત્યા અને કર્ણાટકના લશ્કરને હરાવ્યું. (શ્લો. ૧૦–૧૧) તેનો દીકરો અવનિવર્મન્ ૧ લો (શ્લો. ૧૨) અને તેનો દીકરો બલવર્મન હતો, જેણે વલભી સંવત ૫૭૪ નું દાન આપેલ છે. બલવર્માએ કોઈ વિશઠને હરાવ્યો અને તેની પાસેથી બે મોટા ઢોલ (?) પડાવી લીધા તેમજ જજ્જપ અને બીજા રાજાઓને મારીને હુણ વંશમાંથી પૃથ્વીને બચાવી (શ્લો. ૧૬–૧૭). તેનો દીકરો અવનિવર્મન્ બીજો હતો, જેનું બીજું નામ યોગ હતું (શ્લો. ૧૮). તેણે યક્ષદાસ[2] અને બીજા રાજાઓ ઉપર હુમલો કરી હરાવ્યા અને (શ્લો. ૧૯–૨૦) ધરણીવરાહને નસાડયો (શ્લો. ૨૧). પં. ૪૫ અને આગળ લખેલ છે કે પરમભટ્ટારક મહારાજાધિરાજ પરમેશ્વર ભોજદેવનાં ચરણનું ધ્યાન કરનાર પ. મ. પ મહેન્દ્રપાલદેવનો ખંડિયો રાજા મહાસામન્ત યોગ (અવનિવર્મન્ બીજો) પોતાના અધિકારી વિગેરેને તેમ જ ભવિષ્યના રાજાઓને જાહેર કરે છે કે શ્રીમાન્ ધીઇક[3]ની સંમતિથી પોતે અમ્બુલક[4] (અમ્બુલક) ગામ જે સુરાષ્ટ્ર મંડલમાં નક્ષિસપુર ચોરાશીમાં આવેલું હતું તે જયપુરની પડોશમાં કણવીરિકા નદીની પાસે આવેલા તરૂણાદિત્યના (દેવળને) દાનમાં આપેલું છે. ગામની સીમા નીચે મુજબ છે. પૂર્વમાં વિયરક ગામ દક્ષિણમાં જયપુર[5] ગામ પશ્ચિમમાં સૈન્ધવક અને કોરિણ્ઠક ગામો અને ઉત્તરે વવુલિક ગામ હતાં. શાપસૂચક શ્લોકો વિગેરે આપ્યા બાદ પં. ૬૮ માં છેવટે સાલ વિ. સં. ૯૫૬ માઘ સુદિ ૬ આપેલી છે.

આ ચાલુક્ય રાજાઓનાં નામ બીજે કયાંઇથી મળતાં નથી. બિલહરીના મોટા લેખમાં[6] ચાલુક્ય અવનિવર્માનું નામ છે અને તેની દીકરી નોહલા કલચુરી ચેદી રાજા યુવરાજ ૧ લાને

---

૧ એ. ઈ. વો. ૯ પા. ૨ પ્રો. એફ. કીલ્હોર્ન

૨ શ્લો. ૧૯ માં આપેલ છે કે યક્ષત્રાસને હરાવી તેની પાસેથી સાગરક્ષોભ નામની તૂરી પડાવી લીધી. યક્ષદાસ મદ્રદેશ ઉપર રાજ કરતો હશે એમ મેં માનેલ પણ કોતરનારે ય ને બદલે મ ઘણે ઠેકાણે કોતરેલ છે, તેથી મુધભૂમિ ને મદ્ર ભૂમિ નહીં પણ યુધભૂમિ સુધારવું જોઈએ ૩ એમ લાગે છે કે આ ધીઈક મહેન્દ્રપાલનો અન્તપાલ (સરહદનો રક્ષક) હોવો જોઇએ અને અવનિવર્મા તેના તાબામાં હોવો જોઈએ. ૪ આ ગામ બલવર્મના દાનપત્રમાં પણ લખેલું છે. ૫ બલવર્માના દાનપત્રમાં આ ગામ દાનમાં આપેલું છે ૬ એ. ઈ. વો. ૧ પા. ૨૬૬

લગ્નમાં આપેલ હતી. આ અવનિમાં[1] કદાચ આ દાનપત્રનો અવનિવર્મા હોય પણ તેના બાપ તથા દાદાનું નામ સધન્વ અને સિંહવર્મન હતાં જ્યારે આ અવનિવર્માના બાપ દાદાનાં નામ બલવર્મા અને અવનિવર્મા હતાં.

બલવર્માની સાલ તેના તામ્રપત્ર ઉપરથી ઈ. સ. ૮૯૩ મળે છે. તેથી અટકળ થઈ શકે કે તેનો દાદો વાહુકધવલ ૯ મી સદીની મધ્યમાં હોવો જોઇએ અને તે કનોજના મહેન્દ્રપાલના પૂર્વજ ભોજદેવનો ખંડિયો હતો. ભોજદેવની સાલ ૮૪૩ થી ૮૮૧ ઈ. સ. મળેલ છે. દક્ષિણના લેખના લીસ્ટમાં નં. ૭૭ માં આ ભોજદેવને ગુજરાત રાષ્ટ્રકૂટ ધ્રુવરાજ બીજાએ હરાવ્યો હતો, એમ લખેલ છે. કર્ણાટના લશ્કરને હરાવ્યાનું જે આમાં લખેલ છે તે આ ઉપરથી રાષ્ટ્રકૂટનું લશ્કર હશે એમ પુરવાર થાય છે. આમાંનો ધર્મ્મ તે પાલ રાજા ધર્મપાલ હોવો જોઇએ કારણકે તે કનોજના રાજા સાથે લડવાનું જાણવામાં છે.

બલવર્માએ કોઈ વિષઢને હરાવ્યાનું તેમ જ જજ્જપને મારી હુણ વંશમાંથી પૃથ્વીને બચાવી એમ લખેલ છે. વિષઢ કોણ હતો તે કહી શકાતું નથી. હુણ રાજાઓ સાથેની લડાઈ ઘણા લેખોમાં વર્ણવાઈ છે[2] અને હુણની રાજપુત્રી આવલ્લદેવીને કલચુરી કર્ણ ૧૧ મી સદીમાં પરણ્યો હતો. પણ આ જજ્જપનું નામ હુણ રાજા તરીકે પહેલું જ મળે છે અને તેને ૯ મી સદીના છેલા ભાગમાં મુકી શકાય.

અવનિવર્મા બીજાના શત્રુઓ યક્ષદાસ અને ધરણીવરાહ છે. આમાંનો પ્રથમ આપણને જાણીતો છે જ્યારે બીજો કાઠિયાવાડમાંના વર્ધમાન( વઢવાણ )માંથી આપેલા દાનનાં હડાળાનાં તામ્રપત્રોમાંનો ચાપ વંશી મહાસામન્તાધિપતિ ધરણીવરાહ હોવો જોઇએ. તેને રાજાધિરાજ મહીપાલદેવનો ખંડિયો લખેલ છે અને આ મહીપાલદેવ કોણ તે સહેલાઈથી જાણી શકાય તેમ છે.

નક્ષિસપુર બીજાં ગામડાંઓ તથા કણવીરિકા નદી ઓળખી શકાયાં નથી. પણ એટલું તે ચોક્કસ કે આ નક્ષિસપુર ચોરાશી સૌરાષ્ટ્ર મંડલમાં હતું. સૌરાષ્ટ કાઠિયાવાડની દક્ષિણમાં છે. અને બલવર્મા તથા અવનિવર્મા બન્ને કનોજના મહેન્દ્રાયુધદેવ અથવા મહેન્દ્રપાલદેવના ખંડિયા હતા, તેથી ઇ. સ. ની ૯ મી સદીના અંત સુધી કનોજનું રાજ્ય દક્ષિણ કાઠિયાવાડ સુધી વિસ્તાર પામેલું હતું, એમ કહી શકાય. વળી હડાળાનાં તામ્રપત્રોમાંનો રાજાધિરાજ મહીપાલદેવ તે કનોજ મહેન્દ્રપાલદેવની પછી ગાદીએ આવેલો જ હોવો જોઇએ, એમ પણ પુરવાર થઈ શકે છે. તે મહીપાલદેવ જુનાગઢનો ચૂડાસમો રાજા હોઈ શકે નહીં.

બલવર્માનાં તામ્રપત્રોમાં મહેન્દ્રપાલને મહેન્દ્રાયુધ લખેલો છે. આ નામ ઉપરથી ઇન્દ્રાયુધ અને ચક્રાયુધ નામો યાદ આવે છે. ઇન્દ્રાયુધ હરિવંશપુરાણના આધારે ઉત્તરમાં શક સં. ૭૦૫=૭૮૩–૮૪ ઇ. સમાં રાજ કરતો હતો. બીજા ચક્રાયુધને ઇન્દ્રરાજને હરાવીને પાલ ધર્મપાલે કનોજનું રાજ્ય આપ્યું હતું. તેને કનોજના ભોજદેવના દાદા નાગભટ્ટે હરાવ્યો હતો.

બલવર્માનાં તામ્રપત્રમાં વલભી સંવત લખેલ છે જ્યારે આમાં વિક્રમ સંવત લખેલ છે. મોરબીના સં. ૫૮૫ ના તામ્રપત્રમાં ગુપ્ત સંવત એમ લખેલ છે જ્યારે વેરાવળના ભાવ બૃહસ્પતિના દેવળના લેખમાં વલભી સંવત ૮૫૦ આપેલ છે પણ આ બલવર્માના લેખમાં વલભી સંવત સહુથી પહેલી વાર જોવામાં આવે છે. વલભી તામ્રપત્રોમાં માત્ર સંવત એટલા જ શબ્દો વપરાએલા છે. એ જરા નવાઈ જેવું છે કે કાઠિયાવાડમાં તે સમયે બધા જુદા જુદા સંવતો લેખોમાં વપરાતા હતા.

---

૧ કલચુરી યુવરાજ ૧ લાની દીકરી કુન્દકદેવીને રાષ્ટ્રકૂટ અમોઘવર્ષ ત્રીજો પરણ્યો હતો. તેની સાલ ૯૩૭ અને ૯૩૯ ઈ. સ.ની છે. ૨ પાલ દેવપાલે હુણની બડાઈ ભાંગી ( એ. ઈ. વો. ૨ પા. ૧૬૩ શ્લો. ૧૩ ) રાષ્ટ્રકૂટ કર્ણરાજ બીજાનાં ઇ. સ. ૯૭૨ ના તામ્રપત્રમાં લખેલ છે કે હુણ રાજા સાથે આ રાજા લડાઈ લડયો. ઈ. એ. વો. ૧૨ પા. ૨૬૫ પં. ૩૨ પરમાર ઉત્પલ (મુંજરાજે) હુણની છંદગી લીધી ઇ. એ. વો. ૧૬ પા. ૨૩ પં. ૪૧ તેના નાનાભાઈ સિંધુરાજે હુણરાજાઓને હરાવ્યા. એ. ઈ. વો. ૧ પા. ૨૩૫ શ્લો. ૧૬ ઇત્યાદિ.

## अक्षरान्तर[1]

### पहेलुं पतरुं

१ ओं[2] [ ॥ ] जयश्चाभ्य [ उ ]दयश्च ॥ जयति[3] जगतां प्रसूतीर्विश्वात्मा सहजभूषणं नभसः । द्रुतक-

२ नकसदृशदशशतमयूखमालार्चर्तैः[4] सविता ॥ [ १ ] अस्तीह[5] सारो व( ब )हिरंतरा च च्छिद्रैः परी-

३ तो न विपत्रशार्तैः[6] । मेघः परैर्नैव महीपतीनां वा ( चा ) लुक्य नामापरतुंग[ वं ] शः । [ २ ] व [ व ][7]ह्व-

४ तुति ( स्त ) [ त्र ] महा महीपती मह [ हा ] मती कल्लम [ ह ]ल संज्ञितौ । ययोः सिता कीर्तिरुपागमद्गु-

५ णैः परां प्रसिद्धिः ( - ) सतत ( - ) सुनिर्मलैः ॥ [ ३ ] सौभ्रात्रं[8] च ययोराशी ( सी ) दन्योन्यमविभित ( न्न )-

६ यो [ : ] ॥ कलत्वप्पपमांयातं[9] रामलक्ष्मणाय ( ओ रिव ॥ [ ४ ] मध्ये[10] नृपाणां सुविभूयि ( षि ) तानां

७ रराज कल्लःकुलकी( र् )त्ति[11] युक्त ]: । का[ - ]त्या महत्या स्थिरया श्रिया व ( च ) कल्पद्रुमाणामि-

८ व पारिजात [ : ] ॥ [ ५ ] राज्ये[ - ] म [ त्र ][12] महीपतौ गुणगणालंकार-भूते सति क्षीणा[ रा ]ति प-

९ राक्रमान्[ व् ] इततनौ निर्भातिकं[13] शासति लोकानामभवन्मनो रतियुत[-]धर्म्मप्र-

१० [ घ ] आन[ - ] सदा तुष्टिर[ व्व ( ब्ब ) न्धु ] जनस्य गौण्यजनिता दानश्च सत्यचिप[14]( ? ) [ ६ ] तैस्मान्महीश् ( आ ( द्वि-

११ ततोक वीर्त्तिः[15] लक्ष्मीनिधानं शरणं गुणानां ॥ शौर्यस्य भूमिव्वसतिर्म्मतीनां

---

૧ મી. ગૌરીશંકર હીરાચંદ ઓઝા એ આપેલા ફોટોગ્રાફ ઉપરથી. ૨ ચિહ્ન રુપે છે ૩ છન્દ આર્યા ૪ વાંચો मालार्चितः ૫ છંદ ઇંદ્રવજ્રા ૬ વાંચો विपत्रशाखः એટલેકે वि-पत्र-शाखः ( પાંદડાં અને શાખા વિનાનો ) અને विपत्रशाखः ( જેની શાખો વિપત્તિમાંથી બચાવે છે. ) વાંસને પાંદડાં ને શાખા હોય છે, પણ ચાલુક્ય વંશ ( સાદા ) વંશથી જૂદી જાતનો છે એટલેકે પાંદડાં અને શાખા વિનાનો છે. બીજા અર્થમાં તેની શાખા વિપત્તિમાંથી બચાવે છે. તેવી રીતે બીજાં વિશેષણો પણ એ જાતના વંશો વચ્ચેના તફાવત સુચવે છે. છેલ્લા પાદનો અપર અપૂર્વના અર્થમાં છે. ( જુઓ એ. ઇ. વો. ૩ પા. ૨૯૮ પં. ૮ ) અપર તેજ અર્થમાં ઇ. એ. વો. ૧૨ પા. ૧૯૩ પં. ૧૦ માં વપરાયો છે. ૭ છંદ વંશસ્થ ૮ છન્દ શ્લોક અનુષ્ટુભ ૯ વાંચો कुल धर्म्मसमायातं ૧૦ છન્દ ઉપજાતિ ૧૧ છન્દ શાર્દૂલવિક્રીડિત ૧૨ વાંચો मत्र ૧૩ વાંચો કદાચ निर्भीतिकं ૧૪ વાંચો सम्पत्तिजं ૧૫ છન્દ ઇંદ્રવજ્રા ૧૬ વાંચો क्षितोदकीर्त्तिर्

१२ राजेर्यमार्मे तनया( यो ) व( ब )भूव ॥ [ ७ ] वैरगत्त्यरंग गातुगमत्तमातंग-
दुग्गमान् । यच्च-

१३ ण्डदण्डतस्त्रस्ताः शत्रवो शिश्रियन्वन ॥ [ ८ ] अजनि ततोपि श्रीमां[ न्बा ]
हुकधवलो

१४ महाबु ( नु ) भावो यः । घ[ र ]म्ममवन्नापि नित्यं रणोत्यमो ? नीनसद्धर्मं ।॥
[ ९ ] राजाधिरा-

१५ जपरमेश्वरं भूमिना[ थ् ]आन्यस्तानपि स्वभुजवीर्यवशाद्विजिग[ य् ] ए ।

१६ निस्त्रंशनिश्रयविल्[ नी ]रिपूत्तिमागैरव्जैरिवे .... .... क्षितितलम्

पतरुं बीजुं पहेली बाजु

१७ समरे पुविन्य ॥ [ १० ] कुन्त [ था ? ] शासि [ ह ] सिप्र [ च ] उर
नरकरिभाजा( ज्य ) वशगतुरंगं

१८ कर्णाटं शै( सै ) न्यमाजो( जौ ) भयरहितमना भूरिशो भु( नु ) प्रविश्य ।
एकाकी खड्ग

१९ यष्ट्या द्रुतमतिसितयो योरिमूद्धिप्रवाह[ ँ ] वाहारुढोवगाढं कमल-

२० वनमिव श्रत्यखेदे हलांव ॥ [ ११ ] तस्मादेजायत सुतोऽवनिवर्म्मनाम शौर्यप्रता-

२१ पविनयादि गुणैतपेतैः सन्नाहवद्ध( द्ध )शमिमावता धरित्रीमन्वर्थतान्निजम

२२ नीयत येन नाम । ( ॥ ) [ १२ ] अवनीवर्म्म[ र्म्म ]णि य[ त्र ] सुकर्म्मणि
व्यथित शात्रवमर्म्मणि वर्म्मणि ( ? ) [ । ]

२३ युवतिनिर्मितनर्म्मणि भूपतो( तौ ) न जनतामिरश[ र् ]म्माणिश[ ं ]
कितं ॥ [ १३ ] तस्यै सुनुरजनिह

२४ सुकर्मा मित्रव( ब )न्ध [ ड ] जनंतहिरशैं[ र् ]म्मा । कीर्तितो विदितशा-
त्रवमर्मायो जनैरभि-

२५ धया व( ब )लवर्म्मा ॥ [ १४ ] सततमविलथोक्तिः स्नानजाप्यादिशा ( शी )-
लः प्रणयिशतसहस्रा-

२६ धीन विस्तीर्णसंपत् । त्रिजसुरे विहिताशो यः सदारम्य वा( चा )रुयात्रि
( त्रि )नयन चरणा-

---

१ આ અશુદ્ધ પાઠમાંથી રાજાનું નામ આપી શકાતું નથી. છન્દમાં તો राजेन्द्र નામ બંધબેસતું આવે, પણ તે અટકળ માટે ખાતરી આપી શકાતી નથી. ૨ છન્દ અનુષ્ટુભ્ શ્લોક નીચે મુજબ વાંચો. वल्गत्तुंगमातुंगमत्तमातंगदुर्गमात् । यच्चण्डदण्डतस्त्रस्ताः शत्रवो शिश्रियन्वनं ॥ चण्डदण्ड માટે જુઓ એ. ઇ. વો. ૬ પા. ૧૦ શ્લો. ૨૦. ૩ છંદ આર્યા. ૪ આંહી પણ ખરું નામ કહી શકાતું નથી. વખતે ખરો પાઠ નીચે મુજબ હોય श्रीमान्बाहुकधवलो ૫ વાંચો रणोद्यतो नीनशद्धर्मं શ્લોકને છેડે નિઃશંક ધર્મ નામ છે. ૬ છંદ વસન્તતિલકા બીજું પાદ નીચે મુજબ વાંચો निर्त्रिंशनिर्दयविलूनरिपूत्तमांगैरब्जैरिवक्षितितलं समरे प्रविष्य ॥ ૭ છંદ સ્રગ્ધરા વાંચો कुन्तप्रासासिहस्त ૮ વાંચો मतिशितयायोरिमूर्द्ध. ૯ વાંચો सत्तखेदं ૧૦ છંદ વસંતતિલકા વાંચો तस्मादजायत ૧૧ વાંચો गुणैरुपेतः ૧૨ છન્દ દ્રુતવિલંબિત ૧૩ છંદ સ્વાગતા ૧૪ વાંચો बन्धुजनताहित ૧૫ છંદ શ્લોક ૧૫ થી ૧૮ માલિની. ૧૬ વાંચો द्विजगुरु. ...

२७ च्चोशीलवान्संप्रजातं [ : ] । (॥ ) [ १५ ] प्रथितकरितुरंगं शातनिस्त्रिंश-पाणिः[1] विपढमवश-

२८ मीशः साधु जित्वा समीके [ । ] स्थिरतरमुरुढका युग्ममाशु द्रढीयन्[2] श्रुतिसुख

२९ दमखिन्नो यो महीन्म( - )द्रनादं ॥ [ १६ ] चतुरतुरगदुर्गान्संयति ध्वस्तशत्रु [ : ] स्फुट-

३० मिह जगतीशान्[3] जज्जपादीन्निहत्य । प्रसभमभिमनस्को यो व्यधत्त [ क्ष् ] इतीशो

३१ भुवनमिदमहीनो हुणवंशेन हीनं ॥ [ १७ ] कुवलयदलनेत्रः सन्नतांशस्थलों[4]

३२ कः । प्रकटमव[ न् ] इवर्म्मा[ न् ] आम तस्य् [ आ ]त्मज् [ ओ ] भूत्[5] । पृथुलकटिरुदारः क्षामम-

३३ ध्यस्तथा यो विदित इह जगत्यां योगनाम्नापरेण ॥ [ १८ ] संग्रामे याक्षदास [ - ] व ( व ) ल-

पतरुं बीजुं बीजी बाजु

३४ म[ ख् ] इर्लमपि ध्वंसयित्वा प्रवीरो यः संजग्राह तूर्यं पटुतरनिनदं सागरक्षोभ-

३५ नाम । यस्यालंकारभूतां[7] जितरिपु जगृहः पत्त्रयोपि प्रतीताः शंस [ च्छ ] त्र ध्वर्जदी[8]

३६ नहमहमिकया सु( यु )द्धभूमिं प्रविश्य ॥ [ १९ ] कोदण्डध्वस्तधाराशरकरन-खरे वि[ क्र ]माव( व )द्ध

३७ चित्ते लीलाभिम( न्न् ) आन्यशे( से )ना समदगजघटातुंभतुंगस्थलीके[9] । यस्मिना[ क्र ]म्य भूमिं

३८ [ स्थि ]तवति हि निजां सिंघवद्यक्षदास[ क्षो ] णीपाचैस्कुरंगैरिव[10] रिपुनि-वहैः दूरतः सं-[11]

३९ प्रणेशे ॥ [ २० ] व्योम्नों यांतमधिकं मृगय्[ आ ] प्रियो यः सत्वौं[13] न मु-ञ्चति स किं धरणीवराहः [ । ] मत्ये[14]

४० ति [ वो ] - पुरुहर्यो सहशै ( सै ) व यस्य दूरान्ननांशे[15] मतिमां धरणीवराहः ॥ [ २१ ] खड्गखंडित घण्डार [ - ][17]

---

१ वांचो पाणिर् २ वांचो द्रढीयान् ३ वांचो जगतीशान् ४ वांचो सन्नतांसस्थलीकःप्र ५. १५ अने २० मा श्लोकनो छंद स्रग्धरा. ६ प्रथम पि भूलथी रही गएल तेथी पाछळथी मार्जीनमां उमेर्यो छे. ७ वांचो भूतान् ८ वांचो च्छत्रध्वजादी ९ वांचो तुंगकुंभस्थलीको यस्मिन्न् १० वांचो निजां सिंहवद् ११ वांचो आद्यैः कुरंगैरिवरिपुनिवहैर् १२ छंद वसंततिलका. श्लोकनो साधारण अर्थ एवो छे के धरणीवराह अवनिवर्मा सामेथी भागी गयो. पण बधी विगत माटे खात्रीपूर्वक कही शकातुं नथी. शरुआतना शब्दो व्योम्नापि यांतम् अथवा व्योम्ना प्रयांतम् होवा जोइए. १३ वांचो सत्त्वं १४ आंही सुधारी शकातुं नथी. १५ वांचो ननाश मतिमान् १६ छंद श्लोक अनुष्टुभ् १७ वांचो दण्डारं (हाथीना अर्थमां )

४१ रुण्डमुण्डैषमोंह्दितं । यत्राजिम[ आ ]जि जटि[ ति ]. ससपाणे[2] रणांगणं ॥ [ २२ ] नरपतिममुं मुक्ता

४२ काले कलौ सति स[ ं ]प्रति त्रिजगति परित्रातुं शक्तो न कश्चिदपीह मां । सु[ ज ]नानिव [ हो ]म-

४३ त्वेतीव न्नतिकमावि[ क ]र्मे शरणमनसं श्रीमंतं यं समाश्रयद् [ च्छ्र ] इव [ ं ] ॥ [ २३ ]तेन प्रेव( च )ण्डयरुद [ श्र ]-

४४ चत्रा [ ं ] वि [ भूतिं ] [ पञ्चस्य ? ] इतांबु( बु )कणिकात[ र ]लतनासु [ न् ][5] । विय [ उ ]द्विलासव ( च ) पलाश्च विचि [ ं ] त्य ल-

४५ क्ष्मीं मावत्यंव स्फुटमयं क्षितिदानध[ र् ]म्मः ॥ [२४] स च महासामन्त-श्रीयोग एवमु[क ] वान् पथ्यै

४६ र्सप्रानेवाभिसंवध्यकां स्वानन्यांश्[च] गामिमावि भूपालंश्च समनुवो(बो) धयत्यस्तु

४७ वः संविदितं यथास्मामिः प्रतापप्रणतसमस्तसामन्तशो( मौ )लिमालार्चितचरणयु-

४८ गलस्य शशधरकरणिकरामलयश[:] प्रवाहप्रवलितधरावलयस्य समीहिताम्य-

४९ धिकप्रदानानन्दितवंदिवृन्दोपगीयमानसमस्तगुणगणस्य परम भट्टार-

५० कमह[ा] राजाधिराजपरमि( मे )श्वर श्री भोजदि( दे )व पादानुध्यातपरम-

५१ भट्टारकमहार [ा] जाधिराज परमेश्वर श्री महेन्द्रपालदेवप्रसो

पतरुं बीजुं

५२ पादप्रसादावाप्तं तन्ति( न्नि ) युक्तं[ चंद्र]पौल श्रीधीइकप्रतिव( ब )द्धैस्त

५३ दनुमत्या च चौ( सौ )राष्ट्रमण्डलान्तः पाति नक्षिसपुरचतुरा( र ) शीति प्रति-

५४ व(ब)द्धं अम्बुलकाभिधानग्रामः सवृक्षमालाकुलः स सीमापर्यन्[ त ] अः

५५ समोगमागः सहिरण्यादानः सदण्डदशापराधः सामजमानवेष्टिकैः

५६ सकलराजकीयानामहस्तप्रक्षेपणीम( य ) आचन्द्रार्क्ष( र्क )आर्ण्णवक्षितिस रित्पर( व्व् )अतसम

५७ कौलिनः इहैव जयपुरग्रामाम्यासे कणवीरिका सरिदुपकण्ठे निविपू( द् ) अ त[ रु ] णा-

---

૧ વાંચો मुण्डैष ૨ વાંચો छत्रपाणौ ૩ છંદ हरिणी ૪ વાંચો त्रिविक्रमविक्रमे ૫ છંદ વસન્તતિલકા. ૬ વાંચો वलांस्त्वयामून् ૭ વાંચો यथा पथ्यु एवमुक्तवान् यथा એ શબ્દો અસ્થાને છે. ૮ વાંચો सर्वानेवाभिसंबध्य-मानकान् स्वानन्यांश्चागामिमावि ૯ આ બે અક્ષરો પ્રથા અસ્થાને છે ખરી રીતે महेन्द्रपालदेवस्य હોવું જોઇએ. પરંતુ प्रताप प्रणत થી શરૂ થતો ફકરો મહેન્દ્રપાલ દેવની સાથે સંબંધ ધરાવતો આખો સમાસ હોય એમ લાગે છે. ૧૦ અહીં કાંઈ શબ્દો પડયા લાગે છે. પોતાને મહેન્દ્રપાલ તરફથી શું મળ્યું તે સમજી શકાતું નથી. ૧૧ કાઉંસમાંના બંને અક્ષરો શંકાવાળા છે. કદાચ तत्काल લખવાનો ઇરાદો હોય એમ સંભવે છે. ૧૨ વાંચો द आम्बुलक ૧૩ વાંચો सौत्पद्यमानविष्टिकः અથવા वेष्टिकः ને બદલે જોવામાં આવે છે. ૧૪ વાંચો कालीनः

५८ दित्यदेवाय खण्डस्फुटितशुक(धा) दुग्धक(र्)चक स्नपनविलेपन पुष्पधूपदीप त[ऐ]लने (नै)वे-

५९ द्य दारिकावुपक्लये म[आ]तापित्रोरात्मनश्चैहिकामुष्मिकपुण्ययश[ओ] भिवृद्धये भूमिच्छिद्र-

६० न्याय्[ए]न प्रवि(ति)पादितस्तदयं स्वध(र्) म्मदाय निर्वि(र्वि)-शेष(ष): पालय(यि)तव्योऽनुम(म)न्तव्यश्च ॥ यश्य(स्य) चा-

६१ घाटनानि पूर(र्व)तो वियरकग्रामसीमा । दक्षिणतो जयपुरग्रामसीमा(मा) ॥ अपरतः से-

६२ ण्डुवक कोरिण्ढक ग्राम सीमे । उत्तरतः ववुलिक ग्रामसीमा । तदे[न]-चतुराघाटनो(न) परि-

६३ क्षिप्तग्रामं भुंजतो भोजयतः क्ष(कृ)षतः कर्ष[य]तः प्रतिदिशते (तो) रा(वा)न कैश्च [ना]ल्पापि परिपं-

६४ थना व्याशे वा कार्य[1] । यतः सामन्य सनपलमवित्यास्मित्स्मीत्या पालनीया इत(ति) तथा द्(चु)क्तो-

६५ क्तं व्याशे(से)न वै(व)हुभिर्व्वसुधा मुक्ता राजनि (भि)ःश(स) गरादि भिः । य[3] यन्या यदा भूमिशुश्च तस्य त-

६६ रा फलं ॥[4] [यु]आनीह दहा(न)पुरा नरेन्द्रैर्द्दानाँनि म्मार्थ्यशस्कराणि । निर्म्मल्यवान्प्रति

६७ मानि तानि को नाम शा(सा)धुः पुनराददीत ॥

६८ संवत् ९५६ माघ शुदि ६ ॥

---

१ वांचो न्यासेधो २ वांचो सामान्यं दानफलमवेत्य ३ छंद श्लोक अनुष्टुभ् ४ वांचो यस्य यस्य यदा भूमिस्तस्य तस्य तदा फलं ५ छंद इन्द्रवज्रा ६ वांचो दत्तानि ७ वांचो नि धर्म्मार्थ यशस्कराणि । निर्माल्यवान्ति

નં० २३९

# વઢવાણના ધરણીવરાહનું દાનપત્ર[1]

## શક સં. ૮૩૬ પોષ સુદિ ૪

આ દાનપત્રની પ્રતિકૃતિ ડો. બર્ગેસે મને આપી હતી. આ દાનપત્ર ધોળકા ધંધુકાના જુના માર્ગે આવેલા હડાલા ગામ પાસેના કેટલાક કોળીઓએ શોધી કાઢેલું હતું. આનું કાગળનું રબિંગ કર્નલ વોટસને મને કૃપા કરી આપ્યું હતું. મને લાગે છે કર્નલ વોટસનને અસલ પતરાં મળ્યાં હતાં. દાનપત્રના બીજા અર્ધ ભાગની સીસા ઉપરની છાપ મેં છ વર્ષ અગાઉ હડાલાના એક સોની પાસેથી મેળવી હતી.

આ દાનપત્ર બે અર્ધ ઉપસેલાં પતરાં ઉપર લખેલું છે જેનું માપ ઉંચાઇમાં ૧૨" છે વળીએ ૧૧" પહોળાં છે. કડીઓ માટેનાં કાણાં જોવામાં આવતાં નથી. લેખ ઘણી જ સારી દશામાં સાચવવામાં આવ્યો છે. કૃતિ પણ ઘણી જ સંભાળપૂર્વક અને ઉત્તમ છે.

આ લેખની લિપિ કાયસ્થ નાગરી છે, જે આપણને દન્તિદુર્ગ અને ભરૂચના ધ્રુવ ૩ ત્રીજાના રાઠોડ લેખમાં અને જાઇકનાં ધિનિકિ પતરાં ઉપર માલુમ પડે છે. માત્ર થોડા જ અક્ષરોમાં ભેદ છે.

હડાલા શાસનનો ઐતિહાસિક ભાગ શિવના ધનુષ્યમાંથી ઉત્પન્ન થએલો ચાપ નાગનો વર્ધમાનના ખંડણીઆ રાજાઓના અત્યાર સુધી અજ્ઞાત એક વંશની હૈયાતી પ્રકટ કરે છે. મૂળ પુરૂષ ચાપને બાદ કરીને વંશાવળી નીચે પ્રમાણે છેઃ—

૧ વિક્રમાર્ક
|
૨ અદ્દક
|
૩ પુલકેસિ
|
૪ ધ્રુવભટ — ૫ ધરણીવરાહ

ધરણીવરાહનું દાનપત્ર શક સંવત ૮૩૬ અગર ઇ. સ. ૯૧૭-૧૮ નું હોવાથી અને હિન્દી પેઢીનો સમય આશરે ૨૬ વર્ષનો હોવાથી, વિક્રમાર્કને આપણે આશરે ઇ. સ. ૮૦૦. માં મૂકી શકીએ.

ધરણીવરાહ વર્ધમાનમાં રહેતો હતો, જે હાલનું વઢવાણ શહેર છે. આની સાબિતી ૧૨ મી તેરમી સદીના જૈન અને હાલના બ્રાહ્મણ ગ્રંથકારોનાં લખાણો પરથી થાય છે. જેમાં વઢવાણને વર્ધમાન અથવા વર્ધમાનપુર નામ આપવામાં આવ્યું છે. અદ્દાણુ એ હાલનું હડાલા છે; જ્યાંથી આ પતરાંની ઉપલબ્ધિ છે.

આ દાનપત્રનો આશય શિવદેવાચાર્યના પુત્ર મહેશ્વરાચાર્યને તેની વિદ્યાના સન્માનાર્થે એક વિંઝળ નામનું ગામ દાનમાં આપવાનો છે. આ મહેશ્વરાચાર્ય આમર્દકસન્તાનનો હતો. આમર્દક કાળ ભૈરવનું નામ છે. તેથી એમ સાબિત થાય છે કે આ આચાર્ય શિવ પંથનો હતો. ગુજરાતમાં જો કે શૈવમત પ્રધાન ન હતો, તોપણ અગાઉ તે મુલકમાં શૈવમત પ્રવર્તતો હતો. મધ્ય ગુજરાતમાં નકુલીશોના મઠોનાં ખંડેર ઘણી જગ્યાએ માલુમ પડે છે. વળી, અણહિલવાડના જુના સોલંકી રાજાઓ શૈવપંથી હતા અને આ શૈવપંથ પાછળથી ઘણી વૈષ્ણવ રીતેથી પૂરાઈ ગયો હતો.

---

[1] ઈ. એ. વો. ૧૨ પા. ૧૯૦. જી. બ્યુહ્લર
લેખ ૩૧

## अक्षरान्तर

१ ओं पुण्यं व्योमसरिज्जलेन वहता चंद्रांशुभिः
२ शीतलं सत्पुष्पं कनकारविंन्दनिचयो निर्व्वाणसंपत्फ
३ लं व्यालालीविपकन्दलीमृगपतिप्रांतं न संतापदं श्री-
४ धन्धेश्वरमूर्ध्नि सुखदं वस्ताज्जटाकाननं ॥ [ १ ॥ ] ध्यानात्पूर्व्वमुवाच
५ सप्रातिखं शंभुं प्रणम्यावनी ध्यानाध्यासितलोचने त्वयि विभो पीडा-
६ महं नासुरीं । शक्ता सोढुमिलार्त्थमुद्गतवपू रक्षाक्षमः शक्तिमान्
७ स्वाच्चापात्परमेश्वरेण विहितश्चापाभिधानो नृपः॥ [२ ॥] अपि च ॥ नीरन्ध्रो गत-
८ कंटको ऽक्षततनुः सच्छायमूर्त्तिः सदा सत्पत्रोपि विपत्रतामनुगतः सेव्यो
९ स्त्यगम्यो द्विषां । शश्वत्सौख्यफलप्रदोपि सुतरां वृद्धेर्व्विधातात्मनो भूभृन्मूर्ध्नि
१० कृतास्पदोपि नतिमान् श्रीचापवंशोपरः ॥ [ ३ ॥ ] तस्मिन्नुष्णरुचेर्व्वभूव सदृशः श्री-
११ विक्रमार्को नृपः संपन्नाखिलशक्तिषड्गुणयुतो राजा ततो प्यड्डुकः । तस्माच्छ्रीपुल
१२ केसिभूभृदजनि क्ष्मापालचूडामणिः संजातः पृथिवीपतिर्ध्रुवभटो धर्म्मस्य मूर्त्ति-
१३ स्ततः ॥ [ ४ ॥ ] तस्यानुजः सकलभूपनतांघ्रिपद्मः पद्मावपुण्यभिरतो धर-णीवराहः ।
१४ जातोखिलप्रणयिकल्पतरुर्म्महात्मा लीलावतीमुखसरोरुहराजहंसः ॥ [ ५ ॥ ] किं
१५ शौर्यं प्रभुता पुराभिहणनं गम्भीरता सत्यता प्रोत्साहः क्रिमुतोच्यतामसदृशो यस्य
१६ प्रतापो महान् । औदार्यं कुलजावतीपतिसुतेष्वत्यादरः कोप्यसौ येनैवं मुहुरेति मो-
१७ हममला कष्टं कवीनां मतिः ॥ [ ६ ॥ ] यस्त्यागशौर्यसौभाग्यगर्व्वितः कर्ण्ण-पार्त्थकुसु-
१८ मशरान् । ह्रेपयतीवाधिकतरैर्निजचरितैर्ल्लीलयैव नृपः ॥ [ ७ ॥ ] ० ॥ नश्वं च प्रासा
१९ चलश्रीरपि सहजविवेकादेवमभावयत् । चत्वरनिहितानिलाहतदीपशिखा-
२० समानमायुरारोग्यादिकं ॥ यत्परस्य तादृग्बलसमन्विता अप्यस्मदादिपूर्व्ववंशजा
२१ तथाविधाविधिविलसितविशेषात् । कीर्त्तियशोनाममात्रावशेषीभूताः सम्भ
२२ वन् । तद्वरं धर्म्मविषयमेव मनो विहितं । दानशीलतपो भावनात्मके च धर्म्मे
२३ प्रायो राज्यावस्थितनृपाणां । दानभावने एव प्रवर्त्तिते । तद्वसुन्धरादिदानं स्वर्ग

पं. १६ वांचो कुलजावती   पं. २१ वांचो ०स्तथा

पतरुं बीजुं

१ सोपानमांकलय्यामितगुणभाजानेन व-

२ र्द्धमानावस्थितेन समधिगताशेषमहाशब्दम-

३ हासामंताधिपतिश्रीधरणीवराहेण स्वपितामहना-

४ माङ्कितमड्डाणकदेशमन्यं च भूयान्सं । राजाधिराजपरमे-

५ श्वरश्रीमहीपालदेवपादप्रसादतः समनुशासता सता

६ यथा दानं प्रवर्धितं । तथासौ सर्व्वान् स्वसम्बध्यमानभाविभूपानन् न्यां-

७ श्च राष्ट्रपतिग्रामपतिभोगिकमहत्तरकुटुंबिकपांचकुलिकदण्डपा-

८ सिकमध्यगप्रभृतीन्समनुबोधयत्यस्तु वः संविदितं । यथा मया माता-

९ पित्रोरात्मनश्च पुण्ययशोभिवृद्धये तथैवामुष्मिकफलावाप्त्यर्थं श्रीमद्रामर्दकसन्तानीयश्रीशिवदेवाचार्यसुत श्रीमहेश्वराचार्याय । विधाधनं

१० कन्थिकास्थलीसंवध्यमानः विकलाभिधानग्रामः ससीमापर्यन्तः सदाणीभोग-

११ भागः सदण्डदशापराधः सवृक्षमालाकुलः सकलराजकीयानामहस्तप्रक्षे-

१२ पणीयः अपरिपन्थनीयश्च प्राप्तोदगयनमहापर्व्वणि परमभक्त्या मया उद-

१३ कातिसर्गेण प्रतिपादितः । यस्य चाघाटनानि पूर्व्वतः उत्तरकक्काभिधानग्रामः

१४ दक्षिणतः खिक्खिरिआणकाभिधानग्रामः । अपरतः कुरलाभिधानग्रामः । उत्त-

१५ रतः शणाइचाणकाभिधानग्रामः । एवं चतुराघाटनोपलक्षितोयं विकलाभिधानग्रामः सो-

१६ येनाचंद्रार्क्कार्णवक्षितिसरित्पर्व्वतकालीनः श्रीमहेश्वराचार्यस्य पुत्रपौत्रान्वयन्याये-

१७ न भुंजतो भोजयतो वा न केनचिव्यासेधनीयः॥०॥ यत उक्तमेव भगवता वेदव्या-

१८ सेन व्यासेन ॥ बहुभिर्व्वसुधा भुक्ता राजभिः सगरादिभिः । यस्य यस्य यदा भूमिस्तस्य तस्य तदा

१९ फलं ॥ षष्टिं वर्षसहस्राणि स्वर्गे तिष्ठति भूमिदः । आच्छेत्ता चानुमंता च तान्येव नरके वसेत ॥

२० यानीह दत्तानी पुरा नरेन्द्रैर्द्दानानि मर्मार्त्थयशस्कराणि ॥ निर्म्माल्यवान्तप्रतिमानि तानि को ना-

२१ म साधुः पुनराददीतेति ॥ शक संवत् । ३ ८ ५३९ पौष सुदि ४ उत्तरायणे ॥ यथा चैतदेवं त

२२ था ग्रामं दाता स्वहस्तमारोपयति । स्वहस्तोयं श्रीधरणीवराहस्य

२३ लिखितं चैतद्राजादेशाव् सांधिविग्रहिकमहिंदकेन

२४ पार्त्थिलप्रुतेनेति ॥

---

पं. ४ वांचो नृपांसं. पं. ५ वांचो भूपानन्यां. पं. १० वांचो स्वसीमा.° पं. १५ वांचो °वेष्टिकः; °वर्ज्जेः पं. २० वांचो धर्म्मार्त्थे°. पं. २८ बीजे·अक्षर चोक्कस कही शकाता नथी.

ભાષાન્તર

ॐ !

(૧) શ્રી ધન્યેશ્વરના શિરપરની જટાનું વન, જે વ્યોમસરિતાના વહેતા જળથી પવિત્ર બન્યું છે, ઇન્દુકિરણથી શીતલ થયું છે, જે મોક્ષના સુખ રૂપે સુવર્ણનાં કમળ અને ફળ જેવાં ઉત્તમ કુસુમ ધારે છે, જે સર્પોની શ્રેણી, કંઠના કન્દલી વિષ અને વ્યાઘ્રચર્મ પર્યંત છે છતાં દુઃખદાયી નથી તે તમને સુખ અર્પો.

(૨) તે ઉંડા ધ્યાનમાં મગ્ન થયો તે પહેલાં શંભુને પૃથ્વીએ નમન કરીને ગર્જિત અવાજે કહ્યું:—"જ્યારે તમારાં લોચનમાં ધ્યાન વર્તે છે ત્યારે હે પ્રભુ ! અસુરોથી ઉદ્ભવેલી વિપત્તિ સહેવા હું અશક્તિમાન છું." પછી પૃથ્વીના અર્થે તેના ચાપમાંથી વિપુલ અને કદાવર હોવાથી તેનું રક્ષણ કરવા સમર્થ ચાપ નામનો પ્રતાપી નૃપ તે પરમેશ્વરે સર્જ્યો.

વળી:—

(૩) દોષરહિત અને પક્ષમાં કંટક વિનાના અક્ષત તનુવાળો, અતિ ઉજ્જવળ ઉત્તમ અરિ ધારતાં છતાં નિત્ય સત્પત્ર, વિપત્તિમાંથી રક્ષણ કરી અન્યને સદા સુખનું ફળ આપે છે, છતાં તેની ઉન્નતિમાં વૃદ્ધિ આપે છે, જે અન્ય નૃપોના શિર પર સ્થાન પસંદ કરે છે છતાં દેવો અને ગુરૂઓ પાસે નમ્ર છે તેથી વિપત્રની સ્થિતિ પ્રાપ્ત કરનાર, સર્વથી ઉત્તમ ચાપવંશ સેવા કરવા યોગ્ય છે અને તેના શત્રુઓથી અજિત છે.

(૪) તે વંશમાં સૂર્ય સમાન, રાજ્યશ્રી અને નૃપના છ ગુણસંપન્ન શ્રી વિક્રમાર્ક નૃપ જન્મ્યો હતો. તેનાથી અડ્ડક નૃપ અવતર્યો તેનાથી ભૂમિપાલોમાં મણિ શ્રીપુલકેસિ નૃપ જન્મ્યો તેમાંથી ન્યાયની મૂર્તિ ધ્રુવભટ નૃપ અવતર્યો.

(૫) તેનો અનુજ, જેનાં ચરણકમળને સર્વ નૃપો નમન કરે છે, જે રાજ્યશ્રીને ભેટી સુખ પ્રાપ્ત કરે છે, જે સર્વ મિત્રોને કલ્પતરૂ સમાન છે, જે મહાત્મા છે અને (તેના અન્તઃપુરમાં) સુંદરીઓનાં મુખકમળમાં રાજહંસ છે તે ધરણીવરાહ હતો.

(૬) તેનાં શૌર્ય, પ્રભુતા, નગરોનો નાશ, ગાંભીર્ય, સત્યતા, મહાન ઉત્સાહ, કે અતુલ મહિમાનું વર્ણન શા માટે કરવું ? ઉદારતા અને તે ઉંચજન્મના નૃપોના પુત્રો માટે અતિ માન અને પ્રભાવ વર્તે છે, જેથી ખરેખર ! કવિઓની શુદ્ધમતિ વારંવાર મુંઝાઈ જાય છે.

(૭) દાન, શૌર્ય, ને સૌંદર્યના મદવાળા આ નૃપે કર્ણ, પાર્થ અને કુસુમશર દેવને તેમના કરતાં અધિક વિક્રમથી સ્હેલાઇથી શરમાવ્યાં.

અને તેણે અચલ શ્રી પ્રાપ્ત કર્યા છતાં વિવેક મતિથી આમ વિચાર કર્યો:—

"જીવિત, સુખાકારી આદિ પવન લાગતા અને આંગણામાં મૂકેલા દીપકની જ્યોત સમાન છે. મારા વંશના કે અન્ય પૂર્વના નૃપો અતિ શક્તિમાન હોવા છતાં તેમના યશ, ખ્યાતિ, અને નામ સિવાય ભાગ્યની અદ્ભુત લીલાથી કંઈજ રહ્યું નથી. તેટલા માટે પૂણ્ય કર્મની પ્રાપ્તિમાંજ (દરેક જને) હૃદય લગાડવું વધારે શ્રેય છે, અને જ્યારે દાન, સદાચાર, તપ અને ધ્યાનથી પૂણ્ય પ્રાપ્ત કરાય ત્યારે નૃપોએ નિત્ય દાન કર્યાં છે અને ધ્યાન ધર્યાં છે."

આથી ભૂમિદાન સ્વર્ગની સીડી સમાન છે, એમ માનીને મહાસામંતોના અધિપતિ, અમાપ ગુણનિધિ, સર્વ મહાશબ્દ પ્રાપ્ત કરનાર, વર્ધમાનમાં નિવાસ કરતા. 'રાજાધિરાજ' અને 'પરમેશ્વર' શ્રીમહીપાલદેવના ચરણના પ્રસાદથી, અડ્ડુક વિષય, જે તેના પ્રિતામહના નામ

ઉપરથી કહેવાતો, અને અન્ય વિષયમાં અનુશાસન કરે છે તે શ્રી ધરણીવરાહ એવી રીતે દાન કર્યું છે કે તેના વંશના કે અન્ય ભાવિનૃપો, રાષ્ટ્રપતિ, ગ્રામપતિ, ભોગિક, મહત્તર, કૌટુંબિક, પંચકુલિક, દણ્ડપાસિક, મધ્ય વર્ગના જનો, આદિને નીચેનું શાસન જાહેર કરે છેઃ—

તમને જાહેર થાઓ કે પરમ ભક્તિથી ઉત્તરાયણને દિને મારાં માતાપિતા અને મારા પુણ્યયશની વૃદ્ધિ માટે અને પરલોકમાં ફળ પ્રાપ્તિ માટે, વિખ્યાત આમરહક ગોત્રના શ્રી શિવદેવાચાર્યના પુત્ર શ્રી મહેશ્વરાચાર્યને તેની વિદ્યાના ઉપહાર અર્થે કંથિકા સ્થલીમાં આવેલું વિકલ ગામ તેની સીમા પર્યંત દાણીભાગભોગ, ઉત્પન્નમાં હિસ્સા સહિત, દશ અપરાધનાં કૃત્યોના નિર્ણય અને દણ્ડ સહિત, વૃક્ષોની હાર સહિત, રાજપુરૂષોના હસ્તપ્રક્ષેપણ અને પ્રતિબંધમુક્ત મારાથી પાણીના અર્ધ્યથી અપાયું છે. તેની સીમાઃ પૂર્વેઃ—ઉત્તર કક્ક ગામઃ દક્ષિણેઃ—કિકખરિઆણક ગામ; પશ્ચિમે કુરલ ગામ અને ઉત્તરે શાણાઈ ચાણક ગામ ॥ શ્રીમહેશ્વરાચાર્યના જ્યારે પુત્રો, પૌત્રો, વંશજોના ન્યાય અનુસાર, આ ચાર સીમાવાળું વિકલ ગામ જે સૈનિકોના પ્રવેશમુક્ત છે તે ઉદ્‌ભવતી વેઠના હક્ક સહિત, પૂર્વે દેવો અને બ્રાહ્મણોને કરેલાં દાન વર્જ્ય કરીને ભૂમિચ્છિદ્રના ન્યાય અનુસાર, ઉપભોગ કરે અથવા ઉપભોગ કરાવે ત્યારે ચંદ્ર, સૂરજ, સાગર, પૃથ્વી, નદીઓ અને પર્વતોના અસ્તિત્વકાળ સુધી કોઈએ પ્રતિબંધ કરવો નહીં. કારણ કે ભગવાન્ વેદવ્યાસે કહ્યું છે કેઃ ... ... ... ... ... ... ... ... ... ... ...
શક સંવત ૮૩૬ પોષ શુદિ ૪ ને ઉત્તરાયણને દિને. અને આ પ્રમાણે સર્વ છે તેને સ્વહસ્ત ગામનું દાન દેનાર આપે છે. આ મારા શ્રી ધરણીવરાહના સ્વહસ્ત છે, અને આ પાર્તલ્લના પુત્ર સાંધિવિગ્રહીક મહિંદકથી લખાયું છે.

નં૦ ૨૩૭

# પરમાર સીયકનાં હરસોલનાં બે દાનપત્રો ( ચાર તામ્રપત્રો )[1]

વિ. સં. ૧૦૦૫ માઘ વ. ૩૦ બુધવાર

ઇ. સ. ૯૪૯, ૩૧ જાનેવારી

ગુજરાતમાં અમદાવાદના પ્રાંતિજ તાલુકાનાં હરસોલ ગામમાં રહેતા વિસનગરા નાગર બ્રાહ્મણ ભટ્ટ મગન મોતીરામના કબજામાં આ દાનપત્રો છે. અમદાવાદના રા. બ. કેશવલાલ હ. ધ્રુવને તેની ખબર પડી અને મહા મુશ્કેલીથી તેના ફોટોગ્રાફ લેવા તથા જોવા માટે તે માલિક પાસેથી મેળવ્યાં. તેમણે તે ફોટોગ્રાફ તામ્રપત્રો પ્રસિદ્ધ કરવા માટે આપ્યા તેમ જ રા. ડાહ્યાભાઈ પી. દેરાસરીની મદદથી ખુદ પતરાં થોડા દિવસ માટે મળ્યાં અને તેના ઉપર-થી છાપ લેવામાં આવી.

બે દાનપત્રો " અ " અને " બ " નાં બબે પતરાં છે અને બધાં અંદરની બાજુએ કોત-રેલાં છે. રા. બ. ધ્રુવને તે મળ્યાં ત્યારે બે પતરાં કડીથી બાંધેલાં હતાં; જ્યારે બીજાં બે છૂટાં હતાં. આ ચારમાંથી એક જ ઉપર ગરૂડનું ચિત્ર છે તેથી તેમ જ આ દાન એક જ રાજાએ એક જ દિવસે બાપ તથા દીકરાને આપેલ છે. તેથી સંભવ છે કે આ ચારે પતરાં સાથે બાંધેલાં હશે. " અ " દાનપત્ર એટલે કે બાપને આપેલા દાનપત્રના બીજા પતરાની ડાબી બાજુ નીચે ગરૂડનું ચિત્ર છે અને તેના ડાબા હાથમાં સર્પ છે. ગરૂડનું ચિત્ર કેટલાંક રાષ્ટ્રકૂટનાં તામ્રપત્રોમાં, સીયક-ના અમદાવાદના વિ. સં. ૧૦૨૬ ના તામ્રપત્રમાં તેમજ સીયકના પુત્ર અને પૌત્ર વાક્પતિ મુંજ અને ભોજનાં દાનપત્રોમાં પણ જોવામાં આવે છે.

" અ " ના પહેલા પતરામાં ૧૬ પંક્તિ છે અને બીજામાં ૧૧ મળી કુલ ૨૭ પંક્તિ છે. " બ " માં ૧૩ અને ૧૬ મળી કુલ ૨૯ પંક્તિ છે. પહેલાનાં પતરાં સારી રીતે કોતરેલાં છે, બીજામાં અટકળ ન રહેવાથી શરૂઆતમાં મોટા અક્ષર કોતરી છેવટમાં સંકોચ ભોગવવો પડેલ છે.

ઇ. સ. દસમી સદીમાં વપરાતી એટલે કે પરતાપગઢના પ્રતિહાર મહેન્દ્રપાલ બીજાના સં. ૧૦૦૩ ના તામ્રપત્રમાં વપરાએલ છે તેવીજ આમાં પણ લિપિ છે. કેટલાક અક્ષરો પ્રાચીન પદ્ધતિથી લખેલા છે તેમજ કેટલાક જરા અર્વાચીન લાગે છે. ભાષા સંસ્કૃત છે અને શરૂઆતના તેમ જ અંતના શ્લોકો બાદ કરીએ તો બાકીનો બધો ભાગ ગદ્યમાં છે.

દાનપત્રો નૃસિંહાવતારની સ્તુતિથી શરૂ થાય છે. પછી અમોઘવર્ષ અને અકાલવર્ષનો ઉલ્લેખ છે અને તેનાં બિરૂદો પરમભટ્ટારક મહારાજાધિરાજ અને પરમેશ્વર આપેલાં છે. અકાલ-વર્ષને અમોઘવર્ષનાં ચરણનું ધ્યાન કરનાર તરીકે વર્ણવ્યો છે. તેનાં પૃથ્વીવલ્લભ અને શ્રી-વલ્લભનરેન્દ્ર એમ બે બીજાં બિરૂદો છે. આ બે રાજાઓ[1] માલખેડના રાષ્ટ્રકૂટ વંશના કાં તો અમોઘવર્ષ ૧ લો અને કૃષ્ણ બીજો જેણે બન્ને મળીને ઇ. સ. ૮૧૪-થી ૯૧૧ સુધી રાજ્ય કર્યું હતું તે અથવા તો અમોઘવર્ષ ૩ જો અને કૃષ્ણ ૩ જો ( ૯૩૪ થી ૯૬૧ ઈ. સ. સુધીના )

---

૧ એ. ઈ. વો. ૧૯ પા. ૨૩૬ કે. એન, દીક્ષિત અને ડી. બી. દિસ્કલકર ૨ કૃષ્ણ ૩ જાનાં કરહાડનાં શ. સ. ૮૮૦ ના તામ્રપત્રો( એ. ઇ. વો. ૪ પા. ૨૭૮ )માં આ બધાં બિરૂદો આપેલાં છે અને તે જ રાજાનાં દેવલીનાં શ. સ. ૮૬૨ નાં તામ્રપત્રો( એ. ઈ. વો. ૫ પા. ૧૮૮ ) માં પરમાહેશ્વર એ એક બિરૂદ વધારે છે. આ તામ્રપત્રની સાલ કરહાડ અને દેવલીની સાલની વચમાં છે. સંભવ છે કે કૃષ્ણ ૩ જો સીયકનો સર્વોપરી રાજા હતો અને તેથી તેનું નામ આમાં અગ્ર સ્થાને મૂક્યું છે. મહામણ્ડલિક ચૂડામણિ બિરૂદથી ઉપરની કલ્પનાને ટેકો મળે છે. પણ બીજી રીતે જોતાં નરેન્દ્રપાદાનામ્ શબ્દો રાષ્ટ્રકૂટ બીજાને ઉદ્દેશીને હોય, એ વધુ સંભવિત લાગે છે.

હોવા જોઇએ. આંહી મુત્સદ્દાનો અમુક ભાગ કોતરનારે ભૂલથી મૂકી દીધો લાગે છે. કારણ કે પછી તરત જ તે કુટુંબમાં બપ્પૈપરાજ જન્મ્યો, જેનો દીકરો વૈરિસિંહ હતો, એમ લખેલ છે. તેની પહેલાના શબ્દો નરેન્દ્રપાદાનામ્ બંધબેસતા નથી. ત્યારબાદ વૈરિસિંહનાં વખાણ આવે છે અને ત્યાર પછીના શ્લોકમાં તેને સીયક પુત્ર પ્રાપ્ત થયાનું લખ્યું છે. પછીના ગદ્યભાગમાં સીયકનાં વખાણ છે અને તેને મહામણ્ડલિક, ચૂડામણિ અને મહારાજાધિરાજપતિ એમ લખ્યો છે. યોગરાજ ઉપર ફતેહમંદ ચડાઈ કરીને પાછો વળતી વખતે રાજાનો મહી નદીને કાંઠે મુકામ હતો. ત્યાં શિવનાથની (ઘણું કરીને સરનાલની) પૂજા કરીને મોહડવાસક વિભાગમાંના કુંભારોટક અને સીહકા ગામો અનુક્રમે ગોવર્ધનના દીકરા લલ્લોપાધ્યાયને અને તેના દીકરા નીના દીક્ષિતને દાનમાં આપ્યાં. તેઓ આનન્દપુરના નાગર બ્રાહ્મણ હતા અને તેનું ગોત્ર ગોપાલિ (ગોપાલ) હતું. દાપક[1] જેના મારફત દાન અપાયાં તેનું નામ ઠક્કર શ્રી વિષ્ણુ હતું. કાયસ્થ ગુણધરે દાન લખ્યું હતું. છેલ્લી પંક્તિમાં રાજા સીયકની સહી છે.

તિથિ વિ. સં. ૧૦૦૫ માઘ વ. ૩૦ બુધવાર આપેલ છે જે ઇ. સ. ૯૪૯ ની ૩૧ જાનેવારી સાથે મળે છે. તેથી સંવત કાર્તિકાદિ[2] ગત વર્ષ મુજબ ગણેલ છે અને માસ અમાન્ત છે. દાનનું પ્રયોજન ચન્દ્રાર્ક યોગ પર્વ છે, એટલે કે અમાસ એમ સમજવું જોઇએ. સૂર્યગ્રહણ કલ્પવાની જરૂર નથી, તેમ તે તિથિએ ગ્રહણ હતું પણ નહીં.

આ પતરાં ઇતિહાસ માટે ઘણાં ઉપયોગી છે. કારણ કે પરમાર વંશનાં સૌથી પ્રાચીન દાનપત્રો હોઇને ગુજરાતના ઇતિહાસ સાથે ઘણો સંબંધ છે. ચાવડા રાજ્યનાં છેવટનાં વર્ષ- (૯૪૦ થી ૯૬૦ ઇ. સ. સુધીનાં)ના ઇતિહાસ માટે જૈન ગ્રન્થો બહુ જ પરસ્પર વિરોધવાળા જણાવ્યા છે. બો. ગે. વો. ૧ ભાગ ૧ પા. ૧૫૫ મે ડૉ. ભગવાનલાલ ઇંદ્રજી પણ લખે છે કે અણહિલવાડના ચાવડા વંશનો ઇતિહાસ ૧૨ મી સદી પછીની સોલંકી ઇતિહાસકારની દંતકથા ઉપરથી ઉપજાવેલો હોવાથી તે વખતના લેખો ન મળે ત્યાં સુધી ભરોંસાલાયક ગણાશે નહીં. ઇ. સ. ૯૧૪ પછી માલખેડના રાષ્ટ્રકૂટોનો અમલ ગુજરાત ઉપર ક્યાં સુધી કાયમ હતો તે નક્કી કરવા કાંઈ પણ સાધન નથી તેથી તે અનુમાન કરે છે કે[3] ચાલુક્ય રાજા તૈલ અથવા તૈલપે તેઓનો ઇ. સ. ૯૭૨ માં નાશ કર્યો ત્યાં સુધી તેઓનો અમલ ચાલુ હશે. આ બાબતમાં આ દાનપત્રો ઘણે અંશે અજવાળું પાડશે. આમાંનો યોગરાજ અણહિલવાડ પાટણના ચાપોત્કટ અગર ચાવડા વંશનો (કેટલાક જૈન પ્રબંધની માન્યતા મુજબ ચાવડા વંશનો વિ. સં. ૯૯૮ માં નહીં, પણ વિ. સં. ૧૦૧૭ માં અંત આવ્યો એમ માનીએ તો) અગર દક્ષિણ કાઠિયાવાડના ચાલુક્ય વંશનો રાજા હતો.[4] યોગરાજ ઉપર ચડાઈ કરીને વળતાં સીયકે મહી નદીને કાંઠે (સારનાલ પાસે) મુકામ કર્યો હતો તે ઉપરથી જણાય છે કે યોગરાજની રાજધાની મહી અને ખેટક મણ્ડલ જે તેના કબજામાં હતાં તેની પશ્ચિમમાં હોવી જોઇએ. પાટણના ચાપોત્કટ દક્ષિણ કાઠિયાવાડના ચાલુક્યો કનોજના પ્રતિહાર રાજાનું સર્વોપરીપણું સ્વીકારતા હતા અને પ્રતિહારના દુશ્મન રાષ્ટ્રકૂટ સાથે સીયકને ઘાટો સંબંધ હતો તેથી યોગરાજ ઉપરની તેની ચડાઈનો ખુલાસો થાય છે.

આ દાનપત્રોનો સીયક તે વાક્પતિ મુંજનો પિતા[5] સીયક બીજો નિઃશંક માનવો જોઇએ. મુંજનાં ધરમપુરી તામ્રપત્રો[5] ઇ. સ. ૯૭૪ નાં એટલે કે બરાબર ૨૫ વર્ષ પછીનાં છે. મેબલ ડફે[6]

---

૧ જુઓ એ. ઈ. વો. ૧૯ પા. ૧૭૮ નોટ ૨ જુઓ એ. ઈ. વો. ૧૮ પા. ૩૨૧ ૩ બો. ગે. વો. ૧ ભાગ ૧ જુઓ. ૧૩૧ ૪ જુઓ એ. ઇ. વો. ૯ પા. ૨ ૫ જુઓ ઈ. એ. વો. ૬ પા. ૪૮. ૬ ક્રોનોલોજી ઑફ ઈંડિયા પા. ૬૨ વળી જર્નલ ઑફ ઈંડીયન હીસ્ટરી વો. ૪ પા ૯૦

સીયક બીજાની સાલ ૯૫૦ ઈ. સ. ની કલ્પી છે તે કદાચ મુંજનાં તામ્રપત્ર ઉપરથી જ હશે. વિ. સં. ૧૦૨૬ નાં અમદાવાદનાં પતરાંમાંનો પણ આજ સીયક છે. આમાં તેમ જ બીજાં દાનપત્રોમાં તેના બાપનું નામ વૈરિસિંહ આપેલું છે.

વાક્પતિ મુંજના તામ્રપત્રમાં વૈરિસિંહના બાપનું નામ કૃષ્ણ આપેલ છે તે અને આ તામ્રપત્રમાંનો બપ્પૈપ રાજ અને પરિમલના નવસાહસાંકચરિતમાંનો અને ઉદયપુર પ્રશસ્તિ[1]માંનો વાક્પતિ ૧ લો તે બધા એક જ હોવા જોઇએ. બપ્પૈપ તે વાક્પતિનું પ્રાકૃત રૂપ છે તે ધ્યાનમાં રાખવું જોઇએ.

ઉદયપુરપ્રશસ્તિમાં વૈરિસિંહ ૧ લો અને સીયક ૧ લો એમ બે નામ આપેલ છે. પણ તેના સંબંધમાં ઐતિહાસિક ઉલ્લેખ નથી. તેથી તેઓ એક બીજા પછી ગાદીએ આવ્યા હશે, પણ તેઓએ પોતાની સત્તા જમાવી હશે નહી.[2] તે વંશનો બપ્પૈપ અગર વાક્પતિ અગર કૃષ્ણ જ પ્રથમ બહાર આવ્યો હશે.

આબુ પર્વત ઉપર યજ્ઞના અગ્નિમાંથી ઉત્પન્ન થએલ પરમાર નામના મૂળ પુરૂષનો ઉલ્લેખ આ તામ્રપત્રમાં નથી. અગ્નિકુળ સંબંધી મી. સી. વી. વૈદના નિબંધમાં[3] તેણે કહ્યું છે કે ચાર વંશમાંથી માત્ર પરમાર વંશે પોતાની ઉત્પત્તિ અગ્નિમાંથી કલ્પી છે. પરમારવંશનાં સૌથી પ્રાચીન આ તામ્રપત્રોમાં તે સંબંધી કાંઈ પણ ઉલ્લેખ નથી.

વાક્પતિ મુંજનાં બિરૂદો અમોઘવર્ષ, પૃથ્વીવલ્લભ અને શ્રીવલ્લભ વિગેરેનો ખુલાસો જે હજુ સુધી થયો નથી તે પણ આ તામ્રપત્રોમાં દેખાડેલા રાષ્ટ્રકૂટ સાથેના પરમારના સંબંધથી થાય છે. અમોઘવર્ષ ૧ લો અને અકાલવર્ષ ( કૃષ્ણ ૨ જો ) એ બેનાં જ નામ આમાં આપેલાં છે તે ઉપરથી સમજાય છે કે તે બેને માટે પરમારોને વધુ મળતા હશે. બે વંશો વચ્ચેનો સંબંધ શો હશે તે કલ્પી શકાતું નથી, પણ એમ અનુમાન થાય કે કદાચ રાષ્ટ્રકૂટની પુત્રીમાંથી પરમારો ઉતર્યા હોય. જેમ વાકાટક તામ્રપત્રોમાં[4] ગુપ્ત રાજાઓ કે જેમાંથી રાણી પ્રભાવતી ઉતરેલી છે તેનું વર્ણન છે તેમ આમાં પણ હોય, એ સંભવિત છે. અગર એવો પણ સંભવ છે કે ઇ. સ. ૯૦૦ માં કૃષ્ણ બીજાએ ગુજરાત ઉપર ચડાઈ કરી ત્યારે બપ્પૈપ રાજ તેનો સેનાપતિ હોય અને તે અગર તેના દીકરા વૈરિસિંહે ગુજરાતમાંથી માળવામાં જઇને પોતાના વંશનું રાજ્ય સ્થાપ્યું હોય.

આ તામ્રપત્રો ઉપરથી જણાય છે કે સીયકની રાજધાની માળવામાં હતી, કારણકે તે મહીની પૂર્વમાં પંચમહાલ અને ઝાબુઆ રાજ્યમાં થઇને કુચ કરતો હતો. ગુજરાતમાં છેવટ ખેટકમંડલ સીયકના કબજામાં હોવું જોઇએ. રાડુપતિ અગર રૂદ્રપાટિના રાજાને સીયકે હરાવ્યો એમ નવસાહસાંકચરિતમાં લખ્યું છે તે કદાચ આમાં લખેલો યોગરાજ હોય. આ લેખના સમયે જો કોઈ સર્વોપરી રાજા( કદાચ રાષ્ટ્રકૂટ રાજા )ના તાબામાં સીયક હતો એમ માનીએ તો ઉદેપૂરના લેખમાંથી જણાય છે કે રાષ્ટ્રકૂટ રાજા ખોટ્ટિગને ( આશરે ઇ. સ. ૯૭૦ માં ) હરાવ્યો હતો.

આ તામ્રપત્રોના સમય પછી વિ. સં. ૧૦૨૬ સીયકના અમદાવાદના તામ્રપત્રની તારીખ સુધી પરમારોનો ગુજરાત સાથે સંબંધ હતો. જો કે અણહિલવાડના ચાલુક્ય વંશના સ્થાપક મૂલરાજે ઉત્તર ગુજરાતમાં પોતાનો અમલ બેસાર્યો હતો. એમ જણાય છે કે સીયક વાક્પતિ અને સિન્ધુરાજના સમયમાં પરમારોએ ગુજરાત ખોયું હશે. ઈ. સ. ૯૭૫ માં મૂલરાજ લાટ એટલે કે દક્ષિણ ગુજરાતના સેનાપતિ બારપ્પ સાથે લડતો વર્ણવ્યો છે. અણહિલવાડ અને લાટ વચ્ચે તે વખતે પરમાર હોય તો ઉપરની લડાઈ સંભવે નહીં. વિ. સં. ૧૧૦૩ ની સાલનાં પરમાર

---

૧ એ. ઇ. વો. ૧ પા. ૨૩૩ ૨ અગર વંશાવલિમાં તે નામો ભૂલથી આવ્યાં હશે. જુઓ મદ્રાસ ઓરીએન્ટલ કોન્ફરન્સનો રીપોર્ટ પા. ૩૦૩ અને સી. વી. વૈદ્યની હીસ્ટરી ઓફ મિડિયવલ ઇંડીઆ વો. ૨ પા. ૧૧૮ ૩ જ. બો. બ્રે. રો. એ. સો. વો. ૨૬ પા. ૧૧૦ ૪ એ. ઇ. વો. ૧૫ પા. ૩૯ અને ઈ. એ. વો. ૫૩ પા. ૪૮

ભોજનાં તિલકવાડાનાં તામ્રપત્રો[1] ઉપરથી સમજાય છે કે ભોજે ઉત્તર ગુજરાતનો અમુક ભાગ જિત્યો હશે, કારણ વડોદરા રાજ્યના સંખેડા મહાલના રાજાએ તેની સત્તા સ્વીકારી હતી.

પરમારોનો માળવા સાથે સંબંધ ક્યારે થયો તે ચોક્સ નથી. વિ. સં. ૧૦૦૩ ના પરતાબગઢના લેખમાં[1] લખેલ છે કે પ્રતિહાર રાજા મહેન્દ્રપાલ બીજાનો અમલદાર માધવ ઉજ્જન ઉપર રાજ્ય ચલાવતો હતો. આ હકીકતથી પરમારોએ ધારનો કબજો લીધાની હકીકતને વિરોધ થતો નથી. પણ ઉજ્જનની આસપાસનો મુલક સીયકના છેવટના ભાગમાં અગર વાક્પતિ મુંજના શરૂઆતના વખતમાં મેળવ્યો હશે.

ખેટક મણ્ડલના રાજાને સીયકના તાબાનો વર્ણવ્યો છે, પણ તેનું નામ કે વંશ આપેલાં નથી. શ. સં. ૮૩૨( ઈ. સ. ૯૧૦ )ના કપડવંજના તામ્રપત્રમાં લખેલ છે કે બ્રહ્મવાક્ વંશનો પ્રચંડ રાષ્ટ્રકૂટ રાજા અકાલવર્ષની મહેરબાનીથી ખેટક મણ્ડલનું રાજ્ય મેળવ્યું હતું અને હર્ષપુર હાલનું હરસોલ કે જ્યાંથી આ તામ્રપત્રો મળ્યાં છે ત્યાં રાજ્ય કરતો હતો. સીયકના સમયમાં ખેટક મણ્ડલમાં રાજ કરતો હતો તે પ્રચંડ વંશનો કોઈ હશે.

સ્થળો પૈકી ખેટક મણ્ડલ તે હાલનું ખેડા અને અમદાવાદનો અમુક ભાગ હોવો જોઈએ. મોહડવાસક તે હાલનું મોદ્દાસા અગર અમદાવાદના પ્રાંતિજ તાલુકાનું મોડાસા હોવું જોઈએ. દાનમાં આપેલાં ગામો કુમ્ભારોટક અને સીહકા તે મોડાસાની પૂર્વમાં ૧૩ માઈલ ઉપરનું કામરોડ અને દક્ષિણમાં ૮ માઈલ ઉપરનું સીકા હશે. મહી ઉપરનું શિવનાથ કે જ્યાં રાજાનો મુકામ હતો તે બી. બી. એન્ડ સી. આઇની આનન્દ ગોધરા રેલ્વે જ્યાં મહીને મળે છે ત્યાંનું સરનાલ હોવું જોઇએ.[1] તે જગ્યા અત્યારે પણ પવિત્ર મનાય છે અને ત્યાં ગલતેશ્વર નામનું શિવનું મંદિર છે. તે આર્કીઓલોજીકલ ખાતા તરફથી રક્ષિત છે. તે ઠાસરા તાલુકાના ઠાકોરના જનોદ ગામ પાસે છે અને આનન્દ ગોધરા રેલ્વેના અન્ગાડિ સ્ટેશનથી જવાય છે. આનન્દપુર તે નાગર બ્રાહ્મણોનું મૂળ સ્થાન છે અને અત્યારે તે વડોદરા સ્ટેટના કડી પ્રાન્તના ખેરાળુ તાલુકાના વડનગર તરીકે પ્રસિદ્ધ છે. જો કે નાગર બ્રાહ્મણોનું વર્ણન વલભી લેખોમાં છે પણ નાગરોનું આ પહેલામાં પહેલું વર્ણન છે.

૧ પુના ઓરીએન્ટલ કોન્ફરન્સનાં પ્રોસીડીંગ્સ ૨ એ. ઇ: વો૦ ૧૪ પા. ૧૭૭ ૩ આ સુચના માટે મી. આર. ડી બનરજીનો ઉપકાર માનવો જોઈએ જુઓ. એ. રી. આ. સ. વે. સ. ૧૯૨૦–૨૧ પા. ૬૧ લેખ ૩૮

अक्षरान्तर

दानपत्र अ

पतरुं पहेलुं

१ ओं[1] विद्युच्चक्रकडारकेसरसटाभिर्नांवु( बु )दश्रेणयः शोणं नेत्रहुताशदंव( ब )-
रसृतः सिंर्घो-

२ कृतेः शार्ङ्गिणः । विस्फूर्ज्जद्गलगर्ज्जिताज्जितककुन्मातंगदर्पोदयाः संरंभासुखय-
न्तुवः खरन-

३ खक्षुंनद्विषद्वक्षसः ॥१॥ परमभट्टारकमहाराधिराज परमेश्वरश्रीमदमोववर्षदेवपादा

४ नुध्यातपरमभट्टारक महाराजाधिराज परमेश्वर श्रीमदकालवर्षदेव पृथ्वीवल्लभ
श्रीवल्ल-

५ भनरेन्द्रपादानां । तस्मिन्कुले कल्मषमोदक्षे[3] । जातः प्रतापाग्निहुतारिपक्षःव(व)प्पैप

६ राजेति नृपः प्रसिद्धस्तस्मात्सुतो भूदनु वैरिसिंर्घः । [ ॥ २ ॥ ] दृप्तारिवनि-
तावक्त्रचंद्रवि( वि )व( ब )कलं-

७ कता नो धौता यस्य कीर्त्यापिहरहासावदातया ॥ [३] दुर्व्वारिरिपुभूपालरणरंगैकना-

८ यकः नृपः श्री सीयकस्तस्मात्कुलकल्पद्रुमोभवत् ॥ [ ४ ] स एवंविधः प्रणत
सकलसामंत-

९ शिरोमणिः मरीचिरंजितचरणयुगलः श्री खेटकमण्डलाधिपतिप्रतिपत्ति प्रतिव-
( ब )द्ध त्रुक्ति ( ? )

१० सतूर्यारवसंत्रस्तानेकरिपुसमूहः अनेकशंखध्वनि व( ब )धिरितपंचवर्णपता-
काराजीविरा-

११ जितविशालवक्ष[ स् ]स्थलावलम्वि( म्बि )त कुसुदवा( वा )न्धवः अतुलदान-
संपादनैककल्पद्रुमः महामंड-

१२ लिक चूडामणिमहाराजाधिराजपति श्री सीयकः स्वभुज्यमान मोहडवासकविषय
संव( ब )द्ध कुं

१३ भारोटक ग्रामः[8] । समस्तराजपुरुषान्प्रतिवासिजनपदांश्च वो ( बो ) घयत्यस्तु
वः यथा योगराज- ।[10]

१४ स्योपरि यत्रासमयसंसिद्ध कार्यानंतर व्यावुटितैर्महीनदीतट निवासिभिरस्माभिश्चंद्रा-

१५ र्कयोगपर्व्वणि शिवनाथं समभ्य[ र् ]च्याव[ धा ]र्य ॥ वाताभ्रविभ्रममिदं वसुधा
धिपत्यमापात-

१६ मात्रमधुरो विषयोपभोगः । प्राणास्तृ[11]णाग्रजलविंदुसमा नराणां धर्म्मः सखा परमहो

१ मूळ पतरां उपरथी २ चिह्न रूपे छे ३ वांचो भिन्न ४ वांचो सिंहा ५ वांचो क्षुण्ण ६ लीटी नकामी छे ७ वांचो वैरिसिंहः ८ स्वभुज्य........ग्रामः ए वाक्यनो आगला के पाछला शब्द साथे कांई संबंध नथी ९ वः पछी संविदितं उमेरवुं १० लीटीनी जरुर नथी. ११ वांचो स्तृणा

बीजुं पतरुं

१७ परलोकयाते ॥ [५] इति जगदनित्यं सकलमवधार्योपरि लिखितोग्रामः ससीमा-तृणगोचरपर्यं[ र्यं ]

१८ तः सोपरकरः सर्व्वादायसमो( मु )पेतः श्रीमदानन्दपुरीय नागराय ब्यार्पेयाय गोपालिस-

१९ गोत्राय गोवर्धनसुनवे लल्लोपाध्याय मातापित्रोरात्मनश्च पुण्ययशोभिवृद्धये अदृष्टफ-

२० लमंगीकृत्याचंद्रार्क्कार्णवक्षितिसमकालं परयाभक्त्या शासनेनं उदकपुर्व्वकं प्रति-पादितै-

२१ ति ।। तं निवासि जनपदैर्यथा दीयमानमांगभोगकर हिरण्यादि सर्व्वमाज्ञाश्रवणवि-धेयैर्भूत्वा

२२ तत्पुत्रपौत्रादिभ्यः समुपनेतव्यं । इति बुध्वा अस्मद्वंसजैरन्यैरपि भावि भोक्तृभिः मत्प्रदत्त ध-

२३ र्म्मदायोयं मेनुमंतव्यः पालनीयश्च । उक्तं च । ब( ब )हुभिर्वसुधा भुक्ता राज-भिस्सगरादिभिः यस्य

२४ यस्य यदा भूमिस्तस्य तस्य तदा फलं ॥ [ ६॥ ] यानीह दत्तानिपुरानरेन्द्रैर्दा-नानि धर्म्मार्त्थ यशस्कराणि । नि

२५ र्माल्यवान्तिप्रतिमानितानि को नाम साधुः पुनराददीत ॥[ ७॥] संवत् १००५ माघ ब( व )दि ३० बुधे दाप

२६ कोत्र ठक्कुरः श्रीविष्णुः राजाज्ञया लिखितं कायस्थ गुणधरेणं ॥ स्वहस्तोयं श्रीसीयक-

२७ स्य ॥ ८ ॥

---

१ वांचो सोपरिकरः २ वांचो यशो ३ वांचो तन्निवासि ४ वांचो बुध्वा ५ वांचो वंशजै ६ वांचो यमनुमंतव्यः ७ वांचो गुणधरेण

अक्षरान्तर

दानपत्र ब

पतरुं पहेलुं

१ ओं [1]विद्युच्चक्रकडारकेसरसटाभिंनांबु( बु )दश्रेणयः शोणं नेत्रहुताशडंब( ब )रभृतः सिंर्घा

२ कृते शार्ङ्गिणः विस्फूर्ज्जे[ द् ]गलगर्ज्जितार्ज्जित ककुन्मातंग दर्पोदयाः संरंभाः सु-

३ खयंतु वः खरनखक्षुंर्नेद्विपद्वक्षसः ॥ [ । ] ॥ परमभट्टारकमहाराजाधिराज परमेश्वर श्री-

४ मदमोघवर्षदेव पादानुध्यातपरमभट्टारक महाराजाधिराज परमेश्वरश्रीमदका-

५ लवर्षदेव पृथ्वीवल्लभ श्रीवल्लभनरेंद्रपादानां । तस्मिन्कुले कल्मष[ म ]ोष·दक्[ षे ] जातः

६ प्रतापाग्नि हुतारिपक्षः व( ब )प्पैपराजेति [5] नृपः प्रसिद्धस्तस्मात्सुतोभूदनु वै-रिसिंवः [ २ ] दृप

७ प्तारिवनिता वक्त्र चंद्र विं( बिं )ब( ब )कलंकता [ । ] नो धौता यस्य कीर्त्यापि हरहासावदतया [ ३ ] दुर्व्वार रि-

८ पुभूपालरण र( ङ् )गैक नायकः नृप· श्री सीयकस्तस्मात्कुलकल्पद्रुमोभवत् [ ४ ] सएवंवि-

९ धः प्रणतसकलसामंत शिरोमणिमरीचिरंजितचरणयुगलः श्रीखेटकमंडला

१० धिपतिप्रतिपाचिप्रतिब( ब )धन्नुक्ति ( ? ) सत्( ऊ )र्यरिव स( म् )त्रस्तानेक रिपुसमूहः अनेक शंखध्व-

११ नि ब( ब )धिरितपंचवर्ण्ण पताकाराजी विराजितविसालँ वक्ष( स् )स्थलाव-लम्वि( म्बि )तकुमुद वां( बां )ध

१२ वः अतुलदान सं( प् )आदनैककल्पद्रुमः महामंडलिकचुर्डामणिमहाराजाधि-

१३ राजपतिश्रीसीयकः स्वभुज्यमान मोहडवासकविषयसं ब( ब )द्ध सीहका ग्रा-

---

१ ચિહ્ન રૂપે છે. ૨ વાંચો भिन्न ૩ વાંચો सिंहा ૪ વાંચો क्षुण्ण ૫ પ્રતિકૃતિમાં व ( ब ) प्पैय છે ૬ વાંચો वैरिसिंहः ૭ વાંચો विशाल ૮ વાંચો चूडामणि ૯ स्वभृज्य થી ग्रामः સુધીના વાક્યને આગલા પાછલા શબ્દ સાથે સંબંધ નથી.

पतरुं बीजुं

१४ मः । समस्तराजपुरुषान्प्रतिवासिजनपदांश्च बो( बो )घ यत्यस्तु वः यया योगरा-

१५ जस्योपरि यात्रासमयसंसिद्ध कार्यानन्तरव्याघुटितैर्महीनदीतटनिवासिभि-

१६ रस्माभिश्चंद्रार्क( र्क )योगपर्व्वणि शिवनाथं समभ्यर्च्यावधार्य वाताभ्रविभ्रम-
मिदं वसु-

१७ धाधिपत्यमापातमात्रमधुरो विषयोपभोगः प्राणास्तृणाग्रजलबिन्दुसमा नराणां धर्म-

१८ स्सखा परमहो परलोकयाने [ ५॥ ] इति जगदनित्यं सकलमवधार्योपरिलिखितो

१९ ग्रामः ससीमातृणगोचरपर्यंत( : ) सोपरकरः सर्वादायसमे( इ )पेतः
श्रीमदानंद-

२० पुरीय नागराय ऽयार्षेयाय गोपालिसगो( त्रा )य लल्लोपाध्याय सुत नीना
दीक्षिताय

२१ मातापित्रोरात्मनश्च पुण्ययशोभिवृद्धये अदृष्टफलमंगीकृत्या चंद्रार्कार्ण्ण-

२२ व क्षितिसमकालं परया भक्त्या शासनेन उदकपूर्व्वकं प्रतिपादित इति ॥ तन्निवा

२३ सिजनपदैर्यथा दीयमान भाग भोगकर हिरण्यादिसर्वमाज्ञाश्रवणविधियैर्भू-

२४ त्वा तत्पुत्रपौत्रादिभ्यः समुपनेतव्यं [ । ] इति वुद्वा अस्मद्वंसजैरन्यैरपि भावि-
भोक्तभिः मत्प्र

२५ दत्तधर्म्मदायोयं अनुमंतव्यः पालनीयश्च । उक्तं च व( व )हुभिर्व्वसुधा भुक्ता
राजभिस्सगदा-

२६ दिभिः यस्य यस्य यदा भूमिस्तस्य तस्य तदा फलं । [ ६॥ ] यानीह दत्तानि
पुरा नरेंद्रैर्दानानि धर्म्मार्त्थ-

२७ यशस्कराणि निमाल्य वान्तप्रतिमानि तानि कोनाम साधुः पुनराददीत [ ७ ]
स ( म् ) १००५ माघ व ( व ) ३ ( ० )

२८ [ बुधे ]दापकोत्र ठकुरः श्रीविष्णुः राजाज्ञया लिखितं कायस्थगुणधरेण स्वहस्तोयं

२९ श्री सीयकस्य ।

---

१ मः પછી संविदितं ઉમેરો २ વાંચો तृणा ३ વાંચો याने ४ વાંચો सोपरिकरः ५ વાંચો यशो ६ વાંચો तन्निवासि ७ વાંચો विधेयै ८ વાંચો बुद्ध्वा ९ વાંચો वंशजै १० વાંચો भोक्तृभिः ११ વાંચો निर्माल्य १२ વાંચો ठक्कुरः

## સંક્ષિપ્ત ભાષાન્તર

( શ્લો. ૧ ) વિષ્ણુના નૃસિંહ અવતારની સ્તુતિ.

( પં. ૩–૫ ) પ. મ. પ. અમોઘવર્ષના પાદાનુધ્યાત શ્રીઅકાલવર્ષ

( શ્લો. ૨ ) તે વંશમાં બપ્પૈપરાજ જન્મ્યો અને તેનો દીકરો વૈરિસિંહ તેની પછી ગાદીએ આવ્યો.

( શ્લો. ૪ ) તેનો પુત્ર સીયક હતો.

( પં. ૮–૨૦ ) તે સીયક બધા અમલદારોને તેમજ કુમનારંટિક ( દાનપત્ર અ )સીહક ( દાનપત્ર બ )ના રહેવાસીઓને હુકમ કરે છે કે તમને બધાને વિદિત થાઓ કે યોગરાજ ઉપર ચઢાઈ કરીને પાછા વળતી વખતે મહી નદીને કાંઠે મુકામ હતો ત્યારે શિવજીની પૂજા કરીને ... ... ... ... ... ... સંસારની અસારતા વિગેરે વિચારીને ... ... ... ગોવર્ધન આનન્દપુરથી નીકળી આવેલા ગોપાલિ ગોત્રના ત્રિપ્રવરવાળા ગોવર્ધનના દીકરા લલ્લોપાધ્યાયને ( દાનપત્ર અ ) લલ્લોપાધ્યાયના દીકરા નીના દીક્ષિતને ( દાનપત્ર બ ) ઉપર લખ્યાં ગામો દાનમાં આપ્યાં છે.

( પં. ૨૧ પછી ) તિથિ સંવત ૧૦૦૫ ના માઘ વદિ ૩૦ ને સોમવાર દાપક ઠક્કુર વિષ્ણુ હતો. લેખક કાયસ્થ ગુણધર હતો. શ્રી સીયકની સહી.

નં० ૨૩૮

# પરમાર રાજા સીયકનું તામ્રપત્ર[1]

પતરૂં બીજું

વિ. સં. ૧૦૨૬ આસુ. વ. ૧૫

ઈ. સ. ૯૭૦

ખેડાના એક વકીલે આ તામ્રપત્ર અમદાવાદના કંસારા પાસેથી મેળવ્યું હતું અને સાત વર્ષ પહેલાં ગુજરાત પુરાતત્વ મંદિરના મુનિ જીનવિજયજીને આપ્યું હતું. તેના તરફથી પ્રસિદ્ધિ માટે મળેલું છે.

આ બીજું પતરૂં છે અને તેમાંનાં બે કાણાં ⅜ ઈંચ વ્યાસનાં તથા એક બીજાથી ૭ ઈંચ છેટે છે. કડીઓ ઉપલબ્ધ નથી. કોર ટીપીને જાડી કરવામાં આવેલ છે. તે ૧૧ ⅞—૧૧⅞ઈં. લાંબું અને ૭⅞ ઈંચ પહોળું છે. લખાણની દશ પંક્તિઓ છે. અને છેલ્લી પંક્તિ ત્રણ ગણા મોટા અક્ષરોમાં શ્રી સીયકની સહી છે. નીચે ડાબી બાજુના ખુણામાં માળવાના પરમાર રાજાઓનાં દાનપત્રોમાં જોવામાં આવે છે તેવો ઉડતો ગરૂડ ચિતરેલો છે. તેના ડાબા હાથમાં સર્પ છે અને જમણો હાથ મારવાને માટે ઉગામેલો છે.

કોતરનારે બહુ જ બેદરકારીથી કામ કરેલું છે. અક્ષરો સીધા હોવાને બદલે ડાબી બાજુ અગર ઘણે ભાગે જમણી બાજુ વળેલા છે. તેનું કદ ⅜ ઈંચ ઉંચાઈ તેમ જ પહોળાઈમાં છે. વ્યાકરણની ઘણી ભૂલો છે અને અનુસ્વાર ઘણી વખતે મૂકી દીધું છે. લિપિ દશમી સદીમાં વપરાતી જૂની નાગરી જ છે. પરમાર રાજા વાક્પતિ મુંજ[2] અને ભોજનાં[3] દાનપત્રોની લિપિ સાથે તે મળતી આવે છે પણ વિ. સં. ૧૦૦૫ નાં સીયકનાં તામ્રપત્રોની લિપિ કરતાં જરા જુદી છે. ભાષા સંસ્કૃત છે.

પતરાના શરૂઆતના ભાગમાં પહેલીથી આઠમી પંક્તિ સુધીમાં શાપના ચાલુ શ્લોકો છે છેલ્લી પંક્તિમાં ઉપયોગી ઐતિહાસિક હકીકત છે. નવમી પંક્તિમાં વિ. સં. ૧૦૨૬ આશ્વિન વદિ ૧૫ દાનની તિથિ[4] આપેલી છે અને દાપક (દાન દેવરાવનાર) તરીકે કણ્હપૈકનું નામ છે.

પહેલા પતરાના અભાવે સીયકનું વંશવૃક્ષ મળતું નથી પણ તે માળવાનો પરમાર રાજા હતો એમાં શંકા નથી. વાક્પતિ અને ભોજનાં તામ્રપત્રોની માફક ગરૂડ આમાં ચિતરેલ છે.

આ તામ્રપત્રનો સીયક, વાક્પતિ મુંજ કે જેનાં બે દાનપત્રો વિ. સં. ૧૦૩૧ અને ૧૦૩૬ નાં મળેલાં છે તેનો બાપ થાય એમ કહી શકાય તેમ છે. આમાં અને વિ. સં. ૧૦૩૧ ના દાનપત્રમાં દાપક[1] તે ને તે જ છે. વિ. સ. ૧૦૨૯ સુધી સીયકે રાજ્ય કર્યું એમ અટકળ કરી શકાય છે, કારણ કે ધારાનો કવિ ધનપાળ પોતાના પાઈલછી નામના પ્રાકૃત કોશના શ્લોક ૨૭૬ માં લખે છે કે તે ગ્રંથ તેણે ઇ. સ. ૧૦૨૯ માં જ્યારે માળવાના લોકોએ માન્યખેટ લુટ્યું[2] ત્યારે

૧ એ. ઈ. વો. ૧૯ પા. ૧૭૭ ડી. બી. દિસ્કલકર ૨ ઈ. એ. વો. ૬ પા. ૫૧ અને વો. ૧૪ પા. ૧૬૦ ૩ એ. ઈ. વો. ૧૧ પા. ૧૮૧ અને ઈ. એ. વો. ૬ પા. ૫૩ ૪ આમાં વદિ ૧૫ આપેલ છે ત્યારે આ જ રાજાની વિ. સં. ૧૦૦૫ ના હરસોલાના દાનપત્રમાં વદિ ૩૦ એમ લખેલ છે તે ઉપરથી અટકળ થાય છે કે બન્ને રીતિ ચાલુ હતી. વલ્લભીનાં ૮૦ તામ્રપત્રમાંથી નવમાં પ્રથમ રીતે તિથિ આપેલ છે. ૧ ઈ. એ. વો. ૬ પા. ૫૧ અને વો. ૧૪ પા. ૧૬૦ મે આપેલ વાક્પતિ બે દાનપત્રોમાં આ શબ્દને દાપક વાંચેલો છે અને તેની પહેલાના આજ્ઞા શબ્દ સાથે જોડેલો છે. પરંતુ આ દાપક શબ્દ દૂતકને બદલે વપરાએલો છે અને સ્વયમાજ્ઞા એટલે રાજાની આજ્ઞા એ અર્થમાં વપરાએલ છે. તે જ અર્થમાં "કારાપક" શબ્દ પણ વપરાએલ છે. ઇ. એ. વો. ૧૯ પા. ૬૧ નોટ ૫૩ અને એ ઇ. વો. ૯ પા. ૧૮૯ ૨ ઈ. એ. વો. ૩૬ (૧૯૦૭) પા. ૧૬૯ ૩ એ. ઇ. વો. ૧ પા. ૨૩૫

પોતાને બેન સુન્દરા માટે બનાવ્યો છે. ઉદયપૂરપ્રશસ્તિના ૧૨ મા શ્લોકમાં શ્રી હર્ષ ( સીયકનું બીજુ નામ ) ખોટ્ટીગના[3] મુલક ઉપર હુમલો કરીને લૂંટયાનું લખ્યું છે, તેમાં પણ ઉપરના જ બનાવનો ઉલ્લેખ હોવો જોઈએ.

માળવાના પરમાર રાજાઓનાં તામ્રપત્રોમાંથી સહુથી પ્રાચીન આ અને હરસોલનાં તામ્રપત્રો અમદાવાદમાંથી મળ્યાં, એ હકીકત નોંધવા જેવી છે. બીજાં તામ્રપત્રોનાં દાનમાં પણ તે જ પ્રદેશનો ભાગ આપેલ છે. આ ઉપરથી અનુમાન થાય છે કે શરૂઆતના વખતમાં પરમારોનો ગુજરાત સાથે સંબંધ હતો.

## अक्षरान्तर[1]

१ सामान्यं चैतत्पुण्यफलं वुद्वास्मद्वंशजैरन्यैरपि भाविभोक्तृभिरस्मत्मदत्तधर्म्मदायोय-

२ म [ नु ] गन्तव्य पालमीयश्च[2] [ । ] उक्तं च भग [ व ] ता व्यासेन [ । ]

३–८ શાપવાળા પાંચ શ્લોકો.

९ ....... सं १०२६ आश्विन वदि १५ [ । ] स्वयमाज्ञा दापकश्चात्र श्री कण्हपैकः

१० ગરુડનું ચિત્ર श्री सीयकस्य स्वहस्तोयं ।

---

૧ મૂળ પતરા ઉપરથી ૨ બુદ્ધા ૩ पाल्नीयश्च

નં૦ ૨૩૯

# લાટદેશના ચૌલુકય રાજા ત્રિલોચનપાલનું

# તામ્રપત્ર દાન[1]

( શક ૯૭૨ ઈ. સ. ૧૦૫૦ )

આ દાનપત્ર સુરતના એક કંસારાના કબજામાં છે અને મી. નરભેરામ મનસુખરામે મને લોન તરીકે મેળવી આપ્યું હતું. પતરાંના માલિકે તેની ઘણી પૂજા કરી હતી, જેથી અક્ષરો કેસર અને ચંદનથી ઘણા જ ભરાઈ ગયેલા હતા. વળી કાટની પણ અસર થઈ હતી, જેથી તેમને સાફ કરવામાં ઘણા દિવસો લાગ્યા હતા.

પતરાંની સંખ્યા ત્રણ છે, અને રાજમુદ્રા ધારણ કરતી એક મજબુત ત્રાંબાની કડીથી સુરક્ષિત જોડાએલાં છે. તેનું વજન ૯ થી ૧૦ રતલ થાય છે.

આ પતરાંથી ગુર્જરો અને રાષ્ટ્રકૂટોનું લાટદેશમાંથી પતન અને વલભી અને ચાપોત્કટોનું ગુજરાતમાંથી પતનના સમય પછીના લાટદેશ તથા ગુજરાતના ઐતિહાસિક સમય પર ઘણું જ અજવાળું પડે છે. આ પતરાંનો દાનકર્તા લાટદેશનો ચૌલુકય રાજા ત્રિલોચનપાલ છે, જે ગુજરાતના મુલરાજ સોલંકીનો હરીફ અને સમકાલીન બારપ્પથી પાંચમો હતો. દાનપત્રની તારીખ શક ૯૭૨ (ઈ. સ. ૧૦૫૦) છે.

દાનમાં આપેલું ગામ એરથાણ સુરત જીલ્લાના ઓલપાડ તાલુકામાં આવેલું છે. એરથાણથી પાંચ કોસ કરણ પારડી ગામ છે. કરન્જ પાસે મેહેલારૂન ટેકરો નામનો નાનો ટેકરો છે. કરન્જથી આશરે દોઢ કોસ પર ભગવાદાન્ડી ગામ છે. કરન્જ અને ભગવાદાન્ડી વચ્ચે એક ખાડી છે. નાગાશ્વા એ એરથાણથી દક્ષિણે નગડા (?) વદ થાણ છે. નગડા હાલમાં ઉજ્જડ છે. વટપદ્રક એરથાણની અગ્નિકોણમાં વડોદ છે તે અને લિંગવટ એરથાણની દક્ષિણનું લિંગોડ અથવા નગડા છે અગર સચીન સ્ટેટના ચોરાસી તાલુકામાં લીંગટરાજ કદાચ હોય. ઇન્દ્રોત્થાન હાલનું નરથાણ હોઈ શકે ? તેમ્બુરૂક એ ચોરાસી તાલુકાનું ટીમ્બુર્વા છે. તલપદ્રક એ એરથાણની દક્ષિણે આવેલું તળોદ અથવા તળદ ગામ છે. બીજાં સ્થળો ઓળખાઇ શકાતાં નથી.

---

1. ઈ. એ. વૉ. ૧૨ પા. ૧૯૬ એચ. એચ. ધ્રુવ. લેખ ૪૦

अक्षरान्तर

पतरुं बीजुं

१ ९ ॐ नमो विनायकाय ॥ स्वस्ति जयोभ्युदयश्च॥ वाणं वीणाक्षमाले कमलमहिमथो
२ वीजपूरं त्रिशूलं खट्वाङ्गं दानहस्ताभयकरसहिताः पाणयो धारयन्तः। रक्षन्तु व्यंज-
३ यन्तः सकलरसमयं देवदेवस्य चित्तं नोचेदेवं कथं वा त्रिभुवनमखिलं पालितं दान-
४ वेभ्यः ॥ १ ॥ दधाति यश्चामथ चक्रकौस्तुभे गदामथो शंखमिहैव पंकजं । हरिः
५ स पातु त्रिदशाधिपो भुवं रसेषु सर्वेषु निषण्णमानसः ॥२॥ कमण्डलुं दण्डम-
६ थ श्रुचं विभुर्व्बिभर्ति मालां जपदत्तमानसः । सृजत्यजो लोकमपोहितुं रिपून्रसैश्च
७ सर्व्वै रसितो विशेषतः ॥३॥ कदाचिद्दैत्यखेदोत्थचिन्तामन्दरमन्थनात्। विरिञ्चेश्चु-
८ लुकाम्भोधे राजरत्नं पुमानभूत् ॥ ४ ॥ देव किंकरवाणीति नत्वा प्राह तमेव सः । समा-
९ दिष्टार्थसंसिद्धौ तुष्टः स्रष्टाब्रवीच्च तं ॥५॥ कन्याकुब्जे महाराज राष्ट्रकूटस्य कन्य-
१० कां लब्ध्वा शु( सु )खाय तस्यां त्वं चौलुक्यांप्नुहि सन्ततिम् ॥ ६ ॥ इत्थमत्र मेवत्क्षत्रसन्तति-
११ र्व्वितता किल । चौलुक्यात्प्रथिता नद्याः श्रो( स्रो )तांसीव महीधरात् ॥ ७ ॥ तत्रान्वये दयित-
१२ कीर्त्तिरकीर्त्ति नारीं संस्पर्शभीत इव वर्ज्जितवान्परस्य। वारपाराज इति विश्रुतना-
१३ मधेयो राजा वभूव भुवि नाशितलोकशोकः ॥ ८ ॥ श्रीलाटदेशमधिगम्य कृतानि
१४ येन सत्यानि नीतिवचनानि मुदे जनानाम् । तत्रानुरज्य जनमाशु निहत्य शत्रून् को
१५ शस्य वृद्धिफलमाप निरन्तरं यः ॥ ९ ॥ तस्माज्जातो विजयवसतिर्गोङ्गि( ? ) राजः क्षि-
१६ तीशो यस्मादन्ये मनुजपतयः सि( शि )क्षिता राजधर्म्मम् । यो गोत्रस्य प्रथमनिलयः
१७ पालको यः प्रजानां यः शत्रूणाममितमहसां मूर्ध्नि पादं व्यधत्त ॥ १० ॥

पतरुं बीजुं-अ

१ आत्मभूरुद्धृता येन विष्णुमे ( ने? ) व महीयसा । वलिभिः सा समाक्रान्ता दा-
२ नवैरिव वैरिभिः ॥ ११ ॥ प्रद्युम्नवन्मदनरूपधरोच्युतस्य श्रीकी-
३ र्त्तिराजनृपतिः स वभूव तस्मात् । यो लाटभूपपदवीमधिगम्य चक्रे धर्मेण
४ कीर्त्तिधवलानि धि( दि )गन्तराणि ॥ १२ ॥ सन्तानतन्तुषु प्रोताश्चौलुक्यमणयो नृ-
५ पाः । तस्यां तु मणिमालायां नायकः कीर्तिभूपतिः ॥ १३ ॥ गोः पिण्डे मौति-
६ के भूरि पदार्थायतने गुरौ । सूते क्षीरं शिरा कापि माता स्त्रीषु तथैव तं ॥१४ ॥

વિદ્વાનોની તરૂણ સ્ત્રીઓનાં નેત્રોમાં અંજનને આપનાર, એવા આ રાજાએ તે નેત્રોમાં જળ (હર્ષાશ્રુ) કલ્પ્યું અને શત્રુઓની સ્ત્રીઓનું કાજળ (રૂદનાશ્રુથી) હરી લીધું તે એક જેમ હોય તેમ આશ્ચર્ય છે. ॥ ૩૧ ॥

એ પછી, આ અરિસિંહથી રાજાઓના મસ્તકરૂપ રત્નોની કાન્તિવાળા પર્વતના શિખર ઉપર પ્રકાશ પામતું છે સુવર્ણનું સિંહાસન જેનું એવો, સૂર્ય સરખા તેજવાળો, ચોડ નામે રાજા થયો. ॥૩૨॥

તે પછી, હાથીઓના કુમ્ભસ્થળ ઉપર ગતિ કરનાર છે ખડ્ગ, જેનું અને સંગ્રામમાં પાછો વાળેલ છે કાળ જેણે એવો, શત્રુઓમાં પરાક્રમની કથા પ્રવર્તાવનાર, તે(ચોડસિંહ)નો પુત્ર વિક્રમસિંહ થયો. ॥ ૩૩ ॥

હાથના પરાક્રમની ચેષ્ટાએ કરીને ઉખેડી નાંખેલ છે સર્વ સંકટ (સઘળા ક્રૂર શત્રુઓ) જેણે એવો, ક્ષેમસિંહ રાજા તે પછી પૃથ્વીમાં કલ્યાણ કરનાર થયો. ॥ ૩૪ ॥

કાંઇક રૂધિર પીને (થએલા) હર્ષ વડે અથવા ઉત્કૃષ્ટ મદ વડે શોભાયમાન જે પગનું મૂકવું (ગતિ કરવી) તેમાં મૂઢ (બેભાન) એવી પ્રેતોની સ્ત્રીઓ રસના અતિશયપણાએ કરીને ઉદ્ગારમુદ્રાએ (તૃપ્ત થયાની નિશાનીએ) યુક્ત એવાં કપાલો (ખપ્પરો) સહિત ઉંચે સ્વરે કરીને પીઓ પીઓ એમ બોલતી થકી હર્ષને પામેલી, સાથે રહેનારી દાસીઓના હાથમાં રાખેલું પાત્ર (પોતાના) પતિઓને આપે છે, (અને) પ્રસન્ન થએલા તે પિશાચો જેના યશને ગાય છે; ॥ ૩૫ ॥

તે ક્ષેમસિંહ થકી કામદેવ કરતાં (પણ) વિશેષ સુંદર શરીરવાળો, પોતાના મંડળેશ્વર રાજાઓનું સર્વસ્વ (સઘળું ધન) હરી લેનાર, સામંતસિંહ નામે પૃથ્વીનો પાલક થયો. ॥ ૩૬ ॥

ખુમાણની પ્રજાના વિયોગથી વિસ્મયકારક છે લક્ષ્મી વા શોભા જેની એવી અને વિરહને નહી જોનારી એવી, ગોહિલ વંશની સેના તેને શત્રુઓમાં ગએલી પૃથ્વીને ફરી વાર પાછી લઇને કુમારસિંહ રાજાએ યુક્ત કરતો હવો. ॥ ૩૭ ॥

એની પછી, જિતનાર એવા જે પુરૂષનું નામ શત્રુઓનાં સૈન્યનું મથન કરે એવા અનુકૂળ અર્થ સહિત થયું છે, તે મથનસિંહ નામે રાજા પરાક્રમ વડે શત્રુઓને જિતનાર થયો. ॥ ૩૮ ॥

મિયાનમાં રહેલું હોવા છતાં દરેક યોદ્ધાના રૂધિરને ભોગવતું નથી અને રૂધિરને પીતું હોવું છતાં મિયાનને ભજતું નથી એવું ખડ્ગ જે(મથનસિંહ)ના હાથને મળીને સંગ્રામની સીમાને વિષે બે આશ્રયવાળા ફળને પામે છે. (ક્ષણમાં રૂધિરને અને ક્ષણમાં મિયાનને પામે છે). ॥ ૩૯ ॥

પાછળથી બાકીના સઘળા સારરૂપ પદ્મસિંહ રાજાએ મેવાડની પૃથ્વી પાળી અને રમાડી રાજી રાખી. ॥ ૪૦ ॥

વિદ્વાન્ એવો આ પદ્મસિંહ રાજા ચીરી નાંખેલાં, શત્રુઓના મદોન્મત હાથીઓનાં કુંભસ્થળેરૂપ પર્વતોનાં શિખરોમાંથી નીકળી પડેલાં મોતીરૂપ મણિ સરખા ચોખ્ખા વર્ણને ભોગવે એવા પોતાના હાથ સંબંધી વીરરસના પ્રબંધોને સંગ્રામ ભૂમિરૂપ પાટિયોમાં સારી રીતે લખતો હવો. ॥ ૪૧ ॥

આ (પદ્મસિંહ) દેવતાઓના આસન ઉપર બેઠા પછી (સ્વર્ગમાં ગયા પછી) મદૂલ(કોઇક શત્રુરાજા)ના મૂળને ઘર્ષણ કરનારી છે હાથની લક્ષ્મી (શક્તિ) જેની એવો અને તુરૂષ્ક(તુર્કસ્થાનના રહેનારાઓ)ના સૈન્યરૂપ સમુદ્રને માટે અગસ્ત્ય મુનિ સરખો જૈત્રસિંહ રાજા પૃથ્વીની રક્ષા કરનાર થયો. ॥ ૪૨ ॥

સિંધિઓની સેનાના રૂધિર વડે મદોન્મત્ત તેમ જ ઘેનમાં ઘેરાએલી (પોતાની) સ્ત્રીઓના આલિંગને કરીને આનંદમાં મગ્ન છે મન જેમનાં એવા, પિશાચો સંગ્રામમાં આજ સુધી પણ શ્રી જૈત્રસિંહના હાથનાં પરાક્રમને ઉંચે સ્વરે ગાય છે. ॥ ૪૩ ॥

નં૦ ૨૫૩

## જાફરાબાદ પાસે શિયાળ બેટમાંનો લેખ[1]

વિ. સ. ૧૩૪૩ માઘ સુ. ૧૦

ખેતરોમાં ચાર લેખો ઉલેલા છે તે પૈકીનો

अक्षरान्तरं

( ४ ) ६० ॥ संवत् १३४३ माघ शुदि १० गुरौ गुर्जर प्राग्वाट ज्ञातीय ठ° पेथडश्रेयसे

तत्सुत पाल्हणेन श्री नमिनाथबिंबं कारितं प्रतिष्ठितं । श्रीनेमिचंद्रसूरिशिष्य-श्रीनयचंद्रसूरिभिः ॥

નં૦ ૨૫૪

## વઢવાણમાં માધવ વાવનો લેખ[2]

વિ. સં. ૧૩૫૦ (ઈ. સ. ૧૨૯૬ ) કાર્તિક વદ ૮ ગુરૂવાર

કાઠિયાવાડમાં વઢવાણ શહેરમાં લાખા પોળ નામે પશ્ચિમ દરવાજે માધવ વાવ આવેલી છે, જેના એક ઘુમટના ખુણામાં નીચેનો લેખ કોતરેલો છે.

अक्षरान्तर

प्रथम बाजुपरें

संवत् १३५० वर्षे कार्तिक वदी ८ गुरु नागरज्ञातीय श्रीसामसुतमीदयं श्रीसीपुं

बीजी बाजुपर

नागरज्ञातीय महं श्रीसाढलसुतामह श्रीतशमादीती·

૧ રી. લી. એ, રી. પો. પા. ૨૫૩ ૨ આર. એસ. એ. આર. પા. ૨૪૧ બર્ગેસ અને કઝન્સ

સમરસિંહ રાજાએ આયુષને વાયુ તથા વીજળી સરખું ચલાયમાન જોઈને અચળેશ્વરનો સુવર્ણનો ઉંચો ધ્વજસ્તંભ કરાવ્યો. ( આ શ્લોકમાં કર્તરીપ્રયોગ છે, પરંતુ અર્થની અનુકૂળતા માટે ભાષાન્તરમાં કર્મણીપ્રયોગ લખ્યો છે. ) ॥ ૫૪ ॥

શંકરનાં વ્રતોએ કરીને ( વ્રતો પાળીને ) અનાદર માત્રમાં ઉખેડી નાંખેલ છે સંસારનું બીજ જેણે એવો, ભાવાગ્નિ નામે સ્થાનાધીશ ( સ્થાનકનો સ્વામિ ) પૂર્વે આ મઠમાં હતો. ॥ ૫૫ ॥

પરસ્પર વૈરના ત્યાગે કરીને શુદ્ધ દેહવાળા, સ્નેહમાં બંધાએલ છે હૃદય ( મન ) જેમનું ( અને ) મનુષ્યોમાં દયાવાળા, સારી રીતે જાણેલ છે મોક્ષને કરનારૂં ( આપનારૂં ) તત્વ જેમણે એવા થકા સિંહ તથા હાથીઓ આદિ જીવો આ મઠની પાસે તપશ્ચર્યા કરે છે. ॥ ૫૬ ॥

તે ભાવા અગ્નિનો નિષ્ઠા( તત્પરતા )વાળો ભાવશંકર નામે શિષ્ય શિવજીના સાયુજ્ય-( સ્વદેહે મેળાપ )ના લાભ માટે દુઃખે કરી શકાય એવું તપ કરે છે. ॥ ૫૭ ॥

આબુ પર્વતમાંથી ઉત્પન્ન થયેલાં, ફળ અને ફૂલોની સમૃદ્ધિને સદાકાળ ધારણ કરનારાં આ વૃક્ષો, નાશ પામેલ છે વિષયવાસના જેમની એવા પુરૂષોની ઉત્તમ એવી નિયમ વિષેની નિષ્ઠાને બીજા મુનિઓમાં ઘણાક પ્રકારે કરીને સૂચના કરે છે. ( વિષયસુખનો ત્યાગ કરનારા મુનિઓ જેવા દૃઢ નિયમો પાળે છે તેવા તમે ઈતર પુરૂષો પણ અમારી જડ એવાં વૃક્ષોની વૃત્તિને જોઈને શીખો, એમ દેખાડે છે. ) ॥ ૫૮ ॥

સમરસિંહ રાજાએ ભાવશંકરના ઉપદેશથી સુવર્ણના દંડ સહિત મઠ, આબુ પર્વતમાં કરાવ્યો. ॥ ૫૯ ॥

એકલિંગ ગામમાં ત્રિભુવન( સ્વર્ગ, મર્ત્ય અને પાતાળ લોક )માં પ્રખ્યાત એવા શ્રી સમાધીશ ચક્રસ્વામિ( શ્રી એકલિંગજી )નાં શિવાલયોના સમૂહમાં પ્રિય પટુનો પુત્ર જે વેદશર્મા પ્રશસ્તિનો કરનાર હતો, તે ચિત્રકોટમાં રહેનાર નાગર જ્ઞાતિના બ્રાહ્મણ—વેદશર્માએ સર્વ વિદ્વાનોના મનને હરનારી અને પ્રકાશિત ગુણોએ કરીને ઉજ્જવળ એવી, આ પ્રશસ્તિ કરી. ॥ ૬૦ ॥

ભગવાન અચળેશ્વર જ્યાં સુધી આબુપર્વતના સંગને ધારણ કરે ત્યાં સુધી વાંચનારા કવિઓને આ પ્રશસ્તિ આજીવિકારૂપ થાઓ. ॥ ૬૧ ॥

આ ઉજ્જવળ પ્રશસ્તિ શુભચંદ્રે લખી ( અને ) બુદ્ધિમાન શલાટ કર્મસિંહે કોતરી. ॥ ૬૨ ॥

( વિક્રમ ) સંવત્ ૧૩૪૨ ના વર્ષમાં માગશર શુદિ ૧ ને રોજ પ્રશસ્તિ કરી.

( ઇતિ ભાષાન્તર )

નં० २५६

# મેહર રાજા ઠેપકનો હાથસણીનો લેખ[1]

સં. ૧૩૮૬ આષાઢ ૭ સોમવાર

કાઠિઆવાડમાં ગોહિલવાડ પ્રાન્તના પેટા તાલુકા ઉંડ સર્વૈયામાં સર્વૈયા રાજપૂતોની માલીકીનું એક ખંડણીયું સંસ્થાન હાથસણી છે. હાથસણી ગામ લોંચ ડુંગરાની તળેટીમાં પાલિતાણાથી નૈઋત્ય દિશામાં આશરે તેર માઈલના અંતરે શેત્રુંજી નદીના કિનારા પર ઉત્તરમાં આવેલું છે. હાલનો લેખ હાથસણીમાંથી પ્રાપ્ત થએલી એક શિલા ઉપરથી લીધેલો છે. અને હમણાં ભાવનગરના સંગ્રહસ્થાનમાં રાખેલો છે.

શિલા ચાર ખંડમાં ભાંગેલી છે; પરંતુ તેથી કરીને લેખનો કોઈ પણ ભાગ નાશ પામ્યો નથી, સિવાય કે પંક્તિ ૮ માં બે અક્ષરો, પંક્તિ ૧૩ મીમાં પાંચ—(જે બહુ અગત્યના જણાતા નથી)—અને પં. ૧૭ માં તિથિનો ત્રીજો આંકડો નાશ પામેલ છે, જો કે તારીખનો નષ્ટ થયેલો અંક તે જ પંક્તિમાં શબ્દોની સંખ્યાથી પૂર્ણ થયો છે.

લેખનો વિસ્તાર આશરે ૧૬૩/૪" પહોળી અને ૧-૦૩/૪" ઉંચી જગામાં છે. અક્ષરોનું સરાસરી કદ ૩/૧૬" જેટલું છે. લિપિ દેવનાગરી લેખના સમયને અનુસરતી છે.

**ડૉ. ફ્લીટની નોંધઃ**— આ લેખ ખાસ જાણવા લાયક હોવાનું કારણ એ છે કે તેમાં મૈત્રકોના હાલના પ્રતિનિધિ મેહર અથવા મેરની જાતિનો ઐતિહાસિક હેવાલ છે. આ જાતિનું મૂળ નામ મિહિર હતું. મિહિર લોકો, હુણ લોકોની એક શાખા હતી. હુણ લોકોએ તોરામાણ અને મિહિરકુલની આગેવાની નીચે પ્રથમના ગુપ્તરાજાઓની સત્તાનો અંત આણ્યો, અને કાઠિઆવાડ તથા ઉત્તર હિંદના બીજા ભાગોમાં પોતે વસી રહ્યા અને પછી તેઓને સેનાપતિ ભટ્ટારકે કાઠિઆવાડમાં જિતી લીધા હતા. તેમના સંબંધી અન્ય લેખોમાં પણ ઉલ્લેખ મળી આવેલો છે. શક સં. ૭૮૯ (ઈ. સ. ૮૬૭–૬૮) નાં બગુમ્રા દાનપત્રની ૪૫ મી પંક્તિમાં ગુજરાતના રાષ્ટ્રકૂટ રાજા ધ્રુવ ૩ જાએ મિહિર નામના એક રાજાનો પરાજય કરેલો જણાવવામાં આવે છે. તેવી જ રીતે ચૌલુક્ય રાજા ભીમદેવ ૨ જાનાં વિ. સં. ૧૨૬૪ નાં ટિમાણા દાનપત્રમાં બે મેહર રાજાઓ નામે જગમલ્લ અને આનનાં નામોનો ઉલ્લેખ છે. આપણો લેખ મેહર રાજા ઠેપક અથવા ઠેવક (વિ. સં. ૧૩૮૬)નો ઉલ્લેખ કરતું ત્રીજું પ્રમાણ છે. આ જાતિનું ચોથું પ્રમાણ કાઠિયાવાડના અગ્નિકોણમાં શિયાળબેટ પર ગોરખમઢી નામના સ્થાનમાં એક જૈન મૂર્તિના સ્થાનક પરના ટુંક લેખની અંદર છે. મેર અથવા મેહર લોકો હાલમાં કાઠિયાવાડની એક બહુ અગત્યની જાતિ ગણાય છે. અને ઘણા જ પ્રાચીન સમયથી જેઠવા રાજપૂતોની સાથે પોતાને જોડાયેલી હોવાનું જણાવે છે. મેહર લોકોનું બીજું વસવાટનું સ્થાન રાજપૂતાના છે. દિલ્હીની પડોશમાં આવેલા મેહરૌલી નામના ગામડામાં પણ તેમની નિશાનીઓ મળી આવે છે. સિંધમાં પણ આ જાતિનો બહુ વહેલા સમયમાં વસવાટ હોવાનો સંભવ છે.

---

[1] ઇ. એ. વૉ. ૧૫ પા. ૩૬૦ વિજયશંકર ગૌરીશંકર.

નં૦ ૨૫૫

# ઉત્તર ગુજરાતમાંથી ઉપલબ્ધ લેખો નં. ૨૭[1]

### વિ. સં. ૧૩૫૬ ચૈ. વ. ૧૧

#### अक्षरान्तर

१ संवत् १३५६ वर्षे चैत्र व ११
२ गन। यद्येह सूणक ग्रामे म–
३ हाराण श्री[ खे ]तलप्रतिपत्तौ
४ लींब महिपाकेन देवी श्री–
५ शिवर्लीयात्रायां नाट[ पूजाय ]
६ प्रदत्त पा[ द्र ] सं दि[ न ]पूमि–
७ [ य ] नं —— ना माता [ त्रियो ]—
८ पीलक[ ब्रह्मपुरे ]सहित [ सक ]
९ लमपि आ[ मं ] ॥ श्रीः ॥

#### ભાષાન્તર

દેવી શ્રી શિવાલીની યાત્રાપ્રસંગે સૂણુક નામના ગામમાં મહારાણા શ્રી ખેતલના રાજ્ય સમયમાં સં. ૧૩૫૬ ચૈત્ર વ. ૧૧ ને દિવસે લીંબ મહિપાકે કાંઈ દાન આપ્યું તે સંબંધી આ લેખ છે.

---

[1] એ. ઈ. વો. ૨ પા. ૩૩ ડૉ. જે. ફ્લીટે [2] સરોત્રામાં ભવનધ્વજ મંદિરના બારણા ઉપર
પૃષ્ઠ ૪૮

१४ मम पितृव्येन जीर्ण्णदुर्गे निवासि[ना]। कारिता संगवापीति ठेवावापीं प्रकारय १३ [॥]। मे-

१५ हरेण समादिष्टो धर्मबुद्धिः स कौ नरः। कारयामास सहसा वापीं जलमनोहरां १४ [॥]

१६ अखं[ड][20]मायुर्लभतां मेहरो द्विजवल्लभः। सहितः पुत्रपौत्रैश्च परिवारजनैः समं [॥×]

१७ संवत् १३[८]६ वर्षे ॥ भावे संवत्सरे पूर्ण्णे आषाढे षडशीतिके सप्तम्यां सोमवारेण

१८ वापीयं पूर्ण्ण[तां] गता ॥ १६ [॥×] श्रीप्रभानिष्ठवास्तव्यसूत्रवाचासुत-सांडाकेन कारापिता [॥×]

## अक्षरान्तर

१ ओं सिद्धिः। (॥) विरंचिवदनावासा देवी जयतु भारती। यस्याः प्रसादमासा-
द्य मूढोऽपि विबुधायते १ [ ॥× ]

२ श्रीसौं[1] वंशो[2] भुवि सुप्रसिद्धः क्षमाभृतां मंडनमादिजानां तेषां। कुले पुण्यकृतां वरिष्ठः सगारै नामा नृपति बभूवं २ [ ॥ ]

३ जसधवलसुनामा तस्य वंशेऽस्य जज्ञे सकलगुणनिधानं रूपविख्यातकीर्तिः मियम-

४ ल इति देवी रूपतो यं विवाह्य विजयसुभटपुत्रै[5] सूर्यवंश प्रसूता ३ [ ॥× ]
यशोधवलदेवस्य सुपुवे

५ तनयान् वरान्। वल्लीव कल्पवृक्षस्य मल्लमंडलमेलिगान् ४ [॥] अत्रान्तरे वासले राजवंशे कंह्र---

६ ल्दोर्मंडलनिर्जितारिः। नगार्जुनो[7] नाम बभूव वीरः श्रीमंडलीकस्य सहायकारी
५ [ ॥ ] सुतस्तस्य म-

७ हानंदः संजातो धरणीतले। येन कौ जातसारेण जहर्षुः पूर्वजा मुदा ६ [॥] सुता
मंगलराजस्य

८ रूपा रूपमनोहरा। या जज्ञे ठेपकं वीरं -- यं स्वामिवत्सलं ७ [॥ ] अपि वाच-
स्पतिर्मूकः के वयं तद्गु-

९ णस्तवे। दत्तानां येन दानानां संख्या कर्तुं[8] न सक्यते[9] ८ [ ॥ ] कुलेन शौर्येण
नयेन कीर्त्या प्रजा-

१० भिरामो भुवि मेहरोऽस्य। तालध्वजे विप्रजनाभिरामे महीशभूपेन नियोजित श्रीः ॥९॥

११ [ ॥ ] राज्यं मकुर्वतस्तस्य चतुर्भिस्तनयैः समं। धर्मबुद्धिरियं जाता ठेवकस्य महा-
त्मनः १० [ ॥ ] कार-

१२ यामि महावापीं सर्वजंतु तृषापहीं। अगाधे निर्जले देशे कृतराजं ततोऽब्रवीत् ॥११॥
[ ॥ ] वद्धा-

१३ दित्यकुले सूर्यवीकलस्यान्वयोद्भव ------ मे वाक्यं शृणु धर्ममयं हितं
१२ [ ॥ ] यथा

---

१ વાંચો श्रीसोमवंशो; २ વાંચો भृतां; ३ આ શબ્દમાં प्र ને બદલે म છે; જુઓ વળી પં. ૫ मल्ल અને मकुर्वत પંક્તિ ૧૧. ४ વાંચો नृपतिर्बभूव; ५ વાંચો पुत्रैः; ६ જુઓ નોટ ૩ ઉ. ७ વાંચો नागार्जुनो; ८ વાંચો कर्तुं; ९ વાંચો शक्यते; १०-१२ જુઓ નોટ ૩ ઉપર,

નં○ ૨૫૭

# પુષ્યેણની વળામાંથી મળેલી માટીની સીલ[1]

આ સીલ ઉપરનો લેખ ઇ. એ. વો. ૧૨ પા. ૨૭૪ મે ડા. બુલરે પ્રસિદ્ધ કર્યો છે.

ડા. ફ્લીટે અને તેનો ઉત્તમ ફોટોગ્રાફ મોકલ્યો અને ફોટોગ્રાફ સાથે ફરી અક્ષરાન્તર તૈયાર કરવા ઇચ્છા જણાવી તેથી તે મુજબ રજુ કરું છઉં.

લેખના અક્ષરો અંદર ઊંડા કોતરેલા છે અને તે અવળા છે. તેથી ધાતુની અગર પથ્થરની મૂળ અડીમાં અક્ષરો ઉપડતા હશે. ડા બુલરે લખેલ છે તે મુજબ ચોથી પંક્તિનો છેલો અક્ષર ત્રુટક છે. બીજી પંક્તિની શરૂવાતનો પહેલો અક્ષર પણ કપાઈ ગએલ છે, પણ તે તો સબંધ ઉપરથી અટકળી શકાય તેમ છે.

ડા. બુલરના અક્ષરાન્તરથી આ અક્ષરાન્તર એક જ બાબતમાં જૂદું પડે છે અને તે એ છે કે પહેલી લીટીમાં પુષ્યેણના પૂર્વજનું નામ જયસ્કન્ધ નથી, પણ જયદ્રથ છે. મહાભારતમાં આવેલ છે તે પ્રમાણે આ નામ સિંધુ સૌવીરના એક રાજાનું છે અને તેને અર્જુને માર્યાની હકીકત પણ મળે છે.

## अक्षरान्तर

१ आ जयद्रथादाव्यवच्छिन्नराज-

२ वंशस्य श्रीर्म्महा[ र ]ाजा[ ह ]ि वर्म. ....

३ सूनो र्महाराज महा-

४ पति पुष्येण[ स्य ] [ ॥ ]

## ભાષાન્તર

જયદ્રથથી અવ્યવચ્છિન્ન ઉતરી આવેલા મહારાજ અહિવર્મનના દીકરા મહારાજા મહાસેનાપતિ પુષ્યેણની ( સીલ ).

---

૧ ઇ. એ. વો. ૩૮ પા. ૧૪૫ આ. હુલ્ય

ભાષાન્તર

લેખનો પ્રારમ્ભ ભારતી દેવીની સ્તુતિથી થાય છે. શ્રી સોમવંશ પૃથ્વીમાં સુપ્રસિદ્ધ છે. આદિરાજાઓમાં મંડનરૂપ એવાં એ કુલમાં પુણ્યશાલિઓમાં વરિષ્ઠ ખગાર નામે ભૂપતિ ઉત્પન્ન થયો.

તેના કુળમાં સકલગુણનિધાન અને રૂપથી વિખ્યાત કીર્તિવાળો જશધવલ જન્મ્યો, જેના સૌંદર્યને અંગે વિજય અને સુભટના પુત્રો સાથે સૂર્યવંશમાં જન્મેલી પ્રિયમલદેવી તેને વરી. પ્રિયમલ દેવીથી યશોધવલને, મદ્દલ મંડલ અને મેલિગ નામે ત્રણ ઉત્તમ પુત્રો થયા. આ સમયે વાખલ રાજના કુળમાં નાગાર્જુન નામે વીર પ્રસવ્યો. એ શ્રી મંડલીકનો સહાયકારી હતો; અને એણે પોતાના બાહુબળે અરિમંડલ જિતેલું હતું. તેનો પુત્ર મહાનંદ થયો, જેના જન્મથી તેના પૂર્વજોના આનંદનો પાર રહ્યો નહીં. મંગલરાજની મનોહર રૂપવાળી પુત્રી રૂપાથી (આ મહાનંદને) ઠેપક નામે વીરપુત્ર ઉત્પન્ન થયો. ... ... જે સ્વામિવત્સલ હતો. એના ગુણોને વર્ણવવાને વાચંસ્પતિ પણ અસમર્થ છે, તો પછી અમે તો એ વિષયમાં કોણ? તેણે આપેલાં દાનોની સંખ્યાની ગણત્રી કહેવી અશક્ય છે. કુલ, શૌર્ય, નય, કીર્તિથી તેણે પ્રજાનો અનુરાગ મેળવ્યો. આ મેહર રાજાનો રાજ્યાભિષેક વિપ્રોને પ્રિય એવા તાલધ્વજ ગામમાં મહીશ રાજાએ કર્યો. એ પ્રમાણે જ્યારે આ મહાત્મા ઠેપક પોતાના ચાર પુત્રો સહિત રાજ્ય કરતો હતો ત્યારે કોઈ અગાધ નિર્જલ પ્રદેશમાં સર્વ પ્રાણિઓની તૃષાને દૂર કરનારી એક મહાવાપી બંધાવવાની ધર્મબુદ્ધિ તેનામાં ઉદ્ભવી. તેથી કુન્તરાજને તેણે કહ્યું કે "હે વલ્લાદિત્ય કુલમાં જન્મેલા, અને સૂર્ય વિકલના વંશના રાજા! મારૂં ધર્મમય અને હિતવાળું વાક્ય સાંભળ. જેવી રીતે મારા પિતૃએ જીર્ણદુર્ગમાં સંગવાપી બંધાવી તેવી જ રીતે તું ઠેવાવાપી બંધાવ." મેહરના આ આદેશ પ્રમાણે તે ધર્મબુદ્ધિ કુન્તરાજે સહસા જલ મનોહર વાપી બંધાવી. (આ ધર્મકાર્યથી) પુત્રપૌત્ર પરિવારજનો સહિત દ્વિજવલ્લભ મેહર અખંડ આયુઃ પ્રાપ્ત કરો.

સંવત્ ૧૩૮૬ વર્ષ, ભાવ સંવત્સર પૂર્ણ આષાઢ ૮૬ મે વર્ષે, સપ્તમી સોમવારે આ વાપી પૂર્ણતા પામી છે. શ્રી પ્રશ્નાનિષ્ઠના રહીશ સૂત્ર વાચાના પુત્ર 'સાંડકથી' આ લેખ ઉત્કીર્ણ થયો છે.

## अक्षरान्तर

१ .... [ क्ष ]त्रपस्य स्व[ ा ]मि जीवदामस्य एताय पूर्व्वाय वर्ष[ े ] १००

२ ... [ व ]स्रदत्तस्य वास्तुन [ ं ]दिकस्य वस्[ तु ]शर्म्मकस्य रामकस्य पुत्र[ ा ]

### ભાષાન્તર

[ મહા ]ક્ષત્રપ સ્વામિ જીવદામનના, ઉપર કહેલા વર્ષ ૧૦૦ રામકના પુત્રો [ વ ]સ્રદત્ત, વાસ્તુનંદિક ( વાસ્તુનંદિન ), વસ્તુશર્મ્મક.

---

પંક્તિ ૧ લી—(અ) ક્ષનો ઉપરનો ભાગ તૂટેલો છે. (બ) વર્ષેના ષ માંનો આડો લીટો ભુંસાઇ ગયો છે. ( ક ) છેલ્લો અક્ષર ઘ જેવો લાગે છે, પણ જમણી બાજુના ઉભા લીટાનો નીચલો છેડો લંબાવેલ છે, તેથી તે ૧૦૦ નું ચિહ્ન છે, એમ નિશ્ચય થાય છે.

પંક્તિ ૨ જી વસ્રદત્ત નો વ શંકિત છે. શસ્ર અગર અસ્ર પણ વાંચી શકાય. वास्तुनंदिक માંનો वा જરા વિચિત્ર છે. નીચેનો ભાગ વધુ વળેલો છે અને ઉપરની આડી લીટી ઘસાઇ ગઇ છે તેથી ઉભી લીટીના બે ફાંટા જેવી લાગે છે.

# પુરવણીના લેખો

નં૦ ૬ અ.

## જીવદામન્ ૧ લાનો જૂનાગઢમાંથી મળેલો શિલાલેખ[1]

ઈ. સ. ૧૯૧૯ ના ચોમાસામાં જૂનાગઢના કિલ્લાના મથાળા ઉપર કામ કરતા કેટલાક મજુરોને આ શિલાલેખ મળ્યો હતો. સ્ટેટ એન્જીનીઅર મી. એસ. બુકફોકસે આ પત્થરને ઓફીસમાં મૂકાવ્યો અને તેની છાપ મોકલીને આર્કીઓલોજીકલ ખાતાને ખબર આપી. હવે તે પત્થરને જૂનાગઢમાંના બહાદુરખાનજી મ્યુઝિયમમાં રાખવામાં આવેલ છે અને ત્યાંથી લેખને પ્રસિદ્ધ કરવા માટે સારી છાપ લાવવામાં આવી.

લેખ ભારે શિલા ઉપર અને ૩૧ ઇંચ લાંબી અને ૧૦ ઇંચ પહોળી સપાટી ઉપર કોતરેલ છે. તે બે પંક્તિમાં છે અને બન્ને પંક્તિના શરૂવાતના તથા છેહાના ભાગ ખંડિત થયેલા છે. પહેલી પંક્તિની શરૂવાત क्षत्रपस्य શબ્દથી થાય છે અને અંતે ૧૦૦ નું ચિહ્ન છે. બીજી પંક્તિ કોઈ વિશેષ નામથી શરૂ થાય છે અને છેવટે पुत्र શબ્દ છે. પંક્તિની લંબાઈ ૩૦ ઇંચ છે અને અક્ષરની ઉંચાઈ સરેરાસ ૨⅙ ઇંચ છે. લખાણ ઉપરથી અટકળ થાય છે કે મૂળ પંક્તિઓ વધારે લાંબી હોવી જોઇએ. આ પત્થર પાછળથી ચણતરકામમાં વપરાએલો હોવો જોઇએ અને લેખવાળો ભાગ નીચે હોવાથી તેમાં ઇંટનો ભૂકો અને ચુનાનું બનાવેલું પ્લાસ્ટર ભરેલું હતું. બીજી પંક્તિની નીચેની પંક્તિઓ પત્થર કાપ્યો ત્યારે ગુમ થઈ હોવી જોઇએ.

લેખની લિપિ, ઇ. સ. ના બીજા સૈકામાં પશ્ચિમ હિન્દમાં વપરાતી અને અન્ધૌના રૂદ્રદામન ૧ લાના લેખોમાં છે તેવી જ છે. क અને र ના નીચેના ભાગો ડાબી બાજુ વળેલા છે. प ના ઉભા ત્રણ લીટા અને प ના ઉભા બે લીટા સરખા લાંબા છે. व અને म ના નીચેના ભાગ ત્રિકોણ આકારના છે. प ના બન્ને ઉભા લીટા સરખી ઉંચાઇના છે. ञ નો નીચેનો ભાગ જમણી બાજુએ લંબાએલો છે. क्षत्रपस्य માંના प માં આડી લીટી જમણી બાજુની ઉભી લીટી સાથે જોડાએલ છે જ્યારે धर्मेमां બન્ને ઉભી લીટી સાથે જોડાએલ છે.

લેખ ગદ્યમાં છે અને ભાષા સંસ્કૃત છે. તે ખંડિત હોવાથી લેખનો આશય સમજી શકાતો નથી. જ્યાં સંવત્ લખ્યો છે તે ભાગ સુરક્ષિત નથી, તેથી ૧૦૦ ના ચિહ્ન સિવાય બીજું કાંઈ વંચાતું નથી. લેખમાં જીવદામનનો ઉલ્લેખ છે પણ તેના ઈલકાબ વિગેરેના વર્ણનવાળો ભાગ ગુમ થયો છે. તેથી વંશાવળીમાં તેનું સ્થાન નિર્માણ થઇ શકતું નથી. તે क्षत्रप હતો એટલું જ કહી શકાય છે. કાઠિયાવાડમાં બે જીવદામન્ જાણવામાં આવેલ છે; જેમાંનો પહેલો રૂદ્રદામનનો પૌત્ર અને દામજદશ્રી પહેલાનો પુત્ર શ. સં. ૧૦૦ થી ૧૧૮–૧૯ સુધીમાં સત્તામાં હતો એમ તેના સિક્કા ઉપરથી માલુમ પડે છે, જ્યારે બીજો જીવદામન્ જે સ્વામિ જીવદામન્ તરીકે ઓળખાય છે તે તેના દીકરા રૂદ્રસિંહ બીજાના શ. સં. ૨૨૭ લગભગના સિક્કા ઉપર આપણને મળે છે. અથવા અગર રૂદ્રસિંહ ૧ લાના સીધા વંશની સમાપ્તિ બાદ તે ગાદીએ આવ્યો હોય એવો સંભવ છે. લિપિ ઉપરથી મારો મત એવો છે કે આ લેખમાંનો જીવદામન્ તે પહેલો જીવદામન્ હોવો જોઇએ. આ લેખમાંની બીજી પંક્તિમાં આ ચાર વિશેષ નામો આપેલાં છેઃ [ व ]ऋद्दत्त, धास्तुनंदिक, वस्तुशर्मक, અને रामक. બીજી પંક્તિના છેલા શબ્દને पुत्रा[ णां ] વાંચીએ તો આમાંની પહેલી ત્રણ વ્યક્તિઓ रामक ના પુત્રો કલ્પી શકાય. આ ત્રણ ભાઈઓએ કરેલા ધર્મકાર્ય અગર બાંધેલા મકાનની યાદગીરી કાયમ રાખવા આ લેખ લખાએલો હોવો જોઇએ.

---

૧ એ. ઈ. વો. ૧૮ પા. ૩૩૯ સ્વ. આર. ડી. બેનરજી
લેખ ૫૦

## अक्षरान्तर[1]

### पतरूं पहेलुं

१४ [ स्तु ]व[ स्संविदितं ] यथा हस्तवप्राहरा[ र ]ण्यां कलहाटक ग्राम ~ पूर्व्वं भुक्तभुज्य[ मा ]नकः

### पतरूं बीजुं

१५ — — — नगरवास्तव्यब्राह्मण विश्वदत्त वसुदत्ताभ्यां भरद्वाजसगोत्राभ्यां

१६ — — — [ स ]ब्रह्मचारिभ्यां मया मातापित्रोः

२४ [ आच्छेत्ता ] चानुमन्ता च तान्येव नरके वसे[ त् ] स्वदत्तां परदत्तां वा यो हरेत वसुन्धरा[ म् ]

२५ गवां शतसहस्रस्य हन्तुः प्राप्नोति किल्बिषम् [ ॥ ]बहुभिर्व्वसुधा भुक्ता राज-[ भिस्सगरा ]

२६ दिभिः [ । ] यस्य यस्य यदा भूमिस्तस्य तस्य तदा फलमिति[ ॥ ]

२७ स्वहस्तो मम महासामन्तमहाराजध्रुवसेनस्य [ ॥ ] दूतकः प्रतीहारमम्मकः

२८ लिखितं किक्केन [ ॥ ] — — —त्रु— — —

१ પહેલા પતરાની પંક્તિ ૧ થી ૧૩ ધ્રુવસેન ૧ લાના સંવત ૨૦૬ ના પતરાની પંક્તિઓ સાથે મળતી આવે છે. જુઓ. એ. ઇ. વો. ૧૧ પા. ૧૦૫ ૨ આંહીંની આગળનો ભાગ પણ એ. ઇ. વો. ૧૧ પા. ૧૦૫ મે આપેલ દાનપત્રમાંના ભાગ સાથે મળતો આવે છે.

નં૦ ૨૬ અ.

# ધ્રુવસેન ૧ લાનું અપ્રસિદ્ધ દાનપત્ર[1]

પૂનાની ડેક્કન કોલેજના પ્રોફેસર ડો. એસ. કે બેલ્વલકરે આ પતરાં, આશરે દશેક વર્ષ પહેલાં, તે વખતના આર્કીઓલોજીકલ સર્વેના વેસ્ટર્ન સરકલના સુપરીન્ટેન્ડન્ટ પ્રો. ડી. આર. ભાંડારકરને આપ્યાં હતાં. તેને સાફ કરતાં તે અપ્રસિદ્ધ નવું દાનપત્ર છે, એમ જણાયું.

બન્ને પતરાંમાં લેખ અંદરની બાજુએ કોતરેલ છે. કડીઓ માટે બન્નેમાં બબ્બે કાણાં છે, પણ કડી તેમ જ સીલ ઉપલબ્ધ નથી. પતરાં ૧૨¾ ઇંચ લાંબાં અને ૭ ઇંચ પહોળાં છે અને તેની જાડાઈ ⅙ ઇંચ છે. દરેક પતરાના બે મોટા અને બીજા નાના કટકા થઈ ગએલ છે.

અક્ષરો ઊંડા કોતરેલ છે. પંક્તિ ૧૨ માં જીહ્વામૂલીય વિસર્ગનો અને પંક્તિ ૫, ૧૧ અને ૧૪ માં ઉપધ્માનીયનો ઉપયોગ કરાયો છે. પંક્તિ ૨૩ માં શ્લોક માં વિસર્ગનો શ થએલો છે.

મૈત્રક વંશના મહાસામન્ત મહારાજા ધ્રુવસેન ૧ લાનો આ લેખ છે, અને બલિ, ચરૂ, વૈશ્વદેવ આદિ ક્રિયાના નિર્વાહ માટે ભારદ્વાજ ગોત્રના વિશ્વદત્ત અને વસુદત્ત નામના બે બ્રાહ્મણોને હસ્તવપ્રાહરણીમાં આવેલું કલહ્રાટક ગામ વલભી મુકામેથી દાનમાં આપ્યાની તેમાં નોંધ છે. પંક્તિ ૧૪ મી માંના हस्तवप्राहरण्यां कलहाटकग्रामः पूर्व्वभुक्तभुज्यमानकः અને પંક્તિ ૧૮-૧૯ માંના पूर्व्वाचारस्थित्या प्रतिपादितः એ બે વાક્યોથી આગલા દાનને આ પતરામાં અનુમતિ આપવામાં આવેલ છે, એમ અનુમાન થાય છે. દાન લેનારના નિવાસસ્થાનના નામવાળો ભાગ ગુમ થએલ છે. આ વાક્યોનો અર્થ નીચે મુજબ થાય. મૂળ દાન લેનારના ભોગવટાનું ગામ કલહાટક જે હસ્તવપ્રઆહરણી વિભાગમાં આવેલું છે તે ચાલુ રીવાજ મુજબ અમે આપ્યું છે,

ગુપ્ત સં. ૨૦૬ થી ૨૧૭ સુધીનાં ધ્રુવસેન ૧ લાનાં દાનપત્રોમાં લેખક તરીકે કિક્કક ચાલુ રહેલ છે, પરંતુ દૂતકના નામમાં ફેરફાર થએલ છે. સં. ૨૦૬ થી ૨૧૦ના શ્રા. સુ. ૧૫ સુધીનાં દાનપત્રોમાં દૂતકનું નામ મમ્મક મળે છે, જ્યારે ૨૧૦ ના આસુ. વ. ૫ નાં પાલીતાણાના પતરામાં રૂદ્રધર નામ આપેલ છે. ત્યારપછી ૨૧૬ ના દાનપત્રમાં દૂતક તરીકે ભોગિક રાજસ્થાનીય ભટ્ટિનું નામ આપેલ છે. આ નામોના ફેરફારને આધારે આ દાનપત્રમાં મમ્મક દૂતક તરીકે છે, તેથી તે ૨૦૬ થી ૨૧૦ શ્રા. સુ. ૧૫ ના સમયમાં અપાએલું માની શકાય, પરંતુ તે બહુ આધાર ભૂત મનાય નહી. કારણ એકી વખ્તે બે દૂતક પણ હોઈ શકે. હસ્તવપ્ર તે હાલનું હાથબ હોવું જોઇએ અને કલહાટક તે હાથબ પાસેની ખાડીના પૂર્વકિનારા ઉપરનું કોળીઆક ગામ હોવું જોઇએ.

---

૧ એ. ઈ. વો. ૧૯ પા. ૩૦૨ પંડિત માધો સરૂપ વત્સ.

ધરસેન ૨ જાનાં બાર દાનપત્રો મળેલાં છે. આમાંનાં સાત[1] સં. ૨૫૨ નાં, એક ૨૬૯નું,[2] બે સં. ૨૭૦ નાં,[3] અને બાકીનાં બે[4] ત્રુટક હોવાથી સાલ વગરનાં છે. આ દાનપત્રની સાલ સાથે સૂર્યગ્રહણનું વર્ણન ઉપયોગી છે, જે તેનાં બીજાં દાનપત્રોમાં ક્યાંઈ આપેલ નથી. લેખમાં ગ્રહણનો ઉલ્લેખ કદાચ આ પહેલો જ હોઈ શકે. મી. એલ. ડી. સ્વામિકન્નુ પિલ્લાઇના ઇંડિયન એફીમેરીસ (વો. ૧ પાર્ટ ૧ પા. ૨૨૦) પ્રમાણે ચૈત્ર માસમાં (પૂર્ણિમાન્ત ગણત્રી પ્રમાણે વૈશાખમાં) ઇ. સ. ૫૭૩ ના માર્ચની ૧૯ મી તારીખે સૂર્ય ગ્રહણ હતું, તેથી દાનપત્રની તે તિથિ તથા તારીખ હોવી જોઇએ.

## अक्षरान्तर

### पहेलुं पतरूं

१ ओं स्वस्ति [।*]वलभीतः प्रसभं .... .... .... ....

१५ पार्थिवश्रीः परममाहेश्वरः श्रीमहाराजधर्सेनं×कुशली सर्व्वानेवायुक्तक .... ....

### पतरूं बीजुं

१८ कौण्डिन्य[पुर]उत्तर पट्टे भट्टकपत्र(द्र)ग्रामस्सोद्रङ्गः .... .... ....

२० मैत्रायणिक सब्रह्मचारिशाण्डिल्यसगोत्रब्राह्मण देवदत्ताय वलिचरुवैश्वदेवाग्निहोत्रा-तिथिपंच महायाज्ञिका-

२१ नां क्रियाणां समुत्सर्प्पणार्थमाचन्द्रार्क्कार्ण्णवसरिक्षिति(त्स्थिति) समकालीनः पुत्रपौत्रान्वयभोज्यः पूर्व्व-

२२ भुज्यमान[वृत्येह] सूर्योपरागे उदकसर्गेण ब्रह्मदेयो निसृष्टः[5] .... ....

३१ दिभिः [।*] यस्य यस्य यदा भूमिः तस्य तस्य तदा फलमिति । लिखितं सन्धिविग्रहाधिकृतस्कन्दभटेन ॥

३२ स्वहस्तो मम महाराजश्रीधरसेनस्य ॥ दू चिर्व्विरः सं २०० ५० ४ । वैशर्ख व १० ५ ॥

१ ઇ. એ. વો. ૧૫ પા. ૧૮૭ વો. ૭ પા. ૬૮ વો. ૮ પા. ૧૦૩ વો. ૧૩ પા. ૧૬૦ ફરીથી કો. ઈ. ઈ. વો. ૩ પા. ૧૬૪ સં. પ્રા. ઈ. ઓફ કાઠિયાવાડ પા. ૩૫ એ. ભા. ઈ. વો. ૪ પા. ૩૯ એ. ઈ. વો. ૧૧ પા. ૮૦ ૨ ઈ. એ. વો. ૬ પા. ૯ ૩ જ. બો. બ્રં. રો. એ. સો. (ન્યુ.સી.) વો. ૧ પા. ૬૬ ઈ. એ. વો. ૭ પા. ૭૦ ૪ જ. બો. બ્રં. રો. એ. સો (ન્યુ.સી.) વો. ૧ પા. ૨૪ અને ૨૧

૫ એ. ઇ. વો. ૧૧ પા. ૮૦ મે પ્રસિદ્ધ થએલ સં. ૨૫૨ ના દાનપત્રને લગભગ મળતું જ અક્ષરાન્તર છે તેથી આંહી સુધ્ધાનો ભાગ આપ્યો છે. ભટાર્ક, દ્રોણસિંહ, ધ્રુવસેન ધરપટ અને ગુહસેનનાં નામો ૨,૩,૫,૭,૮ અને ૧૨ મી પંક્તિમાં આપ્યાં છે. ૬ વાંચો ધરસેન ૭ ચાલુ શાપાત્મક શ્લોકો ૮ વાંચો વૈશાખ

નં० ૪૪

વિસ્તારપૂર્વક ફરીથી

# ધરસેન ૨ જાનાં બંટીયાનાં પતરાં[1]

## ગુ. વ. સં. ૨૫૭ વૈ. વ. ૧૫ (ઈ. સ. ૫૭૩)

વોટસન મ્યુઝિયમનું દફ્તર તપાસતાં અપ્રસિદ્ધ વલભીના દાનપત્રનાં બે પતરાંની છાપો મળી આવી હતી. સ્વ. વલ્લભજી આચાર્ય જે પ્રથમ વોટસન મ્યુઝિયમમાં ક્યુરેટર હતા તેમણે છાપો ઉપર આવી નોંધ કરી હતી કે આ પતરાંની છાપો ઈ. સ. ૧૯૦૪ માં તેમને કાઠિયાવાડની નૈઋત્યમાં બાન્ટવા તાલુકાના ગામ બન્ટિઆના ગુજરાતી મ્હેતાજીએ આપી હતી. એમ જણાય છે કે તેઓ તે અસલ પતરાં મેળવી શકયા ન હોતા, અને તે તે મેળવવા માટે મારો પ્રયત્ન પણ સફળ થયો નહીં. પરંતુ લેખની ઉપયોગિતા ધ્યાનમાં લઈ છાપો ઉપરથી તે પ્રસિદ્ધ કરૂં છું.

છાપો બરોબર લેવાએલી ન હોતી અને ફાઇલમાં લગભગ ૨૨ વર્ષ સુધી રહ્યાથી કાગળ બહુ જ બટકણો થઈ ગયો હતો. એમ જણાય છે કે પતરાં સુરક્ષિત છે. દરેક પતરાનું માપ ૧૨½ ઇંચ લંબાઈ અને ૮ ઇંચ પહોળાઇ છે અને કડી માટે બે કાણાં છે. પહેલા પતરામાં ૧૭ પંક્તિ છે અને બીજામાં ૧૫ છે.

લિપિ વલભી દાનપત્રોમાં વપરાતી છે. દાન આપનાર રાજાનું નામ બીજા બધામાં હોય છે તેમ ધરસેન નહીં, પણ ધર્સેન લખેલ છે. જીહ્વામૂલીય અને ઉપધમાનીયનો ઉપયોગ પં. ૧૫ અને ૩૦ માં થએલો છે. मुक्ता શબ્દ પં. ૩૦ માં बहुनिर्व्वसुधा પછી કોતરવા માટે છોડી દેવામાં આવેલ છે. દાનપત્ર એકંદર રીતે ભૂલો વગરનું છે.

લેખ વલભી કે જ્યાંથી દાન આપવામાં આવ્યું હતું તે શબ્દથી શરૂ થાય છે. પછી વલભી વંશના સ્થાપક ભટાર્કથી શરૂ કરી, દાન દેનાર ધરસેન ૨ જા સુધીના રાજાઓનું દરેકનું કવિતામય વર્ણન આપેલ છે. આ વર્ણન બીજા ધરસેનના તામ્રપત્રમાં છે તેને મળતું આવે છે. જેને દાન આપ્યું છે તે મૈત્રાયણીય શાખા અને શાંડિલ્ય ગોત્રનો દેવદત્ત નામનો બ્રાહ્મણ છે[2] (પં.૨૦). સુરાષ્ટ્રમાં કૌણ્ડિન્યપુરની ઉત્તરમાં આવેલું ભટ્ટક(અથવા ભદ્રક)પત્ર(દ્ર?) ગામ દાનમાં આપેલું છે (પં. ૧૧, ૧૭, ૧૮). બ્રાહ્મણોને આપેલાં દાનોમાં હોય છે તેમ એમાં દાન આપવાનો આશય પંચમહાયજ્ઞ નિભાવવાનો છે (પં.૨૦). અધિકારીઓનાં નામ અને દાનની સાથે આપેલા હક્કો આ ધરસેનના સં. ૨૫૨ ના દાનપત્રમાં[3] મળે છે તે જ છે. સંધિવિગ્રહના અધિકારી સ્કન્દભટે લેખ લખ્યો છે (પં. ૩૧) અને દૂતક ચિર્બ્બિર છે (પં. ૩૨). લેખની સાલ ગુ. વ. સં. ૨૫૪ વૈશાખ વદિ ૧૫ છે. (પં. ૩૨) તે દિવસે સૂર્યગ્રહણ હતું (પં. ૨૨). ધરસેન ૨ જાનાં ૨૫૨ ની સાલનાં સાત દાનપત્રોમાં[4] જે દૂતક અને લેખક છે તે આમાં પણ છે. સં. ૨૬૯ ના દાનપત્રમાં દૂતક જૂદો આપેલ છે.

લેખમાં આપેલાં સ્થળો પૈકી વલભી તે હાલનું કાઠિયાવાડમાંનું વળા છે. કૌણ્ડિન્યપુર તે કાઠિયાવાડની દક્ષિણે આવેલું કોડીનાર માની શકાય. સુરાષ્ટ્રમાંનું ગામ ભટ્ટકપત્ર(દ્ર) ઓળખી શકાયું નથી.

---

૧ એ. ઈ. વો. ૨૧ પા. ૧૭૯ ડી. બી. ડિસકળકર ૨ તેનું નિવાસસ્થાન આપેલું નથી ૩ એ. ઈ. વો. ૧૧ પા. ૮૦ ૪ નોટ નં. ૩ જુઓ

अक्षरान्तर

पतरूं पहेलुं

पं १—१८

पतरूं बीजुं

पं १९—२२[1]

२३ न्समाज्ञापयत्यस्तु वः संविदितं मया मातापित्रोः पुण्याप्यायनायात्मनश्चैहिकामुष्मिकयथाभिलषितफलावाप्तये मदसर-

२४ सि दक्षिणसि( सी )म्नि पादावर्त्ता( र्त्ताः ) प्प( पं )चाशत् तथा वीरपुत्रे उत्तरसि( सी )म्नि पादावर्त्ता( र्त्ताः ) षष्टि बह्वृचकेरादिसगोत्रब्राह्मणरुद्र तस्येदं पृथ-

२५ पुत्र इश्वरदेवसेनके अपरसि( सी )म्नि पादावर्त्ता( र्त्ताः ) पञ्चाशतः बह्वृच तथा त्रैवालंबायनसगोत्रदासिलाय पादावर्त्ता अशि( शी )ति एत[ त् ]

२६ सोद्रङ्ग सोपरिकर सवातभु( भू )तधान्यहिरण्यादेयं सोत्पद्यमानविष्टिकं समस्तराजकीयानामहस्तप्रक्षे-

२७ पणि( णी )यं भु( भू )मिच्छिद्रन्यायेनैपामेव च बलिचरुवैश्वदेवाग्निहोत्रातिथि पंच महायाज्ञिकानां क्रियाणां समुत्स-

२८ र्प्पणार्थमाचन्द्रार्क्कार्ण्णवसरित्क्षितिस्थितिसमकालि( ली )नं पुत्रपौत्रान्वयभोग्यं उदकसर्गेण ब्रह्मदेयं निसृष्टं

२९ यतोसो( स्यो )चितया ब्रह्मदेयस्थित्या भुंजतं कृषतं ( तां ) कर्षयतां प्रदिशतां वा न केनचित्प्रतिषेधे वर्त्तितव्यमा

३० गामिभद्रनृपतिभिश्चास्मद्वंशजैरनित्यान्यैश्वर्य्याण्यस्थिरं म( मा )नुष्यं सामान्यं च भूमिदानफलमवगच्छद्भिः

३१ अयमस्मद्दायोनुमन्त(न्त)व्यः पारिपालयितव्यश्चै यश्चै(श्चै)नमाच्छिद्यादाच्छिद्यमानं वानुमोदेत स पं-

३२ चभिम्महापातकैः सोपपातकैः संयुक्तः स्यादित्युक्तं च भगवता वेदव्यासेन व्यासेनः ( न ) [ ।* ]षष्टि०

३३ .... .... .... .... पूर्व्वदत्तं०

३४ .... .... .... .... बहुभिर्व०

३५ यस्य यस्य यदा भु( भू )मिः तस्य तस्य तदा फलमिति ॥ लिखितं सन्धिविग्रहाधिकृत स्कन्दभटेन ॥ सं २९२ वैशाख व १५ [ ॥* ]

३६ स्वहस्तो मम महाराजश्रीधरसेनस्य [ ॥* ]दू चिर्बिर:[ ॥* ]

---

१ ઇ. એ. વો. ૭ પા. ૬૮ મે આ જ રાજાનું આ જ તિથિનું દાનપત્ર પ્રગટ થયું છે અને આ સંગ્રહમાં નં. ૪૩ પા. ૮૫ મે પ્રસિદ્ધ થએલ છે. તેની સાથે બધી વિગતમાં આ દાનપત્ર પં. ૧–૨૨ સુધી મળતું આવે છે. ૨ વિસર્ગ નકામો છે. ૩ આ તથા બહ્વૃચની પહેલાં લખાવો જોઇએ. કોતરનાર પ્રથમ તથા અગર બહ્વૃચ ભૂલી ગયો હશે અને પછી પાછળથી તે ઉમેર્યો હશે. ૪ પ્રથમ થૈ કોતર્યું હતું, પણ પછી ઐ છેકી નાંખેલ છે. છતાં છાપમાં તે દેખાતો નથી પણ મૂળમાં દેખાય છે. ૫ મૂળમાં આ વિસર્ગ ( અધૂરો ) છે અને તેનો નીચેનો ભાગ ભૂંસાઇ જવાયો છે.

નં૦ ૪૪ અ.

# ધરસેન ૨ જાનું દાનપત્ર[1]

ગુ. વ. સં. ૨૫૨ વૈ. વ. ૧૫

આ દાનપત્રનાં બે પતરાં છે અને તેનું દરેકનું માપ ૧૧$\frac{૧}{૮}$ ઇંચ લંબાઇ અને ૭$\frac{૩}{૪}$ ઇંચિ પહોળાઇમાં છે. તે બહુ જ સુરક્ષિત છે. પતરાંની કોર વાળીને જાડી બનાવવામાં આવી છે. જમણી બાજુની કડી જે સાદી વાળાની હશે તે ગુમ થઈ છે. ડાબી બાજુની કડી કપાએલી નથી, પણ તેમાં કાપા કરેલા છે, જેથી તે સરી શકે. તે અખંડ બાખડી છે અને $\frac{૧}{૪}$ ઇંચિ જાડી છે. તેના ઉપરની સીલ લંબગોળ ૨ ઇંચ અને ૧$\frac{૧}{૮}$ ઇંચ લાંબી છે અને ખોદેલી સપાટીમાં જમણી બાજુ તરફ મુખ કરી બેઠેલો નંદી છે. અને તેની નીચે श्री भटक श्रीमटार्कनुं ખોટું રૂપ લખેલું છે. પતરાં કયાંથી મળ્યાં હતાં, તે ખબર નથી.

લેખમાં ભટાર્કથી ધરસેન ૨ જા સુધીની ચાલુ વંશાવળી આપેલ છે અને પછી સં. ૨૫૨ના વૈશાખ વદિ ૧૫ની તિથિએ તેણે મહસરસ, વીરપુત્ર, પૃથપુત્ર અને ઇશ્વરદેવસેનક નામનાં ગામડાંમાં આપેલાં દાનનું વર્ણન છે.

દાનવિભાગની વિગત સિવાયનો બધો ભાગ ઇં. એ. વૉ. ૭ પા. ૬૮ મે પ્રસિદ્ધ થએલ દાનપત્ર સાથે લગભગ મળતો આવે છે. પરંતુ આ પતરાં વધારે સંભાળપૂર્વક લખાએલાં છે. તે લેખની માફક આમાં પણ લેખક- સંધિવિગ્રહના અધિકારી સ્કન્દભટ છે અને દૂતક ચિર્બિર છે. તિથિની વિગત બંન્ને દાનપત્રમાં સરખી જ છે.

એક બાજુ કોતરેલાં પતરાંની બીજી બાજુએ કેટલીક વાર ઉંધા અક્ષર ઉપડી આવે છે. આ પતરાં જાડાં છે, છતાં બીજી બાજુ ઉંધા અક્ષર ઘણા ઉપડતા છે. વળી જોડાક્ષરમાં અક્ષરોના ભાગ છૂટા છૂટા લખ્યા છે તે ઉપરથી એમ લાગ્યું કે આ પતરાંમાં અક્ષરો કોતરવાને બદલે બીબાંથી પાડ્યા હશે. પણ વધુ બારીકીથી તપાસતાં અક્ષરોના વળાંકના ભાગ હથીયારથી કોતરેલા જણાય છે. તેથી પ્રથમની માન્યતા ખોટી ઠરે છે. જોકે લીથોગ્રાફર હજુ માને છે કે ગમે તેટલાં પતરાં ગરમ હોય તો પણ હાથના કોતરેલા અક્ષર બીજી બાજુ આટલા બધા ઉપડતા હોય નહીં, અને વળાંકના ભાગ સિવાયના અક્ષરો બીબાંથી છાપ્યા હશે, એમ તે હજુ માને છે.

---

૧ ઇ. એ. વૉ. ૮ પા. ૩૦૧ જે. એફ. ફ્લીટ

નં૦ ૫૬

## વિસ્તારપૂર્વક ફરીથી

# વળામાંથી મળેલાં શિલાદિત્ય ૧ લાનાં તામ્રપત્રો[1]

ગુ. સં. ૨૮૭ કા. વ. ૭ (ઇ. સ. ૬૦૬)

આ દાનપત્રનાં બે પતરાં એક જ બાજુ કોતરેલાં છે અને ઉપર જે કાણાં છે તેથી કડી વડે જોડેલાં છે. ડાબી બાજુની કડી ઉપર લંબગોળ સીલ છે, જેમાં ઉપડતો વૃષભ કોતરેલો છે અને શ્રીભટાર્કઃ શબ્દો લખેલા છે. પતરાં ૧૨$\frac{3}{4}$ લાંબાં અને ૮$\frac{3}{4}$ ઇંચ પહોળાં છે. કેટલીક જગ્યાએ કટાઈ ગયાં છે, પણ બાકીનો ભાગ બરોબર વાંચી શકાય છે.

દાન વલભીમાંથી આપવામાં આવ્યું છે. યક્ષશૂર વિહારમાં રહેતી ભિક્ષુણી માટે કપડાં, ખોરાક, દવા વિગેરે માટે, બુદ્ધ ભગવાનની પૂજામાં જોઇતાં ચંદન, ગંધ, પુષ્પ માટે અને વિહારના તૂટ્યા-ફૂટ્યા ભાગના સમારકામ માટે ઘાસરકમાંનું નિગ્ગુડક ગામડું શિલાદિત્ય ઉર્ફે ધર્માદિત્યે દાન આપેલું છે. પં. ૨૨ થી ૨૪ માંથી જણાય છે કે પોતાનો વિહાર તૂટી જવાથી યક્ષશૂરે બાંધેલા વિહારમાં ભિક્ષુણીઓ રહેતી હતી. ગુહસેનનું નામ વંશાવળીમાં ભટાર્ક પછી તરત જ લખેલું છે અને વચમાંના ચાર રાજાનાં નામ મૂકી દીધાં છે.

આયુક્તક, વિનિયુક્તક, દ્રાઙ્ગિક, મહત્તર, ચાટ, ભટ, કુમારામાત્ય વિગેરે અધિકારીઓનાં નામ આપેલાં છે.

દૂતક ભટ્ટાદિત્યયશસ[2] હતો અને લેખક સન્ધિવિગ્રહનો અધિકારી વત્રભટ્ટિ હતો. તિથિ ગુ. સ. ૨૮૭ ના કાર્તિક વદિ ૭

---

૧ જ. યુ. બ્રાં. વો. ૩ પાર્ટ ૧ પા. ૮૦ એ. એસ. ગદ્રે ૨ સં. ૨૮૬ અને ૨૮૭ નાં પતરાંમાં જ દૂતકનું નામ ભટ્ટાદિત્યયશસ લખેલું છે. સાધારણ રીતે વલભી તામ્રપત્રોમાં પાટવી કુમાર દૂતક તરીકે હોય છે. આ ભટ્ટાદિત્ય યશસ પાટવી કુમાર હશે ? અને તેના બાપ પહેલાં મરી ગયો હશે ? શિલાદિત્ય ૧ લા પછી તેનો નાનો ભાઇ ખરગ્રહ ૧ લો ગાદીએ આવ્યો છે. આ ખરગ્રહ સં. ૨૯૦ નાં બે દાનપત્રોમાં દૂતકતરીકે આવે છે. ખરગ્રહ ૧ લાનાં બે દાનપત્રો ઈ. સ. ૧૯૩૨ માં લાઠી વાળે વિરડીમાંથી તેમ જ અમરેલીમાંથી મળ્યાં છે.

ભાષાન્તર-( દાનવિભાગનું )

( પં. ૨૨ ) ... ધરસેન કુશળ હોઇને બધા આયુક્તકે, વિનિયુક્તક, દ્રાઙ્ગિક, મહત્તર, ચાટ, ભટ, શૌલ્કિક, ચાટ, ભટ, બીજા લાગતાવળગતાને આજ્ઞા કરે છે કેઃ—

( પં. ૨૩ ) તમને માલુમ થાય કે મારાં માતાપિતાના પુણ્ય માટે અને આ દુનીયામાં તથા પરલોકમાં ઇચ્છિત ફળ મેળવવા માટે ( સંકલ્પના ) જળ સહિત બ્રહ્મદેય તરીકે નીચેનું દાન કર્યું છે. મદસરસની દક્ષિણ સીમામાં ૫૦ પાદાવર્ત્ત અને વીરપુત્રની ઉત્તર સીમામાં સાઠ પાદાવર્ત્ત જમીન બહ્વૃચ શાખાના કેરાડી ગોત્રના બ્રાહ્મણ રુદ્રને અને પૃથપુત્ર ઇશ્વરદેવ સેનકની પશ્ચિમ-સીમામાં ૫૦ પાદાવર્ત્ત( તે જ માણસને )અને છેલ્લાં બે ગામડાંમાંથી બહ્વૃચ શાખાના, ત્રૈવાલમ્બા, યન ગોત્રના દસિલને ૮૦ પાદાવર્ત્ત જમીન આપી છે. ( અને તે ) ઉદ્રંગ, ઉપરિકર, વાત, ભૂત, ધાન્ય, હિરણ્ય, અને આદેય સહિત વેઠના હક્ક સહિત, કોઇ પણ રાજપુરૂષની દખ્ખલ રહિત ભૂમિચ્છિદ્ર ન્યાયથી, અને તેઓ બલિચરૂ, વૈશ્વદેવા, અગ્નિહોત્ર અને અતિથિ( સત્કાર )એ પાંચ મહાયજ્ઞ કરે તેટલા માટે અને ચંદ્ર, સૂર્ય, સમુદ્ર, નદી, અને પૃથ્વીની સ્થિતિ સુધી ટકે તેવી રીતે અને પુત્ર અને પૌત્રથી ભોગવાય તેવી રીતે આપેલ છે.

( પં. ૨૯ ) બ્રહ્મદેયની શરત મુજબ તે ભોગવે, ખેડે, ખેડાવે અગર બીજાને આપે તેમાં કોઇએ આડે આવવું નહીં. લક્ષ્મી નિત્ય નથી, જીવન ક્ષણિક છે. અને ભૂમિદાનનું ફળ બધાંને મળે છે, એ વિચાર કરીને આ મારા દાનને મારા વંશના ભવિષ્યમાં થનાર રાજાઓએ અનુમતિ આપવી અને પાળવું. આ દાન પડાવી લે, અગર પડાવી લેવામાં સંમત થાય તેને પાંચ મોટાં અને બીજાં નાનાં પાપો લાગશે.

( પં. ૩૨ ) અને ભગવાન્ વેદવ્યાસે કહ્યું છે કે—શાપના શ્લોકો—

( પં. ૩૫-૩૬ ) આ લેખ સંધિવિગ્રહના અધિકારી સ્કન્દ ભટે લખ્યું છે.

સં. ૨૫૨ વૈશાખ વદિ ૧૫ આ મારા શ્રીધરસેનના હસ્તાક્ષર છે. દૂતક ચિર્બિર ( હતો ).

નં० ૫૮

## વિસ્તારપૂર્વક ફરીથી

# વળામાંથી મળેલાં શિલાદિત્ય ૧ લાનાં તામ્રપત્રો[1]

ગુ. સં. ૨૯૦ ભાદ્રપદ સુ. ૧૦

પતરાં બે કાણાંમાં પસાર થતી કડીઓથી જોડેલાં છે. ડાબી કડી ઉપરની સીલ ઉપર નંદી તથા શ્રીભટાર્કઃ કોતરેલ છે. દરેક પતરૂં ૧૪ ઇંચ લાંબુ અને ૯½ ઇંચ પહોળું છે. પતરાં બહુ ઘસાઈ ગએલાં છે અને બીજાં પ્રસિદ્ધ થએલ પતરાંની મદદ વિના વાંચી શકાય તેમ નથી.

પં. ૧૫ માં આ નો કાનો જમણી બાજુ ઉપરને બદલે નીચે લખેલો છે.

દાન વલભીમાંથી અપાયું છે. દશપુરમાંથી નીકળીને વલભીમાં રહેતા ઔદરેપણિ ગોત્રના રૂદ્રશર્મનના પુત્ર મિત્રશર્મન્ અને ગણેશ્વર નામના બે બ્રાહ્મણને મણ્ડલીદ્રંગમાં દન્તુરાપુત્ર ગામ શિલાદિત્યે આપેલું હતું.

દશપુર તે ગ્વાલીઅરના માલવામાંનું મન્દસુર છે. દૂતક ખરગ્રહ છે અને લેખક સંધિવિગ્રહાધિકારી વત્રભટ્ટિ છે. તિથિ ગુ. સં. ૨૯૦ ના ભાદ્રપદ સુ. ૧૦ છે.

अक्षरान्तर

पतरुं वीजुं

१९ .... ... .... परममाहेश्वरः श्रीशीलादित्य[ ?कुश ]ली-

२० सर्व्वानेवायुक्तक .... ... .... ... ....

२१ .... यथामया मातापित्रोऽपुण्याप्यायनाय दशपुरविनिग्गतवलभिवास्तव्यार्य्यचातु-

२२ र्विद्यसामान्यऔदरेपणिसगोत्रछन्दोगसब्रह्मचारिब्राह्मणरुद्रशर्मपुत्रब्राह्मणमित्रशर्म्म-
गणेश्वराभ्यां

२३ मण्डलीद्रंगे दन्तुरापुत्रग्रामस्सोद्रङ्गः सोपरिकरः .... .... ....

३१ .... .... .... दूतकश्चात्र श्री

३२ खरग्रहः लिखितं सन्धिविग्रहाधिकृतदिविरपतिवत्रभट्टिना ॥ सं २०० ९०
भाद्रपद शु १०

३३ स्वहस्तो मम ॥

---

૧ જ. યુ. બાં. વો. ૩ પાર્ટ ૧ પા. ૮૫ એ. એસ. ગદ્રે ૨ શિલાદિત્ય સુધીનું વંશ વર્ણન તેમ જ છેવટનો ભાગ ચાપવિભાગ તેના ૨૮૬ જ્યેષ્ઠ વ. ૬ ના તામ્રપત્ર( ઈ. એ. વો. ૧૪ પા. ૩૨૭ )ની સાથે મળતાં આવે છે, તેથી આંહી ઉપયોગી વિભાગનું જ અક્ષરાન્તર આપેલ છે.

૩ વાંચો વલ્મી

## अक्षरान्तर

पतरूं पहेलुं

१ ओं स्वस्ति वलभितः ...

पतरूं बीजुं

२० [ शीलादित्य ]( कु ]शली सर्व्वानेकायुक्तक ....

२१ .... .... मातापित्रो ≍ पुण्याप्यायनाय वल ....

२२ त .... .... क्षु[ णी ]संघस्येदानी तद्विहारस्थानभावाद्यक्षशूरविहारे-
प्रतिवसत[ श्चीवरपिण्डपातशयनासनग्ला ]

२३ नप्र[ त्ययभैषज् ]यपरिष्कारार्त्थं बुद्धानां च भगवतां पूजास्नपनगन्धधूपपुष्पमाल्यदी-
पतैलाद्युपयोगाय [ विहार ]

२४ स्य च खण्डस्फुटितप्रतिसंस्काराय घासरकपथकान्तर्गतो निग्गुडकग्रामः पूर्व-
भुक्तभुज्यमानकः प्रनष्टश ....

२९ इति कृत्वान्विप्य सोद्रङ्गस्सोपरिकरस्सवातभूतप्रत्यायः .... ....

३२ .... .... दूतकश्चात्र भट्टादित्ययशाः लिखितं सन्धिवि-

३३ [ महाधि ]कृत दिविरपतिवत्रभट्टिना ॥ सं २००+८०+७ कार्तिक व ७॥ ओं ॥
स्वहस्तो मम

३ શિલાદિત્ય સુધીનું વંશવર્ણન તેના સં. ૨૮૬ જ્યેષ્ઠ વદિ ૬ ના તામ્રપત્ર( ઇ. એ. વૉ. ૧૪ પા. ૩૨૭ )ની સાથે મળતું આવે છે તેથી ઉપયોગી વિભાગનું જ અક્ષરાન્તર આપેલું છે.

## अक्षरान्तर[1]

### पतरूं पहेलुं

१ ओं स्वस्ति विजयस्कन्धावाराद्वलभीप्रद्वारभद्रेश्वरवासकात्प्रसभप्रणता .........
१८ .... .... .... परममाहेश्वरः श्रीशीलादित्य ?८ कुशली
१९ सर्व्वानेवायुक्तक .... ... ...
२० .... .... .... .... यथामयामातापित्रोः पुण्याप्यायनाय

### पतरूं बीजुं

२१ वलभीस्वतलनिविष्टयक्षशूरकारितभिक्षुणिविहारे तन्निवासिचतुद्दिशाभ्याग-
२२ तार्य्यभिक्षुणीसङ्घस्य चीवरपिण्डपातशयनासनग्लानप्रत्ययभैपज्य-
२३ परिष्कारोपयोगाय बुद्धानां च भगवतां पूजास्नपनगन्धपुष्पमाल्यदीपतैलाद्यव्य-
वच्छित्तये वि-
२४ हारस्य च खण्डस्फुटितप्रतिसंस्काराय घासरकपथके वटद्रहप्रत्यासन्न
[ अमदासपुत्र ] ग्रा-
२५ मस्सोद्रङ्गस्सोपरिकरस्सवातभूतप्रत्यायः .... .... .... .... ....
२७ ... .... ... .... समकालीनः विहारार्य्यभिक्षुणीसंघोपभोग्य[ः]
२८ [ धर्म्म ]दायो विसृष्टः
३४ .... .... ... .... .... ॥ दूतकश्चात्र श्रीखरग्रहः ॥
३५ लिखितं सन्धिविग्रहाधिकृतदिविरपतिवत्रभट्टिना ॥ सं २०० ९० भाद्रपद
बहुल ७
३६ स्वहस्तो मम

१ शिलादित्य सुधीनुं वंशवर्णन, विगेरे तेनां २८६ ना ज्ये. व. ६ ना ताम्रपत्र ( ई. ए. वो. १४ पा. ३२७ ) साथे मळतुं आवे छे, तेथी आंही उपयोगी विभागनुं अक्षरान्तर आपेलुं छे.

નં૦ ૫૯

## વિસ્તારપૂર્વક ફરીથી

# વળામાંથી મળેલાં શિલાદિત્ય ૧ લાનાં તામ્રપત્રો[1]

### ગુ. વ. સં. ૨૯૦ ભાદ્રપદ વ. ૭

આ બન્ને પતરાં એક જ બાજુ કોતરેલાં છે અને એક જ કડીથી જોડેલાં છે. દરેક પતરામાં બે કાણાં છે, પણ બીજી કડી ગુમ થએલી છે. કડી ઉપરની સીલ ઉપરનો લેખ ભુંસાઈ ગયો છે અને વાંચી શકાય તેમ નથી. પતરાં દરેક ૧૨ ઇંચ લાંબાં અને ૯૨ ઇંચ પહોળાં છે. તે બહુ જ સુરક્ષિત દશામાં છે.

લિપિ ચાલુ વલભી પતરાંમાંની જ છે. પં. ૩૨ માંનો મ્ વ્યંજન ધ્યાનમાં લેવા જેવો છે.

વલભીના દરવાજા બહાર ભદ્રેશ્વર મુકામે છાવણીમાંથી દાન આપવામાં આવ્યું છે. વલભીની અંદર યક્ષશૂરે બંધેલા ભિક્ષુણી માટેના વિહારમાં ચારે દિશાથી આવતી ભિક્ષુણી માટે કપડાં, ખોરાક, દવાદારૂ વિગેરેના ખર્ચ માટે, ભગવાન્ બુદ્ધની પૂજામાં જોઇતાં ચંદન ગંધ, પુષ્પ, વિગેરે માટે અને વિહારના તુટ્યાફુટ્યા ભાગના સમારકામ માટે, ઘાસરક પ્રાંતમાં વટદ્રહની પાસે આવેલું અમદાસપુત્ર ગામ શિલાદિત્યે દાનમાં આપેલું હતું.

આયુક્તક, વિનિયુક્તક વિગેરે અધિકારીઓને હુકમ કરવામાં આવેલ છે.

દૂતક શ્રી ખરગ્રહ છે અને સંધિ વિગ્રહાધિકારી વત્સભટ્ટિએ દાન લખેલું છે.

તિથિ ગુ. સં. ૨૯૦ ના ભાદ્રપદના વદિ ૭ છે.

---

૧ જ. મુ. બ્રા. રો. એ. સો. ન્યુ સીરીઝ ૧ પા. ૮૨ એ. એસ. ગદ્રે લેખ ૫૩

अक्षरान्तर

पतरुं पहेलुं

१ ओं[1] स्वस्ति [।] विजयस्कन्धावाराद्दे[ वी ]सरो वास्सकात् प्रसभप्रणता-
मित्राणा [ं] मैत्रकाणामतुलबलसम्पन्नमण्डल[ ला ]भोगसं-

२ सक्तप्रहारशतलब्धप्रतापात्प्रतापोपनतदानमानार्ज्जवोपार्ज्जितानुरागादनुरक्तमौ-
भृतश्रेणीप( ब )लावास-

३ राज्यश्रियः परममाहेश्वर श्रीभट( टा )र्कादव्यच्छिन्नराजवंशान्मातापितृचर-
णारविंदप्रणतिप्रविधौताशेषकल्मषः

४ शे( शै )शवात्प्रभृति खड्गद्वितीयबाहुरेव समदपदगजघटास्फोटनप्रकाशितसत्व
निकषस्तत्प्रतावं[2] प्रन( ण )तारातिचूड( डा )र-

५ त्नप्रभास( ं )सक्तपादनखरश्मिसंहतिस्सकलस्मृतो( ति )प्रणीतमार्ग्गसम्यक्परि-
पालनप्रजाहृदयरञ्जनान्व( र )र्थ्यराजशब्दः

६ रुपकान्तिस्थैर्य्यधैर्य्यगाम्भीर्य्यबुद्धिसण्प( म्प )द्भि स्स्मरशशांकाद्रिराजोदधित्रिदश-
गुरुधनेशानतिशयान[ : ] शरणाश( ग )तामय-

७ प्रदानपरतया तृणवदपास्ताशेषस्वकार्य्यफल [ : ] प्रार्थनाधिकार्थप्रदानान-
न्दितविद्वत्सुहृत्प्रणय( यि )हृदयः पाद-

८ चारीव सकलभुवनमण्डलाभोगप्रमोदः परममाहेश्वरः श्रीगुहसेनस्तस्य सुतस्तत्पा-
दनखमयूखसन्तानविसृ-

९ तजाह्नवीजलौघप्रक्षालिताशेषकल्मषः प्रणयिशतसहस्रोपजीव्यमासम्पद्रूव( प )-
लोभादिवाश्रितः सरभसमा-

१० भिगामिकैर्ग्गुणैस्सहजशक्तिशिक्षाविशेषविस्मातापितॉखिलबलधनुर्द्धरः प्रथमनरपति
समतिसृष्टा[ ना ]मनुपालयिता-

११ धर्म्मदायानां मपाकर्त्ता[3] प्रजोपघातकारिणामुपप्लवानां दर्शयिता श्रीसरस्वत्योरे-
काधिवासस्य स्य( सं )हताराातिपक्षल-

१२ क्ष्मी व[ प ]रिभोगदक्षविक्रमा[ मो ] विक्रमोपसंप्राप्तविमलपार्थ्थिवश्रीः परम
माहेश्वरः श्री धरसे[ से ]नस्तस्य सुतस्तत्पादानु

१३ ध्यातस्सकलदि[ ज ]गदानन्दनात्यद्भुतगुणसमुद[ य ]स्थगितसमग्रादिग् [ ङ् ]
मण्डलस्समरशतविजयशोभासनाथमण्डलाग्र

१४ द्युति भासुरतरन्स(ंस)पीठ ओदूढ गुरुमनोरथमा( म )हाभारस्सर्व्वविद्या परापर
विभागाधिगमविमलमतिरपिसर्व्व-

---

१ प्रिन्स ओफ् वेल्स म्युझियम मुंबईमां असल पतरां छे, ते उपरथी २ चिह्नरूपे छे. ३ वांचो प्रभाव ४ वांचो विस्मापि ५ वांचो धर्म्मदायानामपाकर्त्ता.

નં० ૫૯ અ.

# શિલાદિત્ય ૧ લાનું ભદ્રેણિયકનું દાનપત્ર[1]

ગુ. સં. ૨૯૨ ચૈત્ર. સુ. ૧૪ (ઇ. સ. ૬૧૦–૧૧)

સ્વ. ડૉ. છ. કુન્હાની વિધવા પાસેથી, પ્રિન્સ ઑફ વેલ્સ મ્યુઝિયમના ટ્રસ્ટીઓએ, ખરીદેલાં તામ્રપત્રો પૈકીનાં આ બે છે. તે ક્યાંથી મળ્યાં હતાં તે જાણવામાં નથી.

આ પતરાં ૧૧⅞ ઇંચ લાંબાં અને ૮⅞ ઇંચ પહોળાં છે. જાડા ત્રાંબાના વાળાથી તે બન્ને સાથે બાંધેલાં છે. પતરાંની એક જ બાજુએ લેખ કોતરેલો છે અને પહેલા પતરામાં ૧૯ અને બીજા પતરામાં ૧૩ પંક્તિ આપેલી છે. આ શિલાદિત્યના વંશની સીલોમાં હોય છે તેમ સીલ ઉપર श्री भटक्कः કોતરેલ છે અને તે ત્રાંબાના વાળાના છેડા સાથે ચોંટાડેલ છે.

લેખ સંભાળપૂર્વક કોતરવામાં આવેલ નથી અને તેથી ઘણી ભૂલો રહી ગઈ છે. થોડો ભાગ સંભાળપૂર્વક કોતરેલો છે, પણ બાકીનો ભાગ (પં. ૧૩ થી ૧૯) બહુ જ છીછરો કોતરેલો છે. લેખ સંસ્કૃત ભાષામાં છે અને શાપાત્મક ત્રણ શ્લોકો સિવાય બાકીનો બધો ભાગ ગદ્યમાં છે. લિપિ સાતમી સદીમાં ઉત્તર હિન્દની પશ્ચિમ વિભાગમાં ચાલતી વપરાએલી છે.

લેખ શિલાદિત્ય ૧ લાના સમયનો છે. તે ધરસેનનો પુત્ર હતો અને ધરસેન ગુહસેનનો પુત્ર હતો. તે બધા પરમ શૈવ હતા. છેવટના રાજાઓનાં બીજાં દાનપત્રોની માફક આમાં પણ વંશાવલીમાં સેનાપતિ ભટાર્કના ચાર પુત્રનાં નામ છોડી દેવામાં આવેલ છે.

આ દાનપત્ર દેવીસરસમાં મુકામ હતો ત્યારે ગુ. સં. ૨૯૨ ના[2] ચૈત્ર સુદિ ૧૪ ને દિવસે આપવામાં આવેલ છે, અને સંધિવિગ્રહિક દિવિરપતિ વત્રભટ્ટિએ[3] લખ્યું હતું. દૂતક ખરગ્રહ હતો, જે રાજાનો નાનોભાઈ અને પાટવી કુમારની જગ્યાએ હોઈ શિલાદિત્ય પછી ગાદીએ આવેલ.

આ શાસનમાં લખ્યું છે તે મુજબ બારવનસ્થલીમાં આવેલા ભદ્રેણિયક ગામમાં ૨૦૦ પાદાવર્ત્ત જમીન તે ગામમાંના સૂર્યમંદિરની પૂજા માટે આપવામાં આવેલી. આ બસ્સો પાદાવર્ત્ત-માંથી સો પાદાવર્ત ગામની પૂર્વ સીમમાં બ્રાહ્મણ પ્રભન્દત્તને મળેલી જમીનથી પૂર્વ તરફ, બ્રાહ્મણ રૂદ્રને મળેલી જમીનથી દક્ષિણ તરફ બરટિકા હલ્ડકથી ઉત્તરમાં, અને ગોપ્પર વાટક ગામની સીમની સંધિથી પશ્ચિમ તરફ, આવેલાં હતાં. બાકીના સો પાદાવર્ત્તની ચતુઃસીમા આપેલી નથી, પણ ભૈક્ષક માટે પ્રથમથી જુદી કાઢેલી જમીન[4] સૂર્યનામંદિરને બીજા એક ટુકડા સહિત આપેલી હતી, એમ લખેલ છે. આ જમીન પૂજા, સ્નપન, ગંધ (ચંદન), પુષ્પમાલા, દીવાને માટે તેલ, વાદ્ય ગીત, નૃત્ય, બલિચરૂ વિગેરે માટે તેમ જ પાદમૂલના પ્રછીવન માટે તેમ જ દેવાલયના ખંડન, ફાટફૂટના જીર્ણોદ્ધાર વાસ્તે આપવામાં આવેલ છે.

આ દાનમાં આપેલાં સ્થળો જેવાં કે દેવી સરસ (પં. ૧) ભદ્રેણિયક (પં. ૧૯,૨૦,૨૨) બારવનસ્થલી[5] (પં. ૨૨) બરટિકા[6] હલ્ડક (પં. ૨૩) ગોપ્પરવાટક (પં. ૨૩) વિગેરે ઓળખાઈ શકાયાં નથી.

---

૧ એ. ઇ. વૉ. ૨૧ પા. ૧૧૬ આર. ડી. બેનરજી ૨ ૨૧. મી. બેનરજીએ ૨૯૦ વાંચેલ અને ને ઈ. ઈ. વૉ. ૨૦ પા. ૧૯૧ મે તે જ સાલ લખેલ છે. પરંતુ હું ૨૯૨ વાંચું છું તેથી શિલાદિત્ય ૧ લાની આ છેલ્લામાં છેલ્લી સાલ મળે છે. આ અને ત્યારપછીના ધરસેન ૩ જાના ૩૦૪ ના દાનપત્ર વચ્ચેના ગાળામાં એકાદ રાજાએ એટલે કદાચ તેના ભાઈ ખરગ્રહે રાજ્ય કર્યું હોય, એવો સંભવ છે. શિલાદિત્ય ૧ લાનાં ઘણાં દાનપત્રોમાં તે દૂતક તરીકે આવે છે. અને તેનું એક દાનપત્ર પણ હમણાં મળી આવ્યું છે. (અનું. એપી.) ૩ આ વત્રભટ્ટિને કીલ્હૉર્ન લીસ્ટ નં. ૧૩૪૧ માં વત્સભટ્ટિ અને નં. ૧૩૪૯ માં વત્સભટ લખ્યો છે. નં. ૧૩૩૭ માંનું વટ્ટપભટ્ટિ, નં. ૧૩૩૮ માંનું ચંદ્રભટ્ટિ અને નં. ૧૩૪૫ માંનું ચત્રભટ્ટિ એ બધાં વાંચન ખોટાં છે. સ્કંદભટ્ટ તે વત્રભટ્ટિનો પિતા, વત્રભટ્ટિ તેનો દીકરો, સ્કંદભટ અને તેનો દીકરો, અનહિલ એમ આ કુટુંબની ચાર પેઢીએ ઉત્તરોત્તર મૈત્રકુટુંબના આઠ રાજાઓના સમયમાં લખાઈ ખાતાનો અધિકાર ભોગવ્યો હતો. (અનું. એપી.) ૪ ઉપર પછીનાં બે ટપાને ૨ વાંચીએ તો જમીનના બન્ને ટુકડા મળી સો પાદાવર્ત્ત જમીન થવી જોઇએ. (તંત્રી) ૫ આ મંડળને માટે વપરાયેલું હોવું જોઇએ જૂનાગઢ પાસે વંથળી ગામ છે તે કદાચ હોય પણ તેનું જૂનું નામ વામનસ્થળી હતું (તંત્રી) ૬ બરટક, ભદ્રેણક ગામમાં તરફ જતો રસ્તો અને આદિત્યની માર્ગ ... હતો, એ બધાં આજ રાજાનાં સં. ૨૯૦ ના ટોંકના તામ્રપત્રમાં આપેલાં છે, તેથી આ બન્ને દાનપત્રોમાં સૂચવેલી જમીન પાસેપાસે હોવી જોઇએ, એમ અટકળ કરી શકાય.

पतरुं बीजुं

२० णियक ग्रामा(म) नि पि(वि)ष्यादित्यदेवपादानं पूजास्नपनगंधदीपपुष्पमाल्यदीप-
तैलाद्युपयोगाय वाद्यगीतनृत्या

२१ द्यर्थं वलिचरुसत्रोत्सर्प्पणाय पादमूलप्रजीवा(व)नाया(य) देवकुलस्य च
खण्डस्फुटितप्रतिसंस्काराय

२२ च वारवनस्थल्यां भद्रेणियकग्रामे पूर्व्वसीम्नि ब्राह्मणप्रभन्दतसत्कब्रह्मदेयक्षेत्रा
त्पूर्व्वतः रुद्र-

२३ सत्कब्रह्मदेयक्षेत्राद्दक्षिणतः वरटिकादण्डकादुत्तरतः गोप्परवा(वा)टक [ ग्रा ]
मसीमासन्धेरापरतः पादावर्त्त शतं

२४ तथास्मिन्नेव ग्रामे भैक्षकः[1] लवमेतत्पादावर्त्तशतं भैक्षकश्च सोद्रंगं सोपरिकरं
सवातभूतप्रत्यायं सधान्य-

२५ हिरण्यादेयं सदशापराधं सोत्पद्यमानविष्टिः[2] सर्व्वराजकीयानामहस्तप्रक्षेपणीयं
पूर्व्वप्रत्तब्रह्मदेय-

२६ वर्जितं भूम(मि)च्छिद्रन्यायेनाचन्द्रार्क्कार्ण्णव क्षित(ति)सरित्पर्व्वतसमकालीनं
धर्म्मदायतया निसृष्टं यतः ऊ-

२७ परि[लि]खितस्थित्या भुज्यमानस्य न कैश्चिद्व्यासेधे वर्ति[त]व्यमागा
मिभद्रनृपतिभिरप्यस्मद्वंशजैरन्यैर्व्वा अनित्या-

२८ न्यैश्वर्य्याण्यास्थिरं मानुष्यं सामान्य[ं] च भूमिदान फलमवगच्छद्भिरयमस्म
द्दायोन्यव्या:(व्यः) परिपालयि-

२९ तव्याश्चेत्युक्तं च भगवता वेदव्यासेन व्यासेनं वहुभिर्व्वसुधासुक्ता राजभिस्स
गरादिभिः यस्य यस्य यदा

३० भूमिस्ता(त)स्य तस्य तदा फलं यानीह दारिद्र भयान्नरेन्द्रैर्द्धनानि
धर्म्मायतनानि(नी)त्रि(कि)तानिनिर्म्मू(भु)क्तमाल्य

३१ प्रतिमानि तानि को नाम साधुः पुनराददीत षष्टिं वर्षं सहस्राणि स्वर्गे
मोदति भूमिदः आच्छेत्ता चा-

३२ नुमन्ता च तान्येव नरके वसेदिति[3] दूतकाश्चात्र श्रीखरग्रहः लिखितं सन्धि
विग्रहाधि क्रि(कि)त दिविरपति

३३ वत्रभट्टिना संवत् २९२ चैत्र शु १४ स्वहस्तो मम

---

१ विसर्ग नकामो छे ते कहाय एतुं चिह्न पण होय. (तंत्री) ७ वांचो विष्टिकं ८ विरा चिह्नने माटे रुपक छे. ८ वांचो वदेत [ ॥ ] इति.

१५ तस्सुभाषितलवेनाऽपिसुखोपपादनीयपरितोषस्समग्रलोकागाधगांभिर्य्य हृदयोऽपि सुचरितअतिशयसु

१६ व्यक्तपरमकल्य( ल्या )णस्वभावः खिलीभूतकृतयुगनृपतिपथविशोधनाधिगत-

ओदग्रकीर्त्तिर्द्धर्म्मा मु( नु )परोधोज्वलत

१७ रीकृतार्त्यसुखसंपदुपसेवानिरूढधर्म्मादित्यद्वितीयनामापरममाहेश्वरः श्रीशीलादित्यः कुशली सर्व्वाने-

१८ वायुक्तक विनियुक्तकद्रांगिकमहत्तरशौल्किकचौरोद्धरणिकचाटभटकुमारादित्या-दीनन्यान्श्च( न्यांश्च ) यथासंब-

१९ ध्यमानकांस्समाज्ञापयत्यस्तु वस्संविदितं यथा मया मातापित्र ( त्रो ): पुण्या-पायनाय भद्रे-

## अक्षरान्तर[1]

### पतरूं पहेलुं

१ ओं .... विजयस्कन्धावारा .... भद्र रंक ( ? ) वासकात् प्रसभप्रणतामित्राणां

### पतरुं बीजुं

३२ .... .... परममाहेश्वरः श्रीध्रुवसेन [ ?कुशली ]

३३ सर्व्वानेव यथासम्बध्यमानकान्समाज्ञापयत्यस्तु वस्संविदितं यथा मया मातापित्रो
× पुण्याप्यायनाय वल [ भ्या भ्यासे सन्निविष्ट यक्षशूरविहार-

३४ मण्डले सामन्तकक्कुकमातृकुलपुत्रिकापूर्णभट्टाकारितविहारनिवासिनानादिगभ्या-
गतार्य्यभिक्षुणी संघाय चीवरपिण्ड पातश-

३५ यनासनग्लानभैषज्याद्यर्थं बुद्धानां च भगवतां गन्धपुष्पधूपदीपतैलाद्यर्थं
विहारस्य च खण्डस्फुटितप्रति[ संस्क ]-

३६ रणाय च सुराष्ट्रेषु रोहाणकपथके नागादिन्नानकग्रामस्सोद्रङ्गस्सोपरिकरस्सभूतवात-
प्रत्यायस्स[ धा ]-

४३ — — — — दूतकोत्र सामन्तशीलादित्यः लिखित[ मि ]

४४ [ दंसंधि ]विग्रहाधिकृत दिविरपति[ चन्द्र ]भट्टिपुत्र दिविरपतिस्कं[ न्दभ ]-
**टेन सं ३०० १० ९ ज्येष्ठ शु. ७ स्वहस्तो मम.**

---

१ ध्रुवसेन बीजा सुधीनुं वंशवर्णन शरुवातनो भाग बाद करीए तो आ ज राजाना सं. ३१७ आ. सु. १४ ना ताम्रपत्र ( ज. बो. ब्रॅं. रो. ए. सो ( न्यु. सी. ) वो. १ पा. ५० तथा आचार्य-लेखो नं. ६५ )नी साथे तद्दन मळतुं आवे छे तेथी उपयोगी विभागनुं अक्षरान्तर आपेल छे.

નં० ૧૬

## વિસ્તારપૂર્વક ફરીથી

# વળામાંથી મળેલાં ધ્રુવસેન ૨ જાનાં તામ્રપત્રો[1]

### ગુ. સં. ૩૧૯ જ્યે. સુ. ૭ (ઈ. સ. ૬૩૮)

૧૨¾ ઇંચ લંબાઇ અને ૮½ ઇંચ પહોળાઇનાં આ બે પતરાં ડાબી બાજુના કાણામાંથી પસાર થતી કડીથી બાંધેલાં છે. જમણી બાજુના કાણાની કડી ગુમ થએલી છે. આ પતરાંની સ્થિતિ બહુ ખરાબ છે.

પં. ૪૩ માં ત ને ઉપર આડો લીટો છે.

દાન ... ... ... છાવણીમાંથી અપાયું છે. વલભીની નજીકમાં યક્ષશૂર વિહારની હદમાં પૂર્ણભટ્ટે બાંધેલા વિહારમાં રહેતી બૌદ્ધ ભિક્ષુણીસંઘ માટે કપડાં, ખોરાક, દવાદારૂ વિગેરે મેળવવા માટે, બુદ્ધ ભગવાનની પૂજા માટે ચંદન, ફુલ, ગંધ દીપ વિગેરે માટે, અને વિહારના ફૂટ્યા તૂટ્યા ભાગના સમારકામ માટે, સુરાષ્ટ્રપ્રાંતમાં રોહાણકમાં નાગદિન્નાનક ગામ ધ્રુવસેને દાન તરીકે આપ્યું તેની નોંધ આમાં છે, સામન્ત કક્કુકની માના ખાનદાન કુટુમ્બમાં પૂર્ણભટ્ટ જનમ્યો હતો.

દૂતક સામન્ત શિલાદિત્ય હતો અને લેખક સ્કન્દભટ્ટ હતો. તિથિ ગુ. સં. ૩૧૯ ના જ્યેષ્ટ સુદિ ૭ હતી.

ધ્રુવસેનની આ ન જણાએલી નવી સાલ છે. તેથી આ દાનપત્ર ઉપયોગી ગણાય. આ રાજાનાં બી દાનપત્રો સં. ૩૧૦,[2] ૩૧૨,[3] ૩૧૩,[4] ૩૨૦,[5] અને ૩૨૧[6] નાં છે.

---

૧ જ. યુ. બો. વો. ૩ પાર્ટ ૧ પા. ૮૮ ૨ એસ. ગ્રે. ૨ ઇ. એ. વો. ૬ પા. ૧૩ ૩ જ. બો. બ્રા. રો. એ. સો. (ન્યુ. સી) વો. ૧ પા. ૬૬ ૪ તેજ વો. ૧ પા. ૫૦ ૫ જ. બો. બ્રા. રો. એ. સો. વો. ૨૦ પા. ૧ ૬ ઘ એ. ઈ. વો. ૮ પા. ૧૮૮ ૬ ઈ. ઍ. વો. ૮ પા. ૧૯૪

છે તેવું જ ૫૦ માટેનું છે. વળી શીલાદિત્યના ૩૪૭ સાલના જેસર[1]ના તામ્રપત્રમાં જે દાન લેનાર છે તે જ આ દાનપત્રમાં દાન લેનાર છે. ફરક માત્ર એટલો છે કે આંહી તેને દીક્ષિત લખ્યો છે અ તેના જેસરના દાનપત્રમાં વાપરેલ એ નામ સગ્ગળ અને પ્રકાશ આપ્યાં નથી. તે ઉપરથી એમ અનુમાન થાય છે કે શીલાદિત્ય ૩જાએ તે જ પુરૂષને બીજું દાન દશ વર્ષ પછી આપ્યું હોવું જોઇએ— ગવર્નમેન્ટ એપીગ્રાફીસ્ટ ]

(૧) પુષ્ય—સામ્બપુરમાંથી નીકળી આવેલા, કૌશિક ગોત્રના યજુર્વેદની વાજસનેયશાખાના સામ્બદત્તના પુત્ર બ્રાહ્મણ દીક્ષિતને સુરાષ્ટ્રમાં મડસર ગામમાં મડસરસ્થલીમાં રાજકીય જમીનમાંથી ૨૫ પાદાવર્ત્તવિસ્તારવાળી વાવ દાનમાં આપી તેની નોંધ આ લેખમાં છે. દાનની સીમા નીચે મુજબ છે. પૂર્વે પાણ્ડવ ખણ્ડ, દક્ષિણે દત્ત(દત્ત)ની માલિકીનું [ક]મ્પિલિકકા ખુણ્ઠક તરીકે જાણીતું પ્રચીહા, પશ્ચિમે સીસગર ક્ષેત્ર અને ઉત્તરે કુટુમ્બિન સહ્ળિલકનું ક્ષેત્ર (૨) (તે ગામની) ઉત્તર સીમામાં ૧૦૪ પાદાવર્ત્ત ભૂમિ પાંચ કટકેઃ—કોઇ નષ્ટ થએલા કુટુમ્બનો પહેલો કટકો ૧૬ પાદાવર્ત્તનો હતો. તેની સીમા નીચે મુજબ—પૂર્વે બ્રાહ્મણ અણુહકનું બ્રહ્મદેય ક્ષેત્ર; દક્ષિણે ચચ્છ અને માતૃલનું કૌટુમ્બિક ક્ષેત્ર, પશ્ચિમે મઠવાનક અને સગર (?) ક્ષેત્ર, કોરટપદ્રક ગામડાને રસ્તે આવેલું; ઉત્તરે પત્તિયાણક દુર્ગક્ષેત્ર નામનું ક્ષેત્ર. બીજો કટકો ત્રીસ પાદાવર્ત્તનો કોઇ નષ્ટ થએલા કુટુમ્બની માલિકીનો તેની સીમાઃ—પૂર્વે બ્રાહ્મણ શંકરનું બ્રહ્મદેય ક્ષેત્ર; દક્ષિણે બ્રાહ્મણ અણુહકનું બ્રહ્મદેય ક્ષેત્ર; પશ્ચિમે કૌટુમ્બિના લોટુકનું ક્ષેત્ર; ઉત્તરે તે જ બ્રાહ્મણ અણુહકનું ક્ષેત્ર. ત્રીજો ટુકડો ૪૩ પાદાવર્ત્તનો જે કિકક ખેડતો હતો તેની સીમાઃ—પૂર્વે સુસાવસથી ગામ જતો માર્ગ; દક્ષિણે બ્રાહ્મણ સજ્જકનું બ્રહ્મદેય ક્ષેત્ર; પત્તિઅણક અને માતૃસ્થાન નામે ક્ષેત્રો; ઉત્તરે સુસાવસથી ગામની સીમા. ચોથો ટુકડો પણ કિકક ખેડતો હતો અને તે દશ પાદાવર્ત્ત હતો. તેની સીમાઃ—પૂર્વે શાહરસ્તો; દક્ષિણે ગ્રામશિખર; પશ્ચિમે કુલપુત્ર વરૂણની પ્રચીહા; ઉત્તરે ઠક્કકનું ક્ષેત્ર. પાંચમો ટુકડો પાંચ પાદાવર્ત્તનો હતો અને તેને કિકક ખેડતો હતો. તેની સીમાઃ—પૂર્વે બ્રાહ્મણ ચમસનું બ્રહ્મદેય ક્ષેત્ર; દક્ષિણે દાસનક નામનું બ્રહ્મદેય ક્ષેત્ર; પશ્ચિમે (રાજવટ્ટા) રાજમાર્ગ; ઉત્તરે બ્રાહ્મણ શંકરનું બ્રહ્મદેયક્ષેત્ર.

દાનનો દૂતક રાજપુત્ર ખરગ્રહ હતો, અને લેખક સન્ધિવિગ્રહાધિકૃત, દિવિરપતિ, મહાપ્રતિહાર, સામન્ત મમ્મક હતો. રાજપુત્ર નીચેનાં તામ્રપત્રોમાં દૂતક તરીકે આપેલ છે. (૧) શીલાદિત્ય ૩જાનાં સં. ૩૫૬ ના ભાવનગરનાં તામ્રપત્રો, (૨) શીલાદિત્ય ૪થાનાં સં. ૩૬૨ નાં ભાવનગરનાં તામ્રપત્રો, (૩) દેવલિનાં સં. ૩૭૫ નાં અને સંવત્ ૩૭૬ નાં તામ્રપત્રો તિથિ સં. ૩૫૭ ના દ્વિતીય પૌષ વદિ ૪ જે ઇ. સ. ૬૭૫-૭૬ ની બરોબર આવે છે. દાન મેઘવનની છાવણીમાંથી આપવામાં આવ્યું હતું. શીલાદિત્ય ૩જાનાં લુન્સડીનાં ૩૫૨ નાં તામ્રપત્રો પણ ત્યાંથી આપવામાં આવ્યાં હતાં. લેખમાંના મડસર, સુસાવસથી વિગેરે સ્થળો ઓળખાઇ શકાયાં નથી. આ લેખ ભાવનગર દરબારે મૂળ પતરાંઓ આપ્યાં હતાં તે ઉપરથી તૈયાર કરવામાં આવ્યો છે.

---

[1] એ. ઇ. વૉ. ૨૧ પા. ૨૧૦

નં० ९२

## વિસ્તારપૂર્વક ફરીથી

# શીલાદિત્ય ૩ જાનાં જેસરનાં પતરાં[1]

### વ. સં. ૩૫૭ દ્વિતીય પૌષ વ. ૪ (ઇ. સ. ૬૭૫-૭૬)[2]

આ તામ્રપત્રો કાઠિયાવાડમાં ભાવનગર સ્ટેટ તાબાના જેસર ગામડામાંથી ઈ. સ. ૧૯૧૫ માં મળ્યાં હતાં. તે ઇ. સ. ૧૯૧૬ માં પ્રો. ડી. આર. ભાંડારકરને આપેલાં અને તેમણે શીલાદિત્ય ૩ જાના એક બીજા દાનપત્રની[3] સાથે બન્નેની નોંધ લીધી[4] છે.

૧'-૨½" લાંબાં અને ૧ ફુટ પહોળાં બે જાડાં તામ્રપત્રોની અંદરની બાજુએ લેખ કોતરેલો છે અને તે લાંબી ત્રાંબાની કડીથી જોડેલાં છે. કડી ઉપર કાઠિયાવાડનાં બીજાં તામ્રપત્રની સીલ ઉપર હોય છે તે શ્રી भटक्क અક્ષરો છે. સીલની ઉપરના ભાગમાં નંદીનું ચિત્ર છે. બીજી બાજુનાં છિદ્રો છે, પણ તેમાંની કડી ખોવાઈ ગઈ છે. કુલ ૬૨ પંક્તિ લખાણની છે, જેમાંથી ૨૯ પહેલા માં અને ૩૩ બીજા પતરામાં છે. છેલા ત્રણ શાપાત્મક શ્લોકો સિવાય બાકીનો બધો લેખ ગદ્યમાં છે. લેખની ભાષા સંસ્કૃત છે અને પૂર્વજોનાં પતરાંમાંથી નકલ કરેલાં આડંબરમય વાક્યો છે. રેફવાળા વ્યંજનો બેવડા લખ્યા છે. प અને क ની પહેલાં ઉપધ્માનીય અને જીહ્વામૂલીયનો ઉપયોગ કરેલ છે.

લિપિ ઉપર દક્ષિણ તરફની અસર છે. જુઓ પં. ૩૨ માં रत्नालंकार નો ल. ह ની બેઠકનો લીટો દાબી દેવામાં આવેલ છે. અનુસ્વારની જગ્યાએ ઘણીવાર न લખેલ છે જુઓ अन्त (પં. ૧૦) विम्बम्लित (પં. ૧૯) પં. ૨૫ અને ૪૪ માં एव નો ए નોંધ લેવા જેવો છે.

લેખની પહેલી ૪૫ પંક્તિમાં વંશાવળી છે. વલભી વંશના છેવટના રાજાઓના તામ્રપત્રમાં હોય છે તેમ ભટાર્કના દીકરાનાં નામ છોડી દેવામાં આવેલ છે. ભટાર્ક પછી તેના ચોથા દીકરા ધરપટ્ટના દીકરા ગુહસેનનું નામ પ્રથમ લખ્યું છે. પછી તેનો દીકરો ધરસેન ૨ જો, તેનો દીકરો શીલાદિત્ય ૧ લો ઉર્ફે ધર્માદિત્ય, તેનો નાનો ભાઈ ખરગ્રહ ૧લો અને તેનો દીકરો ધરસેન ૩ જો. તેની પછી ગાદીએ તેનો નાનો ભાઈ ધ્રુવસેન ૨ જો ઉર્ફે બાલાદિત્ય અને તેની પછી તેનો દીકરો ધરસેન ૪થો આવ્યો. ત્યાર બાદ શીલાદિત્ય ૧લાના દીકરા ડેરભટનો દીકરો ધ્રુવસેન ૩જો આવ્યો. ધ્રુવસેન ૩જા પછી તેનો મોટો ભાઈ ખરગ્રહ ૨જો અને તેની પછી તેના મોટા ભાઈ શીલાદિત્ય ૨જાનો દીકરો શીલાદિત્ય ૩ જો, આ દાનનો દાવા ગાદીએ આવ્યો. [ સ્વ. આર. ડી. બેનરજીએ આ તામ્રપત્રની સાલ ૩૮૭ દ્વિ. પૌષ. વ. ૧૦ વાંચેલ છે. પ્રો. ભાંડારકરે ૩૮૭ દ્વિ. પૌ. વ. ૪ વાંચેલ છે.[5] આ બન્ને વિદ્વાનોએ સાલના વાંચન અનુસાર આ દાનપત્ર શીલાદિત્ય ૩જાના પુત્ર અને અનુયાયી શીલાદિત્ય ૪થાનું માન્યું હતું. પરંતુ વંશાવળી શીલાદિત્ય ૩જાથી પૂરી થાય છે અને સ્વ. બેનરજીએ એમ કલ્પના કરી કે શીલાદિત્ય ૪થાનું વર્ણન આમાં રહી ગયું હતું. પરંતુ ગવર્નમેન્ટ એપીગ્રાફીસ્ટે સાલ ૩૫૭ દ્વિ. પૌ. વ. ૪ વાંચીને આ દાનપત્ર શીલાદિત્ય ૩જાનું ઠરાવ્યું છે. દશકનું ચિહ્ન શીલાદિત્ય ૩ જાના લુસડીના તામ્રપત્રમાં[6]

---

૧ એ. ઇ. વો. ૨૨ પા. ૧૧૪ આર. ડી. બેનરજી  ૨ આ તામ્રપત્રોની સાલ આર. ડી. બેનરજીએ ૩૮૭ દ્વિ પૌ. વ. ૧૦ વાંચેલ અને પ્રો. ડી. આર. ભાંડારકરે ૩૮૭ દ્વિ. પૌ. વ. ૪ વાંચેલ, પણ ગવર્નમેંટ એપીગ્રાફીસ્ટ ૩૫૭ દ્વિ. પૌ. વ. ૪ વાંચીને તેને શિલાદિત્ય ૩જાનું દાનપત્ર ઠરાવેલ છે.  ૩ હવે પ્રસિદ્ધ થયાં છે. એ. ઇ. વો. ૨૧ પા. ૨૧૦  ૪ પ્રો. રી. આ. સ. વે. સ. ૧૯૧૫-૧૬ પા. ૫૫ પારા. ૧૦  ૫ પ્રો. રી. આ. સ. વે. સ. ૧૯૧૫-૧૬ પા. ૫૫ અને ઉત્તર હિન્દના લેખો નં. ૧૩૬૮  ૬ ઈ. એ. વો. ૧૧ પા. ૩૦૬ અને ભા. પ્રા. સં. ઇ. પા. ૪૫ લેખ ૫૫

५३ ब्राह्मण सङ्ककसत्कब्रह्मदेयक्षेत्रं अपरतः पत्तिणकक्षेत्रं म[ ा तृस्थान क्षेत्र[ ं ]
च उत्तरतः सुसावसथीग्रामसीमा [ ॥ ] चतुर्त्थं खण्ड[ ं ] किक्कप्रकृष्टमेव
दशभूपादावर्त्तपरिमा-

५४ णं श्च( णञ्च ) पूर्व्वतः राजवर्मादि( द )क्षिणत[ : ] ग्रामशिखरं अपरतः
कुलपुत्रकवरुणसत्क प्रच्चीहा उत्तरत[ : ]कर्कसत्क क्षेत्रं [ ॥ ] तथा पञ्चम-
खण्डं किक्कप्रकृष्टमेव पञ्चभूपादावर्त्त-

५५ परिमाणं यस्य पूर्व्वतः ब्राह्मणचमससत्कब्रह्मदेयक्षेत्रं दक्षिणतः दासनकसंज्ञित-
ब्रह्मदेयक्षेत्रं ॥ अपरतः राजवट्टा( र्त्मा )उत्तरतः ब्राह्मणशङ्करसत्कब्रह्मदेयक्षेत्रं [॥]

५६ एवमिदं चतुराघा[ टन ]विसु( शु )[ द् ]धं वापीक्षेत्रं सोदङ्ग[ ं ] सोपरि-
कर[ ं ] सभूतवातप्रत्याय[ ं ] सधान्य हिरण्यादेयं सदशापर[ ा ]ध[ ं ]
सोत्पद्यम[ ा ] नविष्टिक[ ं ]सर्व्वराजकीयान[ ा ]म

५७ हस्तप्रक्षेपणीय[ ं ] पूर्व्वप्रत्तदेवब्रह्मदेयरहितं भूमिच्छिद्रन्यायेना च [ न् ]द्र
[ ा ]र्काण्र्णवक्षितिसरित्पर्व्वतसमकालीन[ : ]पुत्रपौत्रान्वय भोग्य[ : ] उदकाति
सर्गेण धर्म्म-

५८ दायो नृ( नि )सृष्टः [ । ] यतोस्योचितयाय ब्रह्मदेयं ( य ) स्थित्या भुञ्जतः
कृशत[ : ] कर्षयत[ : ]प्रदिशतो वा न कैश्चिद्व्यासेधे वर्त्तितव्यमागामिभद्रनृ-
पतिभिरप्य[ स्म ]द्वंशजैरन्यैर्व्वा

५९ अनित्यान्यैश्वर्य्यान्य( ण्य )स्थ ( स्थि )रं मानुष्यं सामान्यञ्च भूमिदानफलमव-
गच्छद्भिरयमस्मदा[ द्दा ]योनुमन्तव्यः परिपालयितव्यश्चेत्युक्तञ्च ॥ बहुभिर्व्व-
सुधा भुक्ता राजभि[ : ]सगरादिभिः

६० यस्य यस्य यदा भूमिस्तस्य तस्य त [ दा ] फल[ ं ॥ ] यानीह दारिद्र्यभया-
न्नरेन्द्रैर्द्धनानि धर्म्मायतनीकृतानि [ । ] निर्भु( र्भु )क्तमाल्यप्रतिमानि तानि
कोनाम साधुः पुनराददीत [ ॥ ] षष्टि( ष्टिं )

६१ वर्षसहस्राणि स्वर्ग्गे तिष्ठति भूमिदः [ । ] आच्छेत्ता चानुमन्ता चः( च )
तान्येव नरके वसेत् ॥ दूतकोत्र राजपुत्रखरग्रहः [ ॥ ]

६२ लिखितमिदं सन्धिविग्रहाधिकृतदिविरपति महाप्रतिहारसामन्त मम्मकेनेति ॥
सं ३०० ५० ७ द्वि पौष व ४ [ ॥ ] स्वहस्तो मम ॥

## अक्षरान्तर

### पहेलुं पतरूं

१ ओं स्वस्ति विजयस्कन्ध( न्धा )त्र( वा )रा[ त् ] मेघवनवा( वा )श( स )
का[ त् ]प्रसभप्रणता .... .... .... ....

२९ .... .... .... सह्यविन्ध्यस्तनयुगायाः

### पतरूं वीजुं

३० क्षितेः पत्युः श्रीडेरभटस्य .... .... .... .... ....

४५ .... .... परममाहेश्वरः श्रीशीलादित्यः कुशली सर्व्वानेव समाज्ञापयत्यस्तु वस्स[ ं ] विदित[ ं ]यथा मया मातापित्रो-[2]

४६ स्पुण्याप्यायनाय पुष्यसाम्वपुरविनिर्गततच्चातुर्व्विद्यसामान्यकुशिकसगोत्रवाजसनेयिसप्र( ब्र )ह्मचारिब्राह्मणसाम्बदत्तपुत्रब्राह्मणदी-

४७ क्षिताय सुराष्ट्रेषु मडसरस्थल्या मडसरग्रामे पूर्व्वोत्तरसीम्नि राजकीयात्पञ्चविंशतिभूपादावर्त्तपरिसरावापी यस्य आघाटनानि पूर्व्वतः पाण्डवखण्ड[ : ][4]

४८ दक्षिणतः दत्क( त्त ? )सत्कम्पिलिकाखुण्डकसंज्ञितप्रचीहा अपरतः क्षेत्रसीसगरः उत्तरतः कुटुम्बिसङ्गिलकप्रकुष( ष्ट )पचियेणक क्षेत्रं तथा उत्तरसीम्नि पञ्चखण्डाव-

४९ स्थितां चतुरुत्तरभूपादावर्त्तशतपरिमाणक्षेत्रं [ ॥ ] यत्रैकखण्डं उत्सन्नकुटुम्बिकषोडशभूपादावर्त्तपरिमाणं यस्य पूर्व्वतः ब्राह्मण अणहकसत्क ब्रह्मदेयक्षेत्रं दक्षि-

५० णतः चच्चमातृलयोस्सत्ककोटुम्ब क्षेत्रं अपरतः मढवानक क्षेत्रं कोरटपद्रकग्रामयायी सागरश्च ॥ उत्तरत्त( त ): पत्तियाणकदुर्गक्षेत्रसंज्ञित क्षेत्रं [ ॥ ] द्वितीय खण्ड[ ं ]उत्सन्न

५१ कुटुम्बिकमेव त्रिंशद्भूपादावर्त्तपरिमाणं स( य )स्य पूर्व्वतः ब्राह्मणशङ्करसत्कब्रह्मदेयक्षेत्रं । दक्षिणतः ब्राह्मण अणहकसत्कब्रह्मदेयक्षेत्रं । अपरत[ : ] कुटुम्बि मोदुक-

५२ सत्कक्षेत्रं उत्तरतः ब्राह्मण अणहकस्यैवसत्कक्षेत्रं [ ॥ ] तथा त्रि( तृ )तीय खण्डं किलकप्रकुष्टं त्रिचत्वारिंशद्भूपादावर्त्तपरिमाण[ ं ] यस्य पूर्व्वतः सुखावसघीग्रामयायी पन्था[ : ] दक्षिणतः

---

१ वंशावळी विभागनुं अक्षरान्तर शीलादित्य ३ जानां सं. ३५६ ना ज्येष्ठ ७ ( ज. बॉ. बे. रो. ए. सो. न्यु. सी. वो. १ पा. ५७) ना ताम्रपत्र साथे मळतुं आवे छे. आ दानपत्रनी पं.१–४५ सुधीनुं वर्णन ते ३५६ ना दानपत्रनी पं. १–५० सुधीना वर्णनने मळतुं आवे छे. २ वांचो पित्रोःपुण्य ३ वांचो सुराष्ट्रेषु ४ खण्डनो ख पंक्तिनी नीचे पाछळथी लखेल छे.

## अक्षरान्तर[1]

### पतरूं पहेलुं

१ ओं आसीत्सुरारिसंकाशः कृष्णराज क्षितेः पतिः अम[ पु ]र्व्वेण वसोर्द्दाता साक्षाद्धर्म्म

२ इवापरः । [ १ ]शुभ्र तुङ्गतुङ्गतुरगप्रवृद्धरेणूर्ध्वरुद्धरविकिरणं ग्रीष्मेपि न-

३ भोनिखिलं प्रावृटकालायते स्पष्टं ॥ [ २ ] तस्यात्मजः श्री ध्रुवराजनामो महानुभावो

४ महतप्रतापः ॥ प्रसाधिताशेपनरेन्द्रचक्रः क्रमेण वालार्क्कवपुर्व्वभूव ॥ [ ३ ]

५ शशधरकरनिकरनिभं यस्य यशः सुरनागाग्रसानुस्थैः परिगीयते समन्ता-

६ द्विद्याधरसुन्दरी निवहैः ॥ [ ४ ] तस्याप्यभूद्भुवनसारभूतेः समर्त्थः पा-

७ र्थोपमः पृथुसमानगुणैर्गुणज्ञः दुर्व्वारवैरिविनितातुलतापहेतु-

८ र्गोविन्दराज इति सूनुरिन प्रतापः ॥ [ ५ ] यस्य प्रभोश्चतुरचारुउदा[र]-

९ कीर्त्तेरासोदिवान्निरुपमस्य पितुः सकाशात् ॥ सत्स्वप्यनेकतनये-

१० पु गुणातिरेकान्मूर्द्धाभिषिक्तन्नृपसम्मतमाशुराज्यं ॥ [ ६ ] रक्षा[ क्ष ]ता ये-

११ न निःशेषं चतुरम्भोधिसंयुतं ॥ राज्यं धर्म्मेण लोकानां कुतो तुष्टिः प-

१२ रा हृदि ॥ [ ७ ]भ्राता तु तस्येन्द्रसमानवीर्य्यः श्रीमान् भुवि क्ष्मापतिरिन्द्र-

१३ राजः शास्ता वभूवाद्भुतकीर्त्तिसूतिस्तद्दत्तलाटेश्वरमण्डलस्य ॥ [ ८ ] य-

१४ स्याङ्गमात्रजयिनः प्रियसाहसस्य क्ष्मापालवेष-

### पतरूं वीजुं प्रथम वाजु

१५ फलमेव वभूव सैन्यं ॥ मुक्त्वा च सर्व्वं भुवने-

१६ श्वरमादिदेवं नावन्यतान्यममरेष्वपि यो मन-

१७ स्वी ॥ [ ९ ] अद्यापि यस्य सुरकिन्नरसिद्धसाध्यविद्याधराधिपतयो गु-

१८ णपक्षपातात् ॥ गायन्ति कुन्दकुसुमश्रियशोयथास्वधामस्थिताः

१९ सहचरीकुचदत्तहस्ताः ॥ [ १० ] सूनुर्व्वभूवखलु तस्य महानुभावः

२० शास्त्रार्थवोधसुखलालितचित्तवृत्तिः यो गौणनामपरिवारमु-

२१ वाह पूर्व्वं श्रीकर्क्कराजसुभगव्यपदेशमुच्चैः [ ११ ] राज्ये यस्य न तस्कर-

२२ स्य वसतिर्व्व्याधेः प्रसूतिर्म्मृताद्दुर्भिक्षं न च विभ्रमस्य महिमा नैवो-

---

૧ મૂળ પતરાં તેમ જ ફોટોગ્રાફ ઉપરથી.

નં ૧૨૫ અ.

# ગુજરાત રાષ્ટ્રકૂટ રાજા ગોવિંદ ૩ જાનાં ડભોઇનાં પતરાં[1]

શ. સં. ૭૩૯ વૈ. વ. ૭

નીચે વર્ણવેલાં તામ્રપત્રો રાજા ગોવિન્દરાજ ત્રીજાએ ભોગિક નામના બ્રાહ્મણને આપેલા ભૂમિદાનની નોંધ રૂપે છે. કોરીગરીવાળા દરવાજા માટે તથા ઐતિહાસિક દૃષ્ટિએ પ્રખ્યાત ડભોઇ નગરીના એક રહેવાસી પાસેથી તે પતરાં ખરીદવામાં આવ્યાં છે અને અત્યારે પ્રિન્સ ઓફ વેલ્સ મ્યુઝિયમમાં સંગ્રહીત કરવામાં આવેલાં છે.

આ તામ્રપત્રો સંખ્યામાં ત્રણ છે. તેમનાં માપ ૯"×૭" છે અને જાડાઇ બધી જગાએ સરખી નથી, પણ આશરે ⅛" છે. દરેકમાં થોડે થોડે અંતરે બે બે કાણાં પાડેલાં છે અને દરેક પતરાની જમણી બાજુના કાણામાંથી એક તાંબાનો સળીયો પસાર કરીને કડી બનાવી છે અને તેના બંને છેડાઓને ભેગા કરીને જાડો ગઠ્ઠો બનાવી દીધેલો છે. તે ગઠ્ઠા ઉપર કોઈ પણ જાતની સીલની નિશાની જોવામાં આવતી નથી. ડાબી બાજુનાં કાણાંની સળીયાની કડી ખોવાઈ ગએલી છે. તામ્રપત્રોની કિનારીને બધી બાજુથી થોડી થોડી ઉંચી ચઢાવેલી છે, જેથી કરીને અક્ષરો ઘસાઈ ન જાય.

આ બધાં તામ્રપત્રો બરાબર જાળવવામાં આવ્યાં છે અને તેથી સારી સ્થિતિમાં છે. પહેલું અને ત્રીજું તામ્રપત્ર ફક્ત અંદરની બાજુએ કોતરેલ છે જ્યારે બીજું તામ્રપત્ર બંને બાજુએ કોતરેલ છે. અક્ષરો ચોકખા અને ઊંડા કોતરેલા છે. બીજા તામ્રપત્રનો જમણા હાથનો નીચેનો ખૂણો ઘસાઇ ગએલ છે અને બંને બાજુએ કેટલાક શબ્દો બરાબર સંતોષ થાય તેમ વાંચી શકાતા નથી.

પહેલા તામ્રપત્રમાં ૧૪ પંક્તિઓ છે, ૧૭ પંક્તિઓ બીજા તામ્રપત્રની પહેલી બાજુએ અને ૧૫ બીજી બાજુએ અને ત્રીજા તામ્રપત્રમાં ફક્ત ૭ પંક્તિઓ છે. લિપિ ઉત્તર હિન્દની વલ્લભી લિપિ પ્રમાણેની છે. ભાષા શુદ્ધ સંસ્કૃત છે. લખાણમાં કેટલીક વિશિષ્ટતાઓ નોંધવા લાયક છે. સ્વર વગરના શબ્દાન્ત વ્યંજનોને ખોડા તરીકે બતાવવા માટે તેમના ઉપર ન્હાની રેખા દોરેલી છે. દા. ત. સકાશાત્, પક્ષપાતાત્, શ્રીમાન્, વસેત્ ઇત્યાદિ. નીચેના સ્વરો શબ્દોની શરૂવાતમાં માલુમ પડે છે; આ, ઇ, ઉ.

દાનના દાતાનું નામ રાજા ગોવિન્દરાજ ત્રીજો છે. આ રાજાની પૂરેપૂરી વંશાવળી આંહિં દર્શાવેલી છે. પં. ૧ થી ૨૮ સુધીનો વંશાવળી વિભાગ પદ્યમાં છે અને તેમાંના ૪,૫,૬ અને ૧૩ એમ ચાર સિવાય બાકીના બધા શ્લોકો આ સંગ્રહના નં. ૧૨૩ થી ૧૨૬ સુધીના લેખોમાં આપણને મળે છે. આ વંશનો પહેલો રાજા કૃષ્ણરાજ છે. જુઓ પંક્તિ ૧. તેનો દીકરો ધ્રુવરાજ જુઓ પંક્તિ ૩ અને તેનો પુત્ર ગોવિન્દરાજ ૨ જો થયો. તેની પછી તેનો ભાઇ ઇન્દ્રરાજ ગાદીએ આવ્યો. તેની પછી તેનો દીકરો કર્કરાજ ગાદીએ આવ્યો. કર્કરાજને ન્યાયી, માયાળુ અને પ્રતાપી રાજા તરીકે વર્ણવવામાં આવ્યો છે. તેના રાજ્યમાં ચોરોની વસ્તી જ સમૂળગી ન્હોતી અને છેવટે દાનનો દાતા ગોવિન્દરાજ ત્રીજો કર્કરાજનો ભાઇ આવે છે. તેણે શક સંવત્ ૭૩૯ (ઇ. સ. ૮૨૧) વૈશાખ વદિ ૭ ને દિવસે આ ભૂમિદાન આપ્યું.

દાન લેનાર બ્રાહ્મણનું નામ ભોગિક છે. તે ... દ્દદેવનો પુત્ર છે. પહેલો અક્ષર બીલકુલ વાંચી શકાતો નથી એટલે આખું નામ પૂરું બેસતું નથી, કદાચ તે રૂ હોય.

વળી લખાણના પ્રમાણમાં જગ્યાની વ્હેંચણી પણ બરાબર કરી નથી. પહેલું તામ્રપત્ર અને બીજા તામ્રપત્રની પહેલી બાજુ લખાણથી ખીચોખીચ ભરી દીધી છે, જ્યારે બીજા તામ્રપત્રની બીજી બાજુ પર તથા ત્રીજા તામ્રપત્ર પર લખાણના શબ્દો તથા પંક્તિઓ છૂટાં છૂટાં લખેલ છે. વળી ત્રીજું તામ્રપત્ર તો અધું જ કોતરેલું છે.

દાનમાં આપેલું ગામ વહાઉલ ચોરાશી ગામોનાં સમૂહમાં આવેલું છે અને તે ગામના નામનો પહેલો અક્ષર ઘસાઇ ગયો છે, જ્યારે બાકીનો ભાગ ઘણેભાગે વાંચી શકાય છે.

---

૧ અપ્રસિદ્ધ

લેખ ૫૧

४४ नीकृतानिः[1] निर्माल्यवान्तप्रतिमानी तानी को नाम साधुः पुनराददी-
४५ त ॥ षष्टि वर्षसहस्राणि स्वर्गे तिष्ठति भूमिदः ॥ आच्छेत्ता चानु-
४६ मन्ता च तान्येव नरके वसेत् ॥ विन्ध्याटवीष्वतोयासु शुष्क-

पतरुं त्रीजुं

४७ कोटरवासिनः कृष्णाहयो हि जायन्ते[2]
४८ भूमिदायापहारिणः ॥ उक्तञ्च भगवता रामम-
४९ द्रेण ॥ सर्व्वानेतान्भाविनः पार्थिवेन्द्रान् भूयोभूयो याचते
५० रामभद्रः सामान्योयं धर्म्मसेतुर्नृपाणां काले काले पालनी-
५१ यो भवद्भिः ॥ स्वहस्तोयं श्रीगोविन्दराजस्य श्रीमदिन्द्रराजदेवपुत्रस्य ॥ लिखित
मेतन्मया शासनं
५२ महासन्धिविग्रहिक श्रीपद्मनाभसुतवज्जुकेनेति शक नृपका
५३ [ ला ]तीत संव ७३९ वैशाख [ ब ]हुल ७

---

१ विसर्ग नकामो छे. २ अक्षरो कोतरीने पाछळथी घसी नांख्या छे.

२३ पसर्गोद्भवः क्षीणः शत्रुगणः प्रतापविनताशेषारिवर्गस्तथा। नो

२४ विद्यत्परिपन्थिनी प्रभवती क्रूरा खलानां मतिः ॥ [ १२ ] स्वनृपस्योनुजस्तस्य सेवि-

२५ तः सततं बुधैः [ गो ]विन्दराजभूपालः साक्षाच्छंभुरिवापरः ॥ [ १३ ] फलोन्मुखैरापतितैर्व्विदूरतः

२६ समं समन्ताद्गुणपक्षपातिभिः महाहवे दानविधौ च मार्ग्गणैर्न्नकुण्ठितं यस्य सदैव

२७ मानसं ॥ [ १४ ] अन्तःस्थितेश्वरशिरोधृतशुभ्रचन्द्रात्च्युतत्सुधारसविभावित-स — म — चः लो-

२८ कस्य निर्वृतिकरः स्पृहणीय जन्मार्जवः सदामृतमयश्च गुणेन यश्च ॥ [ १५ ] [ परममा ]हेश्व-

२९ रः समधिगताशेषमहाशब्दमहासामन्तारि[ धि ]पतिप्रभूतवर्षश्रीगोविन्दराज-देवः [ स ]र्व्वा-

३० नेव माविभूमिपालान्समनुबोधयत्यस्तु वः संविदितं। यथा मया माता[ पित्रो रात्म ]न

३१ श्च पुण्ययशोभिवृद्धये ॥ ऐहिकामुष्मिकफलावाप्त्यर्थं चर्म्मनिद्दौ पथमव —

पतरुं बीजुं बीजी बाजु

३२ गौडदेशादायातात्रेयसगोत्रच्छन्दोगस ब्रह्मचारिब्राह्मणभोगिकाय[ बुद्ध ]देवपुत्रा-

३३ य बलिचरुवैश्वदेवाग्निहोत्राक्रतुक्रियाद्यासर्प्पणार्त्थं वाहाउलचतुराशीत्यन्तर्गतमह-

३४ —सौणकग्रामः सहिरण्यादानः सभोगभागः सदण्डदशापराधः ससीमापर्य्य[ न्त ]

३५ समस्तराजकीयानामहस्तप्रक्षेपणीयो भूमिच्छिद्रन्यायेनाद्य महा वैशाख्यामुदका-

३६ तिसर्गेण प्रतिपादितो यतोस्य भुञ्जतो न कैश्चिद् व्यासेधे प्रवर्त्तितव्यं॥आगामिभद्रनृ-

३७ पतिभिरप्यनित्यान्यैश्वर्य्याण्यस्थिरं मानुष्यं सामान्यञ्च भूमिदानफलं तदपहरण पा-

३८ प-वगच्छद्भिरयमस्मद्दायोनुमन्तव्यः परिपालयितव्यश्च तथा चोक्तं पुराणमह[र्षि-]

३९ [ भि ]ः ॥ [ ब ]हुभिर्व्वसुधा भुक्ता राजभिः सगरादिभिर्य्यस्य यस्य यदा भूमिस्तस्य तस्य

४० तदाफलं ॥ उक्तञ्च भगवता वेदव्यासेन व्यासेन ॥ अग्नेरपत्यं प्रथमं सुवर्ण्णं

४१ भूर्व्वैष्णवीसूर्य्यसुताश्च गावः लोकत्रयस्तेन भवन्ति दत्ता यः काञ्चनं गा-

४२ ञ्च महीञ्च दद्यात् ॥ सर्व्वेषामेवदानानामेकजन्मानुगं फलं ॥ हाटकक्षिति-

४३ गौरीणां सप्त जन्मानुगं फलं ॥ यानीह दत्तानि पुरानरेन्द्रै र्द्दानानि धर्म्मायता-

१ थोडा अक्षर होय छे तेनो आडो लीटो आनी उपर छे जेनी जरूर नथी. २ अनुस्वार नकामुं छे.

નં० १२५ ण

# કર્કરાજ સુવર્ણવર્ષનાં સુરતનાં તામ્રપત્રો[1]

શ. સં. ૭૪૩ વૈ. સુ. ૧૫ ( ઈ. સ. ૮૨૧ )

આ પતરાં જે પહેલી જ વાર પ્રસિદ્ધ થાય છે તેનો ઉલ્લેખ ડો. ભગવાનલાલ ઇંદ્રજીએ બોમ્બે ગેઝેટીઅર વો. ૧ પાર્ટ ૧ લામાં કરેલ છે. તેના પા. ૧૨૫ મે તેમાંની થોડી હકીકત આપી છે, પણ કોને અને ક્યાંથી મળ્યાં તે સંબંધી કાંઇ પણ એ માહિતી તેમાં આપી નથી. તેણે તેને સુરતનાં પતરાં કહ્યાં છે, તેથી તે સુરતની આસપાસથી મળ્યાં હોવાં જોઈએ. ડો. ડી. આર ભાંડારકરે તે પતરાં મને પ્રસિદ્ધ કરવા આપ્યાં, તેથી હું પ્રસિદ્ધ કરૂં છું.

પતરાં નંગ ત્રણ છે. તેનું માપ ૧૩.૬"×૭.૬" છે. જાડાઈ ૧ ઇંચ છે. કોર વાળીને જાડી કરેલી છે. ડાબી બાજુએ બરોબર વચમાં કોરથી ૦.૭ ઇંચ અંદર કાણું છે તેમાંથી પસાર થતી કડીથી પતરાં બાંધેલાં છે. કડી ૦.૪ ઇંચ જાડી છે અને ૩.૨ ઇંચ તેનો વ્યાસ છે. તેના છેડા ૧.૧૧ ઇંચ વ્યાસની સીલથી જોડેલા છે. તેના ઉપર ગરૂડનું ચિત્ર મનુષ્યસ્વરૂપમાં બન્ને બાજુ પાંખવાળું છે. તે પગ વાળીને અને હાથ જોડીને બેઠેલા છે અને પગનાં તળીયાં એક બીજાને અડે છે. તેના ઉપર કાંઈ લેખ નથી.

લેખ પહેલા અને ત્રીજા પતરાની અંદરની બાજુએ અને બીજાની બન્ને બાજુએ કોતરેલો છે. છેલ્લા પતરામાં ૭ લીટી છે; જ્યારે બીજાં બધાંમાં સરેરાસ ૧૮ પંક્તિ છે. અરધો લેખ કોતર્યા પછી જગ્યાનો સંકોચ કરવા અક્ષર નાના લખવા માંડ્યા છે અને એક પંક્તિમાં ૩૮ ને બદલે ૫૫ અક્ષરો સમાવ્યા છે. પરિણામે ત્રીજા પતરામાં સાત જ પંક્તિ છે.

પતરાં સુરક્ષિત છે; ક્યાંક ક્યાંક સપાટીમાં જરા નુકશાન થએલું છે, પરંતુ પં. ૪૫ ની શરૂવાતના ભાગ સિવાય બાકી બધો ભાગ વાંચી શકાય છે. પતરાંની સપાટી બરોબર લીસી કરેલી નથી અને તેથી કેટલાક ખાડા અનુસ્વાર જેવા ( જુઓ નેका પં. ૧૩ ) અને કેટલાક વચમાંના સ્વર જેવા લાગે છે ( જુઓ हृदये પં. ૪૪ ) કેટલેક ઠેકાણે કોતરનારે ભૂલો સુધારી છે.

પં. ૪૦ માં खाड्ग ના ला નો आ કાઢી નાંખ્યો છે.

પં. ૫૫ માં जान्माहगं जा નો आ કાઢી નાંખ્યો છે.

પં. ૫૧ માં का સુધાર્યો છે અને र्य્ય કાઢી નાંખીને कार्य्याने બદલે करणीया લખેલ છે. રહી ગએલા અક્ષરો આગલા અગર પાછલા અક્ષરોની નીચે ઉમેરેલા છે; જેમકે ( પં. ૨૭ ના दर्पक નો क, પં. ૩૨ ના महासंयुगे નો हा, પં. ૩૩ ના फलावाप्ति નો फ, પં. ૩૯ માં सौर्य्येण નો र्य्यें અને सदाज्ञया નો या ). તેવી જ રીતે પતરાંની નીચે પણ અક્ષરો ઉમેરેલા છે; જેમકે પહેલા પતરામાં નીચે आर्त्तार्त्ति અને ત્રીજા પતરા નીચે तथा शासनदाता અને हस्तेन स्व. કેટલીક વાર આ ઉમેરા દર્શાવવા કાકપદ મૂકેલાં છે. પરંતુ પતરાં કોતરતાં પહેલાં લેખ ફરી વાંચ્યો નહીં હોય જેથી શ્લો. ૨૫ માં ચાર અક્ષરો રહી ગયા છે અને કેટલાક અક્ષરો બે વાર લખાયા છે. શબ્દો કાપી નાંખવાના રહી ગયા છે. ( જુઓ નોટ પં. ૩૮, ૪૩, ૪૫, ૪૯, ૫૨, ૫૫ ઇત્યાદિ. ) પં. ૩ માંના रणसर्वरीपु ના प નો આડો લીંટો રહી ગએલ છે જ્યારે પં. ૪૯ માં प्रशिष्य ના प्र માં ખોટો

---

૧ એ. ઈ. વો. ૨૧ પા. ૧૩૩. એ. એસ. અલ્તેકર.

## ભાષાન્તર

### પતરૂં ૧ લું

પં. ૧ પૃથ્વીનો પતિ કૃષ્ણરાજ ભગવાન્ મુરારિ જેવો દેખાતો હતો, અને પૃથ્વીનું અપૂર્વ દાન કરવાથી તે સાક્ષાત્ બીજો ધર્મરાજ જ હોય, એમ લાગતું હતું.

પં. ૫ થી ૧૦—અને ચન્દ્રનાં કિરણોના ઢગલા જેવો જેનો શુભ્ર યશ વાદળાંઓનાં શિખર-પર ઉભેલાં દેવતાઓ, નાગો અને વિદ્યાધરીઓનાં ટોળાંઓથી ગવાય છે; પૃથ્વીનો ભાર ઉપાડ-નાર તે રાજાને પણ સમર્થ, અર્જુન જેવો અને પૃથુના જેવા ગુણવાળો, ગુણ જાણવાવાળો અને શત્રુઓની સ્ત્રીઓને અતુલ તાપ પમાડનારો ગોવિન્દરાજ નામનો હિંમતવાન અને પ્રતાપી પુત્ર હતો; જે ચતુર, દેખાવડો અને ઉદારકીર્તિ હતો; પિતાની પાસે જ રહેતો હોવાથી તેના પિતાને ઘણા પુત્રો હવા છતાં પણ ગુણમાં તે બધાના કરતાં ચઢીઆતો હોવાથી તેનો જ રાજાની સંમતિથી જલ્દી રાજ્યાભિષેક કર્યો.

### પતરૂં ૨ જું બાજુ ૨ જી

પં. ૩૨–૩૯—ગૌડ દેશમાંથી આવેલા આત્રેય ગોત્રના છન્દોગસ બ્રહ્મચારી બ્રાહ્મણ ભોગિકને, –(ણુ)દ્ધદેવના પુત્રને બલિ, ચરૂ, અગ્નિહોત્ર, યજ્ઞ અને અન્ય વિધિના અનુષ્ઠાન માટે વાહાકિલ ચોરાશીમાં આવેલું (ઘ)સૌલુક ગામ હિરણ્યના દાન સાથે, ભોગવટાના અધિકાર સાથે તથા દંડ અને દશ અપરાધની સત્તાસહિત, સીમાપર્યન્ત, બધા રાજકીય પુરૂષોને તેમાં દખ્ખલ કરવાની મનાઈ સાથે, ભૂમિચ્છિદ્રના ન્યાયાનુસાર આજે મહાવૈશાખીને દિવસે પાણીના અર્ઘ્યથી મેં આપ્યું છે.

### પતરૂં ૩ જું

પં. ૫૧ થી ૫૩—આ મારા શ્રીમાન ઈન્દ્રરાજના પુત્ર ગોવિન્દરાજના સ્વહસ્તાક્ષર છે. મહા-સન્ધિવિગ્રહિક શ્રીજજ્જુલે શ્રીપદ્મનાભના પુત્રે લખેલું છે. શકનૃપ કાળના સં ૭૩૯ વૈશાખ માસની બહુલ સપ્તમીને દિવસે.

નવસારીના મૂલસંઘની જે સંસ્થાને કર્કે આ દાન આપ્યું છે તે આ મંદિરથી ભિન્ન હોવી જોઈએ, કારણ તે દિગમ્બર પંથની હતી અને જે પાછળથી નાશ પામી હોય.

ઓં પછી શ્લોક ૧લામાં જીનેન્દ્રના શાસનનો જય સૂચવે છે. ત્યાર પછીના ૩૯ શ્લોકોમાં રાષ્ટ્રકૂટની મૂળ શાખાની અમોઘવર્ષ ૧લા સુધીની અને ગુજરાત શાખાની કર્ક સુવર્ણવર્ષ સુધીની વંશાવલિ આપેલ છે. આમાંના ઘણાખરા શ્લોકો રાષ્ટ્રકૂટ વંશનાં બીજાં પ્રસિદ્ધ થએલાં દાનપત્રોમાં આપેલ છે, તેથી તેનો સાર આપવાની જરૂર નથી. થોડા ઉપયોગી મુદ્દાની જ ચર્ચા કરવી યોગ્ય છે. વંશાવલિ ગોવિંદ ૧ લાથી શરૂ થાય છે. તેના પિતા અને પિતામહ ઇન્દ્ર પૃચ્છક રાજ અને દન્તિવર્મન્‌નાં નામો જે કોન્નૂરના લેખમાં,[1] સન્જાનનાં અમોઘવર્ષ ૧લાનાં તામ્રપત્રોમાં[2] અને દશાવતાર ગુફાના[3] લેખમાં આપેલાં છે તે આ દાનપત્રમાં આપેલ નથી. આમાં દન્તિદુર્ગનું નામ મૂકી દેવામાં આવ્યું નથી, તેમ જ વણીદિણ્ડોરી[4] અને રાધનપૂરનાં[5] ગોવિંદ ત્રીજાનાં દાનપત્રોમાં તથા આ જ દાતાનાં વડોદરાનાં પતરાંમાં[6] અને કૃષ્ણ બીજાનાં કપડવંજનાં પતરાંમાં[7] ચાલુકયના પરાજયનો યશ દન્તિદુર્ગને બદલે કૃષ્ણ ૧લાને આપવામાં આવ્યો છે તેમ કરવામાં આવ્યું નથી. ત્યાર પછીના રાજ કરનાર કૃષ્ણ ૧લાનાં પરાક્રમો ત્યાર પછીના સાત (૧૨-૧૮) શ્લોકોમાં વર્ણવેલાં છે. પણ તે વર્ણન ચાલુપ્રકારનું છે. ગાંગ અને પૂર્વના ચાલુક્ય સાથેના તેના વિગ્રહનો ઉલ્લેખ નથી. માત્ર રાહપ્પનો પરાજય એ એક જ ઐતિહાસિક બનાવ વર્ણવ્યો છે, પણ તે દુશ્મનની ઓળખાણ આપેલી નથી. કૃષ્ણ ૧લાની પછીના રાજ્યકર્તા ગોવિંદ રજાને મૂકી દીધો નથી, પણ તેના નાનાભાઇથી થએલા તેના પરાજય સંબંધી કાંઇ હકીકત નથી. ત્યાર પછીના ૬ શ્લોકો (૨૦-૨૫) ધ્રુવની કારકીર્દી વર્ણવે છે. શ્લોક ૨૫ સિવાયના બધા આપણા જાણેલા છે અને ચાલુ પ્રશંસાત્મક છે. શ્લોક ૨૫ મારી સમજ મુજબ બીજાં કોઇ પણ દાનપત્રોમાં આવેલો નથી અને તે ઐતિહાસિક દૃષ્ટિએ ઉપયોગી છે. આ શ્લોકમાં गाङ्गौघसन्ततिनिरोधविवृद्धकीर्त्तिः એ શબ્દો શિવ અને ધ્રુવના વર્ણન માટે વપરાયા છે અને તે પાશ્ચાત્ય ગાંગ અને કદાચ પાલો અને ગુર્જર પ્રતિહારો ઉપર મેળવેલા વિજય સંબંધી હોય, જેને કેદ કર્યો તે ગાંગ રાજા શિવમાર જે તેનો સમકાલીન હતો તે હોવો જોઈએ. કેટલાક ગાંગના લેખોમાંથી પણ આ હકીકતને ટેકો મળે છે. શિવમારના દીકરાનાં મણ્ણેનાં પતરાંઓ[8] ઇ. સ. ૭૯૭ નાં જોકે બનાવટી છે, પણ તેમાં પણ શિવમાર ચારે તરફથી મુશ્કેલીઓથી ઘેરાયો હતો તે હકીકત સત્ય લાગે છે. ગટ્ટવાડિપુરનાં પતરાંમાં લખ્યું છે કે શિવમારે પોતાના નાનાભાઈ વિજયાદિત્યને ગાદી ઉપર બેસાર્યો પણ તેણે ભરતની માફક પૃથ્વી પોતાના મોટા ભાઇની પત્ની સમાન માની તેને ભોગવી નહીં. આ રામાયણની ઉપમા ઉપરથી એમ અટકળ થાય છે કે શિવમાર કદાચ રાષ્ટ્રકૂટનાં કેદખાનામાં હશે અને તેનો નાનો ભાઇ તેની ગેરહાજરીમાં લડત ચલાવતો હશે. गाङ्गौघसन्ततिनिरोध એ શબ્દોમાં પાલ અને ગુર્જર લશ્કરો ઉપર ધ્રુવે જિત મેળવવાની હકીકત સન્જાન અને વડોદરાનાં પતરાંમાં છે તેનો ઉલ્લેખ પણ કલ્પું છઉં. ગંગા ઓળંગતા રાષ્ટ્રકૂટના લશ્કરને ગંગાનો પ્રવાહ રોકનાર શિવની સાથે સરખાવવાની પણ કવિની કલ્પના હોય.[9]

ત્યારપછીના ૬ શ્લોકોમાં (૨૬-૩૧) ત્યારપછીના રાજા ગોવિંદ ૩જાનાં પરાક્રમો વર્ણવ્યાં છે, જે ચાલુ રીવાજ મુજબનાં છે. સ્તમ્ભનું હુલ્લડ એ એક જ ઐતિહાસિક બનાવ છે. ઉત્તર અને દક્ષિણ હિન્દના રાજાઓ સાથેના ગોવિંદના યશસ્વી વિગ્રહો સંબંધી કાંઈ પણ લખ્યું નથી. તેનાં રાધનપુરનાં પતરાંમાં એક શ્લોકમાં લખેલ છે કે પોતાના પિતાના ગાદી છોડી તેને ગાદી આપવાના

---

૧ એન્સાઈક્લોપીડીઆ ઓફ રીલીજીયન એન્ડ એથીક્સ વો. ૬ પા. ૨૯. ૨ એ. ઈ. વો. ૧૮ પા. ૨૩૫. ૩ આ. સ. વે. ઈ. વો. ૫ પા. ૮૭. ૪ ઇ. એ. વો. ૧૧ પા. ૧૫૭. ૫ એ. ઈ. વો. ૬ પા. ૨૪૨. ૬ ઇ. એ. વો. ૧૨ પા. ૧૫૮, ૭ એ. ઈ. વો. ૧ પા. ૫૩. ૮ એપીગ્રારીઆ કર્ણાટિકા વો. ૯ નેલ મન્ગલ નં ૬૦ ૯ આ કલ્પનાને હું સંમત નથી (તંત્રી).

કરેલો છે. પં. ૨૪ માં परिगोपिते શબ્દના रि અને गो બહુ જ વિચિત્ર રીતે કોતરેલા છે અને પં. ૨૫ માં साहस्यैः માં स्यै નો ગાળો પણ બેદરકારીને લીધે જ કોતરેલો છે.

લિપિ ઉત્તર વિભાગની લિપિને મળતી અને પૈઠણ વણી ડિણ્ડોરી, અને રાધનપુરનાં ગોવિન્દ ત્રીજાનાં પતરાંમાં છે તેવી જ છે. પં. ૮ માં રાષ્ટ્રકૂટ શબ્દના ष સિવાય બીજે કયાંઈ દક્ષિણ વિભાગની લિપિની અસર નથી.

દાનપત્રને અંતે છેલ્લી બે પંક્તિની વચમાં બે પાદચિહ્ન ચિતરેલાં છે તે જે સંસ્થાને દાન આપેલું છે તે સંસ્થામાં પૂજાતા મહાવીરનાં પગલાં હોવા સંભવ છે.

ભાષા સંસ્કૃત છે અને તે ઘણે ભાગે શુદ્ધ છે, જો કે કયાંક કયાંક ભૂલો કરેલી છે.

નાગસારિકા એટલે હાલની નવસારીમાંની જૈન સંસ્થાને એક ખેતર દાનમાં આપ્યાની હકીકત આ દાનપત્રમાં છે. પં. ૪૨–૪૭ માં લખેલ છે કે ઇંદ્રરાજનો દીકરો સુવર્ણવર્ષ કર્કરાજ વર્દ્ધિકામાં છાવણી નાંખીને રહ્યો હતો, ત્યારે શક સંવત્ ૭૪૩(ગત)ના વૈશાખ માસની પૂનમે (ઇ. સ. ૮૨૧ ના એપ્રિલની તારીખ ૨૧ વાર રવિના રોજ) તેણે હિરણ્ય યોગા જે દેખીતી રીતે ખેતરનું નામ હોવું જોઇએ, જે ખેતરને દાપુ નામના માણસની માલિકીની અગર તેણે બાંધેલી વાવમાંથી પાણી પવાતું હતું તે મલ્લવાદિન્‌ના શિષ્ય સુમતિના શિષ્ય જૈનગુરૂ અપરાજિતને આપવામાં આવ્યું હતું. મલ્લવાદિ[1]નો ચોથો અક્ષર સ્પષ્ટ નથી. તે ‘रि,’ ‘दि’ અગર ‘डि’ વંચાય તેમ છે. પ્રથમ ‘रि’ લખેલ તેને સુધારવાનો પ્રયત્ન કરેલ છે. તેને दि બનાવ્યો કે डि તે સ્પષ્ટ નથી. એ નામ મલવાદિન્ નહીં, પણ મલ્લવાદિન્ હોવું જોઇએ. નવસારીના મઠનો સ્થાપક મલ્લવાદિન્ ધર્મોત્તરાચાર્યની ન્યાયબિન્દુટીકા ઉપર ધર્મોત્તર ટિપ્પણક નામની ટીકા લખનાર મલ્લવાદિન જ હોય એ સંભવિત છે. ડૉ. સતીષચંદ્ર વિદ્યાભૂષણે બતાવ્યું છે કે[2] આ મલ્લવાદિન્ ૯ મી સદીના પૂર્વાર્ધમાં અગર દશમી સદીના ઉત્તરાર્ધમાં થયો હશે. આ દાનપત્ર બતાવે છે કે પહેલી અટકળ સાચી હોવી જોઇએ. ઇ. સ ૮૨૧ ની સાલના દાનપત્રમાં દાન લેનાર મલ્લવાદિન્‌ના શિષ્યનો શિષ્ય લખ્યો છે તેથી મલ્લવાદિન્ દશમી સદીના ઉત્તરાર્ધમાં થયાનું સંભવતું નથી. તેને આઠમી સદીની છેલ્લી પચીસીમાં મૂકવો જોઇએ. ડૉ. વિદ્યાભૂષણના મત પ્રમાણે ધર્મોત્તરાચાર્ય કે જેની કૃતિ ઉપર મલ્લવાદિએ ટીકા લખી છે તે આશરે ૮૪૭ ઇ.સ. માં થયાનું આપણે સ્વીકારીએ, તો ઉપરનો નિર્ણય ટકી શકે નહીં. પણ તેનો તે મત ખોટો છે, કારણ તેનો આધાર વનપાલ રાજા બંગાળામાં ઇ. સ. ૮૪૭માં રાજ્ય કરતો હતો, એ બીન સાબિત થએલી હકીકત ઉપર છે.

મલ્લવાદિન્ અને તેના શિષ્યો દિગમ્બર વિભાગના મુખ્ય મૂલસંઘની શાખા સેન સંઘના હતા. પટ્ટાવલિમાં લખેલ છે કે ઇ. સ. પહેલી સદીમાં[3] દેવસંઘ, નન્દિસંઘ, અને સેનસંઘ નામના ત્રણ પેટાસંઘો મૂલસંઘમાંથી ઉત્પન્ન થયા. આ દાનપત્રમાંના चातुर्व्व શબ્દથી આ ચાર પેટાસંઘોનો ઉલ્લેખ કરાયો છે. પટ્ટાવલિને આ ઉપરથી લેખમાંથી પુરાવો મળે છે. અત્યારે નવસારીના પાર્શ્વનાથના મંદિરમાં બે મઠો છે, જેમાંનો એક પુરૂષો માટે અને બીજો સ્ત્રીઓ માટે છે. તે મંદિર શ્વેતાંબર પંથનું છે અને તેની મરામત થાય છે. અસલ તે ૧૩ મી સદીમાં વસ્તુપાલે બંધાવ્યું હતું, એવી માન્યતા છે. લોકપ્રિય સંઘને માટે તે મુજબ વસ્તુપાલે મંદિર બંધાવ્યું હોય, એમ સંભવે છે અને તેથી શ્વેતાંબર પંથ તે મંદિરથી પણ જૂનો છે, એમ સ્વીકારવું જોઇએ.

---

૧ છાપ ઉપરથી તે શબ્દ સ્પષ્ટ રીતે મલવાદિ નહીં, પણ મલધારિ વંચાય છે. (તંત્રી) ૨ હીસ્ટ્રી ઑફ ઇન્ડિયન લૉજીક પા. ૧૯૪–૫. ૩ એન્સાઇક્લોપીડિઆ ઑફ રીલીજીયન એન્ડ એથિકસ વૉ. ૭ પા. ૪૭૪

ઘણાંખરાં તામ્રપત્રોમાં લેખક સુલેહ તથા લડાઈ ખાતાનો મંત્રી હતો. આ મંત્રીને લેખકનું કામ કેમ સોંપાયું હશે તેનો કાંઈ ખુલાસો શોધાયો નથી. સ્મૃતિમાં પણ આ સ્થિતિને ટેકો મળે છે. યાજ્ઞવલ્કય સ્મૃતિ ૧–૩૧૯ માં આ સંબંધમાં વિજ્ઞાનેશ્વર લખે છે કે:—

सन्धिविग्रहकारी तु भवेद्यस्तस्य लेखकः ।
स्वयं राज्ञा समादिष्टः स लिखेद्राजशासनम् ॥

વિજ્ઞાનેશ્વર પોતે કહે છે કે "सन्धिविग्रहकारिणा ( शासनं कारयेत् ) नान्येन केनचित्" યાજ્ઞવલ્કય ૧–૩૧૯ માં આદેશ કરે છે કે ભૂમિદાનમાં દાતાની વંશાવલિનું વર્ણન હોવું જોઈએ. તેમાં દાતાના પૂર્વજોનાં પરાક્રમોની પ્રશંસા હોવી જોઈએ, જેની નોંધ પરચુલકી દફ્તરમાં હોય અને તેથી દાનનો મુત્સદ્દો સુલેહ તથા લડાઈ ખાતાનો અધિકારી તૈયાર કરતો હોય.

તામ્રપત્રોમાનાં સ્થળો બધાં જાણી શકાય તેવાં છે. નાગસારિકા તે સુરતની દક્ષિણે ૨૦ માઇલ ઉપરનું નવસારી છે. પુરાવી તે પૂર્ણા નદી છે, જેના કાંઠા ઉપર નવસારી આવેલું છે. અમ્બાપાટક અને સમ્બપુર એ બે ગામડાં પૈકી પાછલું જાણી શકાયું નથી, પણ આગલું નવસારીથી પાંચ માઇલ ઉપરનું પૂર્ણા નદીને કાંઠેનું આમડપુર હોવું જોઇએ. નવસારીના સુબા મી. એમ. કે. નાડકર્ણિ જણાવે છે કે તે દંતકથા અનુસાર તે ગામને થોડી સદી પહેલાં આમ્રપુર કહેતા હતા. જે વલ્કિકા નદીને કાંઠે દાન આપ્યું ત્યારે કર્ક્કની છાવણી હતી તે નવસારીથી દક્ષિણે ૩૦ માઇલ ઉપરની વાન્કની ખાડી હોવી જોઇએ. માત્ર સમ્બપુર મળી શકતું નથી, પણ તે અમ્બાપાટકથી ઉત્તરમાં હતું, તેથી તે કામરેજ તાલુકામાંનું સમપુર હોઈ શકે નહીં, કારણ તે નવસારીથી ૩૫ માઇલ છે. કદાચ તે પાછળથી નાશ પામ્યું હોય, એમ સંભવ છે.

અક્ષરાન્તર[1]

[ નીચેના છંદોનો ઉપયોગ કરવામાં આવ્યો છેઃ—અનુષ્ટુભ્ શ્લો. ૨, ૨૪, ૩૨, ૪૧–૪૫ અને ૪૯ આર્યાઃ—શ્લો. ૧૨–૧૫, ૨૨, ૨૭–૨૯, ૩૩, ૪૦, અને ૫૦, ઇન્દ્રવજ્રાઃ—શ્લો. ૨૩ ઉપજાતિઃ—શ્લો. ૫ અને ૨૦. ગીતિઃ—શ્લો. ૮. પુષ્પિતાગ્રાઃ—શ્લો. ૪૮. વંશસ્થવિલઃ—શ્લો. ૧ વસન્તતિલકાઃ—શ્લો. ૩, ૪, ૬, ૭, ૯, ૧૦, ૧૬, ૨૫, ૨૬, ૩૦, ૩૬–૩૮ શાર્દૂલવિક્રીડિતઃ—શ્લો. ૧૧, ૧૮ અને ૩૧. સ્રગ્ધરાઃ—શ્લો. ૧૭, ૧૯, ૩૪ અને ૩૫. ]

1 મૂળ પતરાં ઉપરથી.

વિચારને તેણે સ્વીકાર્યો નહીં અને કહ્યું કે યુવરાજની કંઠડીથી તે સંતુષ્ટ છે. કાવિનાં પતરાંમાં સ્પષ્ટ લખેલ છે કે રીતસર રાજ્યાભિષેકથી ગોવિંદે તેના પિતા પાસેથી રાજ્ય મેળવ્યું.[1] આ દાનપત્રનો ૩૦ મો શ્લોક કાવિનાં પતરાંની હકીકતને ટેકો આપે છે કારણ તેમાં તેને યૌવરાજ્યનો નહીં પણ રાજાધિરાજ પરમેશ્વરતાનો ઇલ્કાબ આપ્યાનું લખેલ છે. પોતાનાં છેલ્લાં વર્ષો અગર મહિના દરમીઆન ધ્રુવે ગાદીત્યાગ કર્યો હતો કે નહીં તે બાબત નિશ્ચયપૂર્વક કાંઇ કહી શકાતું નથી. કાવિનાં અને આ પતરાંમાં राज्याभिषेककलशैः અને राजाधिराजपरमेश्वरता એ શબ્દો યુવરાજ તરીકેના અભિષેક માટે વપરાયા હોય એમ સંભવ છે, તેમ જ પોતે પોતાના મોટાભાઇ ગોવિંદ ૨ જા તરફ જે વર્તણુંક ચલાવી હતી તે યાદ હોવાથી તેમ જ માત્ર યુવરાજ તરીકે સ્થાપ્યાથી ગાદી માટેનો ઝઘડો બંધ પડતો નથી, એમ સમજી પોતાની હયાતીમાં જ ગાદી છોડી તેને ગાદી-એ બેસાડ્યો હોય એમ પણ સંભવે. બીજો વધુ પુરાવો ન મળે ત્યાં સુધી આ બાબત કઈ હકીકત સાચી તે નિશ્ચય ઉપર આવી શકાતું નથી. શ્લોક ૩૨–૪૦ માં અમોઘવર્ષ ૧લો તેનો કાકો ઇન્દ્ર અને તેનો પુત્ર કર્ક જે આ દાનનો દાતા છે તેનાં વર્ણન છે. આ બધા શ્લોકો બીજાં દાનપત્રોમાંથી આપણા જાણવામાં આવેલ છે, પણ શ્લોક ૩૯ અને આ દાનપત્રની તિથિમાંથી ઘણી ઉપયોગી ઐતિહાસિક બીના મળે છે. તે શ્લોકમાં લખેલ છે કે જ્યારે રાષ્ટ્રકૂટ ખંડિયા રાજાઓએ બળવો કર્યો હતો ત્યારે અમોઘવર્ષને તેના કાકાના દીકરાએ (કર્ક) ફરી ગાદીએ બેસાર્યો. નવસારીના ૮૧૭ ઇ. સ. ના દાનપત્રમાં[2] બળવા સંબંધી કાંઇ ઉલ્લેખ નથી, જ્યારે તેના પુત્ર ધ્રુવનાં ઇ. સ. ૮૩૫ નાં વડોદરાનાં તામ્રપત્રોમાં[3] કર્ક તેના કાકાને મદદ આપ્યાનું સ્પષ્ટ લખ્યું છે. આ ઇ. સ. ૮૨૧ ના દાનપત્રમાં કર્કે તેને ફરી ગાદીએ બેસાડ્યાની હકીકત છે તેથી અનુમાન કરી શકાય કે તે બળવો ઇ. સ. ૮૧૭ થી ઇ. સ. ૮૨૧ સુધીમાં થવો જોઇએ. અમોઘવર્ષને ફરી ગાદીએ બેસાર્યો ત્યારે તે માત્ર ૧૨ વર્ષનો હતો તેથી સંભવ છે કે કર્ક રાજ્ય વહીવટ ચલાવતો હોય. આ દાનપત્ર બળવાના સમયનું જ છે અને તેમાં બળવો સમાવવાનું માન કર્કને આપેલ છે. ત્યાર પછીનાં બીજાં ગુજરાતનાં દાનપત્રોમાં પણ તેમ જ લખેલું છે. અમોઘવર્ષ ૧લાનાં તાજેતર પ્રસિદ્ધ થએલાં સન્જાનનાં તામ્રપત્રોમાં[4] આપેલ છે કે બાળરાજા, પાતાલમલ્લની મદદથી પોતાનું રાજ્ય પાછું મેળવી શક્યો. આ પાતાલમલ્લ કદાચ કોઇ સગો અગર ખંડિયો રાજા હોય જેણે કર્કને મદદ કરી હોય અગર ડો. ભગવાનલાલે કલ્પ્યું છે તેમ પાતાલમલ્લ માત્ર કર્કનું બિરૂદ જ હોય.

આમાંના ઘણાખરા શ્લોકો બીજાં તામ્રપત્રોમાંથી જાણીતા છે. શ્લોક ૨ થી ૨૧ આજ રાજાના નવસારીના તામ્રપત્રોમાંના શ્લોક ૧ થી ૨૦ સાથે મળતા આવે છે, તથા શ્લોક ૨૩–૨૪ અને ૨૬–૨૮ તેજ દાનના શ્લોક ૨૧ થી ૩૫ સાથે મળતા આવે છે. શ્લોક ૩૯ ધ્રુવના વડોદરાનાં તામ્રપત્રોમાં મળે છે અને શ્લો. ૨૨ અને ૪૦ ગોવિંદ ૩જાનાં પૈઠણનાં તામ્રપત્રોની પં. ૩૮–૩૯ અને ૪૧–૪૨ સાથે મળે છે. શ્લો ૨૫ જ એક નવો છે જેની ઐતિહાસિક ઉપયોગિતા બતાવી છે.

દાનવર્ણન ગદ્યમાં આપ્યા પછી શાપના ચાલુ શ્લોકો અને અંતમાં જૈન ધર્મની પ્રશંસા બે શ્લોકમાં આપી છે. દાનમાં કર્કના હસ્તાક્ષર છે, પણ તે બીજાં દાનપત્રોમાં છે તેમ કેનેરીઝ લિપિમાં હોવા જોઇએ. તેથી स्वहस्तोयं ઇત્યાદિ શબ્દો કર્કના હસ્તાક્ષર હશે કે નહીં, તે શંકાસ્પદ છે. કર્કના સુલેહ અને લડાઇ ખાતાના મંત્રી કુલપુત્રક શ્રીદુર્ગભટ્ટનો પુત્ર નારાયણ આ દાનનો લેખક છે. વડોદરાના ૮૧૧–૧૨ ની સાલના તેમ જ નવસારીના ૮૧૭ નાં દાનપત્રોનો લેખક નેમાદિત્ય આ નારાયણનો ભાઇ હતો. નારાયણ તેના પિતા પછી સુલેહ તથા લડાઇ ખાતાનો મંત્રી નિમાયો હતો.

---

૧ ઇ. એ. વો. ૫ પા. ૧૪૭. ૨ જ. બો. બ્રે. રો. એ. સો. વો. ૨૦ પા. ૧૩૫. ૩ ઈ. એ. વો. ૧૪ પા. ૧૯૯ ૪ એ. ઈ. વો. ૧૮ પા. ૪૮.

१३ लंकितामलशिलाजालात्तुषाराचलादापूर्व्वापरवारिराशिपुलिनप्रान्तप्रसिद्धावधेर्य्येनेदं[2]
जगती स्वविक्रमवलेनेका-[3]

१४ तपत्रीकृता ॥ [ ११ ॥ ] तस्मिन्दिवं प्रयाते वल्लभराजे क्षतप्रजावाधः[4] [ । ]
श्रीकर्क्कराजसूनुर्म्महीपति[5] कृष्णराजो भूत् ॥ [ १२ ॥ ] यस्य स्वभुजप-

१५ राक्रमनिश्शेषोत्सादितारिदिक्चक्रं [ । ] कृष्णस्येवा [ कृष्णं ] चरितं श्रीकृष्ण-
राजस्य । [। १३ ॥ ] शुभतुंगतुंगतुरगप्रवृद्धरेणुद्धरुद्धं[6] रविकिरणं [ । ] ग्रीष्मेपि
नभो निखिलं[7]

१६ प्रावृट्कालायते स्पष्टं ॥ [ १४ ॥ ] दीनानाथप्रणयिषु यथेष्टचेष्टं समीहीतंमजस्रं[8]
[ । ] तत्क्षणमकालवर्षं वर्षति सर्व्वार्त्थिनिर्व्व[ ५ ]र्ण ॥[ १५ ॥ ] र[ ा ]हप्पमा-

१७ त्मभुजजातवेलावलेपंमाज्जौ विजित्य निशितासिलताप्रहारैः [ । ] पालिध्वजा-
वलिशुभामाचिरेण यो हि राजाधिराजपरमेश्वरतां

१८ ततान ॥ [ १६ ॥ ] क्रोधादुत्खातखङ्ग[11] प्रसृतरिपुभयेर्न्भोसमानं[12] समन्तादाजौदु-[13]
द्वृत्तैर्वैरिमत्कटगजघटाटोपसंक्षोभदक्षं [ । ] सौर्य्यर्न्स्य[14]क्तारि-

पतरुं बीजुं–पहेलीबाजु

१९ वग्गो[15] भयचकितवपु कापि दृष्ट्वैव सद्यो देर्प्पोध्माता[16]रिचक्रक्षयकरमगमद्यस्य
दोर्द्दण्डरुपं[17] ॥ [ १७ ॥ ] पाता यश्चतुरम्बुराशिरसनालंकारभाज्जो[18] सु-

२० वस्त्रैय्याश्चांपि[19] कृतद्विजामरगुरुप्राज्याज्यपूजादरो[21] [ । ] दाता मानभृदग्रणीर्ग्गुण-
वतां योसौ श्रियो मेल्लभो[22] भोक्तुं स्वर्ग्गफलानि भूरितपसा

२१ स्थानं जगामामीरं[23] ॥ [ १८ ॥ ] येन श्वेतातपत्रप्रहतरविकरमाततापात्सलीलं
जंन्मे[24] नासीरधूलीधवलितवपुषा वल्लभाख्यस्सदाजो [ । ] श्रीमद्गोविन्दराजो जि-

२२ तजगदहितस्त्रैणवैधव्यहेतुस्तस्यासतिसूनुरेक र लितारातिमत्तेभकुम्भः ॥ [ १९ ॥ ]
तस्यानुजः श्रीध्रुवराजनामा महानुभावः प्रथितप्रतापः [ । ]

२३ प्रसाधिताशेषनरेन्द्रच[ क्र ]क्रमेण वालार्क्कवपुर्व्वभूव[25] ॥ [ २० ॥ ] जाते यत्र
च राष्ट्रकूटतिलके सद्भूतचूडा[ म ]णौ गुर्व्वी तुष्टिरथाखिलस्य जगतस्सुस्वामिनि
प्रत्यहं [ । ] [ सत्यं ] सत्यमिति प्रशा-

---

१ લેખકે બે શબ્દોની સંધિ કરી દીધી છે. અરધું પાદ છૂટું પાડવું જોઈએ તે ધ્યાનમાં રહ્યું નહીં. २ વાંચો येनेयं ३ વાંચો वलेनैका ४ વાંચો बाधः ५ દણ્ડનું ચિન્હ ભુસાઈ ગયું છે. ६ વાંચો द्धं ७ વાંચો निखिलं ८ વાંચો समीहित ९ વાંચો वला १० વાંચો माजौ ११ વાંચો खड्गप्रसृतरुचिचयै १२ વાંચો र्भासमानं १३ વાંચો वद्धु १४ વાંચો शौर्य्ये १५ વાંચો वर्गो १६ વાંચો दर्पा १७ વાંચો दोर्दण्ड १८ વાંચો रम्बु १९ વાંચો माजो २० વાંચો स्त्रय्या २१ વાંચો दरः અર્ધ પાદને અંતે શબ્દ છે તેથી સંધિ થાય નહીં. २२ વાંચો वल्लभो २३ વાંચો मामरं २४ વાંચો जन्मे २५ વાંચો वालार्क २६ વાંચો र्व्वभूव २७ કવિએ કદાચ ભૂપ લખવું ધાર્યું હોય.

पतरुं पहेलुं

१ ओं[1] । श्रिय ᳲ पदं नित्यमशेषगोचरं नयप्रमाण प्रतिषिद्धदुष्पथं [ । ] जनस्य भव्यत्वे समाहितात्मनो जयत्यनुग्राहि जिनेन्द्रशासनं[3] ॥ [ १ ॥ ] स वो

२ व्याद्वेधसा धाम यन्नाभिकमलं कृतं [ । ] हरश्च यस्य कान्तेन्दुकलया कमलं कृतं ॥ [ २ ॥ ] आसीद्विर्षचिमिरमुद्यतमण्डलाग्रो धंस्तिन्नय-

३ नभिमुखो[6] रणसर्वरीषु [ । ] भूपश्शुचिर्विधुरिवास्तदिगन्तकीर्त्तिर्गोमिन्दराज इति राजसु राजसिंहः ॥ [ ३ ॥ ] दृष्ट्वा चमूमभि-

४ मुखीं [ ं ] सुभटाट्टहासामुन्नामितं सपदि येन रणेषु नित्यं [ । ] दष्टाधरेण दधता भ्रुकुटिं ललाटे खङ्गं कुलं च हृद[ य ]-

५ ञ्च निज[ ञ्च ] सत्वं । [ । ४ ॥ ] खङ्ग [ ं ] करात्मुखतश्च शोभां मानो मनस्तस्सममेव यस्य [ । ] महाहवे नाम निशम्य सद्यस्र-

६ यं रिपूणां विगलत्यकाण्डे [ ५ ॥ ] तस्यात्मजो जगति विश्रुतदीर्घकीर्त्तिरार्त्ता-र्त्तिहारिहरिविक्रमधामधारी [ । ] भूपा-

७ स्त्रिविष्टपनृपानुकृतिःकृतज्ञः श्रीकर्कराज इति गोत्रमणिर्बभूव । [ । ६ ॥ ] तस्य प्रभिन्नकरटच्युतदानद-

८ न्तिदन्तप्रहाररुचिरोल्लिखितांसपीठः [ । ] क्ष्मापः क्षितौ क्षपितशत्रुरभूत्तनूजस्स द्राष्ट्रकूटकनकाद्रिरिवेन्द्रराजः ॥ [ ७ ॥ ] तस्योपा-

९ ज्जितमहसस्तनयश्चतुरुदधिवलयमालिन्या [ : । ] भोक्ता भुवश्शतक [ तु ] सदृ-शश्श्रीदन्तिदुर्ग्गराजो भूत् ॥ [ ८ ॥ ] काञ्चीशकेर-

१० लनराधिपचोलपाण्डयश्रीमौर्य्यवज्रटविभेदविधानदक्षं [ । ] कर्ण्णाटकं बलमं-चिन्त्यमजेयमन्यैर्भृत्यैः कियद्भिर-

११ पि यस्सहसा जिगाय ॥ [ ९ ॥ ] अभ्रूविभंगमगृहीतनिशातशस्त्रमश्रान्तमप्रति-हताज्ञमपेतयत्नं [ । ] यो वल्लभं स्वपदि दण्ड

१२ वलेनं जित्वा राजाधिराजपरमेश्वरतामवाप ॥ [ १० ॥ ] आसेतोर्व्विपुलोप-लावलिलसल्लोर्म्मिमालाजलादाप्रालेयकं-

---

१ चिह्नरूपे छे २ भव्यत्व ३ शासनम् ४ वांचो द्विप ५ वांचो ध्वस्ति ६ वांचो ममिमुखो ७ पुरुं ऊभुं पांखडुं कोतर्युं नथी. ८ वांचो गोविन्द ९ वांचो सिंहः १० वांचो शोभा ११ सैरात्तां आ अक्षरो पंक्ति कोतरती वखते रही गया हशे ते पाछळथी पतराने नीचेने छेडे कोतरेल छे की नी उपरनुं काकपद आ सुधारानुं सूचन करे छे. १२ वांचो भूपात्रिविष्टप १३ छब्बा भूलीपना चिन्ह माटे प्रस्ताविक विवेचन जुओ. १४ वांचो र्बभूव १५ वांचो मोक्ता १६ वांचो सदृश १७ बीजां राष्ट्रकूट दानपत्रोमां हर्ष होय छे तेने बदले आमां मौर्य्य छे. ( एन. पी. सी. ) १८ वांचो बल १९ वांचो सपदि २० वांचो बलेन २१ अनुस्वार जेवुं लागे छे ते कुदरती खाडो ज छे.

३३ न्धूपभोग्यां भुवि ॥ [ ३१ ॥ ] तत्पुत्रोत्र गते नाकमाकम्पितारिप्रंजे[1] [ । ]
श्रीमाहा[2]राजशर्व्वा[3]ख्य[ : ] ख्यातो राजाभवद्गुणैः ॥ [ ३२ ॥ ]अर्थिषु यथा-
र्थता[ ं ]यस्यमभिष्टा[4]ता[5]फ[6]लाप्तिलब्ध[7]तो-

३४ पेषु [ । ] वृद्धिन्निनाय परमाममोघवर्षाभिधानस्य ॥ [ ३३ ॥ ] राजाभूत्त-
त्पितृव्यो रिपुभवविभवोद्भूत्यभावैकहेतुर्ल्लक्ष्मीवान्निन्द्र[8]राजो गुणिजनतिकरान्ते[9]श्रमत्का-

३५ रकारी । रागादन्यान्व्युदयस्य प्रकटितविनया यं नृपं सेवमाना राजश्रीरेव
चक्रे स[ कल ]कविजनोद्गीयैं[10]तस्वभावं ॥ [ ३४ ॥ ]निर्व्वाणावाप्तिवानासहित-
हितजनो-

३६ पार्स्यमा[11]नो सुवृत्तं वृत्तं जित्वान्यराज्ञां चरितमुदयवान्सर्व्वतो हिंसकेभ्यः ॥ ( । )
एकाकी दृप्तवैरिस्खलनकृतिसहप्राप्तिराज्ये शशाङ्के[12]र्लाटीयन्मण्डलं

३७ यस्तपन इव निजस्वामिदत्तं ररक्ष ॥ [ ३५ ॥ ] यस्यांगमात्र जयिनः प्रिय-
साहसस्य क्ष्मापालवेपफलमेव व भू[13][ व ]स्यैन्यै[14]न्मुक्तवो[15] वें[16] सर्व्वभुवनेश्वरमादिदे-

वीजुं पतरुं बीजी बाजु

३८ वं नावन्दतान्यममरेष्वपि यो ममरेष्वपि यो[17] मनस्वी[ ॥ ३६ ] श्रीकर्कराज इति
रक्षितराज्यभारस्सार[18]कुलस्य तनयो नयशालिसौर्व्यैः[19] [ । ] तस्या-

३९ भवद्भिम[ व ]न्दितवन्धु[20]सार्थः प्रार्थैः[21] सदैव धनुषि प्रथमो[22] शुचीनां ॥
[ ३७ ॥ ] दानेन मानेन सदाज्ञया वा सौ[23]र्य्येण वीर्य्येण च कोपि भूपः [ । ]
एतेन साम्योस्ति

४० न वेति कीर्त्तिस्सकौतुका भ्राम्यति यस्य लोके । [ । ३८ ] स्वे[24]( स्वे )च्छा-
गृहीतविषया[ न् ]दृढसङ्घभाजः प्रोद्वृत्तदृप्ततरशौल्किके[25]तराष्ट्रकूटा[26]नुत्खातस्वड्[27]गनिज-

४१ बाहुवलेन[28] जित्वा योमोघवर्षमचिरात्स्वपदे व्यधत्त ॥ [ ३९ ॥ ] तेनेदमनिल-
विद्युच्चंचलमालोक्य जीवितमसारं [ । ] क्षितिदानपरमपुण्य[ः]प्रवर्त्तितो ध-

---

१ वांचो कम्पितरिपुप्रजे २ वांचो महा ३ आ राजाना नामनी चालु जोडणी शर्व छे. ४ वांचो समभीष्टं ५ आ अक्षर ता नकामो छे. ६ फ पहेलां भुलाई गयो हतो पछी ते पहेलाना अक्षर ता नी नीचे बे कानानी वचमां लखेल छे. ७ वांचो लब्ध ८ वांचो निन्द्र ९ वांचो निकराति पहेलां लखेलो अक्षर पाछळथी काढी नांख्यो छे. १० वांचो गीत ११ वांचो पार्स्य १२ वांचो शशाङ्क १३ वांचो बभूव १४ वांचो सैन्यम् । मुक्त्वा १५ वांचो च १६ ममरेष्वपि यो ए अक्षरो भुलथी बे वार लखाया छे. १७ आ अक्षर रा वधाराना छे. १८ वांचो शौर्य्यैः १९ वांचो वन्धु २० वांचो पार्थैः २१ वांचो प्रथम २२ पंक्तिनी नीचे ता नी नीचे या लख्यो छे. पहेलां ज्ञ पछी भुलथी लखेल पण पाछळथी छेकी नांखेल छे २३ वांचो शौर्य्येण र्य्ये अक्षर पंक्ति नीचे शौ अने ण नी वच्चे लखेल छे. २४ वांचो स्वेच्छा २५ वांचो शौल्किक २६ वांचो कूटान् । उत्खात २७ कोतरनारे पहेलां स्वा कोतरेल पण आ नो लीटो पाछळथी छेकी नांख्यो छे २८ वांचो बाहुबलेन.

२४ सति सति क्ष्मामासमुद्रान्तिकामासीद्धर्म्मपरे गुणामृतनिधौ सत्यव्रताधिष्ठिते ॥ [ २१ ॥ ] शशधरकिरणनिकरनिभं यस्य यशस्सुरनगाग्रसौनुस्थैः [ । ]परिगी-

२५ यतेनुरक्तैर्व्विद्याधरसुन्दरीनिवहैः ॥ [ २२ ॥ ] हृष्टोन्वहं योर्थिजनाय नित्यं सर्व्वस्वमानन्दितवंन्धुवर्गः [ । ] प्रादात्प्ररुष्टो हरति स्म वेगात्प्राणान्यमस्यापि नितान्त-

२६ वीर्य्यः ॥ [ २३ ॥ ] रक्षता येन निश्शेषं चतुरम्भोधिसंयुतं [ । ] राज्यं धर्म्मेण लोकानां कृता हृष्टि परा हृदि ॥ [ २४ ॥ ] योसौ प्रसाधित[ समुन्नतं ] सारदुर्गो गांगौर्वसंततिनिरोध-

२७ विवृद्धकीर्त्तिरात्मीकृतोन्नतनृपांकविभूतिरुच्चैर्य्यक्तं ततान परमेश्वरतामिहैकः ॥ [ ॥ २५ ] तस्यात्मजो जगति सत्प्रथितोरुकीर्त्तिर्गोविन्दराज इ-

२८ ति गोत्रललामभूतः [ । ] त्यागी पराक्रमधनः प्रकटप्रतापसन्तापिताहितजनो जनवल्लभोभूत् ॥ [ २६ ॥ ] प्रिथ्वीवंल्लभ इति च प्रथितं यस्या-

२९ परं ज[ ग ]ति नाम [ । ]यश्चतुरुदधिसीमामेको वसुधां वशे चक्रे । [ २७ ] एकोप्यनेकरूपो यो ददृशे भेदवादिभिरिवात्मा [ । ] परवलर्जलधिमपारं

३० तरन्स्वदोर्भ्यां रणे रिपुभिः ॥ [ २८ ॥ ] एको निर्हेतिरहं गृहीतशस्त्रा मे परे वेहवो [ । ] यो नैवंविधमकरोच्चित्तं स्वप्नेपि किमुताजौ ॥ [ २९ ॥ ] राज्याभिषेककलशैरभि-

३१ षिच्य दत्तां राजाधिराजपरमेश्वरतां स्वपित्रा [ । ] अन्यैर्म्महानृपतिभिर्व्वहुंभिर्व्विसंमेत्य स्तम्भादिभिर्भुजवलादंवलुप्यमानां । [ ३० ॥ ] एकोनेकनरेन्द्रवृन्दसहिता-

३२ न्यस्तान्समस्तानपि प्रोत्खा [ ता ]सिलताप्रहारविधुरां[13] वध्वा माहांसंयुगे[ । ] लक्ष्मी [ म ] प्यचलां चकार विलसत्संचामरं ग्राहिणी ॥ [17] संसीदद्गुरुविप्रसज्जनसुहृद्-

१ वांचो नगाग्र २ वांचो वन्तु ३ चार अक्षरो छूटे छे. आ पाठ अटकळे आप्यो छे. ४ गौ नी पहेली ઉભી લીટીમાં કોતરનારનું હથીયાર જમણી બાજુ સરકી ગયું લાગે છે. ૫ વાંચો कीर्त्तिः [ । ] आत्मीकृतो कीर्त्तिः અર્ધ પાદને છેડે હોવાથી સંધિ થાય નહીં ૬ क કોતરતી વખતે રહી ગએલ તે પંક્તિ નીચે पां ની નીચે બે કાકપદની વચમાં કોતર્યો છે. पां ની ઉપરનું કાકપદ રહી ગએલા અક્ષરનું ભાન કરાવે છે. ૭ વાંચો पृथ्वी ૮ વાંચો पत्वल ૯ વાંચો बहवः ૧૦ વાંચો व्वहु ૧૧ र्व्व ભુલથી બે વાર લખાયો છે. ૧૨ વાંચો बला ૧૩ વાંચો विधुरान् ૧૪ વાંચો बद्ध्वा ૧૫ વાંચો महा. हा કોતરતી વખતે રહી ગએલો તેથી પંક્તિની નીચે सा અને सं ની વચમાં લખેલ છે. ૧૬ વાંચો लक्ष्मी ૧૭ આ વિરામ ચિન્હ નકામું ૧૮ વાંચો बन्ध

५१ शतो वा न केनचित्परिपन्थना करणीयो[1] ॥ तथागामिनृपतिभिरस्मद्वंशैरण्यैर्व्वा सामान्यं भूमिदानफलमवेत्य विद्युल्लोलान्यनित्यान्यैश्व-

५२ र्य्याणि तृणाग्रलग्नचंचलग्नविन्दुचंचलं च जीवितमाकलय्य स्वदायनिर्व्विशेषोय मनुमन्तव्यः परिपालयितव्यश्च [ ॥ ]यश्चाज्ञानतिमिरपटलावृत-

५३ तमतिराच्छिन्द्यादाच्छिद्यमानकं वानुमोदेत स पं[ च ]भिर्म्महापातकैरुपपातकैश्च संयुक्तस्स्यादित्युक्तं च भग [ व ]ता वेदव्यासेन व्यासेन [ ॥ ] षष्टिं वर्षस-

५४ हस्राणि स्वर्गे तिष्ठति भूमिदः [ । ] आच्छेत्ता चानुमन्ता च तान्येव नरके वसेत् ॥ [ ४१ ॥ ] विन्ध्याटवीष्वतोयासु शुष्ककोटरवासिनः [ । ]कृष्णाहयो हि जायन्ते

५५ भूमिदानं हरन्ति ये ॥ [ ४२ ॥ ] सर्व्वेषामेव दानानामेकजन्मानुगं फलं [ । ] हाटकक्षितिगौरीणां नैकजन्मात्मकं फलं ॥ [४३॥] स्वदत्तां परदत्तां वा यत्नाद्र-

त्रीजुं पतरुं : पहेली बाजु.

५६ क्ष नराधिप [ । ] महीम्महिमतां[ - ] श्रेष्ठ दानाच्छ्रेयोनुपालनं ॥ [ ४४॥ ] वहु [ भि ]र्व्वसुधा भुक्ता राजभिः सकरादिभिः [।] यस्य यस्य यदा भूमिस्तस्य [ तस्य ]तदा फलं ॥ [ ४५ ॥ ] अग्नेरपत्यं

५७ प्रथमं सुवर्णं भूर्व्वैष्णवी सूर्य्यसुताश्च गावः [ । ] लोकत्रयं तेन भवेद्धि दत्तं यत्काञ्चनं गाञ्च महीं च दद्यात् ॥ [ ४६ ॥ ] यानीह दत्तानि पुरा नरेन्द्रैर्दा- नानि धर्म्मा-

५८ र्थयस( श ) स्कराणि [ । ] निर्म्माल्यवान्तप्रतिमानि तानि को नाम साधु ऽ पुनराददीत ॥ [ ४७ ॥ ] इति कमलदलाम्बुविन्दुलोलां श्रियमनुचिन्त्य मनुष्यजीवितञ्च [ । ] अति-

૧ પહેલાં कार्या લખ્યું હતું પણ પાછળથી નકામું करणीया લખ્યું છે. ૨ વાંચો द्वंश्यै ૩ વાંચો रन्यै ૪ વાંચો चंचलग्न ને બદલે जल ૫ વાંચો विन्दु ૬ આ ત વધારાનો છે. ૭ પ્રથમ जा કોતર્યો હતો પણ પાછળથી વચલો આ લીટો કાઢીનાખ્યો છે. ૮ વાંચો वहु ૯ વાંચો गरा ૧૦ વાંચો लाम्बुविन्दु

४२ म्मंदायोयम् ॥ [ ४० ॥ ] स च समधिगताशेषमहाशब्दमहासामन्ताधिपति-
स्सुवर्ण्णवर्षश्री[ क ]र्क्कराजदेवःकुशली सर्व्वानेव यथासंवध्यमानात्राष्ट्रपति-

४३ विषयधिपतिग्रामपतिग्रामकूटयुक्तनियुक्तवासावकाधिकारिकारिकमहत्तरादीकान्
समनुदर्शयत्यस्तु घस्संविदितं यथा मया श्रीवद्धिकातट-

४४ स्थावासितविजयस्कन्धावारास्थितेन मातापित्रोरात्मनश्चैहिकामुष्मिकपुण्ययशो-
भिवृद्धये श्रीनागसारिकास्वतलसन्निविष्टार्हच्चैत्याल[ या ]यतनानि[ बद्ध ]

४५ सर्म्बपुरार्म्यमण्डितवसतिकायाः खण्डस्फुटितनवकर्म्मचरुबलिदानपूजार्थ्यन्तैथा
तथा तिर्वध्यमानचातुष्टयमूलसंघोदयान्वयसेन

४६ सेनसंघमलवादिगुरोरिशिष्यश्रीसुमतिपूज्यपादैः तच्छिष्यश्रीमदपराजितगुरोः श्री-
नागसारिकाप्रतिवद्धअम्बापाटकग्रामस्य उत्तरदिशि

४७ हिरण्ययोगामिधानां ढापुवापी यस्याघाटनानि पूर्व्वतः श्रीधरवापिका दक्षिणतो
वंहः अपरतः पूरावी महानदी उत्तरतस्सम्बपुर-

४८ वापिका [ । ] एवमियं चतुराघाटोपलक्षिता सधान्यहिरण्यादेया अचाटभट-
प्रवेश्यैस्सर्वराजकीयानामहस्तप्रक्षेपणीयः आच-

४९ न्द्रार्कार्ण्णवक्षितिसरित्पर्व्वतसमकालीनः शिष्यप्रशिष्यान्वयक्रमोपमोपमोग्यः
शकनृपकालातीतसंवत्सरशतेषु सप्तसु त्रिचत्वारिंशद-

५० धिकेपुतीतेषु वैशाखपौर्ण्णमास्यां स्नात्वोदकातिसर्गेण प्रतिपादितोस्योचितया
आचार्य्यस्थित्या मुंजतो मोजयतःकर्षतः कर्षयतः प्रतिदि-

---

१ वांचो शब्द २ वांचो सम्बध्य ३ આ म्रा અક્ષર નકામો છે. ૪ कारि ભુલથી બે વાર લખ્યું છે. ૫ વાંચો दिकान् ૬ ये ની ડાબી બાજુ બીજો વાંકો લીટો દેખાય છે તે પતરાંમાંની કુદરતી ફાટને લીધે છે. ૭ सम्ब અક્ષરો સ્પષ્ટ નથી પણ તે પાઠ ખરો છે કારણ નીચે પં. ૪૭ માં સરહદમાં તે सम्बपुर નામ આવેલું છે. ૮ रा પછી કાકપદ છે પણ પાછળથી કરેલો ઉમેરો ક્યાંઇ દેખાતો નથી. પાઠ સંતોષકારક છે. કાંઇ રહી ગયું લાગતું નથી. કાકપદ ભુલથી મુકાયું લાગે છે. ૯ વાંચો बलि ૧૦ વાંચો पूजार्थं त ૧૧ तथा ભુલથી બે વાર લખ્યો છે. ૧૨ વાંચો निवध्य ૧૩ सेन ભુલથી બેવાર લખાયું છે. ૧૪ વાંચો मल्ल ૧૫ છાપમાં दि શંકિત છે પણ મૂળમાં બહુ જ સ્પષ્ટ છે. ૧૬ વાંચો पादस्तच्छिष्य ૧૭ વાંચો गुरवे ૧૮ વાંચો बद्धाम्बा ૧૯ વાંચો ग्रामस्यो ૨૦ વાંચો धाना ૨૧ વાંચો यस्या आघा- ૨૨ વાંચો वहोपरतः ૨૩ વાંચો नद्युत्तरत ૨૪ વાંચો सम्ब ૨૫ વાંચો वापिका ૨૬ વાંચો देयाचाट ૨૭ વાંચો प्रवेश्यासर्व. वापी શબ્દ નારીજાતિ છે પણ લેખક નર અને નારી જાતિ માટે તેના વિશેષણો વાપરવામાં શંકા ખાય છે. ૨૮ વાંચો णीयाचन्द्रा ૨૯ વાંચો कालीना ૩૦ વાંચો प्रशिष्य ૩૧ વાંચો मोप અક્ષરો ભૂલથી બેવાર લખાયા છે. ૩૨ વાંચો भोग्या ૩૩ વાંચો ष्वतीतेषु ૩૪ વાંચો पादिता । अस्या उचित ૩૫ વાંચો याचार्य्यं.

ભાષાન્તર

નોંધ— આજ રાજાનાં નવસારીનાં પતરાં જ. બો. બ્રે. રો. એ. સો. વો. ૨૦ પા. ૧૪૨ મે ડૉ. ડી. આર. ભાંડારકરે પ્રસિદ્ધ કર્યાં છે તેમાં શ્લો. ૨થી—૨૧ ૨૩, ૨૪, અને ૨૬ થી ૩૮ નો તરજુમો આપેલ છે. શ્લો. ૩૫ ની પહેલી બે પંક્તિ તેને બેઠી નથી તેનો હજુપણ તરજુમો થઈ શક્યો નથી. શ્લો. ૩૯ અને ૪૦ નો હુલ્શે ઇ. એ. વો. ૧૪ પા. ૨૦૧-૨ ઉપર તરજુમો કર્યો છે.

શ્લો. ૧ ભગવાન્ જિનેન્દ્રનું નિત્ય, સંપૂર્ણ રીતે સમજાય તેવું, નયના પ્રમાણ વાળું, સર્વદા ઐશ્વર્યનું ધામ, ખરાબ માર્ગના આશ્રયનો નિષેધ કરનારૂં, ભવ્ય અને વશવર્તી મનવાળા મનુષ્યને પ્રસન્નતા આપનારૂં શાસન જય પામે છે.

શ્લો. ૨૨ ચન્દ્રકિરણોના સમૂહ જેવી જેની (ધ્રુવની) શ્વેત કીર્તિ (મેરૂ) પર્વતના શિખર પર બેઠેલી વિદ્યાધરીઓનાં ટોળાંઓથી ઉત્સાહપૂર્વક ગવાય છે.

શ્લો. ૨૫ એ (ધ્રુવ) એટલેજ આંહિ (આ દુનિયામાં) પરમેશ્વર (૧ ચક્રવર્તિ નૃપતિ; ૨ શંકર ભગવાન્) સ્વરૂપે અવતર્યો છે; કેમકે તેણે (૧ શિવ નામના રાજાએ ૨ ઉંચા વૃષભ-ધ્વજને અને ભસ્મને પોતાનાં કરી લીધાં છે એવા શિવે) વૃશાંકના પરિવાર અને સમૃદ્ધિને પોતાનાં કરી લીધાં છે; તે પોતાના મજબૂત અને ઉંચા કિલ્લાઓની પુરતી સંભાળ લેવાને ટેવાએલો હતો. (કેમકે શ્રી શંકર ભગવાન્ ઔદાર્યના સત્વરૂપ (પોતાની પત્ની) દુર્ગાને આભૂષણો અને અલંકારોથી વારંવાર શણગારવાની ટેવવાળા હતા); અને ગંગકુળના એક અગ્રણી રાજાને કેદ કરવાથી અથવા (તેનાં સૈન્યોએ) ગંગા નદીના વહેતા પ્રવાહને અડચણ કરવાથી એની કીર્તિ વધી છે (અથવા ગંગા નદીના સતત વહેતા પ્રવાહને વારંવાર અડચણ કરવાથી જેણે પોતાની કીર્તિ વધારી છે— ગંગા નદી જ્યારે શંકર ભગવાનની જટામાં ગુંગળાઈ જઈને અદ્રશ્ય થયાં હતાં ત્યારે)

પં૦ ૪૨—૪૮. અને હવે રાજા શ્રી કર્કરાજ અથવા સુવર્ણ વર્ષ જેમને બધાં (પાંચ) વાદ્યોનો ઉપયોગ સાધ્ય છે અને જે મોટા મોટા ખંડીઆ રાજાઓના સ્વામી છે અને સંપૂર્ણ સ્વાસ્થ્યવાળા તેઓ સઘળા રાષ્ટ્રપતિઓને, વિશયપતિઓને, ગ્રામપતિઓને, ગ્રામકૂટોને, યુક્તો અને નિયુક્તોને, ગ્રામના મૂળ વસાહતિઓના વડાઓના મુખ્ય અધિકારીઓને અને લાગતાવળગતા બીજા અધિકારીઓને આજ્ઞા કરે છે કે તમને જાણ થાય કે મારી અને મારાં માતપિતાની કીર્તિ અને પુણ્યની વૃદ્ધિ માટે— પવિત્ર વંકિકાના તીર ઉપર વિજયાંકિત છાવણીમાં હું રહેતો હતો તે વખતે— અંબાપાટક ગામની ઉત્તરે આવેલ ઢાગુના કુવાવાળું હિરણ્યયોગા નામનું ખેતર મેં દાનમાં આપેલું છે. તે શ્રી નાગસારિકાની સાથે સંકળાએલું છે. તેની સીમાઓ નીચે પ્રમાણે છેઃ— પૂર્વે શ્રીધરના કુવાવાળું ખેતર, દક્ષિણે એક ળ્હેળીયું, પશ્ચિમે મહા નદી પૂરાવી અને ઉત્તરે સમ્બપુરનો (સાર્વજનિક) કુવો. આ ખેતર મેં મલ્લવાદિના શિષ્ય શ્રી સુમતિના શિષ્ય પ્રતાપી આચાર્ય અપરાજિતને આપેલું છે. મલ્લવાદી મૂલસંઘની ચાર શાખાઓમાંની સેનસંઘનો અનુયાયી હતો. મેં તે દૈનિક પૂજા, વૈશ્વદેવ, તથા શ્રી નાગસારિકાની હદમાં આવેલા અરહતના મંદિરને જોડાએલી અને સંબપુરના આભૂષણ રૂપ મઠની દુરસ્તી તથા તેમાં સુધારાવધારા કરવાના આશયથી આપેલું છે.

પં૦ ૪૮–૫૩. આ પ્રમાણે સીમાઓથી નિર્ણીત આ ખેતર સ્નાનથી શુદ્ધ થઇને શક સંવત્‌ના ૭૪૩ મા વર્ષની વૈશાખી પૂર્ણિમાને દિવસે હાથમાં જળ રેડીને શિષ્યોની પરંપરાને સૂર્ય, પૃથ્વી, સાગરો, નદીઓ અને પર્વતોનું અસ્તિત્વ હોય ત્યાં સુધી, ધાન્ય તથા સુવર્ણના સ્વરૂપમાં તેની ઉપજ (મહેસુલ) ભોગવવાના હક સાથે, કાયમી અને કામચલાઉ સૈનિકોના

५९ विमलमनोभिरात्मजैर्नैर्ज्जे हि पुरुषैः परकीर्त्तयो विलोप्याः ॥ [ ४८ ॥ ]यथा चैतदेवं तथा शासनदाता लिपिज्ञस्स्वहस्तेन स्वमतमारोपयति ॥ स्वहस्तोयं मम श्रीकर्क्कराजस्य श्रीमदि-

६० न्द्रराजसुतस्य ॥ लिखितं चैतन्मया महासन्धिविग्रहाधिपतिना नारायणेन कुल-पुत्रकश्रीदुर्गभट्टसूनुना ॥ जीयाद्दुरितविद्वेषि शासनं जि-

६१ नशासनं [ । ] यदन्यमतशैलानां भेदने कुलिशायते ॥ [ ४९ ॥ ] जयति जिनोक्तो धर्म्मष्षड्जीवनिकायवत्सलो नित्यं । चूडामणिरिव लो[ के ]

६२ विभाति यस्सर्व्वधर्म्माणाम् ॥ [ ५० ॥ ]

---

१ वांचो नं २ वांचो शासन. एवं पछीना काकपदथी खबर पडे छे के शासनदाता प्रथम कोतरवा रही गएल पण पाछळथी लेखनी नीचे बे काकपद वच्चे कोतरेल छे. ३ स्व उपरना काकपदथी खबर पडे छे के हस्तेन स्व प्रथम कोतरवा रही गएल ते नीचे शासनदाता पछी बे काकपद वच्चे कोतरेल छे. ४ म उपरना काकपदथी खबर पडे छे के श्री अक्षर रही गएल ते पाछळथी लीटी नीचे म अने क नी वच्चे कोतरेल छे. ५ वांचो विद्वेषि

लेख ६०

નં. ૧૨૫ ક

# કર્ક્ક સુવર્ણવર્ષનું બ્રાહ્મણપલ્લિનું દાનપત્ર[1]

શક સંવત્ ૭૪૬ વૈશાખ સુદિ ૧૫

ઉપર સીલવાળી ગોળ કડીથી જોડાએલાં આ ત્રણ પતરાંઓ વડોદરાના રહીશ પાસેથી ખરીદવામાં આવ્યાં હતાં અને હાલ તે ઓરીયેન્ટલ ઇન્સ્ટીટ્યુટના પુસ્તકાલયમાં સાચવી રાખેલાં છે. ગુજરાત શાખાના કર્ક્ક સુવર્ણવર્ષનાં અપ્રસિદ્ધ દાનપત્રો પૈકીનું આ એક છે અને તે મુંબઇ ઇલાકા માટે નહીં પણ વડોદરા રાજ્ય માટે ઐતિહાસિક દૃષ્ટિએ અતિ ઉપયોગી દાનપત્ર છે. આ અને બીજાં આ રાજાનાં દાનપત્રોમાં દાનમાં આપેલી જમીન તથા ગામડાંઓ વડોદરા રાજ્યની સરહદમાં આવેલાં છે અને તેમાંનાં કેટલાંક પ્રાચીન નામો અત્યારનાં ગામડાં સાથે સરખાવી શકાય છે.

પતરાં ૧૧ ઇંચ લાંબાં, ૮ ઇંચ પહોળાં અને આશરે $\frac{1}{8}$ ઇંચ જાડાં છે અને લખાણના રક્ષણ માટે કોર જાડી રાખેલી છે. ત્રણે પતરાંને ઉપરના ભાગમાં વચમાં કાંણું પાડેલ છે જેમાં $\frac{1}{2}$ ઇંચ જાડી અને ૪$\frac{1}{2}$ ઇંચ વ્યાસની કડી પરોવેલ છે. પતરાં અને લખાણ સુરક્ષિત છે અને અક્ષરો સ્પષ્ટરીતે કોતરવામાં આવેલ છે. પહેલા અને ત્રીજા પતરાની એકજ બાજુએ અને બીજા પતરાની બન્ને બાજુએ લેખ કોતરેલ છે. વલભીનાં પતરાંઓમાં હોય છે તેવીજ લિપિ આ પતરાંમાં છે. ભાષા અથથી ઇતિ સુધી સંસ્કૃત છે. શરૂવાતનું ચિહ્ન, પંક્તિ ૫૨ થી ૬૮ સુધીમાંનો દાનવિભાગ અને પંક્તિ ૭૭ થી ૮૦ સુધીનો અંતનો ભાગ સિવાય આખો લેખ પદ્યમાં છે. રાજા સુવર્ણવર્ષની તેમજ શ્રીમાન્ અમોઘવર્ષની સહીઓ જુદી લિપિમાં છે. અને તે ઉત્તર કરતાં દક્ષિણની લિપિને વધુ મળતી આવે છે. આમાંના કેટલાક શ્લોકો ગુજરાત શાખાના રાજા કર્ક્ક ૧ લાના નવસારીના દાનપત્રમાં[2] અને ગુજરાત શાખાના રાજા ગોવિંદના કાવીના દાનપત્રમાં[3] આવેલા છે. સીલ અને પતરાંનો તોલ ૯ રતલ છે.

જોડણી સંબંધી નીચેની વિશિષ્ટતા નોંધવા જેવી છે. (૧) અનુસ્વારને બદલે કંઠસ્થાની અનુનાસિકનો ઉપયોગ (૨) પ ની પહેલાં બધી જગ્યાએ વિસર્ગનો સ કરી નાંખેલ છે. (૩) ય અને વ પહેલાં દ અને ધ ને બેવડા લખ્યા છે. (૪) વિસર્ગ પછી ક આવે ત્યારે તેને જિહ્વામૂલીય લખ્યો છે.

બેતાલીસ ગામડાંના માહિષક વિષયમાં આવેલું બ્રાહ્મણપલ્લિકા ગામ દાનમાં આપ્યું તેનો નોંધ આ પતરામાં કરેલ છે. તેની ઉત્તરે કવલોઇકા, દક્ષિણે લિક્કવલ્લિ, પૂર્વે નાબડ અને પશ્ચિમે ધાઢિયપ્પ નામનાં ગામડાં આવેલાં છે. દાનની તિથિ વિગેરે નીચે મુજબ છે. શક સંવત્ ૭૪૬ ના વૈશાખ માસની પૂર્ણિમા જેને મહાવૈશાખપર્વન્ નામ આપેલ છે. તે દિવસે ઇ. સ. ની ૮૨૪ ની સાલ ૧૭ મી એપ્રિલ અને રવિવાર હોવાં જોઇએ. દૂતક દુર્ગરાજ છે અને લેખક સાંધિવિગ્રહિક એટલે કે લડાઈ તથા સુલેહ ખાતાનો અમલદાર નારાયણ છે. શ્રી જગત્તુંગદેવના પુત્ર શ્રીમાન્ રાજા અમોઘવર્ષદેવે આ દાનને સંમતિ આપી છે. અંતમાં દાતા કર્ક્કરાજની તેમજ અધિપતિ અમોઘવર્ષની સહી છે.

---

૧ એ. ઈ. વો. ૨૨ પા. ૭૭ ડો. બી. ભટ્ટાચાર્ય ૨ જ. બો. બ્રે. રો. એ. સો. વો. ૨૦ પા. ૧૩૫
૩ ઈ. એ. વો. ૫ પા. ૧૪૫

પ્રવેશથી પડતાં દુઃખોથી તથા સર્વ રાજકીય અમલદારોની દખ્ખલથી મુક્ત રાખીને ભોગવટાને માટે મેં આપ્યું છે. જ્યાં સુધી જૈન આચાર્ય યોગ્ય રહેણીકરણી રાખીને આ ખેતરનો ભોગવટો કરે અગર કરાવે, ખેડે અગર ખેડાવે અગર તે અથવા તેના વારસો બીજાને હસ્તક સોંપે ત્યાં સુધી કોઇએ પણ તેમાં હરકત કરવી નહિ. તેવી જ રીતે ભવિષ્યના રાજાઓએ પણ તેઓ અમારા કુળના હોય કે ન હોય તો પણ પોતે આપેલાં દાનોની જ માફક તેને ગણીને તેનું રક્ષણ કરવાનું છે. તેમણે હંમેશાં યાદ રાખવું કે સમૃદ્ધિ સૌદામિનીની માફક ક્ષણભંગુર છે અને ભૂમિદાનનું પુણ્ય સર્વ રાજાઓને સરખે હિસ્સે મળે છે અને જીવન ઘાસની અણી ઉપર રહેલા જલબિન્દુ જેવું અસ્થિર છે. અજ્ઞાનરૂપી અંધકારના પડદાથી પોતાનું મન આચ્છાદિત થવાથી જે કોઈ તે જમીન છિનવી લેશે અગર તે કાર્યમાં મદદ કરશે તે પાંચ પ્રધાન પાપો તથા પાંચ ગૌણ પાપોનો કરનાર થશે. અને વેદોની રચના કરનાર ભગવાન્ વ્યાસે કહ્યું છે તેમ—

(આંહિ આ પછી પ્રચલિત શાપના શ્લોકો આવે છે)

પં૦ ૫૯–૬૨ આ ખતને સ્વયં તપાસ્યું છે એવા દાતા પોતાના હસ્તાક્ષરમાં પોતાનો અભિપ્રાય જણાવે છે કે આ (કોતરણી) મૂળ લેખ પ્રમાણે બરાબર છે. આ મારૂં પોતાનું જ, ઇન્દ્રરાજના પુત્ર શ્રી કર્કરાજનું જ ખત છે. આ ખતનો મુત્સદ્દો મેં દુર્ગભટ્ટના પુત્ર, ઉચ્ચ કુળના મુખ્ય પરરાષ્ટ્રમંત્રી નારાયણે લખેલો છે.

શ્લો. ૪૯ પાપનો તિરસ્કાર કરનાર અને બીજાં પાખંડોનો, વજ્ર પર્વતોનો નાશ કરે છે તેવો નાશ કરવામાં સફળ થાય છે તેવું જિનશાસન સર્વદા વિજયી થાય.

શ્લો. ૫૦ જિને ઉપદેશેલો ધર્મ જયશાળી છે, છએ જાતનાં જીવન્ત પ્રાણીઓ તરફ સર્વદા દયાળુ છે અને દુનિયાના બીજા સર્વ ધર્મોના મુકુટમણિ તરીકે પ્રકાશે છે.

મદદ લેવા દક્ષિણમાં જવું પડ્યું હોય. ત્યાં પોતાના કુટુમ્બીઓમાં હક્કદાર વારસ અમોઘવર્ષને ગાદી ન આપવાની હીલચાલ જોઈ હોય અને કુદરતી રીતે વ્યાજબી હક્કદારને મદદ આપીને ગાદીએ તેણે બેસાર્યો હોય. બદલામાં અમોઘવર્ષે પાસેથી ગુજરાતમાં ગાદી પચાવી પાડનાર ગોવિંદરાજને હરાવવા માટે મદદ માગી હોય. વધુ વિગત ન મળે ત્યાં સુધી કાંઇ ચોક્કસ નિર્ણય ઉપર આવી શકાય નહીં અને ઉપરનાં બે અનુમાનમાંથી કયું ખરું છે તે ઇતિહાસના અભ્યાસીઓએ પોતપોતે તુલના કરી લેવી રહી.

કર્કર્ક અને ગોવિંદ બન્ને ભાઇઓ એકી સાથે રાજ્ય કરતા એવી માન્યતા પણ સંભવતી નથી, કારણ તેમ હોય તો દાનપત્રમાં તે હકીકત આપેલી હોવી જોઈએ. બન્ને ભાઇઓએ વડોદરા પાસેની જમીન દાનમાં આપી છે અને વટપદ્રક ગામ દાનમાં અપાયાનું અગર સીમા તરીકે વર્ણવ્યાનું બન્નેનાં દાનપત્રોમાં જોવામાં આવે છે. ગુજરાતના આવા બે નાના વિભાગ થઈ શકે, એ કલ્પી શકાતું નથી.

કર્કર્કની અને અમોઘવર્ષની બન્નેની સહી આ દાનપત્રમાં છે તેના પ્રયોજન માટે ખાસ વિચાર કરવા જરૂરીયાત ઉભી થાય છે. કારણ માન્યખેટની મૂળ શાખા અને ગુજરાત શાખા વચ્ચેના સંબંધ ઉપર તેનાથી અજવાળું પડે છે. ગુજરાત શાખાના રાજાઓ હમ્મેશાં પોતાને મહાસામન્તાધિપતિ લખે છે અને કેટલેક ઠેકાણે લાટીય અથવા લાટેશ્વર મણ્ડલના[1] રાજા તરીકે ઓળખાવે છે. પરંતુ સૌથી પ્રથમ આ લેખમાં સામન્ત અને મહારાજા બન્નેની સહી જોવામાં આવે છે. તે ઉપરથી એમ સમજી શકાય કે કર્કર્ક અમોઘવર્ષને મહારાજા તરીકે સ્વીકારે છે. કર્કર્કના સહુથી પહેલા લેખમાં તેની પોતાની જ સહી છે ( શ. સં. ૭૩૪ ). ત્યાર પછીના શ. ૭૩૮ અને ૭૪૩ માં પણ પોતાની જ સહી છે અને મહારાજા અમોઘવર્ષની સહી નથી. શ. ૭૩૫ ના તોરખેડેના લેખમાં[2] તેનો ભાઇ ગોવિંદરાજ પોતાને ભૂપાલ લખે છે અને બુદ્ધવર્ષ કે જેને સીહરખ્ખી બારગામ આપ્યાં હતાં તેને મહાસામન્ત લખ્યો છે. આમાં ગોવિંદ અગર કર્કર્કની તેમ જ મહારાજાની કોઇની સહી નથી. શ. ૭૩૪ થી ૭૪૬ સુધીમાં કોઇની સહી નથી અને ત્યારબાદ શ. ૭૪૬ માં બન્નેની સહી પહેલી વાર આવે છે તે હકીકત ધ્યાનમાં રાખવા જેવી છે. બીજા લેખોમાં મહારાજાઓનાં નામ આવે છે ખરાં, પણ તેમની સહી જોવામાં આવતી નથી.

ગુજરાત શાખાના રાજાઓનાં બધાં દાનપત્રો ભૌગોલિક દૃષ્ટિએ વડોદરા રાજ્ય માટે ખાસ ઉપયોગી છે, કારણ કે ઘણાંખરાં દાનમાં આપેલાં તેમજ વર્ણવેલાં ગામો વડોદરા રાજ્યની હદમાં આવેલાં છે. તેનાં બધાં સ્થળો ઓળખવાનો પ્રયાસ આ લેખમાં અસ્થાને ગણાય, તેથી આંહી માત્ર કર્કર્કના લેખોમાંનાં[3] સ્થળો તપાસવામાં આવશે કે જેથી આગળની ભૂલો સુધરી જાય.

પહેલા( દાનપત્ર )માં વટપદ્રક અથવા વટપુર દાનમાં આપેલું છે. તે અંકોટ્ટક ચોરાશી ગામના વિષયમાં આવેલું હતું. અને તેની ઉત્તરે વગ્ઘાચ્છ, દક્ષિણે મહાસેનક તળાવ, પૂર્વે

---

૧ ઇ. એ. વો. ૧૨ પા. ૧૫૮ ૨ ઇ. એ. વો. ૩ પા. ૫૩. ૩ સુરતનાં દાનપત્રોમાંનાં સ્થળો હું ચર્ચતો નથી, કારણ ડૉ. અલ્તેકર માને છે કે તે બધાં નવસારી મહાલમાં આવેલાં છે. પરંતુ કર્કનું રાજ્ય મહી અને નર્મદા વચ્ચે હતું તેથી તે મત સ્વીકારી શકાય તેમ નથી. નવસારી પ્રાંત કર્કના તાબામાં હોવાનું તે લેખ સિવાય બીજા લેખોમાંથી જણાયું નથી. ડૉ. અલ્તેકર નાગસારિકાને નવસારી માને છે અને પૂરણી નદીને પૂર્ણા માને છે અને વઙ્કિકા નદીને વડકીની ખાડી માને છે, જે નવસારીથી દક્ષિણે ૩૦ માઇલ ઉપર આવેલી છે. नागसारिकाप्रतिबद्ध એટલે નાગસારિકાની પાસે આવેલું અમ્બાપાટક ગામને પૂર્ણાની બીજી બાજુએ ૫ માઈલ છેટે આવેલું આમદપુર માને છે; અને દાતા ૩૦ માઇલ ઉપર હોવા છતાં જૈન આચાર્યને વાપી શા માટે આપી હશે તેનું કારણ કલ્પી શકાતું નથી. ખરું પૂછો તો તે બધાં સ્થળો માટે મને બહુ જ શંકા રહે છે, જો કે હું તેનાથી વધુ સારી રીતે તેમને શોધી શક્યો નથી. જુઓ એ. ઇ. વો. ૨૧ પા. ૧૩૪ [ ડૉ. અલ્તેકર કહે છે, કે ગુજરાતમાં ખેતરો વાવના નામથી ઓળખાતાં અને હિરણ્યયોગાઢાસુ વાપી એ ખેતરનું નામ છે. તંત્રી ]

રાષ્ટ્રકૂટની ગુજરાત શાખાના ઇન્દ્રના પુત્ર કક્કર્ક સુવર્ણવર્ષના રાજ્યમાં આ દાન અપાયું છે. ગોવિંદ ૩ જાના ભાઈ ઇન્દ્રરાજને, લાટ દેશ કે જે તેને ગોવિંદે આપ્યો હતો તેના રાજા તરીકે વર્ણવ્યો છે. બુહ્લરની[1] માન્યતા અનુસાર લાટ તે મધ્ય અને દક્ષિણ ગુજરાતનો બનેલો છે, એટલે કે મહી અને કોંકણ વચ્ચેનો પ્રદેશ સમજાય છે. પરંતુ કાવી અને વડોદરાના લેખોમાં આપેલાં સ્થળો ઉપરથી એમ નિશ્ચય ઉપર આવેલ કે ૯ મી સદીમાં લાટનો વિસ્તાર વિશેષ સંકુચિત હતો. પણ નવસારીનાં પતરાં[2] ઉપરથી આપણી ખાતરી થાય છે કે ગુજરાત શાખાના રાષ્ટ્રકૂટો ઉત્તરમાં મહી અને દક્ષિણમાં નર્મદા વચ્ચેના પ્રદેશ ઉપર રાજ્ય કરતા હતા.

ઇન્દ્રરાજને કર્કરાજ અને ગોવિંદરાજ નામે બે પુત્રો હતા. કક્કર્કે ઘણાં ભૂમિદાન કરેલાં હતાં અને તેમાંનાં આ સહિત ચાર દાનપત્રો જાણવામાં આવ્યાં છે. વડોદરાનાં,[3] નવસારીનાં[4] સુરતનાં[5] અને આ જેને આપણે બ્રાહ્મણપલ્લિનાં પત્રાં તરીકે ઓળખાવીશું તે બધાંની સાલ અનુક્રમે શક ૭૩૪, ૭૩૮, ૭૪૩, અને ૭૪૬ છે. તેટલા માટે એમ જણાય છે કે કક્કર્ક ૭૩૪ પહેલાં થોડા સમયે ગાદી ઉપર આવ્યો હશે અને ૭૪૬ અગર ત્યાર બાદ થોડા સમય સુધી તેણે રાજ્ય કર્યું હશે. પણ ઉપરનાં દાનપત્રો ઉપરથી કક્કર્કે તે સમય દરમીઆન શાન્તિથી અને સતત રાજ્ય કર્યું હોય, એમ અનુમાન બાંધી શકાય નહીં; કારણ કે શ. ૭૩૫ માં[6] તેના નાના ભાઈ ગોવિંદ રાજે ભૂપાલપદે હોઇને વડોદરા પાસેનું ગામડું દાનમાં આપ્યાનો નોંધ છે. તે ઉપરથી એમ માની શકાય કે તે વર્ષમાં તે મધ્ય ગુજરાતમાં રાજ્ય કરતો હતો. ગોવિંદરાજનું બીજું દાનપત્ર[7] શ. ૭૪૯ નું એટલે ૧૪ વર્ષ પછીનું છે. આ ગુંચવાડાનો નિકાલ હજુ કોઈ પણ ગુજરાતના ઈતિહાસલેખકે કર્યો નથી અને કર્કના આ છેવટનાં દાનપત્રથી આ પ્રશ્ન બારીકીથી તપાસવાની જરૂરીયાત ઉભી થાય છે.

આ અપૂર્વ સ્થિતિના બે ખુલાસા રજુ કરી શકાય. ગુજરાત શાખાના રાષ્ટ્રકૂટના ઘણા લેખોમાં[8] હકીકત આપેલ છે કે માન્યખેટના રાષ્ટ્રકૂટોનું રાજ્ય પ્રતિસ્પર્ધી પાસેથી પાછું મેળવીને કક્કર્કે ખરા હકદાર અમોઘવર્ષને સોંપ્યું.[9] આ બનાવ શ. ૭૩૬ (ઈ. સ. ૮૧૪)[10] લગભગમાં બન્યો હોવો જોઇએ; કારણ કે શ. ૭૩૮ ના દાનપત્રમાં[11] અમોઘવર્ષનું નામ પહેલી વાર આવે છે. કક્કર્ક જે ગુજરાત ઉપર રાજ્ય કરતો હતો તેને કુદરતી રીતે અમોઘવર્ષને મદદ કરવા જવું પડયું અને સંભવ છે કે પોતાની ગેરહાજરીમાં પોતાના નાના ભાઇને ગુજરાતનું રાજ્ય ભળાવતો ગયો હોય. તે થોડા સમય બાદ પાછો ફર્યો હોય અને ૭૩૮ નું તેનું બીજું દાનપત્ર[12] મળે છે. શ. ૭૩૫ અને ૭૪૯ માં આપેલાં દાનપત્રો ઉપરથી ગોવિંદરાજની પોતાની મોટાભાઈ તરફની ભક્તિ અને વફાદારીનો ખ્યાલ આવે છે.[13]

આ ગુંચવાડાનો બીજી રીતે નિકાલ કરવામાં એવી કલ્પના થાય કે મોટાભાઈ બરોબર સ્થિતિસર થયો તે પહેલાં નાના ભાઇમાં વૈરભાવ ઉત્પન્ન થયો હોય અને સાહસિક મનુષ્યોની મદદ લઇને દગલબાજીથી તેને પદભ્રષ્ટ કર્યો હોય. કર્કને તેથી મૂળ શાખાના માન્યખેટના રાષ્ટ્રકૂટોની

---

૧ ઈ. એ. વો. ૫ પા. ૧૪૫. ૨ જ. બો. બ્રે. રો. એ. સો. વો. ૨૦ પા. ૧૪૦ પં. ૬૦–૬૧. ૩ ઇ. એ. વો. ૧૨ પા. ૧૫૬. ૪ જ. બો. બ્રે. રો. એ. સો. વો. ૨૦ પા. ૧૩૧. ૫ એ. ઇ. વો. ૨૧ પા. ૧૩૩. ૬ તોરખેડેનાં પતરાં જુઓ. એ. ઇ. વો. ૩ પા. ૫૩. ૭ ગોવિંદરાજનાં કાવીનાં પતરાં ઈ. એ. વો. ૫ પા. ૧૪૪. ૮ જુઓ દાખલા તરીકે ધ્રુવરાજ પહેલાનું વડોદરાનું દાનપત્ર ઇ. એ. વો. ૧૪ પા. ૧૯૯. ૯ ઇ. એ. વો. ૧૪ પા. ૧૯૯ निजबाहुवन्येन स्थिता योऽमोघवर्षनिरास्तवरे અપચ ૧૦ ડૉ. અલ્તેકર આ બનાવ ઈ. સ. ૮૧૭ અને ૮૨૧ ની વચમાં બન્યાનું માને છે. ૧૧,૧૨ નવસારીનાં પતરાં જ. બો. બ્રે. રો. એ. સો. વો. ૨૦ પા. ૧૩૫. ૧૩ ડૉ. અલ્તેકર પણ તેજ અનુમાન બાંધે છે. પા. ૬૮.

## अक्षरान्तर[1]

### पहेलुं पतरुं

१ ओं[2] स वोव्याद्वेधसा धाम यन्नाभिकमलङ्कृतं । हरश्च यस्य कान्तेन्दुकलया कमलङ्कृतं ॥ [ १ ] आसीद्विषत्तिमि-

२ रमुद्यतमण्डलाग्रो ध्वस्तिन्नयन्नभिमुखो रणशर्व्वरीषु । भूपः शुचिर्व्विधुरिवास्त (स्त)दिगन्तकीर्त्तिर्गोविन्दराज-

३ इति राजसु राजसिङ्घः ( सिंहः ) ॥[ २ ]दृष्ट्वा चमूममिमुखीं सुभटाट्टहासामु-न्नामितं सपदि येन रणेषु नित्यं ।

४ दष्टाधरेण दधता भ्रुकुटिं ललाटे खड्गं कुलं च हृदयं च निजं च सत्वं ॥[ ३ ] खड्गं कराग्रान्मुखतश्च शोभा मा-

५ नो मनस्तः सममेव यस्य । महाहवे नाम निशम्य सद्यस्त्रयं रिपुणां विगलत्य-काण्डे ॥ [ ४ ] तस्यात्म-

६ जो जगति विश्रुतदीर्घकीर्त्तिरार्त्तार्त्तिहारिहरिविक्रमधामधारी । भूपस्त्रिविष्ट[ प ] नृपानुकृति कृतज्ञः श्रीकर्क्करा-

७ ज इति गोत्रमणिर्ब्बभूव ॥ [ ५ ] तस्य प्रभिन्नकरटच्च्युतदानदन्ति[3] । दैन्त-प्रहाररुचिरोल्लिखितांसपीठः ।

८ क्ष्मापः क्षितौ क्षपितशत्रुरभूत्तनूजः सद्राष्ट्रकूटकनकाद्रिरिवेन्द्रराजः ॥ [ ६ ] तस्योपार्ज्जितमहसस्त-

९ नयश्चतु[ रु ]दधिवलयमालिन्या[ : ] । भोक्ता भुवः शतक्रतुसदृशः श्रीदन्ति-दुर्गराजोभूत् ॥ [ ७ ] कांचीशकेरलनराधिपचोल-

१० पाण्ड्यश्रीहर्षवज्रटविभेदविधानदक्षं । कार्न्नाटक बलमचिन्त्यमजेयमन्यैर्भृत्यैःक्कियद्भिरपि यः सहसा जि—

११ गाय ॥ [ ८ ] अभ्रूविभङ्गमगृहीतनिशातशस्त्रमश्रान्तमप्रतिहताज्ञमपेतयत्नं । यो वल्लभं सपदि दण्ड-

१२ बलेन जित्वा राजाधिराजपरमेश्वरतामवाप ॥ [९] आसतोन्विपुलोय [प]लावलिल-सल्लोलेर्म्मिमालाजलादा-

१३ प्रालेयकलंकितामलशिलाजालातुषाराचलो [ । ][4]दापूर्व्वापरवारिवाशिपुलिनप्रान्त-प्रसिद्धावधेर्य्येनेयं ज-

१४ गती स्वविक्रमबलेनैकातपत्रीकृता ॥ [ १० ] तस्मिन्दिवम्प्रयाते वल्लभराजे क्षतप्रजाबाधः । श्रीकर्क्कराजसू-

---

१ મૂળ પતરાં અને ફોટોગ્રાફ ઉપરથી. २ ચિહ્નરૂપે આપેલ છે. ૩ દન્ડ નકામો છે. વાંચો दन्तिदन्त. ૪ વાંચો तुषाराचलाद । आपूर्व्व-

જમ્બુવાવિકા અને પશ્ચિમે અંકોટ્ટક ગામડાં હતાં.[૧] વડોદરાના ઇતિહાસ માટે આ દાનપત્ર ઘણું ઉપયોગી છે, કારણ તેમાં ગાયકવાડના રાજ્યની રાજધાની વડોદરાનો સહુથી પ્રાચીન ઉલ્લેખ છે. ફ્લીટે અંકોટ્ટક અને જમ્બુવાવિકાને હાલનાં અંકૂટ અને જમ્બુવા તરીકે ઓળખાવ્યાં છે. ડા. અલ્તેકરે વગ્ઘાચ્છને હાલનું વાઘોડિઆ કલ્પ્યું છે.[૨]

નવસારીનાં પતરાંમાં[૩] ખેટકમુકામેથી બે જૂદાં જૂદાં ગામડાં એક બ્રાહ્મણને દાનમાં આપ્યાનું લખ્યું છે. પહેલું મહી અને નર્મદા વચ્ચેના પ્રદેશમાં આવેલું શમીપદ્રક ગામ હતું, જેની ઉત્તરે ધાહદ્ધ દક્ષિણે ચોરૂન્ડક પૂર્વે ગોલિકા અને પશ્ચિમે ભર્થાણક ગામો હતાં. ચોરૂન્ડકને ચોરૂન્ડા તરીકે, ભર્થાણકને ભર્થના તરીકે અને ધાહુદ્ધને કરજણ તાલુકાના ધાવટ તરીકે ઓળખાવ્યાં છે. આ ત્રણ ગામડાં ત્રણ સરહદ ઉપર કલ્પીએ તો તેની વચમાં એવાં કોઈ પણ ગામડાં નથી કે જેને શમીપદ્રક અથવા ગોલિકા તરીકે ઓળખાવી શકાય. ડા. ભાંડારકરે શમીપદ્રકને સોન્દાર્ન કલ્પ્યું છે, પણ તે ભરોંસાપાત્ર નથી.

દાનમાં આપેલું બીજું ગામડું મંકણિકા પ્રાંતમાંનું સમ્બન્ધી નામે છે. તેની ઉત્તરે કાષ્ઠામણ્ડપ, દક્ષિણે બ્રાહ્મણપલ્લિકા, પૂર્વે સજ્જોડક અને પશ્ચિમે કરેજવસહિકા નામનાં ગામડાં આવેલાં છે. ડા. ભાંડારકર સજ્જોડકને સજોડ અને કાષ્ઠામંડપને માંડવા માને છે પણ બન્ને ખોટાં લાગે છે કારણ કે તે જગ્યાઓને અંકલેશ્વર તાલુકામાં નહી પણ સંખેડા તાલુકામાં શોધવી જોઇએ. મંકણિકા ને માંકણી, સમ્બન્ધીને સમધી, કાષ્ઠામણ્ડપને કાઠમાણ્ડવા અને બ્રાહ્મણ પલ્લિકાને બાગ્રોલી તરીકે ઓળખવાં જોઇએ. તે બધાં સંખેડા તાલુકામાં આવેલાં છે.

આ લેખમાં આપેલાં સ્થળો પૈકી બ્રાહ્મણપલ્લિકા તે મંકણિકા પરગણામાં આવેલા તે જ નામના ગામથી જૂદું છે તે ધ્યાન રાખવું જોઇએ, કારણ કે આ ગામડું માહીષક પરગણામાં છે. કવલોઇકાનું કોઇલી અગર કોયલી અપભ્રંશ થાય-અને વડોદરા તાલુકામાં તે નામનું ગામડું છે. કોઈલીથી નીકળી દક્ષિણમાં જતાં બામણગામ નામનું ગામડું આ બ્રાહ્મણપલ્લિકા હોવા સંભવ છે. બીજાં ગામો ઓળખી શકાતાં નથી.[૪]

---

૧ ઈ. એ. વો. ૧૨ પા. ૧૬૪. ૨ ગુજરાત કાઠિયાવાડમાંનાં પ્રાચીન ગામડાં અને શેહેરો. પા. ૩૭. ૩ જ. બાં. બ્રે. રો. એ. સો. વો. ૨૦ પા. ૧૪૭. ૪ આ બધાં ગામો બેસારવામાં વડોદરા રાજ્યના સર્વે અને સેટલમેંટ સુપરીન્ટેન્ડન્ટ મી. વી. વાય. કરાલકર તરફથી ઘણી મદદ મળી છે.

३१ स्यापि नितान्तवीर्य्यः ॥ [ २१ ] रक्षता येन निःशेषं चतुरम्भोधिसंयुतं । राज्यन्धर्म्मेण लोकानां
३२ कृतां हृष्टिःपरा हृदि ॥ [ २२ ] तस्यात्मजो जगति सत्प्रथितोरुकीर्त्तिर्गोविन्दराज इति गोत्रलला-
३३ समूत [ । ]स्त्यागी पराक्रमधनप्रकटप्रतापसन्तापिताहितजनो जनवल्लभोभूत् ॥ [ २३ ] पृथ्वी-
३४ वल्लभ इति च प्रथितं यस्यापरं जगति नाम [ । ] यश्च चतुरुदधिसीमामेको वसुधां वशे य( च )-
३५ क्रे ॥ [ २४ ] एकोप्यनेकरूपो यो ददृशे भेदवादिभिरिवात्मा । परबलजलधिमपारन्तरन्स्वदोर्भ्यां
३६ रणे रिपुभिः [ २५ ] एको निर्हेतिरहं गृहीतशस्त्रा इमे परे बहवो [ । ] यो नैवंविधमकरोच्चित्तं स्वप्नेपि
३७ किमुताजौ ॥ [ २६ ] राज्याभिषेककलशैरभिषिच्य दत्तां राजाधिराजपरमेश्वरतां स्वपित्रा । अन्यै-
३८ र्म्महानृपति[ भि ]र्ब्बहुभिः समेत्य स्तम्भादिभिर्भुजबलादवलुप्यमानां ॥ [ २७ ] एकोनेकनरेन्द्रवृन्द-
३९ सहितान्यस्तान्समस्तानपि प्रोत्खातासिलताप्रहारविधुरान्बध्वा महासंयुगे । लक्ष्मीमप्य च-
४० लां चकार विलसत्सच्चामरग्राहिणीं ।[2] संसीदद्गुरुविप्रसज्जनसुहृद्बन्धूपभोग्यां (म्यां)भु-
४१ वि ( वि ) ॥ [ २८ ] तत्पुत्रोत्र गतो( ते ) नाकमाकम्पितरिपुव्रजे । श्रीमहाराजशर्व्वाख्यः ख्यातो राजाभ-
४२ वद्गुणैः ॥ [ २९ ] अर्थिषु यथार्थतां यः समभीष्टफलाप्तिलब्धतोषेषु [ । ] वृद्धिं निनाय परं-

पतरुं बीजुं बीजी बाजु

४३ रमाममोघवर्षाभिधानस्य ॥ [ ३० ] राजाभूत्तत्पितृव्यो रिपुभवविभवोद्भूत्यभावैकहेतुर्लक्ष्मीवानिन्द्रराजो गु-
४४ णिनृपनिकरान्तश्चमत्कारकारी । रामादन्यान्व्युदस्य प्रकटितविनया यं नृपान्सेवमाना राजश्रीरेव चक्रे
४५ सकलकविजनोद्गीततथ्यस्वभावं ॥ [ ३१ ]निर्व्वाणावाप्तिवाना( १ )सहितहितजनोपास्यमानाः सुवृत्तं वृत्तं जि-
४६ त्वान्यराज्ञां चरितमुदयवान्सर्व्वतो हिंसकेभ्यः । एकाकी हृतवैरिस्खलनकृति सहप्राप्तिराज्येशशंकुर्लाटी-

१ वांचो भूतः। त्यागी २ छंद नडामो छे. ३ श्लेोक ५ वधारानो छे.

१५ नुर्म्महीपतिः श्रीकृष्णराजोमूद् ॥ [ ११ ] यस्य स्वभुजपराक्रमनिःशेषोत्सा-
दितारिदिक्चक्रं । कृष्णस्येवाकृष्णं

१६ चरितं श्रीकृष्णराजैःस्य ॥ [१२] शुमतुङ्गतुङ्गतुरगप्रवृद्धरेणुर्द्धवरुद्धरविकिरणं ।
ग्रीष्मेपि नभो निखि-

१७ लं प्रावृट्कालायते स्पष्टं ॥ [ १३ ] दीनानाथप्रणयिषु यथेष्टचेष्टं समीहित-
मजस्र[ ॱ ]तत्क्षणम-

१८ कालवर्षो वर्षति सर्व्वार्थिनिर्व्वपणं ॥ [ १४ ] राहप्पमात्मभुजजातबलावलेप-
माजौ विजित्य निशितासिल-

१९ तामहारै [ । ] [2]पालिध्वजावलिशुभामचिरेण यो हि राजाधिराजपरमेश्वरतां
ततान ॥ [ १५ ] क्रोधादुत्खातख-

२० ड्गप्रसृततरु(रु)चिचयैर्भासमानं समन्तादाजावुद्वृत्तवैरिप्रकटगजघटाटोपसंक्षोभदक्षं ।

२१ शौर्य्यं त्यक्तारिवर्गो भयचकितवपुःक्वापि दृष्ट्वैव सद्यो दर्प्पाध्मातारिचक्रक्षय-
करमत( ग )

पतरुं बीजुं—पहेली बाजु

२२ मयस्य दोर्द्दण्डरूपं ॥ [ १६ ] पाता यश्चतुरम्बुराशिरशनालङ्कारभाजो भुवस्त्र-
य्याश्चापिकृतद्विजामरमु( गु )रुप्राज्याज्य-

२३ पूजोदरो । दाताभानभृदग्रणीर्मु( र्गु )णवतां योसौ श्रियो वल्लभो भोक्तुं स्वर्ग-
फलानि भूरितपसां स्थानं

२४ जता( गा )मामरं ॥ [ १७ ] येन श्वेतातपत्रप्रहतरविकरव्रातताषात्सलीलं
जग्मे( म्मे )नासीरधूलीधवलितशिरसा

२५ वल्लभाख्यः सदाजौ । श्रीमद्गोविन्दराजो जितजगदहितस्त्रैणवैधव्यदक्षस्तस्या-
सीत्सूनुरेकः क्षण-

२६ रणदलितारातिमत्तेभकुम्भः ॥ [ १८ ] तस्यानुजः श्रीध्रुवराजनामा महानुभावो-
प्रहतप्रताप[3]प्रसाधि-

२७ ताशेषनरेन्द्रचक्रः क्रमेण बालार्कवपुर्व्बभूव ॥ [ १९ ] जाते यत्र च राष्ट्रकूट-
तिलके सद्भूप-

२८ चुडामणौ गुर्व्वी तुष्टिरथाखिलस्य जगतः सुस्वामिनि प्रत्यहं [ । ] सत्यं सत्य-
मिति प्रशासति स-

२९ ति क्ष्मामासमुद्रान्तिकामासीद्धर्मपरे गुणामृतनिधौ सत्यव्रताधिष्ठिते ॥ [ २० ]
हृष्टोन्वहं योर्त्थिज-

३० नाय सर्व्वं सर्व्वस्वमानन्दितबन्धुवर्ग[4]प्रादात्प्रहृष्टो हरतिस्म चेता(गा)त्प्राणान्यम-

૧ વિસર્ગ નકામો છે. ૨ વાંચો प्रहारैः । पालि- ૩ વાંચો दरः ૪ વાંચો वर्गः । प्रासाद

६३ स्नात्वाद्योद( त )कातिसर्ग्गेणं । वालिचरुवैश्वदेवाग्निहोत्रातिथिपंचमहायज्ञक्रियोत्सर्प्पणार्थं प्रति-
६४ पादितो यतोस्योचितया ब्रह्मदायस्थित्या भुंजतो भोजयतः कृषतः कर्षयतः प्रतिदिशतो

पतरूं त्रीजुं

६५ वा न केनाचित् परिपन्थना करणीया । तथागामिनृपतिभिरस्मद्वंश्यैरन्यैर्व्वा सामान्यभूमिदानफलमवेत्य
६६ विद्युल्लोलान्यनित्यैश्वर्य्याणि तृणाग्रलग्नजलाविन्दुचंचलं च जीवितमाकलय्य स्वदायनिर्व्विशेषो-
६७ यमस्मद्दायोनुमन्तव्यः परिपालयितव्यश्च यश्चाज्ञानतिमिरपटलावृतमतिराच्छिन्द्याद्याच्छिद्य-
६८ मानकं वानुमोदेतं । स पंचभिर्म्महापातकैरुपपातकैश्च संयुक्तः स्यादित्युक्तं च भगवता वेद-
६९ व्यासेन व्यासेन । षष्टिवर्षसहस्राणि स्वर्ग्गे तिष्ठति भूमिदः [ । ] आच्छेत्ता चानुमन्ता च तान्येव
७० नरके वसेत् । [ ३७ ] विन्ध्याटवीष्वो( ष्व )तोयासु शुष्ककोटरघ( वा )सिनः कृष्णाहयो हि जायन्ते भूमिदानं हर-
७१ न्ति ये ॥ [ ३८ ] अग्नेरपत्यं प्रथमं सुवर्णं भूर्वैष्णवी सूर्यसूताश्च गावो( वः ) [ । ] लोकत्रयं तेन भवेद्धि दत्तं
७२ यः काञ्चनं गां च महीं च दद्यात् ॥ [ ३९ ] वहुभिर्व्वसुधा भुक्ता राजभिः सगरादिभिर्य्य( भिःय )स्य यस्य यदा भूमि-
७३ स्तस्य तस्य तदा फलं ॥ [ ४० ] यानीह दत्तानि पुरा नरेन्द्रैर्द्दानानि धर्म्मार्त्थयशस्कराणि । निर्म्माल्य-
७४ वान्तप्रतिमानि तानि ।[२] को नाम साधुः पुनराददीत ॥ [ ४१ ] स्वदत्तां परदत्तां वा यत्नाद्रक्ष न
७५ राधिप । महीं महिमतां श्रेष्ट दानाच्छ्रेयोनुपालनं ॥ [ ४२ ] इति कमलदलाम्बुविन्दुलोलां श्रि-
७६ यमनुचिन्त्य मनुष्यजीवितं च । अतिविमलमनोभिरात्मनीनैर्न्न हि पुरुषैः परकीर्त्त-
७७ यो विलोप्या[ : ॥ ४३ ] इति ॥ दूतकोत्र श्रीदुर्ग्गराजो ( जः ) । लिखितं च सान्धिविग्रहिकश्रीनारायणे-
७८ न ॥ मतम्मम श्रीजगत्तुङ्गदेवसुतस्य श्रीमदमोघवर्षदेवस्य यदु-
७९ परि लिखितं ॥ मतम्मम श्रीमदिन्द्रराजसुतस्य श्रीकर्क्कराजदेवस्य ।
८० यदुपरि लिखितमिति

१ नकामो छे. २ दण्ड नकामो छे.

४७ यं मण्डलं यस्तपन इव निजस्वामिदत्तं ररक्ष ॥ [ ३२ ] यस्याङ्गमात्रजयिनᳵ प्रियसाहसस्य क्ष्मापालवेषफ-

४८ लमेव बभूव सैन्यं । मुक्त्वा च सर्व्वभुवनेश्वरमादिदेवं नावन्दतान्यममरेष्वपि यो मनस्वी ॥ [ ३३ ] श्रीकर्कंरा-

४९ ज इतिरक्षितराज्यभारः सारᳵकुलस्य तनयो नयशालिशौर्ये [ । ][1] स्तस्याभव-द्विभवनन्दितबन्धुसार्थᳵपार्थः

५० सदैव धनुषि प्रथमः शुचीनां ॥ [ ३४ ] दानेन मानेन सदाज्ञया वा शौर्य्येण वीर्य्येण च कोऽपि भूपः [ । ]

५१ एतेन तुल्योऽस्ति न वेति कीर्त्तिः सकौतुका भ्राम्यति यस्य लोके ॥ [ ३५ ] तेनेदमनिलविद्युचञ्चलमालोक्य

५२ जीवितमसारं । क्षितिदानपरमपुण्यᳵप्रवर्त्तितो धर्म्मदायोयं ॥ [ ३६ ] स च समधिगताशेषमहा-

५३ शब्दमहासामन्ताधिपतिसुवर्णवर्षश्रीकर्कराजदेवः सर्व्वानेव यथा सम्बन्ध्य-मानकात्रा-

५४ ष्ट्रपतिविषयपतिग्रामकूटायुक्तनियुक्तकाधिकारिकमहत्तरादीन्समनुदर्शयत्यस्तु

५५ वः संविदितं । यथा मया मातापित्रोरात्मनश्चैहिकामुष्मिकपुण्ययशोभिवृद्धये । कङ्किभरवा-

५६ स्तव्य ।[2] कौण्डिन्यसगोत्र ।[2] वाजिसनेय सब्रह्मचारि ।[2] भट्टदामोदरसुत नागकुमाराय ।[2] माहिषकद्विचत्वा-

५७ रिंशत्प्रतिबद्धब्राह्मणपेल्लिकाभिधानग्रामो । यस्याघाटनानि पूर्व्वतो ।[2] नावडग्रामो दक्षिणतो लिङ्कवल्ली-

५८ नामाऽपरतो धाडियप्पनामा ग्रामः । उत्तरतᳵवलोइकाभिधानग्रामः । एवमयं चतुराघाटनोपलक्षितः

५९ सोद्रंगः सपरिकरः सदण्डदशापराधः सभूतवातप्रत्यायः सोत्पद्यमानविष्टिकः सधान्यहिरण्य-

६० देयोचाटभटप्रवेश्यः सर्व्वराजकीयानामहस्तप्रक्षेपणीयः आचन्द्रार्कार्ण्णवक्षितिस-रित्पर्व्वतसम-

६१ कालीनᳵपुत्रपौत्रान्वयक्रमोपभोग्य( ग्य )ᳵपूर्व्वप्रदत्तदेवब्रह्मदायरहितोभ्यन्तर-सिद्ध्या शकनृपका-

६२ लातीतसंवत्सरशतेषु सप्तसु षट्चत्वारिंशदधिकेषु वैशाखशुद्धपञ्चदश्यां ।[1] महा-वैशाखपर्व्वणि

---

१ વાંચો શૌર્યઃ । तस्या । २ દંડ નકામો છે.

ઉત્તર હિન્દમાં હોય, અગર મી. સી. વી. વૈદ્યના[1] અભિપ્રાય મુજબ મહારાષ્ટ્રમાં હોય તો ગુજરાત ઉપર રાજ્ય લાવનાર યુવરાજો ત્યાં એકાદ સદી રહ્યા બાદ દક્ષિણ હિન્દની પ્રાચીન કેનેરી લિપિ પોતાની માતૃલિપિ તરીકે શી રીતે માન્ય રાખતા હશે તે સમજી શકાતું નથી.[2] એ વાત ખરી છે કે રાષ્ટ્રકૂટ રાજ્ય ઇ. સ. ૭૭૦ લગભગ કર્ણાટક અને માઇસોરના રાજ્ય પર્યંત વિસ્તાર પામેલું હતું; છતાં જો તે વંશનું મૂળ સ્થાન મહારાષ્ટ્ર અગર ઉત્તરહિન્દમાં હોત તો તે વંશના ગુજરાત ઉપર રાજ્ય કરવા મોકલેલા રાજાઓ, એક સદી જેટલા સમય સૂધી ત્યાં રહ્યા બાદ પોતાની સહીમાં રજપૂતાના, મહારાષ્ટ્ર અગર ગુજરાતમાં ચાલતી લિપિ વાપરવાને બદલે છેક કર્ણાટકમાં વપરાતી લિપિ વાપરત નહીં. અમોઘવર્ષ પહેલાની બાલ્યાવસ્થા દરમીઆન લાંબા વખત સુધી માલખેડનું રાજ્ય કર્ક ચલાવતો હતો. તેટલામાટે તે અને કદાચ તેના દીકરા ધ્રુવ ૧ લા ને માલખેડમાં ચાલતી જૂની કેનેરી લિપિ આવડતી હોય અને પોતાનાં દાનપત્રોમાં તે લિપિ વાપરી હોય, એ સંભવિત છે. પરંતુ આ દાનપત્રના સમયમાં ગુજરાતશાખાને માલખેડ સાથે કાંઈ પણ નિકટ સંબંધ હતો નહીં અને જો કેનેરી લિપિ આ રાજાઓની માતૃલિપિ હોત નહીં તો આટલી લાંબી મુદત ગુજરાતમાં રહ્યા બાદ ધ્રુવ બીજાએ પોતાના આ દાનપત્રમાં જૂની કેનેરી લિપિ વાપરી હોત નહીં. બુંદેલખંડની પ્રજાને પોતાની જિતની હકીકત જાહેર કરવા જયુરાના લેખમાં, પ્રધાનવંશના રાજા કૃષ્ણ ૩ જાએ કેનરી લિપિ અને ભાષા વાપરી છે, તે ઉપરથી પણ એમ જણાય છે કે માલખેડના રાષ્ટ્રકૂટ રાજાઓનું મૂળ સ્થાન મહારાષ્ટ્ર, તેલંગણ અગર ઉત્તરહિન્દ નહીં, પણ કર્ણાટક હતું. આ રાષ્ટ્રકૂટના મૂળ સ્થાનનો આખો પ્રશ્ન અહીં ચર્ચી શકાય નહીં. અહીં તો માત્ર ગુજરાત શાખાના રાજાઓનાં દાનપત્રોમાંની સહીની લિપિ ઉપરથી આ પ્રશ્ન ઉપર થોડું અજવાળું પાડવાનો ઇરાદો છે.

લિપિ સંબંધી નીચેની હકીકત નોંધ લેવા જેવી છે. શરૂવાતમાં ઓં ચિહ્ન રૂપે છે. 'र' અને 'ज्ञ' નાં બન્ને સ્વરૂપ સાથે સાથે વપરાયાં છે. જુઓ પં. ૩ राजसुराजसिंहः, અને પં. ૭ शतक्रतु અને પં. ૮ शतक्रतुसदृशः. 'क्ष' કેટલેક ઠેકાણે બહુજ વળાંકવાળો લખેલો છે; જેમકે પં. ૧૪ માં वैधव्यदक्ष અને क्षणरण. પરંતુ પં. ૨૪ માં लक्ष्मीमान् માં તેના બન્ને મૂળાક્ષરો જૂદા પાડી શકાય છે. લેખમાં त् અને म् બન્ને ખોડા મળી આવે છે. પરંતુ વિરામચિહ્ન બે રીતે લખાયું છે. પં. ૧૧માં भूत् અને પં. ૪૪ માં सत्ति માં त् ને માટે ઉભો લીંટો અને તેની ડાબી બાજુએ ટપકું છે. પં. ૨૦ માં वल्लभोभूत् અને પં. ૬૨ માં दद्यात् માં એક ઉપર બીજો એમ કૌંસ વપરાયા છે. આ ચિહ્ન પં. ૩૭ ના चित्रं માં ઉંધી રીતે એટલે નાનો ઉપર અને મોટો નીચે એમ લખેલ છે. પં. ૭૧ માં कुमुदानाम् નું વિરામ હાલની દેવનાગરી માફક લખાયું છે. એક જ શબ્દ બે વાર વાંચવાનો હોય ત્યાં તે શબ્દ પછી બગડો, લખવામાં આવેલ છે. यस्य २ એટલે यस्ययस्य સમજવું. પં. ૪૭ માંનો અવગ્રહ હાલના જેવો જ લખાયો છે.

દાનપત્રની ભાષા સળંગ સંસ્કૃત છે, જોકે સંધિમાં થોડી ભૂલો છે. દાનવિભાગ ગદ્ય છે, જ્યારે બાકીનો બધો લેખ પદ્યમાં છે. ब ને બદલે व વાપરેલો છે. र પછીનો વ્યંજન બેવડો લખેલો છે. અનુસ્વાર માટે ટપકું વાપરેલું છે. દંતસ્થાની વ્યંજન પહેલાં તેનો न કરેલો છે. પણ કંઠસ્થાની અને તાળવ્ય પહેલાં ण અગર ञ કરેલ નથી. સંધિ બરોબર જાળવી છે, છતાં શ્લો. ૧૫ ૧૬, ૧૯ અને ૨૬ માં ગોટાળો કરેલ છે.

પં. ૪૯–૫૦ માં સાલ આપેલી છે, પણ તેમાં ભૂલ છે. ભૂલ સુધારીને નીચે મુજબ વાંચી શકાય છે. शाकनृपकालातीतसंवत्सरशतेषु षडुत्तरेषु. સદી બતાવનારો શબ્દ ભૂલથી રહી ગએલ છે, પણ તે षडुत्तरेषु પહેલાં अष्टसु હશે, એમ નિઃશંક કહી શકાય, જેથી દાનપત્રની સાલ શક ૮૦૬ છે.

---

૧ હીસ્ટ્રી ઓફ્ મીડીવલ ઈંડિઆ. વો. ૨ પા. ૧૫૨–૫૩. ૨ આ જ રાજાના બગુમરાના ઇ. સ. ૮૬૭ ના દાનપત્રમાં ( ઈ. એ. વો. ૧૨ પા. ૧૮૧ ) તેમ જ દન્તિદુર્ગના તે જ સાલના દાનપત્રમાં સહી મૂળ દેવનાગરીમાં છે એનું કારણ એમ હોવું જોઈએ કે લેખકે રાજાઓએ વાપરેલી અસલ લિપિ કોતરવાનો પ્રયાસ નહીં કર્યો હોય.

નં. ૧૩૦ અ.

# રાષ્ટ્રકૂટની ગુજરાતની શાખાના ધ્રુવ ૨ જાનું નવું દાનપત્ર[1]

શક સં ૮૦૬

રાષ્ટ્રકૂટની ગુજરાતની શાખાના ધ્રુવ ૨ જાનું આ દાનપત્ર જે અહીં પ્રસિદ્ધ થાય છે તેનો ક્યાંયે હજુ સુધી ઉલ્લેખ થયો નથી. આ તામ્રપત્રો મુંબઇમાં સાંટાક્રુઝમાં રહેતા મી. પ્રતાપરાય એમ. ખારેટે પ્રો. ડી. આર ભાંડારકર મારફત મને મોકલ્યાં હતાં.

પતરાં ત્રણ છે, અને તે ૧૧.૮ ઇંચ લાંબાં અને ૮.૩ ઇંચ પહોળાં છે; જાડાઇ. ૧ ઇંચ છે. અક્ષરોના રક્ષણ માટે પતરાંની કોર જરા જાડી અને ઉપડતી રાખેલી છે. પતરાંના ઉપરના ભાગમાં મધ્યમાં કોરથી ૩ ઇંચ નીચે કાણું છે, તેમાં પરોવેલી કડીથી બધાં ભેળાં રાખેલાં છે. કડી $\frac{3}{4}$ ઇંચ જાડી છે અને તેની અંદરની બાજુનો વ્યાસ ૨ ઇંચ છે. તેના છેડા રેવેલા છે અને તે ઉપર ૨ ઇંચ ઉંચી અને ૧$\frac{3}{4}$ ઇંચ વ્યાસની સીલ છે. તેમાં જરા નીચે ઉતારેલી સપાટીમાં ૧ ઇંચ ઉંચાઇની આકૃતિ છે, જેના બન્ને હાથમાં સર્પો છે. રાષ્ટ્રકૂટોનાં બીજાં ઘણાં તામ્રપત્રોમાં હોય છે તે મુજબ આ આકૃતિ ગરૂડની માનવી જોઇએ. સીલ ઉપર કાંઈ લખેલ નથી.

પહેલું અને ત્રીજું પતરૂં અંદરની એક જ બાજુએ કોતરેલું છે, જ્યારે બીજું વચલું પતરૂં બન્ને બાજુએ કોતરેલું છે. આ આખું દાનપત્ર એક જ કારીગરે કોતર્યું લાગતું નથી. પહેલું પતરૂં અને બીજાની પહેલી બાજુ એક કારીગરે કોતરેલાં છે. બીજા પતરામાં જો કે વધુ પંક્તિઓ છે, પણ તે કદાચ સ્થળસંકોચને લીધે કોતરવી પડી હોય. બીજા પતરાની બીજી બાજુ અને ત્રીજું પતરૂં કોઇ વધારે ખરાબ કોતરનારે કોતરેલાં હોવાં જોઇએ.

પતરાં સુરક્ષિત છે અને જો કે કેટલેક ઠેકાણે અમુક અક્ષરો ભુંસાઇ ગયા છે, છતાં તે અટકળી શકાય છે. પતરાંની સપાટી સાફ કરેલ છે, છતાં કયાંક કયાંક ખાડા ખબડા છે. તેથી છાપમાં અક્ષર જેવા દેખાતા લીંટા ઉઠેલા છે: જેમ કે પં. ૨૬ ને અંતે પતરાંમાં मचिरात्स्वपदे સ્પષ્ટ છે, છતાં છાપમાં સ્વની ડાબી બાજુએ ખાડો હોવાથી मचिरात्स्वपदे જેવું વંચાય છે. તેવી જ રીતે પં. ૩૬ અને ૩૯ માંના पतं ને मपा છાપમાં पतां અને माया વંચાય છે. પં. ૫૬ માં विपुल નો वि તે धि જેવો લાગે છે.

આ દાનપત્રમાં પ્રત્યેક અક્ષરનું કોતરકામ સ્પષ્ટ છે, પણ કોતરનાર અનઘડ હોવાને લીધે દરેક પંક્તિમાં ઘણી ભુલો જોવામાં આવે છે. પં ૬૧ માં सूर्यसुताश्रगावः ને બદલે सून्यसुताक्षमावः કોઇ જાણકાર ભાગ્યે જ કોતરે. તેથી પણ વધુ અશુદ્ધ પં. ૪૦ ના અંતમાં અને પં. ૪૧ ની શરૂઆતમાં છે. ત્યાં भगवत्सुद्दा ને બદલે मगवत्सुद्दा કોતરેલ છે. એમ કલ્પી શકાય કે કોતરાવા આવેલી નકલ બેદરકારીથી લખેલી હોવી જોઇએ અને કોતરનારે જેમ વાચ્યું તેમ કોતરી નાંખ્યું. કોતરાયા બાદ પણ સુધારવાની કોઇએ દરકાર લીધી નથી.

૯ મી સદીમાં ગુજરાતમાં બે લિપિ પ્રચલિત હતી. પહેલી મૂળ દેવનાગરી અને બીજી વલભી લિપિમાંથી ઉતરી આવેલી. આ દાનપત્રની લિપિ પહેલી જાતની છે. કર્ક અને ધ્રુવ ૧ લાનાં નવસારી[2] અને વડોદરાનાં[3] દાનપત્રોમાં આપેલ છે તેમ આ દાનપત્રમાં પણ ધ્રુવ બીજાની સહી દક્ષિણ હિન્દની પ્રાચીન કેનેરીઝ લિપિમાં છે. આ બધાં પતરાંમાં દાતાના લખેલા અક્ષરની આબેહુબ નકલ કરેલી છે, તેમાં કાંઇપણ શંકા નથી. તેથી ઈ. સ. ૮૮૪ સુધી રાષ્ટ્રકૂટની ગુજરાત શાખાના રાજાઓ ઉત્તરહિન્દ, ગુજરાત અગર મહારાષ્ટ્રમાં ચાલતી નહીં, પણ કર્ણાટકમાં ચાલતી લિપિમાં લખાણ જતાં, એમ ખાતરી થાય છે. માલખેડના રાષ્ટ્રકૂટોનું મૂળ સ્થાન ચોક્કસ કરવામાં આ હકીકત ઘણી ઉપયોગી છે. આ વંશનું મૂળ સ્થાન ફ્લીટે[4] કલ્પના કરી હતી તેમ

---

૧ એ. ઇ. વો ૨૨ પા. ૬૪ એ. એસ. અલ્તેકર બનારસ. આ પતરાં પ્રિન્સ ઓફ વેલ્સ મુઝિયમમાં સંગ્રહીત કરેલાં છે. ૨ જ. બોં. બ્રં રો. એ. સો. વો. ૨૦ પા. ૧૩૫. ૩ ઈ. એ. વો. ૧૨ પા. ૧૫૮ અને વો. ૧૪ પા. ૧૯૬. ૪ બોં. ગે. વો. ૧ પાર્ટ ૨ પા. ૩૮૪ એ. ઈ. વો. ૭ પા. ૨૨૩-૬ માં તેણે આ અભિપ્રાય છોડી દીધાનું વધા તેનું મૂળસ્થાન લાટુર હોવાનું સૂચવ્યું છે.

દાનપત્રોની માફક આમાં પણ રાજા કર્કના નાના ભાઇ ઈ. સં. ૮૨૭ ના કાવીના[1] દાનપત્રના દાતા યુવરાજ ગોવિંદનું વર્ણન નથી. આ ઉપરથી ડૉ. હુલ્ત્શે એવી સૂચના કરી છે કે તેણે કર્ક પાસેથી રાજ્ય પડાવી લીધું હશે અને તેથી ત્યાર પછીના રાજાનાં દાનપત્રોમાં[2] તેનું વર્ણન નથી. ડૉ. બુલરનો પણ તે જ મત હતો અને તે એમ માનતા કે તેની બીનવફાદારી માટેની શિક્ષા તરીકે ગોવિંદનું નામ મૂકી દેવામાં આવેલ હોવું જોઇએ.[3] પરંતુ આ બન્ને વિદ્વાનોનો મત ટકી શકે તેમ નથી. અમોઘવર્ષના સંજાનના લેખના શ્લોક ૨૬ મામાં લખેલ છે કે જ્યારે તેના પિતાની છાવણી દક્ષિણ ગુજરાતમાં શ્રીભવન અગર સરભોણમાં હતી ત્યારે તે ઇ. સ. ૮૦૮ માં જન્મ્યો હતો. તેથી તે ગાદીએ બેઠો ત્યારે માત્ર છ વર્ષનો હતો અને તેનો કાકો કર્ક તેની બાલ્યાવસ્થામાં તેનો વાલી હતો. પોતાના ભત્રીજાને ફરી ગાદીએ સ્થાપવા માટે ખંડિયા રાજાઓ સાથે તેને સખત લડવું પડ્યું હતું. તેથી એમ સમજાય છે કે તેણે પોતાનો ઇ. સ. ૮૨૭ કાવીના દાનપત્રના સમય સુધીનો વખત માલખેડમાં જ ગાળ્યો હશે. ગુજરાત ઉપર રાજ્ય ચલાવવા માટે કોઇને પસંદ કરવો પડયો હશે. તેને ઇ. સ. ૮૧૨ ના વડોદરાના દાનપત્રમાં દૂતક તરીકે વર્ણવેલો દન્તિવર્મન્ નામે ઉમર લાયક દીકરો હતો.[4] પરંતુ કૃષ્ણ પછી આ દન્તિવર્મન નહીં, પણ ધ્રુવ ગાદીએ આવ્યો. એ ઉપરથી એમ સ્પષ્ટ થાય છે કે દન્તિવર્મન તેની જુવાનીમાં કર્કની પહેલાં જ સ્વર્ગસ્થ થયો હશે. આ દાનપત્રના શ્લોક ૨૦ માં લખ્યા મુજબ પુત્રપ્રાપ્તિ માટે ઘણી રાત્રિઓ ચિંતામાં પસાર કર્યા બાદ તેને વૃદ્ધાવસ્થામાં ધ્રુવ પુત્ર પ્રાપ્ત થયો હતો. ઇ. સ. ૮૨૦ લગભગ ગુજરાતનું રાજ્ય સોંપવા માટે કર્કને ઉમર લાયક દીકરો હતો નહીં, એમ જણાય છે. અને તેથી તેનો નાનો ભાઈ ગોવિંદ જે ઇ. સ. ૮૧૨ માં તે કામ માટે ઉમર લાયક હતો તેને પસંદ કરવો પડયો.[5] ગોવિંદના કાવીના દાનપત્રમાં[6] તે ગાદીએ આવ્યા સબબ કાંઇ ઉલ્લેખ નથી. તેના ભાઇએ તેને માત્ર રાજવી અધિકારી નીમ્યો હતો. ત્યાર પછીનાં દાનપત્રોમાં તેનું નામ ન હોવાનું કારણ એ હતું કે તે ભાયાત હતો અને કદી ગાદી ઉપર આવ્યો ન હોતો. તે ગાદી પચાવી પાડનાર હતો, એ માન્યતા ખોટી છે. પોતાના કાવીના દાનપત્રમાં ગોવિંદ ચાર આખા શ્લોકમાં પોતાના મોટા ભાઈ કર્કનાં વખાણ કરે છે અને રાજ્યવહીવટના વખાણના તેમાંના બે શ્લોક કર્કનાં કે તેની પછીના કોઈ પણ રાજાનાં દાનપત્રોમાં જોવામાં આવતા નથી.[7] ગાદી પચાવી પાડનાર કોઈ પણ રાજા જેની પાસેથી ગાદી પડાવી લીધી હોય તેનાં આવાં વખાણ કરે, એ સંભવિત છે? અમોઘવર્ષ ૧ લા સામે ગોવિંદે હુલ્લડ કર્યું હોય, એ પણ સંભવતું નથી. એ વાત ખરી છે કે કાવીના પતરામાં ગોવિંદ ત્રીજા સુધી વંશવર્ણન કર્યા પછી અમોઘવર્ષ ૧ લાનું વર્ણન નથી, પરંતુ તે આકસ્મિક ભૂલ માનવી જોઇએ. કારણ અમોઘવર્ષ સાથે તેને વૈમનસ્ય હોય તો તેનો મોટો ભાઈ કર્ક કે જેણે અમોઘવર્ષને ગાદીએ ફરી સ્થાપ્યો હતો તેનાં આટલાં વખાણ કરે નહીં. આ બધી હકીકત ધ્યાનમાં લીધાથી એમ જ સ્પષ્ટ સમજાય છે કે કાવીના દાનપત્રવાળો ગોવિંદ પોતાનો ભાઈ કર્ક અમોઘવર્ષની બાલ્યાવસ્થા દરમીઆન માલખેડમાં હતો, ત્યારે તેની વતી ગુજરાતમાં રાજ ચલાવવા માટે નિમાએલો પ્રતિનિધિ હતો.

શ્લોક ૨૦ થી ૩૧ માં ધ્રુવ ૧ લાના, અકાલવર્ષ ૧ લાના અને તેના દીકરા આ દાનપત્રના દાતા ધ્રુવ ૨ જાના રાજ્યનું વર્ણન છે. આ બધા રાજાઓ કોઇ વલ્લભ નામના રાજા સાથે ચાલુ વિગ્રહ કરતા હતા. આ ત્રણે રાજાનો સમકાલીન રાષ્ટ્રકૂટની મૂળ શાખાનો અમોઘવર્ષ ૧ લા

---

૧ ઇ. એ. વૉ. ૫ પા. ૧૪૫. ૨ ઇ. એ. વૉ. ૧૪ પા. ૧૯૭. ૩ ઇ. એ. વૉ. ૧૨ પા. ૧૮૧. ૪ ઈ. એ. વૉ. ૧૨ પા. ૧૫૮. ૫ જુઓ તોરખેડનાં પતરાં એ. ઇ. વૉ. ૩ પા. ૫૭. ૬ તેવી જ રીતે આ દાનપત્રમાં ધ્રુવ ૧ લો ગાદીએ આવ્યા બાબતનો ઉલ્લેખ નથી, પણ તે ઉપરથી તે ગાદીએ આવ્યો નહોતો, એમ કહી શકાય નહીં (તંત્રી). ૭ જુઓ તેમાંનો એક શ્લોક सौराज्यजल्पे चलिते प्रसङ्गान्निदर्शनं विश्वजनीनसम्पत् । प्राज्यं बलेः पूर्वमहो बभूव क्षिताविदानीं तु नृपस्य तस्य ॥ ३२ ॥

આ સાલ દાતાની છેલ્લામાં છેલ્લી જાણવામાં આવેલી શ. સં. ૭૯૯[1] અને ત્યાર પછીના રાજાની ન્હેલામાં ન્હેલી સાલ ૮૧૦[2] ની વચમાં છે. શ. સં. ૮૦૬ ની ધનુઃ સંક્રાન્તિ માર્ગશીર્ષ સુદિ બીજને દિવસે હતી. અધિક માસને લીધે તે સાલમાં તે સંક્રાન્તિ પૌષ માસને બદલે માર્ગશીર્ષમાં હતી. તેને મળતી ઇ. સ. ૮૮૪ તા. ૨૩ મી નવેંબરની તિથિ છે. પરિણામે આ ધ્રુવ બીજાની નવી સાલ મળી છે.

અકાલવર્ષના દીકરા ધ્રુવ ધારાવર્ષની છાવણી શ્રી ખેટ(ટ)ક(હાલનું ખેડા)માં હતી; ત્યારે કામ્પિલ્યના બૌદ્ધવિહારને "ધણ્યાસદ્ર" નું ગામ આપેલું, તેની નોંધ આ તામ્રપત્રમાં છે. આ દાતાના નાના ભાઈ દન્તિવર્માએ આ જ વિહારને સાત વર્ષ પહેલાં દાન આપેલ હતું. યુનાઈટેડ પ્રોવીન્સીઝમાં ફરુકાબાદ પરગણામાંનું પ્રાચીન કામ્પિલ્ય આ દાનનું કામ્પિલ્ય હશે, એવી જે કલ્પના ડૉ. ડી. આર. ભાંડારકરે કરી છે તે કરવાનું મન થઇ જાય એમ છે, પણ તેમાં સત્ય નથી. યુ. પી. માંનું કામ્પિલ્ય અતિ પ્રાચીન છે, જ્યારે આ કામ્પિલ્ય તે નામના કોઈ બૌદ્ધ સાધુએ સ્થાપ્યું છે અને તે સુરતની પાસે કાન્તારગ્રામ હાલના કતારગામના પરગણામાં આવેલું છે. આ કામ્પિલ્યતીર્થ મહાપી નદીને કાંઠે હતું અને મહાપી તે સુરતથી દશ માઇલ દક્ષિણમાં વહેતી મિન્ધોલા (મીંઢોળા) નદી સંભવે છે. કામ્પિલ્યતીર્થ તે મિન્ધોલાના દક્ષિણકિનારે કતારગામની પૂર્વે ૨૫ માઇલ ઉપરનું કામ્લિઆ હોય, એમ સૂચવું છું. તે કામ્પિલ્યનું અપભ્રંશ હોય અગર તે પ્રાકૃત નામ હોય અને તેનું સંસ્કૃત રૂપાન્તર કામ્પિલ્ય થયું હોય.

યુઅન સ્વાંગની મુસાફરી વખતે પશ્ચિમ હિન્દમાં બૌદ્ધ ધર્મ આખર દશામાં હતો અને તેને લીધે તેની મુસાફરી પછી બૌદ્ધ ધર્મ માટેનાં દાનપત્રો બહુ થોડાં મળવામાં આવે છે. કામ્પિલ્ય તેનું છેલ્લું મથક હોય અને તેમાં ૫૦૦ સાધુ રહેતા હતા, એમ લખેલ છે, પણ તેમાં કદાચ અતિશયોક્તિ હોય.

આ વિહારના સ્થાપક સાધુ કામ્પિલ્ય સંબંધી કાંઈ હકીકત મળી નથી. ઇ. સ. ૮૮૪ માં વિહારના મુખ્ય સાધુ સ્થિરમતિ[3]ની માગણીથી દાન આપવામાં આવેલ છે.

દાનપત્રના પહેલા શ્લોકમાં બુદ્ધના આદેશને નમસ્કાર છે. પછીના ૩૧ શ્લોકમાં રાષ્ટ્રકૂટનું વંશવૃક્ષ આપેલ છે. શ્લો. ૨ થી ૧૬ સુધીમાં મૂળ વંશનું વર્ણન છે, અને બાકીનામાં ગુજરાત શાખાનું વર્ણન છે. ગોવિંદ ૧લાથી વર્ણન શરૂ થાય છે અને તેના પિતા ઇન્દ્ર અને પિતામહ દન્તિવર્મનને છોડી દીધા છે. આમાં કોઈ પણ શ્લોક નવો નથી અને દન્તિદુર્ગ સિવાય કોઇ પણ રાજાના પરાક્રમનું વર્ણન નથી. આ વર્ણન અમોઘવર્ષ ૧ લા સુધી આવે છે. આ દાનપત્રના સમયથી થોડા વખત પહેલાં ગાદીએ આવેલ કૃષ્ણ બીજાનું વર્ણન નથી, કારણ તે તરત જ ગાદીએ આવેલો હોવાથી તેની સ્તુતિના શ્લોક રચાયા હશે નહીં. બન્ને શાખા વચ્ચેનું વૈમનસ્ય તે વખતે નાશ પામ્યું હતું અને તેટલા માટે કૃષ્ણનું વર્ણન નથી, એમ સંભવતું નથી, કારણ તેનો પિતા જે વૈમનસ્યના કારણરૂપ હતો તેનું વર્ણન છે. શ્લોક ૧૭ થી વર્ણન વધારે વિસ્તારવાળું છે, કારણ ત્યાંથી ગુજરાત શાખા શરૂ થાય છે. તેમાં પણ કોઈ પણ શ્લોક નવો નથી. તે બધા તેના પિતામહના વડોદરાના દાનપત્રમાં[4] અગર તેના પિતાના બગુમરાના દાનપત્રમાં[5] મળી આવે છે. ગુજરાત શાખા સંબંધી કેટલીક ગેરસમજણ દૂર કરવા થોડી ચર્ચા જરૂરની છે. બીજાં કેટલાંક

---

૧ એ. ઇ. વૉ. ૬ પા. ૨૮૭ ૨ ઇ. એ. વૉ. ૧૩ પા. ૬૫ બગુમરાનું દાનપત્ર. ૩ આંટી વાક્યરચના વિચિત્ર છે. પતરામાં [illegible] પાઠ છે. આગળ પાછળના સંબંધ પ્રમાણે આંટી વાળી વિભક્તિમાં શબ્દ હોવા જોઈએ અને બધાની [illegible] માટે એમ અર્થ સંભવે. તેને બદલે સ્થિરમતિથી ઉત્તેજિત થઈને બધા [illegible] એમ અર્થ થાય છે. "આ રૂપ [illegible] અગર રચનારના મનમાં હોઈ શકે અને તેનો અર્થ [illegible], એમ સંભવે છે" (તંત્રી). ૪ ઇ. એ. વૉ. ૧૨ પા. ૧૫૮. ૫ ઇ. એ. વૉ. ૧૨ પા. ૧૮૧.

એવા ધ્રુવ ૧ લા, કૃષ્ણ ૧ લા અને ધ્રુવ બીજાનું તેમાં વર્ણન નથી. એમ લાગે છે કે મૂળ દાનપત્રની નકલ કોતરનારને મોકલવામાં આવી ત્યારે એકાદ તાડપત્ર કે જેમાં આ ત્રણ રાજાઓનું વર્ણન હશે તે ગુમ થયું હોય, અને ત્યારપછી કોઈએ તે ભૂલ સુધારવાની તસ્દી લીધી નહીં. શ્લો. ૧૯ માં બીજા દાનપત્રમાં बभूव सूनुर्युवराजनामा હોય છે તેને બદલે बभूव सूनुः श्रीदन्तिवर्मणः प्रबलप्रतापः લખેલ છે. આ પતરાં ઉપરથી એમ સાબીત થતું નથી કે ધ્રુવ પછી ગાદીએ આવનાર કૃષ્ણ અકાલવર્ષ દન્તિવર્મનનો દીકરો હતો.

આ દાનપત્ર બતાવે છે કે ધ્રુવ ૨ જો ઇ. સ. ૮૦૬ સુધી રાજ્ય કરતો હતો, જેથી તેની અને ત્યારપછી શ. સ. ૮૧૦ માં ગાદીએ આવનાર કૃષ્ણ બીજા વચ્ચે ચાર વર્ષનો જ સમય રહે છે અને તેટલા સમયમાં દન્તિવર્મને વચમાં રાજ્ય કર્યું હોય એ સંભવતું નથી. કૃષ્ણ અકાલવર્ષના બગુમરાના દાનપત્રમાં દન્તિવર્મનનું નામ આપેલું છે, પણ તેણે રાજ્ય કર્યું એમ લખ્યું નથી.

શ્લો. ૧૯ પછી એક ત્રૂટક અને બે પૂરા શ્લોક કૃષ્ણ અકાલવર્ષ સંબંધીન છે. દન્તિવર્મનનું નામ અસંબદ્ધ રહે છે. આ દાનપત્રમાં હજુ સુધી ન જણાએલા ધ્રુવ બીજાના પુત્ર, કર્કરાજનું નામ છે અને તે દૂતક તરીકે છે. શ. સં. ૮૦૬ માં તે ઉમર લાયક હોવો જોઈએ અને તેને યુવરાજ તરીકે વર્ણવેલ નથી, તેથી એમ માની શકાય કે તેનો બીજો મ્હોટો ભાઈ હોવો જોઈએ. [૧] ધ્રુવ ૧ લાનો પુત્ર કૃષ્ણ અકાલવર્ષ અને પૌત્ર ધ્રુવ બીજો હતો. ધ્રુવ ૨ જાના મ્હોટા પુત્રને તેના પિતામહનું નામ કૃષ્ણ અકાલવર્ષ આપવામાં આવ્યું હોય, એ અસંભવિત નથી. પણ આ કૃષ્ણ અકાલવર્ષનું સુરક્ષિત દાનપત્ર મળે નહીં ત્યાં સુધી આ પ્રશ્નનો નીવેડો આવી શકે નહીં.

આ દાનપત્રમાં સ્થળનાં નામ આપેલ છે, તે પૈકી કામ્પિલ્ય, કાન્તારગ્રામ અને મહાપી નદી સંબંધી ચર્ચા થઇ ગઈ છે. મહુવા અને બારડોલી તાલુકાના નકશામાંથી જાણી શકાય છે કે દાનમાં અપાએલું ગામ ધહ્યાસદ તે વડોદરા રાજ્યના નવસારી પ્રાંતમાં મહુવા તાલુકામાંનું ધુડ્ડેસા ગામ હોવું જોઈએ. તેની દક્ષિણ, પશ્ચિમ, ઉત્તર અને પૂર્વે અનુક્રમે પુરાવી નદી, લિક્કતડાગિકા, પઢમ શૃણ અને વડવલ્લી હતાં. અને તેને હાલનાં પૂર્ણા નદી, શંકરતલૌરી, પથરોણ, અને વલોડ માની શકાય. શ્રી ખેલુક શ્રીએટકને બદલે ભૂલથી લખાયું લાગે છે. સોમેશ્વરતીર્થ શોધવું મુશ્કેલ છે. પ્રભાસ સિવાય બે સોમેશ્વર તીર્થો છે, એક પાટણ પાસેના સિદ્ધપુરમાં છે, જ્યાં ગંગા જમના અને સરસ્વતીનો સંગમ મનાય છે, બીજું ચાંદોદ પાસે કરનાલિમાં છે જ્યાં નર્મદા અને ઓરસંગ મળે છે. પ્રભાસ અને પહેલું સંભવિત નથી, પણ આ બીજું કરનાલી પાસેનું હોય, એવો સંભવ છે. કવરિકા અને સુહિલા હજુ ઓળખાયાં નથી.

[ છંદ— શ્લો. ૧, ૧૩, ૧૫, ૩૨, ૩૫ અને ૩૬ અનુષ્ટુભ્; શ્લો. ૨–૫,૭, ૯, ૧૪, ૧૮, ૧૯ અને ૨૧ વસન્તતિલકા; શ્લો. ૬ ગીતિ; શ્લો. ૮, ૧૬, ૨૩–૨૭ ૨૯–૩૧ અને ૩૯ આર્યા; શ્લો. ૧૦ અને ૧૩ સ્રગ્ધરા; શ્લો. ૧૧ અને ૨૦, ઉપજાતિ; શ્લો. ૧૨, શાર્દૂલવિક્રીડિત; શ્લો. ૨૨, ઇંદ્રવંશ, શ્લો. ૨૮ પૃથ્વી; શ્લો. ૩૩–૩૪ ઇન્દ્રવજ્રા; શ્લો. ૩૭ શાલિની અને શ્લો. ૩૮ પુષ્પિતાગ્રા. ]

---

૧ શ. સં. ૮૦૬ ધ્રુવના રાજ્યના અન્તનો વખત હતો અને ત્યારપછીનો રાજા શ. સં. ૮૧૦ માં ગાદી ઉપર આવેલ તેથી કર્કનો યુવરાજાભિષેક ન થયો હોય માટે તેને યુવરાજપદ ન લખ્યું હોય, એ સંભવતું નથી.

સિવાય બીજો કોઇ આ વલ્લભ હોવો જોઇએ નહીં.[૧] સંજાનના પતરામાં તેમજ નીલ્ગુન્ડના લેખમાં[૨] પૃથિવીવલ્લભ અને લક્ષ્મીવલ્લભ એવાં બે વલ્લભાંત બિરૂદ તેને લગાડેલાં છે. ઇ. ૮૩૫ પછી વરવમાં મૂળ શાખા અને ગુજરાત શાખા વચ્ચેનો સ્નેહસંબંધ નાશ પામ્યો હતો.[૩] કાં તો અમોઘવર્ષ કૃતઘ્ની નીવડયો અને કાં તો અમોઘવર્ષને ગાદી ઉપર પુનઃ સ્થાપનાર પોતાનો પિતા હતો, એ ખ્યાલથી ધ્રુવ ૧ વધારે ઉદ્ધત થયો હોવો જોઈએ. બન્ને વચ્ચે યુદ્ધ થયું અને ધ્રુવ મરાયો. શ્લો. ૨૩ માં લખેલ છે કે વલ્લભના લશ્કરને હરાવ્યું, જો કે તેમ કરતાં ધ્રુવને પોતાની જીંદગી ખોવી પડી. પણ આ હકીકત વદન સત્ય સંભવતી નથી. કારણ શ્લો. ૨૫ માં કહે છે કે ધ્રુવના પુત્ર અકાલવર્ષને પિતાના રાજ્યનો ફરી કબજો લેવો પડયો. અકાલવર્ષનું તે કામ સરળ ન હોતું, કારણ પિતાના મૃત્યુ પછી તેના કેટલાક અનુયાયીઓએ તેને તજી દીધો હતો. તેની જિત ખરેખર થઇ હોય એમ માનીએ, તોપણ તેથી તેના પુત્ર અને વારસ ધ્રુવનો માર્ગ સરલ થયો ન હોતો. શ્લો. ૨૮ માં કહે છે કે જોરદાર ગુર્જરનું લશ્કર તેના ઉપર ચઢી આવ્યું હતું, તેના બાંધવમાંનો એક દુશ્મનોને મળી ગયો અને વલ્લભ અર્થાત્ અમોઘવર્ષે તેને મદદ કરવા ના પાડી. જે ગુર્જરોએ ધ્રુવ ૨ જા ઉપર ચઢાઇ કરી હતી તે ચાપોત્કટો હતા, એમ બુહલરે સૂચવ્યું છે.[૪] પણ આ મત રદ કરવો જોઇએ, કારણ ઇ. સ. ૮૬૭ ના ધ્રુવ ૨ જાના તામ્રપત્રમાં શ્લો. ૪૧ માં, ઘોડેસ્વાર માટે પ્રસિદ્ધ અને રાષ્ટ્રકૂટના પ્રતિસ્પર્ધી તરીકે બળવાન મિહિરનો ઉલ્લેખ છે.[૫] આ મિહિર પ્રતીહાર રાજા ભોજ ૧ લા સિવાય બીજો કોઇ હોઈ શકે નહીં. આ ઉપરથી સમજાય છે કે પ્રતીહાર અને રાષ્ટ્રકૂટ વચ્ચેની જૂની અને ઇતિહાસપ્રસિદ્ધ દુશ્મનાવટ અમોઘવર્ષના રાજ્યપર્યંત ચાલુ હતી. મૂળ શાખા અને ગુજરાત શાખા વચ્ચેના વૈમનસ્યનો લાભ લઈને ભોજે ગુજરાત ઉપર ચઢાઈ કરી હતી. આ દાનપત્રમાં લખેલ છે કે ગુર્જરોનો હુમલો ધ્રુવે એકલે હાથે હઠાવ્યો હતો; પણ તે નાનો રાજા હતો અને ગુજરાતનું રાજ્ય ગુર્જર પ્રતીહારના હાથમાં જશે, એવી શંકાથી અમોઘવર્ષ આખરે તેની મદદમાં ધાયો હોય. બગુમરાના[૬] દાનપત્રમાંથી આપણે જાણી શકીએ છીએ કે તેના પછીના કૃષ્ણને ગુર્જર–પ્રતીહાર સામે અમોઘવર્ષ પછીનાં કૃષ્ણ બીજાએ મદદ કરી હતી. ધ્રુવ અને અમોઘવર્ષના સંબંધમાં પણ તેમ બન્યું હોય એ સંભવિત છે.

ધ્રુવ ૨ જો અને ત્યારપછીના કૃષ્ણ ૨ જા વચ્ચેનો સંબંધ અજ્ઞાત છે, અને આ દાનપત્રથી તેના ઉપર નવું અજવાળું પડે છે. કર્કનો એ દીકરો દન્તિવર્મન જેને ઇ. સ. ૮૧૨ ના વડોદરાના દાનપત્રમાં[૭] દૂતક તરીકે વર્ણવ્યો છે તેનો દીકરો આ કૃષ્ણ હોય, એ અસંભવિત નથી, એમ ડૉ. ભગવાનલાલ માનતા હતા.[૮] પરંતુ દન્તિવર્મનનો દીકરો જે ઇ. સ. ૮૧૨ માં ઉમરલાયક યુવરાજ હતો તે, આ દાનપત્રમાં બતાવ્યા પ્રમાણે, અને તેના ભાઇના વંશમાં ત્રણ પેઢી સુધી ગાદી ગયા બાદ, ૭૨ વર્ષ પછી ગાદીએ આવે તે બહુ અસંભવિત છે. બગુમરાના દાનપત્રમાં વર્ણવેલ દન્તિવર્મન ધ્રુવ બીજાનો નાનો ભાઈ હતો, એ ચોક્કસ છે. બગુમરા દાનપત્રમાં એમ પણ લખેલ છે કે ધ્રુવ બીજા પછી ગાદીએ આવનાર કૃષ્ણ અકાલવર્ષ, કર્કના દીકરા દન્તિવર્મનનો દીકરો હતો. પણ આ દાનપત્ર બહુ અપૂર્ણ છે અને કર્ક પછી ગુજરાત ઉપર ચોક્કસ રાજ્યકરેલ

---

૧ એ. ઇ. વો. ૯ પા. ૨૪૮ મે આપેલ ઇ. સ. ૮૬૧ ના પથારીના સ્તંભ ઉપરના લેખમાં વર્ણવેલ રાષ્ટ્રકૂટ રાજા પરબલ આ વલ્લભ હોઈ શકે નહીં. તેમાં લખેલ છે કે પરબલના પિતામહના મ્હોટા ભાઇએ કર્ણાટકના લશ્કરને હરાવી લક્ષ્મી લીધી હતી અને પરબલે નાગાવલોક નામના રાજાનો સખત પરાજય કર્યો હતો. પણ તેમાં પરબલ અગર તેના કોઈ પણ પૂર્વજને વલ્લભનું બિરૂદ ન હોતું. ઉપર કહેલી લક્ષ્મીની જિત ઇ. સ. ૮૩૫ પહેલાં પણ વખતે થઈ હોવી જોઇએ. પરબલ પોતે ઇ. સ. ૮૬૧ માં રાજ્ય કરતો હતો. પરબલના દુશ્મનનું નામ નાગાવલોક હતું અને ગુર્જર શાખાના કોઇ પણ રાજાનું તે બિરૂદ નહોતું. ૨ એ. ઈ. વો. ૧ પા. ૬૬. ૩ ઇ. સ. ૮૩૫ ના વડોદરાના ધ્રુવના દાનપત્રમાં બીજા સાથેના યુદ્ધનો ઉલ્લેખ નથી. ૪ ઇ. એ. વો. ૧૨ પા. ૧૮૧. ૫ ઇ. એ. વો. ૧૨ પા. ૧૬૯. ૬ ઈ. એ. વો. ૧૩ પા. ૧૭. ૭ ઈ. એ. વો. ૧૨ પા ૧૫૮. ૮ બો. ગે. વો. ૧ ભાગ ૧ લો પા. ૧૨૭–૨૮

१५ जः श्रीध्रुवराजनामा महानुभावोप्रहतप्रत्य( ता )पः [ । ] प्रसाधिताशेष-
नरेन्द्रचक्रः क( क्र )मेण वा( बा )लार्कप( व )-

१६ पुर्व्व(र्व्व) भूव ॥ [ ११ ] जाते यत्र च राष्ट्रकूटतिलके मद्भू( सद्भू )पँचूडामणौ
गुर्वी( र्व्वी ) तुष्टिरथाखिलस्य जगतः सु-

१७ स्वामिनि प्रत्यहं ( हम् ) ( । ) सत्यं सत्यमिति प्रशासति सति क्ष्मामा-
समुप्रा( द्रा )चि( न्ति )क्रामासीद्धर्म्मपरेगु-

१८ णामृत निचौ( धौ )सत्यव्रताधिष्कि( ष्ठि )ते ॥ [ १२ ] रक्षता येन निःशेष-
( षं )चतुरम्भोधिसंयुतं( तम् ) । राज्यं

पतरुं बीजुं पहेली बाजु

१९ धर्म्मेण लोकाना( नां ) कृता हृष्टि[ : ] पराहृदि ॥ [ १३ ]तस्यात्मजो जगति
सत्प्रथितोरुकीर्त्तिर्गोविन्दर( रा )ज इति गोत्रललाम-

२० भूतः । त्यागी पराक्रमधनः प्रकटप्रताप[ : ]सन्तापिताहितजनो जनवल्लभोभूत् ॥
[ १४ ] तत्पुत्रोत्र गते नाक-

२१ मार्कपितरिपुत्रजे । श्रीमहाराजशर्व्वाख्यः ख्यातो राजाभवद्गुणै [ : ॥ १५ ]र
( अ )र्थिषु यथार्थतां य सममीष्ट-

२२ फलावाप्तिलब्व( ब्ध )तोषेषु । वृद्धिं निनाय परमाममोघवर्षाभिधानस्य । [ । १६ ]
राजाभूत्तपितृव्यो रिपुभयविभवोद्भूत्यम( द्भूत्यमा )-

२३ वैकहेतुर्लक्ष्मीमानिन्द्रराजो गुणनृपतिकरांतश्चमत्कारकारी । रागादन्यान्त्यु(न्व्यु)-
दस्य प्रकटितविनया यं नृपा[ : ] सेव-

२४ माना राजश्रीरेव चक्रे सकलकविजनोद्गीततथ्यस्वभावं( वम् ) ॥ [ १७ ]
श्रीकर्क्कराज इति रक्षितराज्यभारः सारः कुलस्यतनयो

२५ नयशालिशौर्यस्त( र्यः । तं )स्या भवद्विभ''( भ )व वंदितवं( वं )धुसार्थः
पार्थः सदैव धनुषि प्रथमः शुचीनां( नाम् ) ॥ [ १८ ] स्वेच्छागृहीत-
विषयान्द्र( न्दृ )-

२६ ढसंह( घ )भाजः प्रोद्वृत्तदृप्ततरशुक्लिकराष्ट( ष्ट्र )कूटाँनुँ( न् । उ )त्खातखड्ग-
निजवा( बा )हु व( ब )लेन जित्वा योमोघवर्षमचिरा[ त् ]स्वैंपदे

२७ व्यधत्त ॥ [ १९ ]पुत्रीयतस्तस्य महानुभावः कृती कृतज्ञः कृतवीर्यवीर्यो
( र्यः । [15] )वेंशीकृताशेषनरेन्द्रवृन्दो व(ब)भूव सूनुघ्रु( र्ध्रु )वराजनामा ॥ [ २० ]

---

७ ञ ना जेवो छे. ८ साधारण दंड छोडी दीधा छे, एटलुं ज नहीं पण १५ मा श्लोकना छेल्ला अक्षरनी १६ मा श्लोकना पहेला अक्षर साथे संधि करेल छे. ९ पतरामां खाडाने लीधे ध्नने बदले त्रण उभा लीटा देखाय छे, पण मूळमां बे ज छे. १० नोट ८ मुजब. ११ एनी मात्रा छापमां देखाती नथी, पण मूळमां स्पष्ट छे. १२ नोट ८ मुजब. १३ पतरामांना खाडाने लीधे छापमां झांखा तू जेवुं लागे छे, पण मूळमां तू कोतर्यो नथी. १४ नोट ८ मुजब. १५ र्योव अक्षरो खंडित छे, पण मूळमां स्पष्ट छे.

अक्षरान्तर

पतरुं पहेलुं

१ ओं[1] स्वस्त्यस्तु भगवतो (ते) सुगतशासनाय ॥ स: वोव्याद्वेघसा धाम यं (यन्) नाभिकमलं कृतं (तम्)। हरश्च यस्य कान्तेन्दुक-

२ लया कमलंकृतं(तम्) । [१] आसीद्वि(द्वि)षंतिमिरमुद्यतमण्डला- श्री ध्वस्तिन्नयन्नभिमुखी रणशर्व्वरीपु। भूपः शुचि व्वि(र्व्वि)-

३ धुरिवास्तदिम(ग)न्तकीर्तिर्गोविन्दराज इति राजसु राजसि(सिं)हः ॥ [२] दृष्ट्वा चमूमभिमुखी(खीं)सुभटाट्टहासामुन्ना-

४ मितं सपदि येन रणेषु नित्य(त्यम्)। दष्टाधरेण दधता भ्रुकुटि(टिं) ललाटे सङ्गं कुल(लं) च हृदयं च निजं च सत्वं (त्वम्) ॥ [३]त-

५ स्यात्मजो जगति विश्रुतशुभ्रकीर्त्तिरार्त्तार्त्तिहारिहरिविक्रमधामधारी भूपस्त्रिविष्ट— (ष्ट)प नृपानुकृतिः कृतज्ञी:(ज्ञः)

६ श्रीकक्क(र्क)राज इति गोत्रमणिर्व्व(र्ब्ब)भूव ॥ [४×] तस्य प्रभिन्न(न्न) ताट(करट)च्युतदानदन्ति(न्ति)दन्त(न्त)प्रहारक(रु)चिरोल्लशितांस(न्स)-

७ पीठः। स्मा(क्ष्मा)पः लि(क्षि)तौ प(क्ष)पित शत्रुरभूत्तनुजः सद्र(द्रा) ष्ट्रकूटकनकाद्रिरिवेन्द्रराजः ॥ [५] तस्योपार्जितम-

८ हसस्तनयस्य(श्च)तुरुदधिवलस(य)माले(लि) न्याः [।] भोक्ता भुवः शतक(क्र)तु सदृशः श्रीदन्ति(न्ति)दुर्गराजोभूत् ॥ [६] कांची-

९ स(श) ह(के)रलनराधिपचोलपा(पां)ड्य श्रीहर्षवज्रट विभेद विधान दक्षं(क्षम्)। न(क)र्ण्णाटक(कं)क(ब)लमचिन्त्या(न्त्य)मजेयमत्यै(त्यै)र्भृ-

१० त्यैः(त्यैः) कियद्भिरपि यः सहसा जिमा(गा)य ॥ [७] तस्मिन्दिवं प्रयाते वल्लभराजे क्षतप्रजावा(बा)धः [श्री]कर्क्कराजसूनुर्म्म-

११ हीपतिः श्रीकृष्णराजोभूत् ॥ [८] राहप्पमात्मभुजजातव(ब)लावलेपमाजै- (जौ)विजिल(त्य) निशितासिलताप्रहारैः।

१२ पाले(लि)ध्वजावले(लि)शुभामचिरेण यो हि राजाधिराजपरमेशा(श्व)रतां ततान ॥ [९] येन श्वेतातपत्रप्रहतरविक-

१३ रमा(त्रा)तम(ता)पात्सलीलं जग्मे नासीरधूलीधवले(लि)तशिरसा वल्ल- भाख्यः सदा जौ। श्रीमद्गोविन्दराजो जि-

१४ न(त)जगदहितस्त्रैण वैधव्यदक्षैः स(क्षस्त)स्यासीन्(सू)नुरेकः क्षणरणदले- (लि)तारातिमत्तेभकुम्भः ॥ [१०×] तस्यानु-

---

१ चिह्न रूपे छे. २ ना का ना जेवो लागे छे. ३ आंही द्य नुं बीजुं रूप छे. ४ क्षमांना प नो आडो लीटो लुप्त थयो छे. ५ छंद प्रमाणे अहीं श्री न होवो जोइए. उपरना कर्कराजनो श्री भूलथी अहीं लखायो छे. ६ क्षनुं आ रूप आमां घणे ठेकाणे होय छे.

बीजुं पतरुं बीजी बाजु

४१ वैश्चुद्धा[1]धिष्ठाने पंचशतानि तीर्थ्यानां विनयित्वा[2] कांपिल्यमुनिना कारितमहाविहा-

४२ [3]रायतनाय कांपिल्यतीर्थकसंज्ञकाय स्थिरमतिनाम्ना भिक्षुणावर्ज्यं च श्रीमते

४३ बु( बु )द्धभट्टारकाय सुहिलाविषयान्तर्व्वर्ती वडयासहाभिधात( न )ग्रामो यस्याघा-

४४ टनानि पूर्व्वतो वडवल्ली ग्रामसीमा ॥ दक्षिणतः पूरावी सरित् । [ । ]पश्चिमतो लिम्ब[4]( म्ब )-

४५ तडागिकाग्रामसीमा ॥ उत्तरतः पढमशृण ग्रामसीमा ॥ एवमयं चतुराघाट-

४६ नोपलक्षितः सोद्र्( द्र )ङ्गः स( सो )परिकरः स( स्व )सीमापर्य्य( र्य्य )न्तः कल( र )सहितः सवृक्षमा-

४७ लाकुलः सज( द )ण्डदशाव( प )राधः साहिरण्यादेयोऽ[5]चाटभट प्रपशों[6] वातोडरी

४८ यः सर्वराजकीयानामहस्तप्रक्षेपणीयो ॥[7] आचन्द्रार्क्कार्णव क्षितिपर्व्वतसमका-

४९ लीनः पूर्व्वदत्तदेवदायव्र( ब्र )ह्मदायरवि( हि ) तोभ्यन्तरसिद्ध्या शकनृप-कालातीर( त )स्वं( सं )-

५० वत्सरशतेषु [ अष्टसु ]षट्( ड )त्तरेषु मार्ग्गशिरसु( शु )द्धद्वितीया( यां ) भगवति सवितरि धनुषि संक्रां-

५१ न्ते महापर्व्वणि सोमेश्वरसंगमतीर्थे स्नात्वोघोर्दकाति सर्गेण गन्धपुष्पधू-

५२ पाने(नै)वेद्यादिक्रियोपवर्त्तनार्थं तथा कालात्ययात्स्ख(त्ख)ण्डस्फुटित संस्कारार्थं च वि-

५३ हारस्य प्रतिपादितस्त( स्य )सतमुचितयां देवदायस्थित्या सिन्धुविषय श्रीभिक्षु-

५४ स्तं( सं )घस्य प्रतिजाग्रतो भुंजतो भोजयतः कृषतः कर्षयतो न परिपन्थना

५५ कार्य्या [ ॥ ] तथागामिनृपतिभिरस्मद्वंशजैरन्यैर्व्वा सामान्यं भूमिदार(न)फर(ल)-

पतरुं त्रीजुं

५६ मित्यवधार्य्य[10] विद्युल्लोलान्यनित्यान्यैस्व( श्व )र्य्याणि तृणाग्रलग्नजलवि-(वि)न्दुचंच-

५७ लं जीवितमाकल्य्य स्वदायनिर्व्विशेषोयमस्मद्दायोनुमन्तव्यः पालयितंव्यः[11] ॥

---

१ वांचो भगवद्बुद्धा. २ वांचो विनम्य. ३ आ पंक्तिनी शरुवातमां बे अक्षरनी जग्या मूकी दीधी छे. [ जग्या मूकी नथी. पहेला त्रण अक्षरो रीयाय वांचवा जोईए. तंत्री ]. ४ [ आ जोडाक्षर छापमां म्ब जेवो लागे छे. तंत्री ] ५ हालनो अवग्रह आ लेखमां आ जग्याए ज जोवामां आवे छे. ६ वांचो प्रवेरयो. ७ आ दण्डो नकामा छे. ८ वांचो स्नात्वोद अथवा स्नात्वाचोद. ९ वांचो समुचितया. १० कोतरकाम छीछरुं होवाथी वि अक्षर दि जेवो लागे छे. ११ वांचो पालयितव्यश्च.

२८ चन्द्रो जडो हिमगिरिस्सहिम[ : ] मक्त्या वातश्चलश्च व( त )प[ न ]स्तपन-
स्वभावः । क्षारः पयोनिधि रिति वैसममस्य नास्ति येनोपमा-

२९ निरुपमस्तत एव गीतः ॥ [ २१ ] व्र( ब्र )ह्माण्डमेतत्किमिति प्रजासंज्ञा न
मत्प्रमाणेन पुरा विनिर्म्मि( र्म्मि )तं( तम् ) । एवं विचिन्त्य ध्रुवराजकीर्त्ति-

३० स्त्रिधातुरासीत्सुतरामसूयिनी ॥ [२२] रणसि( शि )रसि खड्गघातैर्व्वल्लभवंद्रं
पराङ्मुखीकृत्य । स( श )स्त्रशतशुद्धदेहः स्वर्गमगादेक

३१ एवासौ ॥ [ २३ ] तस्याशेषनराधिपहृतयशसः स्वर्गलोकगतकीर्त्तेः । श्रीमान-
कालवर्षस्तनयः समभूत्कुलालम्ब:( म्बः ) ॥ [ २४ ] वल्लभ-

३२ दण्डाक्रान्तं विघटितदुष्टानुजोविवर्गेण । पितृपर्यागतमचिरान्मण्डलमध्यासितं
येन ॥ [ २५ ] प्रियवादी सत्यधनः श्रीमान-

३३ नुजीविवत्सलो मानी । प्रतिपक्षक्षोभकरः शुभतुङ्गः शुभकरः सुहृदाम् ॥ [२६]
तस्मिन्स्वर्गी( र्गी )भूते गुणवति गुणवान्गुणा-

३४ धिकप्रीतः [ । ] समभूद्ध्रुवराजसमो ध्रुवराजस्तुष्टिकृल्लोके ॥ [ २७ ] इतो
भिमुखमाप[ त ]त्प्रव( च )लगूर्ज्जराणां व( ब )लं । इतो विमुखवल्ल-

३५ भो विकृतिमागता वां( बां )धवाः । इतोनुजविकुर्व्वितं शममगात्समस्तं भयादहो
स्फुरणमद्भुतं निरुपमेन्द्रखड्गस्य ते ॥ [ २८ ] गुर्ज्जरव( ब )ल-

३६ मतिव( ब )लवत्समुच्चधुपतृंहितं च कुल्येन । एकाकिनैव विहितं पराङ्मुखं
लील्या येन ॥ [ २९ ]येश्चामिषिक्तमात्रः परं यश-

३७ स्त्यागशौर्य्यतोवाप । शुभतुंगजोतितुंगं पदं यदाप्नोति नो चित्रम् ॥ [ ३० ]
तेनेदमनिलविद्युच्चञ्चलमालोक्य जीवितमसारं [ । ]

३८ क्षितिदानपरमपुण्यः प्रवर्त्तितो धर्मदायो यं ( यम् ) ॥ [ ३१ ] स च समधि-
गताशेष महाशब्द( ब्द )महासामन्ताधिपतिधा( र्धा )रावर्षश्रीध्रुवरा-

३९ जदेवः सर्व्वानेव समनुवो( बो )धयंत्यस्तु वः संविदितं ( तम् ) ॥ यथा मया
श्रीखेण( ट )ककटकावस्थितेन मातापित्रोरात्मनस्चै( श्चै )हि-

४० कामुष्मिकपुण्ययशोभिवृद्धये चिरंतनकवरिकाघरविषय संज्ञा(ज्ञ )सांप्रतीयकांतार-
ग्रामप्रतिवि( ब )द्धमहापी" सारिवरि मग

૧ ર તુટક છે પણ મૂળમાં સ્પષ્ટ છે. ૨ છંદ પ્રમાણે पयोधि પાઠ હોવો જોઈએ. ૩ स्व ખંડિત છે પણ પતરામાં તદ્દન સ્પષ્ટ છે. ૪ म ખંડિત છે. ૫ આ ૬૦૧ નકામો છે. વાંચો बलमितो. ૬ सत्य એ અક્ષરો પતરામાં ચોખ્ખા છે. ૭ વાંચો समुचलं बृंहित ૮ પતરામાં ખાડાને લીધે रं અક્ષર रा જેવો લાગે છે પણ ખાતી આડી લાકડી છે જ નહીં. ૯ गतो અક્ષરો છાપમાં ઝાંખા છે, પણ મૂળમાં સ્પષ્ટ છે. ૧૦ પતરામાં ખાડો હોવાથી म અક્ષર मा જેવો લાગે છે પણ मा ની લીટી કોતરવામાં આવી જ ન હોતી. ૧૧ न અક્ષર માત્ર ભરેલો કોતરેલો છે. ૧૨ कवरिकाहार પાઠ હોવા સંભવ છે. ( તંત્રી ) ૧૩ આ નામનું વાંચન શંકાવાળું છે. ( તંત્રી )

નં૦ ૧૩૬ અ

# ચાલુકય ચામુણ્ડરાજનાં તામ્રપત્રો

વિ. સં. ૧૦૩૩ માર્ગ. વ. ૯

આ પતરાંના ફોટોગ્રાફની એક નકલ મને અમુક વર્ષો પહેલાં સ્વ. દિ. બ. કેશવલાલ હર્ષદરાય ધ્રુવે વાંચવા માટે મોકલી હતી. મારૂં કરેલું અક્ષરાન્તર તેમણે મુનિશ્રી જીનવિજયને આપ્યું હતું અને તેમણે તેમાં અમુક પાઠાંતરો સૂચવ્યાં હતાં. લાંબો સમય વીત્યા છતાં જયારે તે પ્રસિદ્ધ થયાં નહીં ત્યારે સ્વ. કેશવલાલ ભાઇને લખી તે પ્રસિદ્ધ કરવાની મેં પરવાનગી માગી, તેમ જ બને તો અસલ તામ્રપત્રો મેળવી આપવા લખ્યું હતું, કારણ કે, કેટલેક ઠેકાણે સ્પષ્ટ વાંચી શકાતું નથી તે કદાચ મૂળ પતરાંમાંથી સ્હેલાઇથી વાંચી શકાય. મૂળ પતરાં અદ્યાપિ પર્યંત મેળવી શકાયાં નહીં, તેથી હવે ફોટોગ્રાફ ઉપરથી કરેલા અક્ષરાન્તર અનુસાર પ્રસિદ્ધ કરૂં છું. માલિકની ઇચ્છા હશે તો મૂળ પતરાં પ્રિન્સ ઓફ વેલ્સ મ્યુઝિયમ ખરીદી લેવા સદા તત્પર છે અને રહેશે.

આ દાનપત્ર બે પતરાંમાં કોતરેલું છે. પતરાં ૯ ઇંચ લાંબાં અને ૨½ ઇંચ પહોળાં હોવાં જોઇએ. પહેલા પતરાની નીચેની બાજુએ અને બીજા પતરાની ઉપરની બાજુએ કડી તથા સીલ માટે બબે કાણાં છે. સીલ તથા કડી ઉપલબ્ધ છે કે નહીં તે કહી શકાતું નથી. દરેક પતરામાં દશ દશ પંક્તિ લેખની છે. પતરાં સુરક્ષિત લાગે છે. જો કે બીજા પતરાના નીચેના ભાગમાં જમણી બાજુએ સ્હેજ ઘસાઇ ગયું હોય એમ લાગે છે.

લેખની લિપિ નાગરી છે અને ભાષા સંસ્કૃત છે. દાનમાં આપેલા ક્ષેત્રની સીમાના વર્ણનની પંક્તિ ૮ થી ૧૧ સિવાય બાકી બધો ભાગ પદ્યમાં છે.

પંક્તિ પહેલીમાં મંગલાચરણ છે અને પછી પં. બીજી અને ત્રીજીમાં મૂલરાજનું વર્ણન છે. પં. ચોથી અને પાંચમીમાં તેની પત્ની માધવીથી જન્મ પામેલ ચામુણ્ડરાજ યુવરાજનું વર્ણન છે. મૂળરાજની પત્ની માધવીનું નામ આ લેખમાંથી પહેલીવાર જ મળે છે અને તે ચાહમાન વંશના ભોજની પુત્રી હતી, એમ લખેલ છે.

દાન જૈન ગૃહ(મંદિર)ને ધૂપ દીપ વિગેરે પૂજોપચાર માટે આપવામાં આવેલ છે. દાનમાં ક્ષેત્ર આપેલું છે, તથા તેની સાથે ચાર કેદાર ( ખેતર અગર નીચાણવાળી જગ્યા જેમાં પાણી ભર્યું રહે તેવી ) આપેલાં છે.

જૈન મંદિરને માટે દાન આપવાનું ફળ બતાવનારો એક શ્લોક છે અને ત્યાર બાદ ચાલુ ષષ્ટિવર્ષ વિગેરે શ્લોકો આપેલા છે.

પંકિત ૧૭ માં તિથિ વિ. સં. ૧૦૩૩ માર્ગશીર્ષ કૃષ્ણપક્ષની નવમી આપેલી છે.

લેખકનું નામ વાલાર્ક આપેલું છે. છેવટમાં ચામુણ્ડની સહી છે.

५८ यश्चाज्ञानतिमिरपटलावृतमतिराच्छि( च्छि )द्यादाच्छिद्यमान( नं ) वानुमोदेत स पंचभिर्म्महापातकै-

५९ रुपपातकैश्च संयुक्तः स्यादित्युक्तं च भगवता वेदव्यासेन व्यासेन ॥ षष्टिर्व्वर्ष-सहस्राणि स्व-

६० र्गे तिष्ठति भूमिदः । आच्छ( च्छे )त्ता चानुमन्ता च तान्येव नरके वसे[1] ॥ [ ३२ ] अग्नेरपत्य( त्यं )प्रथम( मं )सुवर्ण्ण( र्ण्णं )भूर्व्वै( र्व्वै )-

६१ ष्णवी सूर्य्य( र्य्य )सु( सु )ताश्चा( श्च )मा ( गा )वः । लोकास्त्रयस्तेन भवन्ति दत्ता यः कांचनं गां च महीं च दद्यात् ॥ [ ३३ ] यानीह

६२ दत्तानि पुरा नरेन्द्रैर्द्दानानि धर्म्मार्थयशस्कराणि निर्म्माल्यवान्तप्रतिमानि तानि को नाम साधुः

६३ पुनराददीत ॥ [ ३४ ] विन्ध्य( न्ध्या )व( ट )वीष्वतोयासु शुष्ककोटरवासिनः। कृष्णाहयो हि जायन्ते भूमिदायं ह-

६४ रन्ति ये( ये ) ॥ [ ३५ ] व( ब )हुभिर्व्वसुधा भुक्ता राजभिः सगरादिभिः । यस्य २[2] यदा तु( भू )मिस्तस्त २[3] तदा( दा )प( फ )लं( लम् ) ॥ [ ३६ ] तथा

६५ चोक्त( क्तं )रामभद्रेण ॥ सव्वा( र्व्वा )नेतान्भा( न्भा )विनः पार्थिवेन्द्रान[ न् ]-भूयो २ याचते रो[ रा ]मभद्रः सामान्योयं धर्म्म चा[ से ]-

६६ तुर्नृपाणां चा[ काले ]काले पालनीयो भवद्भिः ॥ [ ३७ ] इति कमलदलाम्बु-[ म्बु ]वि[ बि ]न्दुलोलां श्रि[ श्रि ]यमनुचिन्त्य मनु-

६७ ष्यजीवितं[च][4]॥ अतिविमलमनोभिरात्मनीनैर्न हि पुरुषैः परकीर्त्तयो विलोप्याः ॥ [ ३८ ] श्रीक-

६८ र्कराजनामा तदात्मजो[ जो ]त्रापि दापको दूतः । याचकव्रक[ कू ]विवस्वान्ता[ न्तं ]तापर्यालोरिकुमु

६९ दानाम् ॥ [ ३९ ]स्वदस्तो[ स्तो ]यं श्रीध्रुवराजदेवस्य ॥ [5]लिखितं चैत

७० न्मया[ या] वल्लभी[भि]रात्तव्यमहासन्धिविग्रहाक्षपटलाधिपतिश्रीवीन्देत[न]श्रीम-

७१ दवलोकितात्मजेनेति ॥

---

૧ પતરામાં ખાડો હોવાથી મિ અક્ષર ઉપર અનુસ્વાર દેખાય છે, જ્યારે તે ગાનપત્રમાં આવે નથી. ૨ ષ્ણ અક્ષર ખંડિત છે. ૩ વાંચો વસેં વસે. ૪ વાંચો ગાવ. ૫ શ્ર અક્ષર ખંડિત છે. ૬-૭ ૨ નો અંક સૂચવે છે કે આગળનો શબ્દ બે વાર વાંચવાનો છે. ૮ અહીં સુધીની લીટીઓને ભાગે જે ... ચૂકેલા છે. ૯ અહીંથી અક્ષરો જુદી લિપિમાં છે. ૧૦ સ્તો પછી અને લિખિતં પહેલાં સુશોભિત આકૃતિ છે.

નં૦ ૧૪૦ ગ

# ભીમદેવનાં પાલણપુરનાં તામ્રપત્રો[1]

## વિ. સં. ૧૧૨૦ પૌષ સુ. ૧૫

આ પતરાં પાલણપુરથી ૪૮ ઇંડીયન મિરર સ્ટ્રીટ કલકત્તામાં રહેતા મી. પુરનચંદ નાહર એમ. એ એલ. એલ બીને મળ્યાં હતાં. તે મારી પાસે વાંચવા તથા તેની છાપ તૈયાર કરવા લાવવામાં આવ્યાં હતાં. પતરાં અસાધારણ રીતે ($\frac{1}{8}$ ઇંચ થી $\frac{1}{4}$ ઇંચ) જાડાં છે. લાંબી બાજુની મધ્યમાં $\frac{3}{8}$ ઇંચ વ્યાસનાં કાંણાંમાંથી પસાર થતી ૧$\frac{1}{2}$ ઇંચ વ્યાસની કડીથી તે જોડાએલાં છે. પતરાંની લંબાઈ ૭$\frac{1}{2}$ ઇંચ અને પહોળાઇ ૪$\frac{3}{4}$ ઇંચ છે ફરતી $\frac{1}{8}$ ઇંચ જેટલી કોર જાડી ટીપેલી છે. પતરાં $\frac{1}{8}$ ઇંચ જાડાં છે, પણ કડીની બન્ને બાજુ જાડાઈ $\frac{3}{16}$ ઇંચ છે. પતરાંનું વજન ૧૦૬$\frac{1}{4}$ તોલા છે. બન્ને પતરાં અંદરની બાજુએ કોતરેલાં છે અને લખાણ પંદર લીંટીમાં છે.

લિપિ દેવનાગરી છે અને ભાષા સંસ્કૃત ગદ્યમય છે, જેને માટે કાંઇ ખાસ નોંધવા જેવું નથી. કોતરકામ ભૂલથી ભરેલું છે. ગુજરાતના ચાલુક્ય (સોલંકી) વંશના મહારાજાધિરાજ ભીમદેવ ૧ લાના સમયનો આ લેખ છે. તેણે ઇલા મુકામે છાવણી હતી ત્યારે જનક નામના મોઢ બ્રાહ્મણને વરણાવાડા ગામમાં ૩ હળ જમીન દાનમાં આપી હતી. તેની સીમા આ મુજબ છે : પૂર્વે વારઅસવલીનો માર્ગ, દક્ષિણે પાદરા ગામ પશ્ચિમે છિદ્રિયાલા ગામનો માર્ગ, ઉત્તરે કેશવ અને વાલણનું ખેતર.

દાનની તિથિ વિ. સં. ૧૧૨૦ ના પૌષ સુદિ ૧૫ છે. વિશેષમાં એમ પણ લખેલ છે કે ભીમદેવે ઉત્તરાયણ પર્વને પ્રસંગે દાન આપ્યું હતું. ઉત્તર અને દક્ષિણ, ચાલુ અને ગત એમાંથી કોઇ પણ ગણત્રી પ્રમાણે સં. ૧૧૨૦ અગર તેની આગળ પાછળની કોઇ પણ સાલના પૌષ માસની પૂર્ણિમા અને ઉત્તરાયન સંક્રાન્તિ સાથે આવતાં નથી. તે ઉપરથી એમ સમજવું જોઇએ કે તિથિની વિગત કાં તો ખોટી છે અગર એમ સંભવ છે કે દાનની અને તામ્રપત્ર આપ્યાની તિથિઓ આગળપાછળ હોવી જોઇએ. તેમ માનીએ તો સંભવ છે કે મકર સંક્રાન્તિ જે ૨૫ ડીસેંબર ૧૦૬૩ ઈ. સ. ને દિવસે હતી તે દિવસે દાન આપ્યું હશે અને તામ્રપત્રનો લેખ ઇ. સ. ૧૦૬૪ ના જાનેવારીની ૬ ઠ્ઠી તારીખે આપેલ હશે.

ચાલુક્ય ભીમદેવની આ લેખમાં છેલામાં છેલ્લી સાલ છે, તેથી આ લેખ ઉપયોગી છે. મેરૂતુંગની પ્રબંધચિંતામણી પ્રમાણે ભીમદેવ વિ. સં. ૧૦૭૮ (ઈ. સ. ૧૦૨૨–૨૩)માં ગાદીએ આવ્યો. આ સાલ સાચી હોવી જોઇએ, કારણ કે તેની પહેલાંના દુર્લભરાજની છેલામાં છેલી સાલ વિ. સ. ૧૦૭૬ મળેલી છે. મુસલમાની ઐતિહાસિક લેખકો અનુસાર સોમનાથ પાટણની જાણીતી લૂટ (ઇ. સ. ૧૦૨૪ આશરે ૧૦૮૦ વિ. સં. વખતે) ભીમદેવ ગુજરાત અને દક્ષિણ કાઠિયાવાડનો રાજા હતો. ભીમદેવની વ્હેલામાં વ્હેલી સાલ તેનાં રાધનપુર[2] અને મુણ્ડકના[3] દાનપત્રો ઉપરથી (વિ.સં. ૧૦૮૬ ની છે. ત્યારપછીનો ઉલ્લેખ[4] વિ. સં. ૧૦૮૮ (૧૦૩૧–૩૨ ઇ. સ.)નો આબુ પર્વત ઉપર વિમલના મંદિરમાં છે. તેમાં લખેલ છે કે ભીમદેવે દણ્ડનાયક તરીકે નીમેલ વિમલે મંદિર બંધાવ્યું. મેરૂતુંગ પ્રમાણે ભીમદેવનું રાજ્ય વિ. સં. ૧૦૭૮ થી વિ. સં. ૧૧૨૦ સુધી હતું, પણ તેના પાછળના લાંબા સમયનાં દાનપત્રો મળેલાં નથી. એક બીજું દાન વિ. સં. ૧૧૧૯ નું[5] ભીમદેવના રાજ્ય દરમીઆન અપાયું હતું, એમ વિમલશાહના દેવળના લેખમાંથી

---

૧ એ. ઈ. વો. ૨૧ પા. ૧૭૧ કે. એન. દીક્ષિત. ૨ ઇ. એ. વો. ૬ પા. ૧૯૩. ૩ જ. બૉ. બ્રે. રૉ. એ. સો. વો. ૨૦ પા. ૪૯ ૪ એ. ઈ. વો. ૯ પા. ૪૮. ૫ એ. ઈ. વો. ૧૯ ઉત્તર હિન્દના લેખો નં. ૧૩૭

## अक्षरान्तरं

### पतरुं पहेलुं

१ ९ स्वस्ति --- भवमताप --- ब्यापारय कुला यस्यारव्यातनृपोत्तमांगविमल ---

२ भ्यर्च्यमान — मः । श्रीवंशः चौल्किकराजवंशतिलकश्रीव्यालकांतिप्रभोः संताने त्रिदशेन्दुतुल्य

३ महिमाश्रीमूलराजो नृपः । श्रीमान्सुन्दरलोकनामविहितः यश्चाहमानाह्वयश्रीमद्-मोजनराधि-

४ पोत्तमसुताश्रीमाधवीकुक्षि—ः । अ-व्या-दयौवराज्यपदवीलभेप्य---कवान्त --

५ ने - गुणाकरः सममवच्चामुण्डराजः सुतः भोगत्यागसुधर्म्मसाधनपरलाने -- श्रियः

६ श्री --- स्यैवं वरुण्यदिशर्म्मकपुरे तेनात्मनः श्रेयसे । श्रीमज्जैनगृहाय वेतनकृतं

७ धूपप्रदीपस्तजां । क्षेत्रं दत्तमुदग्दिशिस्थितमदोसामान्यकेदारकं नागराजक्षेत्रं कदंब

८ वलीवेदारी चंद्रराजलोहकारक्षेत्रकेदारः शालिभद्रपद्तहलक्षेत्रे केदारः ओनल

९ ण्णग्राममार्गाद्दक्षिणतः - रहके केदार एभिश्चतुर्भिः केदारैस्सह ॥ आघाट-स्याता ( ना ) नि-

१० पूर्व्वतो — गणइज़्यग्रामगामीमार्गः । उत्तरतो दुर्गावदरीवल स्थिता —

### पतरुं वीजुं

११ लांगः । इ-- पामक्षेत्राणि । दक्षिणतोवरुणशर्म्मकीयपद्रदेवताक्षेत्रमि-

१२ ति । दानपरलं च ॥ जिनभवनं जिनबिम्बं जिनपूजां जिनमतं च यः कुर्यात् तस्य तस्य नरायर

१३ शिवसुखफलानि करपल्लवस्थानि[1] ॥ षष्ठिन्वर्ष सहस्राणि स्वर्गे तिष्ठति भूमिदः आक्षेप्ताचानुमं

१४ ता च तान्येव नरकं वसेत् ॥ स्वदत्तां परदत्तां वा यत्नाद्रक्षयुधिष्ठिर । महींमहीभृतां श्रेष्ठदानाश्रेयो—

१५ नुपालनं ॥ स्वदत्तां परदत्तां वा यो हरेत वसुंधरां । स विष्ठायां कृमिर्भूत्वा पितृभिः सह मज्जति ॥

१६ विन्ध्याटवीष्वतोयासु शुष्ककोटरवासिनः । कृष्णसर्प्पाः प्रजायन्ते भूमि-दानापहारकाः ॥

१७ पतैसु—माशतेदशगुणे साम्रे त्रयस्त्रिंशता मार्मे[3] मासि तमिस्रपक्षनवमी सूर्यात्मजे भुंज

१८ ति । वालार्काह्वयलेखको लिखदिदं स्वामि स्वहस्तोंकिते यो लोप्यत्यनुशासनं सजगतां पापं

१९ पुमान् लास्यति ॥ संवत् १०३३ स — काव्दा — — देवादो जज्जगुण न सिद्धुकान् । स्वमतं श्री च

२० पितैलान् समक्षान् पंचसाक्षिणः ॥ मंगलं ॥ श्रीचामुण्डराजस्य मम मतं ॥

---

१ फोटोग्राफ उपरथी. २ आंही पाठ शंकावाळो हतो. शास्त्री दुर्गाशंकरे गणधर सार्धशतक बृहद्वृत्ति नामना ग्रन्थमां लखेला जिनवल्लभ सूरिना चरित्रमांथी ते श्लोक आखो लखी मोकल्यो ते उपरथी शुद्ध वांची शकायो. ३ वांचो मार्गे. ४ वांचो स्वहस्तां.

## अक्षरान्तर

### पहेलुं पतरुं

१ ओं[1] विक्रम सम्वत् ११२० पौष शुदि १५ अद्येह काल दुला–
२ वासितश्रीमद्विजयिकटके समस्तराजावलीविराजि–
३ तमहाराजाधिराजश्रीभीमदेवः स्वभुज्यमानषाणदा–
४ हारपथके समस्तराजपुरपानं[2] जनपदांश्च बोधय
५ त्यस्तु वः संविदितं यथा अद्योत्वरोयणपर्वणि[3] महेश्व–
६ रमभ्यर्च्य पित्रोरात्मनश्च पुण्ययसो[4]भिवृद्धये मोढ त्रा–
७ ह्मणजानकाय वरणावाडाग्राने ( मे ) पाट्टुसत्कक्षेत्रे । नी–
८ वुकसत्कक्षेत्रे च इति हलत्रयस्य हल ३ भूमी[5]

### पतरुं बीजुं

९ शासनेनोदकपूर्वमस्माभिः प्रदत्ताऽस्यांश्च[6] पूर्व[7]–
१० सां ( स्यां ) वारअसवलिग्राममार्गः । दक्षिणस्यां ग्रामपाद्रं । प–
११ श्चिमायां छींद्रियालामार्गः । उत्तरस्यां कशवेवालणयोः[9] ।
१२ क्षेत्रमिति चतुराघाटोपलक्षितायाः भूमेरस्याः प[10]–
१३ रिपंथना केनापि न कार्या लिसि(खि)तमिदं शासनं का–
१४ यतुं वटेश्वरसुतकेककेन । दूतकोत्र महासां–
१५ धिविग्रहिकश्रीभोगादित्य इति[11] श्री भीमदेवा[12] ॥

---

१ चिह्न रूपे छे. २ वांचो पुरुषान्. ३ वांचो अद्योत्तरायण. ४ वांचो यशो. ५ वांचो भूमि ६ वांचो शासने ७ वांचो स्यश्च ८ व द जेवो देखाय छे. ९ वांचो केशव १० वांचो यस्य ११ इ पछीनुं चिह्न विरामवाचक होय अगर ति माटे होय. १२ वांचो भीमदेवः

નીકળે છે. ભીમદેવ પછીનો કર્ણદેવ મેરૂતુંગ પ્રમાણે વિ. સં. ૧૧૨૦ ચૈત્ર સુ. ૩ શનિએ ગાદીએ આવ્યો. આ દાનપત્રની તિથિ કાર્તિક મહીનાથી શરૂ થતા વિક્રમ સંવત મુજબ માનીએ તો કર્ણદેવની સાલની સાથે બંધબેસતી આવે છે. ભીમદેવ ૧૧૨૦ ના પૌષ અને ચૈત્ર માસની વચમાં ગુજરી ગયો હોવો જોઈએ. ગણત્રી મુજબ મેરૂતુંગે આપેલી કર્ણની સાલ ઇ. સ. ૧૦૬૫ ના માર્ચની ૧૨ મી તારીખ શનિવાર ( દક્ષિણના વિ. સં. ૧૧૨૧ ) સાથે મળતી આવે છે અને તે આ દાનપત્રથી ૧ વર્ષ પછી હોવી જોઈએ. કર્ણની પહેલામાં પહેલી સાલ આપણને તેના નવસારીના દાનપત્રમાંથી શક સં. ૯૯૬ અને વિ. સં. ૧૧૩૧ ( ૧૦૭૪ ઈ. સ. ) મળે છે.

ચાલુક્યના વંશપરંપરાના લેખકોના કુટુંબમાંના કાયસ્થ વટેશ્વરનો દીકરો કેક્કક આ દાનનો લેખક હતો. ભીમદેવના રાધનપુરના દાનપત્રનો લેખક વટેશ્વર હતો અને કર્ણનાં નવસારી[1] અને સૂનકનાં[2] પતરાંનો લેખક કેક્કક હતો. દૂતક સંધિ વિગ્રહનો અધિકારી ભોગાદિત્ય હતો જે નવસારીનાં તામ્રપત્રોમાં હતો.

સ્થળોનાં નામ પૈકી ઇલા કે જ્યાં રાજાની છાવણી હતી તે પાલણપુરની અગ્નિ ખૂણે મહીકાંઠા એજન્સીમાંનું હાલનું ઈડોલનું રાજ્ય હોઈ શકે, ઉત્તર ગુજરાતમાંનાં ગામોને 'છેડે ઓલ ( જેમ કે હાલોલ, કાલોલ, પાલોલ ) તે હાલના પુરનું પૂર્વ સ્વરૂપ ઉર અને ઉલ થઇને થયું હોવું જોઇએ તેથી ઈડોલનું સંસ્કૃત રૂપ ઈલાપુર થવું જોઇએ. બીજાં સ્થળો મળી શક્યાં નથી.

---

૧ જ. બાં. બ્રે. રો. એ. સો. વો. ૨૬ પા. ૨૫૨. ૨ એ. ઈ. વો. ૧ પા. ૩૧૭.

નં० ૧૪૪ બ.

# કચ્છમાં ભદ્રેશ્વર પાસે ચોખણ્ડા મહાદેવમાંના શિલાલેખ

વિ. સં. ૧૧૯૫ આષાઢ સુ. ૧૦

स्वातिविक्रमसंवत् ११९५ वर्षे आषाढ सुदि १०
रवौ अस्यां संवत्सरमासपक्षदिवसपूर्वायां तिथौऽ
घिह श्रीमदणहिलपाठकाविपित समस्तराजावली

विराजितमहाराजाधिराज परमेश्वरत्रिभुवनमंडसिद्ध-
चक्रवर्ती वर्वरक (वर्वरक) जिपुत्र वंति-
नाथधाराविडंबक त्रैलोक्यमल्ल श्रीजय
सिंघदेव अप्रतिहतदलप्रतापक

ल्याणविजयराजो (ज्ये) तत्पादपद्मो (ञो)पजीविनि महा
मात्यश्रीदारणकश्री श्रीकरणादौ अमातवि
तां कुर्व्वतीत्येतस्मिन्काले प्रवत्तमाने इहवेक
मंडले अति० मां

करप्रभृति पंचजलमपाह श्रीभद्रेश्वरवेलाकूल—लकमं
—पिकारांमातां। महं०श्रीददि । प्रतिबद्धवला
०बहुदेवादिपंचकुलप्रतिपत्रौसारानलिख्यतेपवा

हेव भद्रेश्वरमले महाराजपुत्रतोडि० तंत्र० श्रीमासप्प
लसुतश्रीकुरपालेनकारितनवतरंदेवा
पनत् श्रीऊदलेश्वर श्रीकुमरपालेश्वर
देवयोः प्रजाऽर्थे उदीवजात्यांद्रा

.... .... तवली .... .... श्रीमहाह ....
कद्रमाणांवतः शतैः, अत्येनजातविक्रीतं
नवनिधिसहितं चत्रुरापाटविश्वद्वंदेवराय
प्रत्यर्थपव

નં૦ ૧૪૪ અ

# જયસિંહનો ઉજ્જનનો શિલાલેખ[1]

## વિ. સં. ૧૧૯૫ જ્યે. વ. ૧૪

તાજેવરમાં મળેલો લેખનો ટુકડો ઉજ્જન મ્યુનીસીપાલીટીની ઓફીસમાં પડયો હતો. ચાલુક્ય અને પરમાર રાજાઓના ઈતિહાસ માટે આ ત્રુટક લેખ છે, છતાં તે બહુ ઉપયોગી છે.

તેની શરૂવાત તિથિથી થાય છે અને તે વિ. સં. ૧૧૯૫ના જ્યેષ્ઠ વદિ ૧૪ ગુરૂવાર આપેલ છે. લેખ ચાલુક્ય રાજા જયસિંહદેવ સંબંધી છે. તેનાં ચાલુ બિરૂદો નીચેનાં લેખમાં આપેલાં છે. त्रिभुवनगण्ड, सिद्धचक्रवर्ति, अवन्तिनाथ અને बर्बरकजिष्णु અને તે અણહિલવાડમાં રાજ્ય કરતો હતો, એમ વર્ણન છે. મહત્તમ દાદાક અણહિલપાટકમાં સીલ મારનાર અધિકારી હતો. પં. ૭–૮ જેમાં વ્યાકરણના ઘણા દોષ છે તેમાંથી અર્થ સ્પષ્ટ નીકળે છે કે, માળવાના રાજા યશોવર્મનને હરાવીને અવન્તિ મણ્ડળ જયસિંહે પોતાના કબજામાં રાખ્યું હતું. તે પ્રદેશ નાગર જ્ઞાતિના દંડ૦ દાદાકના પુત્ર મહાદેવના અખત્યારમાં સોંપ્યો હતો. ત્યારપછી કેટલીક વ્યકિતનાં નામ તેમ જ કીર્તિનારાયણનું નામ આવે છે, પણ તે ભાગ ખંડિત હોવાથી વાંચી શકાતો નથી.

યશોવર્મનને હરાવી અવન્તિ પોતાના કબજામાં લીધું તે હકીકત ઐતિહાસિક દૃષ્ટિએ બહુ ઉપયોગી છે. દ્વયાશ્રયમાં[2] યશોવર્મનને હરાવી કેદ કર્યાની તેમ જ અવન્તિ તથા ધાર પોતાના તાબામાં લેવાની હકીક્ત કહી છે તેને આ લેખથી ટેકો મળે છે. યશોવર્મનને કેદમાં નાંખ્યાની હકીક્તને દોહદના લેખમાંથી સમર્થન મળે છે.[3] તેમાં પરમાર રાજાને જયસિંહે હરાવી કેદ કર્યાનું લખ્યું છે તે આ યશોવર્મન જ હોવો જોઈએ. ઉજ્જનમાંથી મળેલા તામ્રપત્રમાંથી હકીકત મળે છે કે વિ. સ. ૧૧૯૧ માં યશોવર્મન રાજા હતો અને તેને " મહારાજાધિરાજ પરમેશ્વર " એમ વર્ણવ્યો છે. જયસિંહે તે ઉપરથી સમજાય છે કે વિ. સ. ૧૧૯૧ અને ૧૧૯૫ વચ્ચે યશોવર્મનને હરાવ્યો હશે.[4] અજમેરના ચૌહાણ રાજાની મદદથી યશોવર્મન કેદખાનામાંથી નાશી છૂટયો, પોતાનું રાજ્ય પાછું મેળવ્યું અને જયસિંહ સાથે સમાધાન કર્યું, એમ હકીકત મળેલી છે.

---

૧ ઈ. એ. વો. ૪૨ પા. ૨૫૮ ડી. આર. ભાંડારકર ૨ ઈ. એ. વો. ૪ પા. ૨૬૬ ૩ ઈ. એ. વો. ૧૦ પા ૧૫૯. ૪ આગળના વિ. સ. ૧૧૯૩ ના લેખમાં જયસિંહને અવન્તી નાથ લખ્યો છે, તેથી અનુમાન થાય છે કે માળવ વિ. સ. ૧૧૯૧ અને ૧૧૯૩ વચ્ચે જીતાયું હોવું જોઈએ ( આ. મિ. વ. )

### ડૉ. બ્યુલરની લેખસંબંધી નોંધ

આ દોહદનો લેખ પ્રસિદ્ધ કરીને મી. ધ્રુવે બહુ જ ઉપયોગી સેવા બજાવી છે. પંચમહાલની હદ ઉપરના ગામ સંબંધી હકીકત તેમાં મળે છે. તે વખતે પણ ગોધરા પરગણાનું મુખ્ય શેહેર હતું. ત્યાં વળી સેનાપતિ નીમવામાં આવતા હોવા જોઇએ અને તેનો અમલ દાહોદ સુધી હોવો જોઇએ. ગુજરાત–માળવા વચ્ચેનો રસ્તો ગોધરા થઈને જતો અને દોહદ માળવાની સરહદ ઉપર આવેલું છે. માળવા અને ગુજરાત વચ્ચેનો સંબંધ ચાલુકયોના સમયમાં પ્રતિસ્પર્ધીના જેવો હતો. આ બધી હકીકત ઐતિહાસિક દૃષ્ટિએ ઉપયોગી છે.

ચામુંડથી વિસલદેવ સુધીના લેખોમાં પરમારોની ગુજરાત ઉપર અને ચાલુકયોની માળવા ઉપર અનેક ચઢાઈઓનાં વર્ણન મળે છે. ભીમદેવ ૧ લો કર્ણદેવ, જયસિંહ અને કુમારપાળના સમયમાં ચાલુકયોની ચઢતી હતી. અને પરમારોને હરાવી માળવા ગુજરાત સાથે જોડી દીધું હતું. જયસિંહે ગોધરામાં નિર્મેલા સેનાપતિનું ઉપયોગીપણું ઉપરની હકીકતથી વધુ સ્પષ્ટ થાય છે.

જયસિંહદેવ ૧૨૦૨ સુધી હતો, એમ આ લેખ ઉપરથી મી. ધ્રુવ ઠરાવવા માગે છે, તેમાં હું સંમત નથી. પ્રબંધચિંતામણિમાં મેરૂતુંગે જયસિંહના અવસાનની સાલ ૧૧૯૯ આપેલ છે. વિચારશ્રેણિમાં જયસિંહના મૃત્યુની તિથિ ૧૧૯૯ ના કાર્તિક સુ. ૩ આપી છે અને તેની પછીના રાજાની રાજ્યારોહણની તિથિ ૧૧૯૯ માર્ગશીર સુ. ૪ આપેલ છે. સિદ્ધરાજ અને કુમારપાળના સમકાલીન રામચંદ્ર અને બીજા લેખકોના આધારે ઉપરની તિથિઓ આપવામાં આવી છે અને તેને આ લેખના આધારે ખોટી ઠરાવવી યોગ્ય નથી. તેનું સમાધાન નીચેના ખુલાસાથી થઇ શકે તેમ છે. મૂળ લેખ જયસિંહના રાજ્યમાં ૧૧૯૬ માં લખાયો હોવો જોઇએ, જ્યારે પાછળનો ભાગ ૧૨૦૨ માં જયસિંહદેવના મૃત્યુ બાદ ઉમેરાયો હોય, એમ સંભવે છે. આ કલ્પનાના પુરાવા માટે મૂળ લેખની લિપિ સરખાવવી જોઇએ અને જો પહેલી ૯ પંક્તિની લિપિ છેવટની ચાર પંક્તિથી સ્હેજ પણ પ્રાચીન માલુમ પડે તો મ્હારો ખુલાસો પુરવાર થઇ શકે. રબિંગ બારીકીથી તપાસતાં તેવો ખાસ તફાવત માલુમ પડતો નથી.[1]

શ્લોક પાંચમાનો મી. ધ્રુવે જે અર્થ કર્યો છે તેને હુ મળતો આવતો નથી. હુ તેનો અર્થ નીચે મુજબ કરૂં છું. “આ દધિપદ્રમાં નિમાએલા અને (જયસિંહથી) મંત્રી બનાવેલાએ પોતાની માતાના શ્રેય માટે ગોગનારાયણનું મંદિર બંધાવ્યું” મારા મત મુજબ આ દેવળ બંધાવનાર સેનાપતિ કેશવ હોવો જોઇએ. मंत्रिदीक्षितः નો અર્થ જેને મંત્રિ અને દીક્ષિત બનાવ્યો, અગર જેને મંત્રિ તરીકે સ્થાપ્યો, એમ કરવો જોઇએ.

---

૧ માત્ર ૭ વર્ષના ગાળામાં લિપિમાં ઘણો તફાવત થાય, એ બનવાજોગ નથી.

નં૦ ૧૪૪ ક

# ચાલુક્ય રાજા જયસિંહદેવનો દોહદનો શિલાલેખ[1]

## વિ. સં. ૧૧૯૬-૧૨૦૨

પંચમહાલમાં છેલ્લા દુકાળ( ઈ. સ. ૧૮૮૧ )સમયે છાણુઆ તળાવ પાસેથી અમુક મૂર્તિઓ તથા નીચેનો શિલાલેખ મળી આવ્યાં હતાં અને મામલતદારના ભાણેજ મી. ડી. પી. દેરાસરીએ તેની નકલ તૈયાર કરી હતી. પાછળથી મેં પોતે તેનાં રબિંગ તૈયાર કર્યાં હતાં.

તળાવની આવક( આવણ ? )ના ભાગ પાસે આ પત્થર પડેલો છે. તે લગભગ ૧॥ ફૂટ ઊંચો છે અને છાણુના ઢગલામાં પડેલો હતો. બધી બાજુએથી સુરક્ષિત હોવાથી પાણી વિગેરેથી બહુ ખવાઇ ગયો નથી. પંક્તિ ૩ જીના અંતમાં અને પં. ૫ અને ૬ ના મધ્ય ભાગમાં સ્હેજ ઘસાઇ ગએલ છે.

લેખ સાદી સંસ્કૃત ભાષામાં છે. અરધો ભાગ પદ્યમાં છે અને ત્રીજો શ્લોક આર્યા છે તે સિવાય બધા શ્લોકો અનુષ્ટુપ્ છે. બાકીનો ભાગ ગદ્યમાં છે. લિપિ સ્પષ્ટ કાયસ્થનાગરી છે. પં. ૩ અને ૬ માં વ્યાકરણિક-દોષો છે. शेषामिव ને બદલે शेषेव હું વાંચું છું. શેષા ( ગુજરાતી શેષ-નારી જાતિ ) તે દેવને ધરેલી ચીજમાંથી થોડી ભક્તોને આપવામાં આવે છે તે પ્રસાદી કહેવાય છે. પ્રો. કાથવટે પં. ૬ માં सेनापतित्वमप्रापि વાંચે છે પણ सेनापतिक्रमं प्रापि વધુ યોગ્ય લાગે છે. गोद्रहकेत्य અને गोद्रहकेत्र એ બે પાઠમાંથી કયો ઉત્તમ છે તે નિશ્ચય થઇ શક્યો નથી.

દધિપદ્ર( દોહદ )માં રહેતા સેનાપતિએ પોતાની માતાના શ્રેય માટે છ વર્ષ પહેલાં (૧૧૯૬ માં) બંધાવેલ ગોગ[2] નારાયણ દેવની પૂજા માટે રાણુએ ત્રણ હળ જેટલી જમીન દાનમાં આપી છે. બ્યુલરનાં દાનપત્રો પૈકી અગ્યારમામાં વિશલદેવના લેખમાં બહ્લાલ અને રૂપ-નારાયણ દેવોનાં નામ છે તેવું જ નામ આ નારાયણનું હોવું જોઇએ. છાણુઆ તળાવ પાસે ખારવો અને દેહમઇ નદી મળે છે. ત્યાં ગોવાળીયા ચોતરા ઉપર આ મંદિર હોવું જોઇએ. આવા ચોતરા ઠેકઠેકાણે હોવા જોઇએ. આ ચોતરાએ લક્ષ્મીનારાયણનું મંદિર હોવાનું ત્યાંના લોકો કહેતા હતા. ગોદ્રહક તે ગુજરાતીમાં ગોધરાને માટે લખેલ છે. વલભી દાનપત્રમાં તેમ જ કીર્તિ-કૌમુદીમાં આ ગામનું નામ આવે છે. દધિપદ્ર તે હાલનું દાહોદ છે. તેને પાછળના લેખમાં દધિપુર પણ લખેલ છે. ઊંભલોડ તે હાલનું આમલોડ જે દોહદથી ૨૦ માઈલ દૂર છે તે ઉપરથી લખાયું હશે. આમ્રિલિયા તે હાલનું નીમનાલિઆ રાબડાલ અને કોહા ગ્રામ તે હાલનું ગડોઇ હોવાં જોઈએ. ક્ષારવહ તે ખારવો અને દધિમતી તે દેહમઇ નદી હોવાં જોઇએ.

રાસમાળામાં જયસિંહદેવના મૃત્યુની સાલ ૧૧૯૯ આપેલ છે જ્યારે એનાલ્સ ઓફ રાજ-સ્થાનમાં ટૉડ લખે છે કે સિદ્ધરાજ ૧૧૫૦ થી ૧૨૦૧ સુધી રાજ્ય કરતો હતો. પરંતુ આ લેખ ઉપરથી સિદ્ધ થાય છે કે સિદ્ધરાજ જયસિંહ સં. ૧૨૦૨, એટલે ઇ. સ. ૧૧૪૫-૪૬ માં રાજ્ય કરતો હતો.

---

૧ ઈં. એ. વો. ૧૦ પા. ૧૫૮ એચ. એચ. ધ્રુવ. ૨ गोग મંત્રિના કોઇ પૂર્વજનું નામ હોય એમ સંભવ છે તેવાં નામ રજપૂતોમાં હોય છે અને તેના નામ ઉપરથી દેવનું નામ પાડયું હોય એ બનવા જોગ છે.

નં. ૧૪૪ ડ.

# કુમારપાળનો ગાળાનો શિલાલેખ[1]

## વિ. સ. ૧૨૦(૧)

કાઠિયાવાડમાં ધ્રાંગધ્રા સ્ટેટના ધ્રાંગધ્રા ગામથી પૂર્વમાં આઠ માઇલ ઉપર આવેલા ગાળા નામના ગામડાની પાસે ખંડિત મંદિરના બારશાખ ઉપર આ લેખ કોતરેલો છે. જે ભાગમાં લેખ કોતર્યો છે તે ખવાઇ ગયો છે અને તે ૩૧/૨ ફીટ લાંબો અને ૧ ફૂટ પહોળો છે. તેની ડાબી બાજુએ બીજો એક લેખ આનાથી વધુ નાના અક્ષરમાં કોતરેલ છે, પણ તે બહુ જ ખવાઇ ગયો છે, તેથી તે વાંચી શકાતો નથી, પણ તેમાં વિ. સ. ૧૨૪૫ ની સાલ દેખાય છે.

લેખની શરૂવાત સંવતથી જ થાય છે. વિ. સં. ૧૨૦(૧)ના ચૈત્ર વદિ ૬ ની તિથિ વંચાય છે. લેખ રાજા કુમારપાલના સમયનો છે અને તેમાં નીચે મુજબ બિરૂદો આપેલાં છેઃ સમસ્ત રાજાવલી-વિરાજિત, મહારાજા, ઉમાપતિવરલબ્ધ. રાજધાનીના શેહેર અણહિલપાટણમાં મુખ્ય મંત્રી મહાદેવ બધો રાજ્ય વહીવટ કરતો હતો. મુખ્ય મંત્રી અમ્બપ્રસાદ અને ચાહડ દેવે પોતપોતાના સમયમાં તે વિભાગમાં નીમેલા જૂદા જૂદા અમલદારોનાં નામ ત્યારબાદ આપેલાં છે. લેખનો છેવટનો ભાગ બહુ જ અસ્પષ્ટ છે. તેમાંથી ભાવ નીકળે છે કે માણ્ડલિના રહીશ આચાર્ય ભાસ્કરના દીકરાએ, અક્ષય તૃતીયાના માંગલિક પ્રસંગે ગાળાના મંદિરમાંની ભટ્ટારિકા દેવીની પૂજા માટે અમુક દ્રમ્મો દાનમાં આપ્યા હતા.

સિદ્ધરાજ જયસિંહના વિ. સ, ૧૧૯૫ના ઉજ્જનના લેખમાંથી જાણવામાં આવ્યા મુજબ માળવાનો પહેલો સુબો મહાદેવ હતો તે જ આ લેખમાંનો મુખ્ય મંત્રી હોવો જોઇએ. તેનો ઉલ્લેખ પાલિ, કિરાડુ[2] અને બાલિના વિ. સ. ૧૨૦૯, ૧૨૦૯ અને ૧૨૧૬ ના લેખોમાં પણ છે. ગાળાના વિ. સ. ૧૧૯૩ ના લેખમાં[3] જે મુખ્ય મંત્રી અમ્બપ્રસાદનું નામ આવે છે તે જ આ અમ્બપ્રસાદ છે. મુખ્ય મંત્રી ચાહડદેવ તે કુમારપાલના વિ. સ. ૧૨૧૩ નાં નાડોલનાં તામ્રપત્રોમાં[4] આવે છે, તે જ હોવો જોઇએ.[5]

પંક્તિ છઠ્ઠીમાં આપેલ માણ્ડલિ તે ગાળાથી ઇશાન ખૂણામાં ૨૮ માઇલ ઉપર આવેલું માણ્ડલ ગામ હોવું જોઇએ.

---

૧ પુના ઓરિએન્ટાલિસ્ટ વો.૧ નં. ૨ પા. ૪૦ જુલાઈ.૧૯૩૬ ડી.બી. દીસ્કલકર. ૨ એ. ઇ. વો.૧૧ પા.૪૩ ૩ જ. બો. બ્રે. રો. એ. સો વો. ૨૫ પા. ૩૨૨. ૪ ઈ. એ.૧૯૧૨ પા.૨૦૨. ૫ આ એમ બતાવે છે કે મહાદેવ અમુક સમય મંત્રી તરીકે કામ નહીં કરતો હોય.

## अक्षरान्तर

१ ओं नमो भगवते वासुदेवाय ॥ श्रीजयसिंहदेवोस्ति भू-
२ पो गुर्ज्जरमंडले । येन कारागृहे क्षिप्तौ सुराष्ट्रमालवेश्वरौ ॥ १ ॥
३ अन्येप्युत्सादिता येन सिंधुराजादयो नृपाः । आज्ञां शिरसि शेषेवं वा-
४ हिता उत्तरे नृपाः ॥ २ ॥ अणहिलपाटकनगरं सुरमंदिररुद्धतरणिहय-
५ मार्गं । यस्यास्ति राजधानी राज्ञोयोध्येव रामस्य ॥ ३ ॥ एतस्यां पृथिवीना-
६ थात् केशवो वाहिनीपतिः । सेनापतिक्रमं (?) प्रापि दधिपद्रादिमंडले ॥ ४ ॥
७ अनेन दधिपद्रेस्मिन्नियुक्तो मंत्रिदीक्षितः । गोगनारायणं चक्रे जन-
८ न्याः श्रेयसे कृती ॥ ५ ॥ श्री नृपविक्रमसंवत् ११९६ श्री गोगनारायण
९ देवः प्रतिष्ठितः । अस्य देवस्य पूजार्थं सं० १२०२ गोद्रहकेमहामंड-
१० लेश्वरश्रीवापनदेवप्रसादादवाप्तप्रन्वा० राण० सांकरसीहेनऊम
११ लोडपथकमध्ये आश्विलिया कोडाग्रामे हलत्रयस्य भूमिः प्र-
१२ दत्ता । अस्याघाटाः पूर्वस्यां दिशि दधिमती नाम नदी उत्तरस्यां दि-
१३ शिक्षारवहः ॥

## ભાષાન્તર

ઓં ભગવાન વાસુદેવને નમસ્કાર. શ્લો. ૧ શ્રી જયસિંહદેવ ગુર્જ્જર મંડલના રાજા હતા તેણે સુરાષ્ટ્ર અને માળવાના રાજાઓને કારાગૃહમાં નાંખ્યા. શ્લો. ૨ જેણે સિંધુરાજ વિગેરે બીજા રાજાઓનો નાશ કર્યો અને ઉત્તરના રાજાઓ તેની આજ્ઞા શેષાની માફક માથા ઉપર ચઢાવતા શ્લો. ૩ રામની રાજધાની અયોધ્યા હતી, તેમ આની રાજધાની અણહિલપાટક હતી. તેમાં દેવમંદિરે એટલાં ઉંચાં હતાં કે સૂર્યના ઘોડાના રસ્તામાં આવતાં હતાં. શ્લો. ૪ ત્યાં વાહિનીપતિ કેશવને રાજા તરફથી દધિપદ્રના સેનાપતિની જગો મળી. શ્લો. ૫ આ દધિપદ્રમાં નિમાએલા ડાહ્યા અને સારા મંત્રિએ માતાના શ્રેય માટે ગોગનારાયણનું મંદિર બંધાવ્યું.

વિ. સ. ૧૧૯૬ માં ગોગનારાયણ દેવની પ્રતિષ્ઠા કરી. વિ. સ. ૧૨૦૨( ઈ. સ. ૧૧૪૬ )માં ગોદ્રહકમાં રહેતા મહામંડલેશ્વર શ્રીવાપનદેવના પ્રસાદથી રાણ સાંકરસીહે મ્હોટાઈ મેળવી હતી. તેણે આ દેવની પૂજા માટે ઊમલોડ પથકમાં આશ્વિલિયા કોડા ગામમાં ત્રણ હળ જેટલી જમીન દાનમાં આપી. આ જમીનની પૂર્વમાં દધિમતી નદી અને ઉત્તરમાં ક્ષારવાહ આવેલાં હતાં.

૧ વાંચો શેષામિવ ૨ જુઓ કુમારપાળ ભૂપાલચરિત સર્ગ ૩ જો શ્લો. ૫૨૦

નં ૧૪૮ અ.

# કુમારપાલનો પાલીનો શિલાલેખ[1]

વિ. સ. ૧૨૦૯ જે. વ. ૪

રાજપૂતાનામાં જોધપુર સ્ટેટ તાબેના પાલી ગામમાં સોમનાથના મંદિરના સભામંડપમાં નિજમંદિર પાસેના સ્તંભ ઉપર આ લેખ છે. તેમાં ૨૦ પંક્તિ છે અને ૧ ફુટ ૫ ઇંચ લંબાઇમાં અને ૧ ફુટ ૪$\frac{3}{4}$ ઇંચ ઉંચાઇમાં લખેલ છે. લેખનો ઘણોખરો ભાગ ઘસાઇ ગયો છે, તેથી આરંભની સાત પંક્તિ વાંચી શકાય છે. બાકીના ભાગમાંના છૂટક છૂટક અક્ષરો કાંઇ ઉપયોગી હકીકત આપી શકતા નથી.

લેખની શરૂવાતમાં વિ. સ. ૧૨૦૯ ના જ્યેષ્ઠ વદિ ૪ તિથિ તરીકે આપેલ છે. ત્યાર પછી પલ્લિકા એટલે હાલના પાલી ગામનું નામ આવે છે અને ચોથી પંક્તિમાં ચાલુક્ય રાજા કુમારપાલનું નામ આપેલ છે. તેના વર્ણનાત્મક જૂદાં જૂદાં બિરૂદો પૈકી શાકંભરી ભૂપાલ એટલે કે ચાહમાન અર્ણોરાજને[2] હરાવ્યા બાબતનું ઉપયોગી છે. આ બિરૂદો બીજા લેખોમાં[3] પણ કુમારપાલને લગાડેલાં છે. તેના મુખ્ય મંત્રી મહાદેવનું નામ ત્યાર બાદ આપેલ છે. પંક્તિ છઠ્ઠીમાં પલ્લિકાવિષય કે જ્યાં ચામુંડરાજ રાજ્ય કરતો હતો તેની હકીકત છે પણ તે સંબંધી વિશેષ માહિતી આમાં કે બીજે કયાંઇથી મળી શકતી નથી. પંક્તિ ૧૮ મી માં प्रदत्ता શબ્દથી અટકળ થાય છે કે કોઇ દાન સંબંધી આ લેખ હોવો જોઇએ.

આ લેખની સાલ બરોબર બે તારીખો આવે છે, કારણ તે સાલમાં જ્યેષ્ટ બે હતા. જો અધિક જેઠ લઇએ તો ઇ. સ. ૧૧૫૩ ના મેની ૧૩ મી તારીખ અને બુધવાર આવે છે અને બીજો જેઠ લઇએ તો ૧૧૫૩ ના ૧૨ મી જુન અને શુક્રવાર આવે છે.

अक्षरान्तर[4]

१ ओं[5] सं० १२०९ ज्येष्ठ वदि ४ अद्येह श्री पल्लिकायां श्रीमदणहिल–

२ पाटकाधिष्ठितसमस्तराजावलीविराजितपरमभट्टारकमहारा–

३ जाधिराज परमेश्वर उमापतिवरलब्धं[6] प्रौढप्रतापनिजभुजविक्रमरणांग–

४ णविनिर्जितशाकंभरीभूपालश्रीमत्कुम( मा )रपालदेवकल्याणविजयरा–

५ ज्ये तत्पादपद्मोपजीविनि [ महामात्य श्रीमहादेवे ] श्री[7] श्रीकरणादि[8] । सम

६ स्ते व्यापारान् परिपंथयति [ सतीत्येवं काले प्रवर्त्तमाने ] अद्येह श्रीमत्पल्लिकावि

७ [ षये ? ] समस्त .... .... .... ... ... श्रीचामुंडदेवप्रति

८ [ पत्तौ ] .... .... .... ....

બાકીનો ઘણો ખરો ભાગ ઘસાઈ ગયો છે.

---

૧ પુના ઓરિયેન્ટાલીસ્ટ વો. ૧ નં. ૨ પા. ૪૧ જુલાઇ ૧૯૩૬ ડી. બી. દીસ્કલકર ૨ એ. ઇ. વો. ૨ પા. ૪૨૨ અને ઈ. એ. વો. ૪૩ પા. ૧૯૫. ૩ જુઓ ભીમદેવ ૨ જાનું દાનપત્ર વિ. સ. ૧૨૬૬ નું ઇ. એ. વો. ૧૮ પા. ૧૧૩ ૪ સુપરીન્ટેન્ડન્ટ આર્કિઓલોજીકલ સર્વે વેસ્ટર્ન સરકલ પુનાની ઓફિસમાંના રબિંગ ઉપરથી. ૫ ચિહ્નરૂપે છે. ૬ लब्ध પછી प्रसाद શબ્દ ઉમેરો

૭ આ નામ બહુ અસ્પષ્ટ છે, પણ તેની સાલના કેરાડુના લેખ ( એ. ઇ. વો. ૧૧ પા. ૪૩ ) માં નામ સ્પષ્ટ વંચાય છે. ૮ આ દંડ નકામો છે. ૯ व्यापारान् પછી मुद्रा ઉમેરો.

अक्षरान्तर

१ संवत् १२० [१ ?] वर्षे [चैत्र वद ६] समस्तराजावलीविराजितमहाराज ....

२ लोक........उमापतिवरलब्धश्रीकुमरपा [ ल ]........राज्ये तत्पादपद्मोपजीवि श्रीश्रीक[ रणादि ]

३ समस्तव्यापारान् परिपंथयतं( ति ) महामात्यश्रीमहादेवः ( वे ) इत्येतस्मिन्काले प्रवर्त्तमाने .... .... ....

४ कुमरपाल पर ? तडागकर्म्मस्थाने महामात्यश्रीअम्बप्रसादप्रतिबद्ध मेहं[2]० सजिगं[3] महाक्षे[4]० श्रीदेऊय प्रतिब

५ ध[द्ध] पारे[5]० धवल । महाक्ष० श्रीफल्लप्रसाद प्रतिबध (द्ध)द्वि०पारे०वाभूय । महामात्य श्रीचाहडदेवप्रतिबध ( द्ध ) त्री० (त्रि०) १ प्रता–

६ ....नां प्रतिपातौ ( पत्तौ )मांडलीवास्तव्य आचार्य भास्करसुत [जल ? ] स्थानस्य अक्षयत्रितीयापर्व्वणि समस्ता–

७ ........लोकेन ? तदेकं प्रति द्र ९ नव । प्रति द्र ४ ? प्रतिवासि ? नां सत्क मंत्रि प्रति द्र २ म द्वाव सकलवणिका....

८ प्रति रू ? र.... .... .... उदकपूर्वकं प्रदत्तं ॥.... .... ....

९ म सा (शा)सनं ग्रामसार्द्धं कोका ? उमा ... ...

१० .... .... .... सा उमावदा ... ... काया .... ....

११ प्रति रू० .... .... प्रदत्ता जस्य जस्य यदा भूमी तस्य तस्य तदा फलं

---

१ वांचो कुमारपाल  २ એટલે કે મેહેતા  ३ सदजिग  ४ આનો અર્થ મહાક્ષત્રિય સંભવે ?
५ એટલે કે પારેખ

નં. ૧૪૮ ક.

# કુમારપાલના સમયનું નાડોલનું તામ્રપત્ર[1]

## વિ. સ. ૧૨૧૩ માર્ગ. વ. ૧૦

જોધપુર સ્ટેટના દેસૂરી પરગણામાંના નાડોલ ગામના પંચના કબજામાં આ તામ્રપત્ર હતું. પંચાયતના બધા સભ્યોની હાજરીમાં આ તામ્રપત્ર જોવા મળ્યું અને સમયસંકોચને લીધે અક્ષરાન્તર માત્ર કરી લીધું.

લખાણ ૧૩ પંક્તિમાં છે અને તે ૯૩/૪ ઇંચ પહોળી અને ૬૧/૨ ઇંચ ઉંચી જગ્યામાં કોતરેલ છે. લિપિ નાગરી છે. ભાષા સંસ્કૃત છે અને છેવટના એક શ્લોક સિવાય બધો ભાગ ગદ્યમાં છે. જોડણી સંબંધી નીચેની બાબતો નોંધલેવા લાયક છે. (૧) ર પછીનો વ્યંજન બેવડો લખ્યો છે. (૨) તાળવ્ય ષને બદલે દંતિ स બેવાર લખ્યો છે. (૩) व અને ब એક બીજાને બદલે વાપરેલ છે, અને (૪) અવગ્રહ પં. ૭ અને પં. ૮ માં એમ બે વાર વપરાએલ છે. પં. ૫ મીમાં वोडाणा શબ્દને પહેલાં पोरित्य લખેલ છે. પૂર્વ ઉપરથી અશુદ્ધ રૂપ पौर्वात्य ને બદલે पोरित्य વપરાએલ છે. પં. ૧૦ માં વપરાએલ त्रिद्दाइक्को નોંધલેવા જેવો શબ્દ છે. રૂપિઆના કોઇ પ્રકાર માટે તે વપરાએલ હોવો જોઇએ.

લેખની શરૂઆતમાં તિથિ આપેલ છે. વિ. સ. ૧૨૧૩ માર્ગશીર્ષના કૃષ્ણ પક્ષની દશમ અને શુક્રવારે, જ્યારે કુમારપાળ રાજ્ય કરતો હતો અને તેનો મંત્રી વાહડ દેવ શ્રીકરણ તેમ જ બધો મુદ્રાવ્યાપાર કરતો હતો ત્યારે આ દાન આપવામાં આવ્યું હતું; ત્યાર બાદ તેના ખંડિયા મહા-મંડલિક શ્રી પ્રતાપસિંહે દાન આપ્યા સંબંધી હકીકત આપેલ છે. આ પ્રતાપસિંહ પૂર્વ વિભાગના વોડાણા કુટુંબનો હતો અને તે વત્સરાજનો પુત્ર અને યોગરાજનો પૌત્ર હતો. વોડાણા રજપુત શાખાનું નામ છે અને તે અત્યારે નાબુદ થઇ ગઇ છે. જોધપુરથી ઇશાન ખૂણે ૩૪ માઇલ દૂર આવેલા બર્હુના લેખમાં આ વોડાણાનો ઉલ્લેખ છે. બદરીની માંડવીની ઉપજમાંથી રોજના એક રૂપિઆનું દાન આપેલ છે. ત્રણ જૈન દેવળ માટે આ દાન આપવામાં આવેલ છે, જેમાંના બે નદુલ ડાગિકામાં મહાવીર અને અરિષ્ટનેમિનાં હતાં અને ત્રીજું લવંદંડીમાં અજિતસ્વામિ દેવનું હતું.

આમાં આપેલાં સ્થળો પૈકી નદુલડાગિકા તે હાલનું નાડલાઇ છે, એમ મારવાડના ચાહમાનો ઉપરના લેખમાં (એ. ઇ. વો. ૧૧ પા. ૩૬ અને ૪૩) લેખ નં. ૮ અને ૧૧ મા માં પુરવાર કર્યું છે. લેખ નં. ૧૧ માં બદરીનો ઉલ્લેખ છે અને નાદલાઇની ઉત્તરે ૮ માઇલ ઉપર આવેલું બોરલી હોવું જોઇએ. લવંદંડી ઓળખી શકાયું નથી. આ લેખમાં વર્ણવેલાં મંદિરો પૈકી બે નાદલાઇ અત્યારે હયાત છે. મહાવીરના દેવળને આદિનાથનું દેવળ બનાવી દીધું છે, પણ લેખ નં. ૧૧ આમાંથી મળ્યો છે તેથી અસલ તે મહાવીરનું દેવળ હશે, એમાં શંકા નથી. આ લેખમાંનું અરિષ્ટનેમિનું દેવળ તે નાદલાઇથી અગ્નિખૂણે નાની ટેકરી ઉપર નેમીનાથનું દેવળ, જેને ત્યાંના લોકો જાદ્યાજીનું મંદિર કહે છે તે હોવું જોઇએ. લેખ નં. ૮ આમાંથી મળેલો હતો અને તેમાં નેમિનાથનું નામ સ્પષ્ટ રીતે આપેલું છે.

---

૧ ઈ. એ. વો. ૪૧ પા. ૨૦૨ ડી. આર. ભાંડારકર.

નં० ૧૪૮ બ.

# કુમારપાળનો ભાટુણ્ડાનો શિલાલેખ[1]

## વિ. સં. ૧૨૧૦ જે. સુ. ૬ ગુરૂ ઈ. સ. ૧૧૫૪

રાજપુતાનામાં જોધપુર સ્ટેટના ગોડવાડ જીલ્લાના બાલી પરગણામાં નાણા ગામથી ઉત્તરે ૧॥ માઈલ ઉપરના ભટુણ્ડા ગામમાં ખંડિત મંદિરના સભામંડપના સ્તંભ ઉપર આ લેખ કોતરેલો છે. તેમાં ૮ પંક્તિ છે અને તેની લંબાઈ ૧ ફુ. ૭ ઈ. છે અને ઉંચાઈ ૫ ઇંચ છે. લેખ આખો ઉપલબ્ધ છે, છતાં છેવટના ભાગમાં અક્ષરો ઘસાઈ ગયા છે. લિપિ નાગરી છે અને ભાષા સંસ્કૃત છે. જોડણી સંબંધમાં कुम्वरपाव[2] ખાસ ધ્યાનમાં લેવાજોગ છે. લેખ ગદ્યમાં છે અને પં. ૫-૬ પદ્યમાં છે.

લેખની શરૂવાતમાં વિ. સ. ૧૨૧૦ ના જ્યેષ્ઠ સુદિ ૬ અને ગુરૂવારની તિથિ આપી છે અને તે ચાલુક્ય રાજા કુમારપાલના સમયનો છે. આમાં અણહિલપાટકનું નામ નથી. નડ્ડૂલ પરગણામાં રાજ્ય કરનાર દણ્ડનાયક વૈજાકનું નામ ત્યારબાદ આપેલ છે. ત્યારબાદ ભાટુટ્ટપદ્ર ગામનું નામ આપેલ છે, જે હાલનું ભાટુણ્ડા હોવું જોઈએ. બાકીનો ભાગ અસ્પષ્ટ છે, પણ તેમાં કેટલાક દ્રમ્મનું દાન આપ્યાની હકીકત છે. સાલની બરોબર ઇ. સ. ૧૧૫૪ મે માસની ૨૦મી તારીખ અને ગુરૂવાર આવે છે.

अक्षरान्तर[3]

ओं[4] ॥ संवत् ॥[5] १२१० ज्येष्ठ शुदि ६ गुरौ ॥ समस्तराजावलीसमलंकृतपरमेश्वर-
परम[ पूज्य ? ]

२ निजभुजचक्रवर्विरणांगणवर्द्धितं श्रीउमापतिवरलब्धप्रसादविनिर्ज्जितशाकंमरी-
भूपालमहा–

३ राजादि( धि )राज श्रीकुम्व( मा )रपालदेवः । तत्पादपद्मोपजीवि .... .... ....
...नड्डूलेभुज्यमानमहाप्रवणदण्डनाय

४ कश्रीवैजाकः । अद्य श्रीभाटुटपद्रनगरे .... .... ....

બાકીનો ભાગ સ્પષ્ટ નથી.

---

૧ પુના ઓરિએન્ટાલીસ્ટ વો. ૧ નં. ૨ પા. ૪૩ જુલાઈ ૧૯૩૬ ડી. બી. દિસ્કલકર ૨ આ જોડણી માટે જુઓ એ. ઇ. વો. ૧૧ પા. ૪૮

૩ સુપરીન્ટેન્ડન્ટ આર્કીઓલોજીકલ સર્વે વેસ્ટર્ન સરકલની ઓફીસમાંના રબિંગ ઉપરથી. ૪ ચિન્હ રૂપે છે. ૫ આ દંડ આંહી નકામા છે. ૬ શબ્દસંકલના આંહી અનિયમિત છે, અને વર્દ્ધિત શબ્દની જરૂરી યાત નથી.

નં. ૧૪૯ અ

# કુમારપાલના બાલીના શિલાલેખ[1]

વિ. સ. ૧૨૧૬ શ્રા. વ. ૧ શુક્ર. ઈ. સ. ૧૧૬૦

રાજપુતાનામાં જોધપુર સ્ટેટ તાબે બાલી પરગણાના મુખ્ય શેહેર બાલીમાં બહુસૂણ અથવા બોલમાતાના મન્દિરમાંના ચોકના સ્તમ્ભ ઉપર આ લેખ ખોદેલો છે. આર. એમ. રેલ્વે લાઇન ઉપર બાલી સ્ટેશન છે. અત્યારે તે લગભગ ખંડિત સ્થિતિમાં છે, પણ અગાઉ મોટું શેહેર હતું. ચોહાણોનો એક વિભાગ બાલિઆ અગર બાલેચા આ બાલી ઉપરથી કહેવાય છે.[2] લેખની લંબાઇ ૪ ફુટ ૪½ ઇંચ છે અને પહોળાઇ માત્ર ૪½ ઇંચ છે. પંક્તિ ૬ છે અને તે સુરક્ષિત સ્થિતિમાં છે, લિપિ નાગરી છે અને ભાષા સંસ્કૃત છે. પં. ચોથીમાં સંસ્કૃત ગ્રાસ ને બદલે પ્રાકૃત ઘાસ શબ્દ વાપર્યો છે.

લેખની શરૂઆતમાં વિ. સ. ૧૨૧૬ શ્રાવણ વદિ ૧ વાર શુક્રની તિથિ આપેલ છે. તે વખતે અણહિલપાટકમાં ચાલુકય રાજા કુમારપાલ રાજ્ય કરતો હતો અને મુખ્ય મંત્રી મહાદેવ બધો રાજ્યવહીવટ કરતો હતો. નડૂલ( હાલનું નાડોલ )માં દણ્ડનાયક વયજલદેવ રાજ્ય કરતો હતો.. વાલરી ( હાલનું બાલી ) ગામ શ્રી અણુપમેશ્વર દેવને ભેટ આપ્યું હતું.[3] વળી વાલરીમાં શ્રી બહુસૂણ દેવીની પૂજા માટે ગામની ભૂમિમાંથી એક હલ જેટલી જમીન અને વાડી વયજલદેવે દાનમાં આપ્યાં હતાં. છેલ્લી પંક્તિમાં બે સાક્ષીના નામ છે. બહુસૂણ ( બહુઘૂણા) દેવી બાલીના એક બીજા વિ. સ. ૧૨૦૦ ના લેખમાં[4] પણ આવે છે, જેમાં દેવીને બાપણ વસ્તભને દાન આપ્યાની હકીકત મળે છે.

આ લેખમાંનો દણ્ડનાયક વયજલદેવ તે ભાટુણ્ડાના લેખમાંનો વૈજાક હોવો જોઈએ. તે જ હોદ્દામાં તે હોવાનું બીજા ત્રણ લેખમાં મળી આવે છે.[5] કુમારપાલે તેને નાડોલમાં નીમ્યો હતો. બાલીના વિ. સ. ૧૨૦૦ ના લેખમાંથી માહિતી મળે છે કે, ચાહમાનો જે હમ્મેશાં ચાલુકયો સાથે લડયાં કરતા હતા[6] તેને ચાલુકય રાજા સિદ્ધરાજ જયસિંહે તાબે કર્યા હતા અને પોતાના ખંડિયા રાજા તરીકે અશ્વરાજને બાલીમાં રાખ્યો હતો. પરંતુ આ લેખ ઉપરથી એમ સમજાય છે કે, નાડોલના નવા પરગણામાં વયજલદેવને નીમ્યો હતો. સમ્ભવ છે કે ચાહમાનોએ ચાલુકયોને નારાજ કર્યાથી તેમને ગોડવાડમાંથી કાઢી મૂકયા હોય અને ત્યાં રાજ્ય કરવાને વયજલદેવને નીમ્યો હોય.

વળી એમ પણ કલ્પી શકાય કે આમાં વિ. સ. ૧૨૦૯ ના પાલીના લેખમાં અને વિ. ૧૨૦૯ ના કેરાડુના લેખમાં[7] જે કુમારપાલના મુખ્ય મંત્રી તરીકે મહાદેવનો ઉલ્લેખ છે તે વિ. સ. ૧૧૯૫ ના ઉજ્જનના લેખમાં સિદ્ધરાજ જયસિંહના મુખ્ય મંત્રી તરીકે આપેલા

---

૧ પુના ઓરિએન્ટાલીસ્ટ વો. ૧ નં. ૨ પા. ૪૪ જુલાઇ ૧૯૩૬ ડી. બી. દિસ્કલકર. ૨ એન્યુઅલ રીપોર્ટ આર્કી. સ. વેસ્ટ. સ ૧૯૦૭–૮ પા. ૫૪ ૩ એ. ઈ. વો. ૧૧ પા. ૩૮ અને ૪૦ ૪ એ.ઈ. વો. ૧૧ પા. ૩૩ ૫ એ. ઈ. વો. ૧૧ પા. ૭૦ ૬ એ. ઇ. વો. ૧૧ પા. ૬૯ ૭ એ. ઈ. વો. ૧૧ પા. ૪૩

## अक्षरान्तर[1]

१ ओं [।]सं १२१३ वर्षे (॥) मार्गवदि १० शुक्रे ॥ श्रीमदणहिलपाटके (।) समस्तराजावली स-

२ मलंकृतपरमभट्टारकमहाराजाधिराजपरमेश्वरउमापतिवरलब्धेमसादप्रौ-

३ ढप्रतापनिजभुजविक्रमरणांगणविनिर्ज्जितशाकंभरीभूपालश्रीकुमारपालदेवक-

४ ल्याणविजयराज्ये । तत्पादपद्मोपजीविनि महामात्यश्रीवाहडदेवे श्रीश्रीकरणादौ

५ सकलमुद्राव्यापान्परिपंथयति[3] यथा। अस्मिन्काले प्रवर्त्तमाने पोरित्यवोडाणान्वये।

६ महाराज० श्री योगराजस्तदे[4] तदीयसुतसंजातमहामंडलीक० श्री वस्तराजस्तस्य[5]

७ सुतसंजातऽनेके[6]गुणगणालंकृतमहामंडलीकश्रीप्रतप(ताप)सिंहः[7] सासनं[8] प्रयच्छ-

८ ति यथा। अत्र नदूलडागिकायां[9] देव श्री महावीरचैत्ये। तथाऽरिष्टनेमिचैत्ये श्रीलवं

९ दहीमामे श्री अजितस्वामिदेवचैत्ये एवं देवत्रयाणां स्वीयधर्म्मार्थे वदर्याः[10] मंडपिकामध्या-

१० त् समस्तमहाजनभट्टारकब्राह्मणादयप्रमुखं[11] प्रदत्तं[12] त्रिद्दाइको[13] रुपक १ एकं[14] दिनं प्रति प्र-

११ दातव्यमिदं। यः कोऽपि लोपयति सो[15] ब्रह्महत्यागोहत्या सहस्रेण लिप्यते। यस्य यस्य यदा भू-

१२ तस्यं[16] तस्य तदा फलं॥ बहुभिः[17] वसुधा भुक्ता[18] राजभिः[19]। यः कोपि पालयति[20] तस्याहं पादलग्न स्तिष्यामीति[21]॥

१३ गौडान्वये[22] कायस्थ पंडित महीपालेन सासनमिदं[23] लिखितं ॥

---

૧ મૂળ પતરા ઉપરથી. ૨ વાંચો लब्ध ૩ વાંચો व्यापारान्परिपंथयति ૪ તદ્દે અક્ષરો નકામા છે ૫ ष અને स्य વચ્ચે જરા જગા રાખી છે ૬ વાંચો संजातानेक ૭ વાંચો प्रतापसिंह ૮ વાંચો शासनं ૯ વાંચો नडूलडागिकायां ૧૦ વાંચો वदर्याः ૧૧ વાંચો ब्राह्मणादि ૧૨ વાંચો प्रदत्तः ૧૩ વાંચો रूपकः ૧૪ વાંચો एकः ૧૫ વાંચો स ब्रह्म ૧૬ વાંચો भूमिस्तस्य ૧૭ વાંચો बहुभिः ૧૮ વાંચો भुक्ता ૧૯ ઉમેરો सगरादिभिः ૨૦ વાંચો पालयति ૨૧ ति ष्यामीति શા માટે લખ્યું છે તે સમજાતું નથી. ૨૩ વાંચો गौडान्वयेन ૨૪ વાંચો शासनमिदं

अक्षरान्तर[1]

१ ओं[2] [।] संवत् १२१६ वर्षे श्रावण वदि १ शुक्रे ॥ अद्येह श्रीमदणहिल्पाटके समस्तराजावलीविराजितपरमभट्टारकमहाराजाधिराजपरमेश्वरउमापतिवरलब्धप्रशा-(सा)दप्रौठप्रतापनिजभुजविक्रमरणांगणविनिर्जितशाकंभरी भूपाल

२ श्रीमत्कुम(मा)रपालदेवकल्याणविजयराज्ये तत्पादपद्मोपजीविनि महामात्य श्रीमाह-देवे[3] श्रीश्रीकरणादिसमस्तमुद्राव्यापारान् परिपंथयति सतीत्येतस्मिन् काले [प्रव] र्त्तमाने श्रीनड्डूले दंड० श्रीवयजलदेवप्रभृति पंचकुलप्रतिपत्तौ [धर्मपत्र]

३ मभिलिख्यते यथा ॥ दंड श्री वयजलदेवेन श्रीअणुपमेश्वरदेवस्य भुज्यमानवाल्ही-ग्रामे भट्टारिका श्रीवहुघ्रणदेव्याः पूजार्थे ग्राममूमेर्मध्यात् मूमिः [ : ] हल [:]१ हलैकस्य मूमी( मिः ) धर्मेण प्रदत्ता [ । ] अस्याप्याघाटाः पूर्वादिगभागे[5] यशे-( शः )पालभुमी[6]—मार्गः

४ दक्षिणे घासार्थे—नि( वद्ध ? )क्षेत्रं तथा सुरभी पश्चिमायां वहुवियाग्रामसत्कसीमा सुरभी उत्तरस्यां वणिक्जहेडसत्कक्षेत्रं सुरभी च । एवं चतुराघाटोप[ ल ] क्षितहलैक मूमी( मिः ) धर्मेण प्रदत्ता । एषा मूमी( मिः )…. …. दाजीवको भट्टारिकां [ वा ]

५ जयति….न खेट….कभक्ष( ? )गृहमेकं …. म…. परिपालनीयं । तथा भट्टारिका [ पूजार्थं ] वाटिका च प्रदत्ता । वाटिकामधे( ध्ये ) तिष्ठमानपुष्पफलं वृक्षादिकं च भ[ ट्टा ]रिकायाः प्रदत्तं । अत्रार्थे काल( ले ) काले …. परिपं [ था ] केनापि न का—

६ र्या [।] दूतकोऽत्र देवकरणे महं० साक्ष गुगुण[ : ] तथा श्रीदेशः ॥ श्रीः ॥

---

१ સુપરીન્ટેન્ડન્ટ આર્કીઓલૉજીકલ સર્વે વેસ્ટર્ન સરકલે આપેલા રબિંગ ઉપરથી  २ ચિહ્ન રૂપે છે. ૩ વાંચો મહાદેવે  ४ વિ. સ. १२०० ના બાલીના લેખ( એ. ઇ. વો. ११ પા. ३० )ના આધારે વાંચો वहुघ्रणदेव्याः वहुगुणदेवी નામને વધુ મળતું તે નામ છે. ५ વાંચો भागे ६ વાંચો मूमिः ७ त्ता બદલે त्वा હોય શકે.

મહત્તમ દાદાકનો પુત્ર હોય. તે મુખ્ય મંત્રી થયો તે પહેલાં માલવા ઉપર સૂબા તરીકે હતો.[1] ડા. ડી. આર. ભાંડારકરે પ્રસિદ્ધ કરેલાં કુમારપાલના વિ. સ. ૧૨૧૩ ના નાડોલનાં પતરાંમાં[2] તેના મંત્રી તરીકે વાહડદેવનું નામ આપ્યું છે. તે કદાચ કુમારપાલના રાજ્યની શરૂઆતમાં તેના સેનાપતિ અને મુખ્ય મંત્રી તરીકે ઉદયનનું નામ મળે છે તેનો દીકરો હોય. પણ આ લેખમાં ફરી મહાદેવનું નામ મંત્રી તરીકે આપ્યું છે. તેથી પાછો સત્તામાં આવ્યો હોય એમ સમજાવે છે. ગુજરાતમાં જૂના કાળથી ચાલી આવતી નાગર બ્રાહ્મણ અને વૈશ્ય વચ્ચેની સત્તા માટેની સ્પર્ધા આનાથી પુરવાર થાય છે. વળી એમ પણ સમજી શકાય છે કે જૈનોના ગ્રન્થોમાં લખ્યા અનુસાર જો કે કુમારપાળે જૈન ધર્મ સ્વીકાર્યો હતો, છતાં બ્રાહ્મણોને મંત્રી તરીકે રાખવામાં તે અચકાતો નહીં. મહાદેવ પછીના મંત્રી યશોધવલની જ્હેલામાં જ્હેલી તિથિ કલ્પચૂર્ણીના હસ્તલિખિત ગ્રન્થમાંથી[4] વિ. સ. ૧૨૧૮ મળે છે.

લેખમાંની તિથિ બરાબર બંધબેસતી નથી. તેની બરાબર ઇ. સ. ૧૧૬૦ ના જુલાઈની ૨૧ મી તારીખ અને ગુરૂવાર આવે છે. સમ્ભવ છે કે તિથિ શુક્રને બદલે ગુરૂવારે શરૂ થઈ હોય

૧ જૈન ગ્રન્થોમાં આપેલ છે કે કુમારપાળના રાજ્યની શરૂઆતમાં ઉદયન મુખ્ય મન્ત્રી હતો. અને તેના મૃત્યુ પછી સંસ્કૃત કવિતામાં નિષ્ણાત અને વિદ્વાન કપર્દિને મન્ત્રી બનાવવામાં આવ્યો. (ગુજ. રેક. પા. ૧૯૦) તે બ્રાહ્મણ હતો. (ગુજ. રેક. પા. ૧૯૪.) પણ તેની બીજી વિગત મળતી નથી. મહાદેવ અને કપર્દી એક જ હોય એમ પણ સંભવ છે. ૨ ઈ. એ. વો. ૪૧ પા. ૨૦૩. ૩ ઈ. એ. ૧૮૮૯ પર્ં ૩૪૩ લેખ ૭૦

જયસિંહને તે પ્રદેશો જિતવામાં મદદ કરી હોય.[1] તેવી રીતે મદદ કરી હોય ત્યારે ખંડિયા રાજાઓ પોતે જિત્યાનો યશ લે છે. ઉદયરાજ પછી તેનો પુત્ર સોમેશ્વર ગાદીએ આવ્યો, જેનું નામ ૧૭ મી પંક્તિમાં હોવું જોઈએ, પણ તે ભાગ ઉખડી ગયો છે. વિ. સ. (૧૧)૯૯ માં સિદ્ધરાજ જયસિંહની મદદથી તેણે સિન્ધુરાજપુર પાછું મેળવ્યું,[2] ત્યારબાદ વિ. સ. ૧૨૦૫ માં કુમારપાળની મદદથી તેણે પોતાનું રાજ્ય સ્થિર કર્યું. આ ઉપરથી એમ કલ્પના થાય કે એકે ધન્ધુકનો સંબન્ધ ચાલુક્ય ભીમ પહેલા સાથે સારો હતો, પણ પાછળથી અણબનાવ થયો હશે અને કેરાડુ પરગણું પડાવી લીધું હશે. પણ ઉદયરાજ અને તેના પુત્ર સોમેશ્વરે સિદ્ધરાજને લડાઈમાં મદદ કરીને તે પાછું મેળવ્યું. કિરાટકૂપ એટલે હાલનું કિરાડુ, જ્યાંથી આ લેખ મળ્યો છે. ત્યાં લાંબા વખત સુધી સોમેશ્વરે રાજ્ય કર્યું હતું. સંવત્ ૧૨૧૮ માં આશ્વિન સુદિ ૧ વાર ગુરૂના રોજ તેણે રાજા જજ્જકના બે કિલ્લા જિતી લીધા અને ૧૭૦૦ ઘોડા દણ્ડ તરીકે લીધા. પરન્તુ તેણે ચાલુક્ય સત્તા સ્વીકારવાથી તેનું રાજ્ય પાછું સોપ્યું. એક કિલ્લાનું નામ તણુકોટ હતું, જે જેસલમીર સ્ટેટમાંનું તનોટ હોવું જોઈએ અને બીજા કિલ્લાનું નામ નવસર હતું તે જોધપુર સ્ટેટમાંનું નૌસર હોવું જોઈએ. રાજા જજ્જક સંબન્ધી કાંઈ પણ જાણવામાં આવેલ નથી. સત્તાવીસમા શ્લોકમાં આ પ્રશસ્તિના રચનાર તરીકે નરસિંહનું લેખક તરીકે યશોદેવનું અને કોતરનાર તરીકે જસોધરનાં નામ આપેલ છે. છેવટમાં સોમેશ્વરની જજ્જક ઉપરની જિતની જે તિથિ ઉપર આપી છે, તે આ લેખની તિથિ તરીકે આપેલ છે.

વિ. સ. ૧૨૦૯ ના કિરાડુના લેખમાં[3] આપેલ છે કે કુમારપાળની મહેરબાનીથી ચાહમાણ આલ્હણદેવને કિરાટકૂપનો કબજો મળ્યો હતો. પરન્તુ આ લેખ ઉપરથી સમજાય છે કે તે પરમારોના કબજામાં તે વિ, સ. ૧૨૧૮ પહેલાં થોડા સમય ઉપર આવેલ હોવું જોઈએ.

તિથિનો મળતી ઈ. સ, ૧૧૬૨ ના સપ્ટેમ્બરની ૧૧ મી તારીખ વાર મંગળની સાલ તારીખ આવે છે. આ લેખમાં વાર જો કે ગુરૂવાર આપેલ છે.

---

૧ જુઓ દાખલા તરીકે એ. ઈ. વો. ૧૧ પા.૭૨ ચાહમાણ કેલ્હણે ચાલુક્ય ભીમ બીજાને મુહમદ ઘોરીને જિતવામાં મદદ કરી હતી તેને માટે તેણે જ જિત મેળવી એમ લખ્યું છે. જુઓ એ. ઈ. વો. ૯ પા. ૬૯ પં. ૧૦ સૌરાષ્ટ્રિકોને હરાવવામાં કુમારપાળને મદદ કરી હતી તેને માટે કેલ્હણે જિત મેળવી એમ લખ્યું છે. ૨ સત્તરમી પંક્તિમાં સાલ આપી છે જેનો એકમનો આંકડો સાત છે. તે (૧૧૯)૭ હોવા સંભવ છે. ૩ એ. ઈ. વો. ૧૧ પા. ૩૪

નં० ૧૪૯ બ

# કુમારપાલનો કિરાડુનો શિલાલેખ[1]

### વિ. સં. ૧૨૧૮ આશ્વિન સુ. ૧ ગુરૂ ઈ. સ. ૧૧૬૨

રાજપુતાનામાં જોધપુર સ્ટેટના મલ્લાણિ પરગણાના મુખ્ય શેહેર બાડમેરથી વાયવ્યમાં ૧૬ માઈલ છેટે હાથમાં પાસેના કિરાડુના ખંડેરમાં ટકી રહેલા શિવના મન્દિરની દિવાલમાં ચોડેલી શિલા ઉપર આ લેખ કોતરેલો છે. લેખ ૧ ફુટ ૫ ઈંચ પહોળો અને ૧ ફુટ ૪½ ઈંચ ઉંચો છે. લેખમાં ૨૬ પંક્તિઓ છે, પણ લગભગ ચોથા ભાગમાં પોપડાં ઉખડી ગયાં છે, તેથી ઉપયોગી હકીકત ગુમ ગઈ છે. બાકીનો ભાગ સુરક્ષિત છે. કોતરનારે લેખ સારી રીતે કોતર્યો છે. લિપિ નાગરી છે અને ભાષા સંસ્કૃત છે. શરૂઆતનો મંગળાચરણનો ભાગ અને અંતમાં વિધિવર્ણનવાળા ભાગ સિવાય બાકી બધો ભાગ પદ્યમાં છે.

પરમાર વંશની આબુની નવી શાખાનું વર્ણન આ લેખમાં આપ્યું છે. શરૂઆતમાં સર્વજ્ઞને નમસ્કાર કરે છે અને ત્યારબાદ શિવસ્તુતિના બે શ્લોક છે. ત્રીજા શ્લોકમાં વસિષ્ટના અગ્નિકુણ્ડમાંથી આ વંશના મૂળ પુરૂષની ઉત્પત્તિનું વર્ણન છે. તેણે ઋષિની સુરભિ નામની ગાય લઇ જનાર દુશ્મનોને માર્યાં તેથી તેને પરમાર નામ આપવામાં આવ્યું. મી. સી. વી. વૈદ્ય પુરવાર કરેલ છે કે[2] આ ઉત્પત્તિની હકીકત સત્ય નથી. તે વંશમાં ઘણા રાજાઓ જનમ્યા હતા. તેમાંનો એક સિન્ધુરાજ મ્હોટો રાજા હતો અને મારવાડ (મેરૂમણ્ડલ)[3] ઉપર રાજ્ય કરતો હતો. તેમના પૂર્વજનાં નામ લેખમાં આપ્યાં હોય તો તે ઉખડી ગયેલા વિભાગમાં નષ્ટ થયાં છે. આઠમા શ્લોકમાં ધરણીધર[4] એટલે ધરણીવરાહનો ઉલ્લેખ છે. નવમા શ્લોકમાં દેવરાજનું નામ છે, જે ધરણીવરાહના[5] પુત્ર મહીપાલનું બીજું નામ હોવું જોઇએ. અગીયારમા શ્લોકમાં દુર્લભરાજનું અને ત્યારબાદ કૃષ્ણરાજનું નામ આવે છે. આ કૃષ્ણરાજ તે કૃષ્ણરાજ બીજો હોવો જોઇએ. દુર્લભરાજ કોણ હતો તે લેખમાંથી ખબર પડતી નથી. બીજા લેખોમાંથી આપણે જાણીએ છઇએ કે દેવરાજ (મહીપાલ) અને કૃષ્ણરાજ બીજાની વચમાં ધન્ધુકે રાજ્ય કર્યું હતું.[6] તેનું નામ આ લેખમાં નથી. તે ઘણું કરીને ઉખડી ગયેલા ભાગમાં ગુમ થયું હશે. વિ. સં. ૧૦૬૬ થી ૧૦૭૮ સુધીમાં અણહિલપાટણમાં રાજ્યકર્તા ચાલુક્ય રાજા દુર્લભરાજનો આ ધન્ધુક સમકાલીન હતો. ધન્ધુક તેનો ખંડિયા રાજા હોય એમ સંભવે છે. કારણ કે વિજાપુરના વિ. સં. ૧૦૫૩ ના લેખમાંથી માહિતી મળે છે કે ચાલુક્ય રાજા મૂલરાજે આબુના પરમાર રાજા ધરણીવરાહ ઉપર ચડાઈ કરીને કાઢી મૂંકયો હતો.[7] તેણે અગર તેના પુત્ર મહીપાલે (દેવરાજે) તેની સત્તા પાછળથી સ્વીકારી હશે અને તે સમયથી ચાલુક્ય વંશના અન્તસુધી આબુના પરમારો અને તેમજ કિરાડુના પરમારો ગુજરાતના રાજાના ખંડિયા તરીકે રહ્યા હતા, જો કે ધન્ધુકે થોડા સમય માટે ચાલુક્ય રાજા ભીમને[8] સ્વીકાર્યો નહોતો. તેરમા શ્લોકથી કિરાડુ શાખાના રાજાઓનાં નામ શરૂ થાય છે. કૃષ્ણરાજના પુત્રનું નામ સોછરાજ હતું, જે તે વંશનો સ્થાપક હતો. તેનો પુત્ર ઉદયરાજ હતો. તેણે ચોલ (કોરો મણ્ડલ કાંઠો) ગૌડ (ઉત્તર બંગાલ) કર્ણાટ (કર્ણાટિક) અને માલવાનો વાયવ્ય તરફનો ભાગ જિત્યાં હતાં એમ લેખમાં આપેલ છે. આ બધા પ્રદેશો જિત્યા એમ લખ્યું છે પણ એવો સંભવ છે કે તેણે સિદ્ધરાજ

---

૧ પુના ઓરિએન્ટાલીસ્ટ વો. ૧ નં ૨ પા. ૪૭ જુલાઈ ૧૯૩૬ ડી. બી. દિસ્કલકર. ૨ જ. બાં. બ્રે. રો. એ. સો. વો. ૨૧ નં ૭૪ પા. ૧ ૩ જાલોરના વિ. સં. ૧૧૭૪ ના લેખમાં સિન્ધુરાજેશ્વરના મન્દિરનો ઉલ્લેખ છે. તે આ સિન્ધુરાજે બાંધ્યું હોય, એમ સંભવ છે- જુઓ ગૌરીશંકર ઓઝા કૃત હિસ્ટરી ઓફ સિરોહી સ્ટેટ પા. ૧૪૪ ૪ આ રાજાનું વિ. સં. ૧૦૫૯ નું તામ્રપત્ર મળેલું છે. ૫ પ્રો. રી. આ. સ. વે. સ. ૧૯૦૭-૮ પા. ૩૮ ૬ એ. ઈ. વો. ૯ પા. ૧૧ અને ૭૨. ૭ એ. ઇ. વો. ૧૦ પા. ૧૮. ૮ જુઓ એ. ઇ. વો. ૯ પા. ૧૫૧ અને જીનપ્રભ સૂરિનો તીર્થકલ્પ અર્બુદકલ્પ. શ્લો. ૩૯

१९ ध्रुवं । भूयो निर्व्याजसौ( शौ )र्येण राजमेतत्समु[ द्]धृतं ॥ २० पुनर्द्वादश-
संख्येव्दे पंचाधिकशतेष्वलं

२० कुमारपालभूपालात् सुप्रतिष्ठमिदं कृतं ॥ [ २१ ॥ कि ]राट कूपमात्मीयं । ...
समान्वितं । निजेन क्षत्र

२१ धर्म्मेण पालयामास यश्चिरं ॥ २२ अष्टादशाधिकवर्षे शतद्वादशकेऽश्विने ।
प्रतिपद्गुरू( रु )संयो

२२ गे सार्द्धयामे गते दिनात् ॥ २३ दंडं सप्तदशशतान्यश्वानां नृपजज्जकात् ।
सह पंचनखा

२३ श्चैव मयूरादिभिरष्टभिः ॥ २४ तणुकोट्टं नवसरो दुर्गौ सोमेश्वरोग्रहीत् । उच्चां
सवरहा

२४ सांधां चक्रे चैवात्मसादसौ ॥ २५ बहुशः[सेव]की कृत्य चौलुक्यजगतीपतेः ।
पुनः संस्थापया

२५ मास तेपु देशेषु जज्जकं ॥ २६ प्रशस्तिमकरोदेतां नरसिंहो नृपाज्ञया । लेखको
त्र यशो

२६ देवः सूत्रधारो (र) स्तु जसोधरः ॥ २७ ॥ विक्रम [संव] त् १२१८ आश्विन
शुदि १ गुरौ ॥ मंगलं महाश्रीः ॥

१ જગ્યાનું નામ ?

अक्षरान्तर

१ ओं [ ।[2] ] नमः सर्वज्ञाय ॥ नमोनंताय सूक्ष्माय ज्ञानगम्याय वेध[ से ] ॥
विश्वरूपाय शुद्धाय देवदेवाय शंभवे ॥ १ ॥
२ देवस्य तस्य चरितानि जयंति शंभोः सत्व( शरव )त्कपालवि[ मल ]स्य
विभूषणस्य । गर्व्वः सकोपि हृदि यस्य प-
३ दं करोति गौरीनितं च चिरवल्कल [ व ]पेहशी( षी )त् ॥ २ वसिष्ठ ...
भूषिते र्व्वुदभूधरे । सुरम्या
४ परमाराणां वंशोस्त्यनलकुंडतः ॥ ३ तत्रानेके मही ...[ । ] सिंधुराजो महाराजः
५ समभून्मरू( रु )मंडले ॥ ४ निरर्गलमिलद्वैरिवंश .... [।] .... प्रतापोज्वलदूस-
६ लः ॥ ५ शंभु वदभूरिभूमीशाम्यर्चनीयो [ भ ].... ....[ । ] .... .... [व्य]
सुः ॥ ६ रणे
७ खड्गरणत्कार[ ो ] रावणोल्बणवैरिणां ॥ व .... .... [॥ ७ ] सिंधुराजेधरा
८ धारधरणीधरधामवान् ॥ श्री .... .... [ ॥ ८ ] जोमवत्तस्मात्
९ सुरराजो हराज्ञया । देवराजेश्वर .... [ ॥ ९ ] .... पहाय महीमि
१० मां । मन्ये कल्पद्रुमः मायादृश्य[ क्ष ].... [॥ १० ]....[3] दारणात् । श्रीम-
११ दुर्लभराजेपि राजेंद्रो रंजितो....[ ॥११ ]....तैः । येन दुर्व्वार
१२ वीर्येण भूषितं मरू( रु )मंडलं ॥ १२ । करीव भू... [ । ] .... ष्णराजो महा
१३ शब्दविभूषितः ॥ १३ ॥ तस्[ व ]: सोच्छराजाख्यः ख्या .... [ । ] ....
तस्य महाकल्प
१४ द्रुमोभवत् ॥ १४ तस्मादुदयराजाख्यो महाराज .... [ । ] मंडलीकपदाधि
१५ कः ॥ १५ आचोडगौडकर्ण्णाटमालवोत्तर पश्चिमाः । .... .... .... कृ[ ष्णा-
रा ]जं ॥ १६
१६ आसिंधुराजभूपालात्पितृपुत्रकमात्सुनः । तस्मादुदयरा[ ज ? ]... ....[4].... :
॥ १७ उत्तीर्ण्ण
१७ मपि यो राज्यमुद्दभ्रे भुजवीर्यतः । जयसिंहमहीपालात्[स?]त ... ॥१८ ....
तोष्टनवते वर्षे
१८ विक्रमभूपतेः । प्रसादाज्जयसिंहस्य सिद्धराजस्य भूभुजः ॥ [ १९ ] .... ...
राजेनं सिंधुराजपुरो

---

१ ભાવનગર મ્યુઝિયમમાંના રબિંગ ઉપરથી. २ ચિહ્ન રૂપે છે. ૩ આ શબ્દનો અર્થ બે રીતે કરી શકાય છે. ૪ ધન્ધુકનું નામ આ જગ્યાએ હોવા સંભવ છે. ૫ આ ભાગમાં ઉદયરાજના પુત્ર સોમેશ્વરનું નામ હોવું જોઇએ. ६ આની પહેલાં સોમેશ્વર શબ્દ હોવો જોઇએ.

अक्षरान्तर

१ ओं नमः शिवाय भूर्भुवः स्वश्वरं देवं वंदे पीठं पिनाकिनं स्मरति श्रेयसे यस्तं....
.... पुरा .... .... समस्तराजा

२ वलिविराजितमहाराजाधिराजपरमभट्टारकपरमेश्वरनिजभुजाविक्रमु( म )रणांगणवि-
निर्जित .... .... पार्वतीपतिवरलब्धप्रौढप्रतापश्रीकुमारपालदेवकल्याणविजयराज्ये

३ स्वे स्वे वर्त्तमाने श्रीशंभुप्रसादावाप्तस्वच्छपूरत्नपुरचतुराशिकायां महाराजभुपाल-
श्रीरायपालदेवान्महासनप्राप्तश्रीपूनपाक्षदेवश्रीमहाराज्ञी श्रीगिरिजादेवी संसार-
स्यारता

४ विचिंत्य प्राणिनामभयदानं महादानं मत्वा अत्र नगरनिवासी( सि )समस्त-
स्थाना(न) पतिब्राह्मणान् समस्ताचार्यान् समस्तमहाजनान् तांबोलिकान् प्रकृती
( ति ) किंकृतो( ति )नः संबोध्य संविदितं शासनं संप्रयुंजाति यथा अद्य अ–

५ मावास्यापर्व्वणि प्राणिनामभयदानशासनं प्रदत्तं स्ना(स्ना)त्वा देवपितृमनुष्यान्
—केन संतर्प्य वारावार....पूर्ह्वंवतां प्रस्व ( सा )द्य ऐहिकपारत्रिकफलमंगीकृत्य
प्रेत्य यशोभिवृद्धये जीवस्य अमारिदानं

६ मासे मासे एकादश्यां चतुर्दश्यां अमावास्या( यां ) उभयो(:) पक्षे ( पक्षयोः )
श्रेष्ठतिथौ भूसहायशासनोदकपूर्वं स्वि:परंपराभिः प्रदत्तं अस्मदीयभुवि भोक्ता
महामात्यः सांधिविग्राहिकप्रतीतिस्वपुरोहितप्रभृति

७ समस्तठकुराणां तथा सर्वान् संबोधयत्यस्तु वः संविदितं.... ....कारापनाय(करणाय)

८ महाजनानां पणेन लिख्यते राज्ञा सभयं निग्रहणीयः श्रुत्वा शासममिदमार्च-
द्रार्कं यावत् पालनीयं उक्तं च यथा व्यासेन वहुभिर्वसुधा भुक्ता राजभिः यस्य
यस्य यदा भूमी तस्य तस्य तदा फलं सर्वांनित्यं भाविनः

९ पार्थिवेन्द्रान् भूयो भूयो याचते रामचंद्रः सामान्योयं धर्म्म( से )तुर्नृपाणां
काले काले पालनीयो भवद्भिः अस्मद्वंशसमुत्पन्नो धन्यः कोपि भविष्यति
तस्याहं करसंलग्नो नलोप्यं मम शासनं अमावास्यां पुण्यतिथिं भांडप्रजा ( ज्वा )
लनं च ( पौर्विकैः ) कुंभकारैश्चनो कार्यं

१० तासु तिथिष्ववज्ञाविभः प्राणिवधं कुरुते तस्य शिक्षापनां दाम्रि द्र ४ चत्वारि
नड्डुलपुरवासी प्राग्वाटवंशजः शुभंकराभिधानः सुश्रावकः साधुधार्मिकः तत्सुतौ
इह हि येनौ जातौ पूतिगसालिगौ तै ( ताभ्यां ) कृपा( पया )प्राणिनामर्थे
विज्ञप्य शासनं

११ .... .... स्वहस्तः श्रीपूनपाक्षदेवस्य लिखितमिदं पारि०लक्ष्मीधर सुतठ०जसपा-
लेन प्रमाणमिति॥

નં० ૧૫૫ અ

# કુમારપાલના સમયનો જોધપુર તાબે રતનપુરનો શિલાલેખ[1]

રજપુતાનાની પશ્ચિમે મારવાડમાં દેશી રાજ જોધપુરના તાબાનું રતનપુર ગામ છે. ગામથી બરાબર પશ્ચિમે જૂનું શિવમન્દિર છે, જેના ઘુમટમાં આ પત્થર મૂકેલો છે. તેનું માપ ૪'×૧' છે અને દેવનાગરી લિપિમાં સંસ્કૃત ગદ્યમાં ૧૪ પંક્તિનો લેખ છે. પત્થર ઘણે ખરે ઠેકાણે ખવાઇ ગયો છે અને પહેલી તેમ જ સાતમી પંક્તિ વાંચી શકાતી નથી. અમાવાસ્યા ( અમાસ ) અને બીજા પવિત્ર દિવસોએ પ્રાણીની હિંસા ન કરવા સંબન્ધી રતનપુર ચોવીસીના માલિક શ્રીપૂનપાક્ષે જાહેરાત કાઢી હતી, તેને ઉદ્દેશીને આ લેખ છે. લેખમાં સાલ આપી નથી, પણ કુમારપાળ જેણે ઈ. સ. ૧૧૪૩ થી ૧૧૭૪ સુધી રાજ્ય કર્યું તેના સમયમાં લખાએલો છે.

---

૧ આ. મા. સ. ઈ. પા. ૨૦૫

નં૦ ૧૫૫ ખ

# કુમારપાલનો પ્રાચીનો શિલાલેખ[1]

કાઠિયાવાડમાં સોમનાથ પાટણની પૂર્વે પંદર માઈલ ઉપર પ્રાચીથી ઉત્તરે બે માઈલ છેટે એકાન્ત જગ્યામાં ભીમના દેવળ તરીકે ઓળખાતું મોટું મન્દિર છે. તે સરસ્વતી નદીના ડાબે કાંઠે છે. પાંડવોને સરસ્વતીમાં સ્નાન કરવાની સલાહ શ્રીકૃષ્ણે આપી હતી તેથી પાંડવ ભીમ ઉપરથી આ મન્દિરનું નામ પડયું હોય અગર ચાલુક્ય ભીમ ઉપરથી કે તેના મોટા કદ ઉપરથી પણ નામ પડ્યું હોય એવો સમ્ભવ છે. પ્રાચીમાં ચાલુક્ય સમયના ઘણા અવશેષો મળે છે. મન્દિર કયા દેવનું હશે તે કાંઈ ખબર પડે તેમ નથી, કારણ તે ખંડિત થઈ ગયું છે. ચાળીસ વર્ષ પહેલાં મન્દિરને સમારકામ કરાવતી વખતે આ લેખનો કટકો મળી આવ્યો હતો. તેના બીજા કટકાનું શું થયું તે ખબર નથી. આ કટકો અત્યારે જુનાગઢ મ્યુઝિયમમાં સુરક્ષિત રાખવામાં આવ્યો છે.

ડાબી બાજુથી જમણી બાજુ તરફ ૯ા ઈંચ જેટલો ભાગ સુરક્ષિત છે. ઉપરથી નીચે સુધીની લમ્બાઈ પત્થર તૂટી ગયો હોવાથી અટકળી શકાય તેમ નથી. લેખ સંસ્કૃત શ્લોકમાં સારી રીતે કોતરેલો છે. લિપિ નાગરી છે અને બહુ જ શુદ્ધ છે. ર ની પછીનો વ્યંજન બેવડો લખ્યો છે અને પૃષ્ટ માત્રા વાપરવામાં આવી છે.

કુમારપાળ સુધીની ચાલુક્ય રાજાઓની વંશાવળી તેમાં નીચે મુજબ આપેલ છે. મૂળરાજ જેનું નામ તૂટેલા ભાગમાં નષ્ટ થયું છે, ચામુણ્ડરાજ પં. ૩ જીમાં દુર્લભરાજ પં. ૪ થીમાં ભીમ દેવ ૧ લો પં. ૪ કર્ણદેવ પં. ૬ જયસિંહ પં. ૬ અને કુમારપાલ પં. ૮ માં આવે છે. રાજાએ કહ્‌લના દીકરા ગુમદેવને સોમનાથ પાટણમાં સુબો નીમ્યો હતો. તેણે ધર્માદિત્ય (?) માટે આશ્ચર્યકારક હીંચકો બનાવ્યો હતો. નીચેનો ભાગ ખંડિત છે, તેથી તેમાંથી કાંઈ ઉપયોગી હકીકત મળતી નથી. લેખમાંના ધર્માદિત્ય માટે કાંઈ ખબર મળી શકતી નથી.

તેરમી પંક્તિમાં આહીર જાતિનો ઉલ્લેખ ઉપયોગી છે. કુમારપાલના સૂબા ગુમદેવે તેને તાબામાં રાખેલ. સોમનાથ પાટણના વાજાઓના લશ્કરમાં તે લોકો હોવા જોઇએ. મહમુદ ગઝનીના મુસલમાની થાણા પાસેથી તે જગા તેઓએ પડાવી લીધી હશે.

---

૧ પુના ઓરીએન્ટાલીસ્ટ વો.૧ નં. ૪ પા.૩૮ જાને ૧૯૩૭ ડી. બી. દિસ્કલકર ૨ કાઠિયાવાડ ગેઝેટીઅર પા.૬૦૭

ભાષાન્તર

ભૂઃ ભૂવઃ અને સ્વઃ માં ફરતા અને પીઠપિનાકિન કહેવાતા શિવને નમસ્કાર કરૂં છું. તેને કલ્યાણ માટે જે સંભારે છે ... ... પહેલાં ... ... બધા રાજાઓથી શોભાયમાન, મહારાજાધિરાજ, બધા લડવૈયામાં શ્રેષ્ઠ, પરમેશ્વર, પોતાના બાહુબળથી રણસંગ્રામમાં ... ... હરાવનાર પાર્વતીપતિ પાસેથી વરદાન મેળવવાથી જેને પ્રતાપ બહુ પ્રૌઢ હતો, એવા શ્રી કુમારપાલ દેવના કલ્યાણકારી અને વિજયી રાજ્યમાં, શ્રીશંકરના પ્રસાદથી તે મહારાજ ભૂપાલ શ્રી રાયપાલ પાસેથી રત્નપુર ચોરાસીમાં મોટું આસન પ્રાપ્ત કર્યું હતું, એવા શ્રી પૂનપાક્ષદેવની મહારાણી શ્રી ગિરિજાદેવી, સંસારની અસારતાને ખ્યાલ કરીને અને પ્રાણીઓને અભયદાન આપવું એ મોટું દાન છે એમ જાણીને નગરમાં રહેલા બધા બ્રાહ્મણો, આચાર્યો, મહોજનો તંબોળીઓ અને કુકૃત્ય કરનારી પ્રજાને સંબોધિને હુકમ બહાર પાડે છે કે આજથી અમાસના પર્વને દિવસે પ્રાણીને અભયદાન આપવામાં આવે છે. સ્નાન કરીને, દેવ, પિતૃ અને મનુષ્યોનું તર્પણ કરીને વારંવાર નગરના દેવતાની ( પૂજા કરીને ) આ લોક તેમ જ પરલોકમાં ફલની પ્રાપ્તિ માટે મૃત્યુ પછી યશની વૃદ્ધિ માટે દરેક માસના બન્ને પક્ષની અગીયારસ, ચૌદસ અને અમાસ તેમ જ પુણ્યતિથિએ પ્રાણીઓને જમીનના દાન સહિત અભયદાન આપવામાં આવે છે. અમારા તેમ જ ભવિષ્યમાં ભોગવનારા અમાત્ય તેમ જ લડાઈ અને સુલેહના અમલદારો તથા પુરોહિત વિગેરે તેમ જ બધા ઠાકોરોને માલુમ થાય જે ... ... ... ... મહારાજનની સંમતિથી રાંજા અમલ કરે છે અને તેઓનો ( પ્રજાનો ) દંડ કરીને ભયમાં રાખે છે. આ હુકમ ચન્દ્ર અને સૂર્યના અસ્તિત્વ સુધી પાળવામાં આવશે તેને કોઈએ ભંગ કરવો નહી. મહાભારતમાં વ્યાસે કહ્યું છે કે સગર ... ... ઈત્યાદિ. રામચન્દ્ર બધા ભાવિ નૃપોને ... ... ઈત્યાદિ. મ્હારા વંશમાં ઉત્પન્ન થશે તેની સાથે હું જોડાએલો છઉં તેથી તેઓએ મારો હુકમ તોડવો નહીં. અમાવાસ્યાના પુણ્ય દિવસે ગામના કુંભારોએ પણ નિભાડો સળગાવવો નહીં. બ્હીક વિનાનો થઈને તે દિવસે કોઈ પ્રાણીની હિંસા કરશે તો તેને ૪ દ્રમ્મ દંડ થશે. નડૂલપુરમાં સારો શ્રાવક અને ધાર્મિક શુભકર નામનો પ્રાગ્વાટ વંશનો રહીશ હતો. તેના પૂતિગ અને સાલિગ નામના બે દીકરા હતા. આ પ્રાણી તરફ કૃપા બતાવનારો હુકમ તેમની દ્વારા બહાર પાડવામાં આવેલ. શ્રી પૂનપાક્ષદેવના હસ્તાક્ષર છે. પારિ૦ લક્ષ્મીધરના પુત્ર ઠક્કર જસપાલે આ લખ્યું અને તેમાં સાક્ષી કરી.

નં० ૧૫૭ અ

# ઉંઝાનો અજયપાલનો શિલાલેખ

## વિ. સં. ૧૨૩૧ ચૈત્ર વ. ૧૧.

વડોદરા સ્ટેટના કડી પરગણાના સિદ્ધપુર તાલુકામાં બી. બી. એન્ડ સી. આઇ રેલ્વેની મ્હેસાણા-અજમેર વિભાગ ઉપરના રેલ્વે સ્ટેશન ઉંઝામાં કોલેશ્વર મહાદેવના મન્દિરમાં આ લેખ મળ્યો હતો. સ્ટોકહોમમાં મળેલી આઠમી ઇન્ટરનેશનલ કોંગ્રેસમાં વડોદરા તરફથી પ્રતિનિધિ તરીકે ગએલા સ્વ. એચ. એચ. ધ્રુવે આ લેખનો ઉલ્લેખ કર્યો હતો તેથી લગભગ પંચાવન વર્ષ પહેલાં આ લેખનું અસ્તિત્વ જાણવામાં આવ્યું હશે. લેખવાળી સપાટી ૩ાા ફીટ લાંબી અને ૪ ઇંચ પહોળી છે.

લેખની શરૂઆતમાં વિ. સં. ૧૨૩૧ ના ચૈત્ર વદિ ૧૧ વાર ગુરૂની તિથિ આપી છે; અને અણહિલપાટકના રાજા અજયપાલનો ઉલ્લેખ છે. દંડ શ્રીતાતના સમયમાં રાજા બલ્લાલના પુત્ર કુમારસિંઘે ઉંઝામાં કાલસ્વામ દેવની અહોરાત્ર પંચોપચારથી પૂજા કરીને અમુક પદાર્થો દાનમાં આપ્યાની હકીકત આપી છે.

અજયપાલના બીજા બે લેખો જાણવામાં છે. એક માલવામાં ઉદયપુરમાંથી[2] વિ. સં. ૧૨૨૯નો મળેલો અને બીજું એક તામ્રપત્ર[3] વિ. સં. ૧૨૩૧નું પણ ત્યાંથી જ મળ્યું છે. નરપતિ જયચાર્યના ગ્રન્થમાંથી[4] આ રાજાની છેલ્લામાં છેલ્લી સાલ વિ. સં. ૧૨૩૨ ની મળી છે. આ લેખમાંથી અજયપાલ સમ્બન્ધી કાંઇ ખાસ હકીકત મળતી નથી.

### अक्षरान्तर

१ स्वस्ति श्रीनृपविक्रमसंवत् १२३१ वर्षे चैत्र वदि ११ गुरावद्येह श्रीमदणहिल-
पाटके समस्तराजावलीविराजित

२ श्रीमदजयपालदेवराज्ये दंड श्रीतातप्रतिपत्तौ उंझाग्रामे श्रीकाल[ स्वा ]मिदेवाय
पर० राज० वल्लाल पु राज० कुमरसिंघेन समस्त

३ ग्रामं विदितं द्यूत? सत्क आड वाई दावका प्रभृति दत्वा संभाव्यं दिवारात्रिकं
पंचोपचारपूजां भणित्वा आचंद्रार्कं यावत् धर्मेण प्रदत्तम् ॥

---

૧ પુના ઓરીઅન્ટલીસ્ટ વો. ૧ નં. ૪ પા. ૪૦ જાનેવારી ૧૯૩૭ ડી. બી. દિસ્કલકર. ૨ ઇ. એ. વો. ૧૮ પા. ૩૪૪ ૩ „ „ પા. ૮૦ ૪ „ „ પા. ૩૪૫ ૫ એટલે પુત્ર

अक्षरान्तर[1]

१ [2][ श्रेयः ] स [ वि ].... : .... ....

२ त्रे जितारिपार्थिवबल .... .... ....

३ नश्चामुंडराजो नृपः । तस्माद्वल्ल[भ] .... ....

४ नर्जातो दुर्लभराज इत्यवनिपः श्री भीमदेवस्त[ तः ] ....

५ ष्ट दुष्टदलनः प्रागल्भ्यसंभावितो रूपश्रीजितमन्मथः पृथु[ भु ]

६ कर्णदेवो नृपः । तत्सूनुर्जयसिंहदेव इति च प्रत्यर्थिपृथ्वीभुजा[ मु ]

७ द्दर्ता गुरुसाहसैकरसिकोमूत्सिद्धचूडामणिः ॥ ४ एतस्मिन्पूरु-

८ हूतपत्तनवधूनेत्रातिथौ[5] सत्यमूर्च्छ्रीमानत्र कुमारपालनृपतिर्दु–

९ र्व्वारवीरव्रतः । यत्सेनाचरवाजिपुंगवखुरप्रोत्खातपृथ्वीरजः सं–

१० घातावृतविग्रहे दिनपतौ नक्तायते वासरः ॥ ५ तेन क्ष्मापतिना न्य ॥

११ युज्यत मुदा निर्व्याजवीर्योर्ज्जितस्फारप्रौढिविलासमंदिरमसौ

१२ श्रीकक्ककस्यात्मजः । श्रीसोमेश्वरपत्तनावनविधौ श्रीगूमदेवो व

१३ ली यत्खड्गाहतभीतिकंपतरलैराभीरवीरैः स्थित ॥ ६ तेनावन्य[ त ]

१४ [ धर्म ] निष्टमनसाऽत्रांदोलकं धीमता धर्मादित्यकृते विचित्ररच[ ना ]....

१५ .... .... सौ [ १ ] तत्पूजानिरतैः सदैव मनुजैः संप्राप्यते

१६ .... .... दवसतः सत्यं मुहुर्ब्रूमहे ॥ ७ [ मू ]र्ति[ र ]....

१७ .... .... मेन कृष्णोपमा । [ पूर्ण ? ]

---

१ જૂનાગઢ મ્યુઝિયમમાંના મૂળ પત્થર ઉપરથી તેમ જ વૉટસન મ્યુઝિયમમાંના રબ્બિંગ ઉપરથી.
२ ત્રુટક લેખ આહીંથી શરૂ થાય છે. ૩ મી રહી ગયાથી મ ની ઉપર કોતર્યો છે. ૪ વાંચો પુરુહૂત
૫ એટલે જ્યારે તે ગુજર્યો ત્યારે ६ વાંચો निष्ठ

આ તામ્રપત્રમાંથી બ્રાહ્મણવાડા, કારોડા અને ગાંભુનાં નામો મળી આવે છે. આ બધાં ગામો ગાયકવાડ સરકારના મહેસાણા પ્રાંતમાં આવેલ ચાણસમા મહાલમાંનાં છે. ગાંભુ યાને ગંભૂતા એ પ્રાચીન ગામ છે. ગુજરાતની રાજધાની અણહિલપુરની સ્થાપનાસમયે તે વિદ્યમાન હતું. વનરાજના મહામાત્ય નિન્નય શેઠને ગાંભૂથી ત્યાં બોલાવવામાં આવ્યા હતા, એમ ચન્દ્રપ્રભ-ચરિત્રની અન્ત્ય પ્રશસ્તિ ઉપરથી જ્ઞાત થાય છે. મૂળરાજે મણ્ડલી ગામના મૂલેશ્વર દેવને આપેલ દાનપત્રમાં ગમ્ભૂતા પથકનો નિર્દેશ કર્યો છે. આથી સોલંકીઓના રાજ્યકાલની શરૂવાતથી જ તે પથક તરીકે ઓળખાતું હતું, એમ લાગે છે. પથક અમુક ગામડાંઓના જૂથને કહેવામાં આવતું હશે. તે પ્રમાણે ગાંભૂને ફરતાં કેટલાંએ ગામડાં તે પથકમાં હોવાં જોઇએ. તેમાં ગાંભૂ મુખ્ય ગણાતું હશે. કારણ બીજાં બધાં ગામો કરતાં તે મોટું સુખી અને સમૃદ્ધિમાન હશે, એમ માનું છું. તે સમયના રાજકીય વિભાગોનાં પથક, મણ્ડળ, વિષય વગેરે નામો તામ્રપત્રો ઉપરથી જણાયાં છે. હાલમાં વપરાતા મહાલ, પ્રાંત અને પરગણાને જ મળતા વિભાગો માટે તેવા સંકેતો વાપરવામાં આવતા હશે એમ લાગે છે. પથક શબ્દ તાલુકા જેવા વિભાગને ઉદ્દેશી કહેવામાં આવતો હોવો જોઇએ. મણ્ડળ એ પ્રાન્તનું બીજું સ્વરૂપ છે, જ્યારે વિષય પરગણા જેવો વિભાગ હશે, એમ માનું છું.

આ દાન અજયપાળની સ્ત્રીના પુણ્યાર્થે અપાયું હતું. અજયપાળની કુલસ્વસ્તિકા રાણી કર્પૂરદેવીના શય્યાગ્રાહક નાગર બ્રાહ્મણ ધૂહડના પુત્ર પ્રભાકરને બ્રાહ્મણવાડા ગામની બે હલવાહ જમીન દાનમાં આપવામાં આવી હતી. અજયપાળની સ્ત્રીનું નામ નાઇકિ દેવી પ્રબન્ધચિન્તા-મણિમાં આપેલ છે. તેણે અજયપાળના મરણ બાદ બાળમૂળરાજને ગાદીનશીન કરી, રાજ્ય ચલાવ્યું હતું એ ઇતિહાસપ્રસિદ્ધ વાત છે. પરંતુ કર્પૂર દેવીનું નામ આ દાનપત્રમાંથી પહેલી વાર મળ્યું છે અને એથી અજયપાળને બે સ્ત્રીઓ હતી, એમ માની શકાય.

દાન લેનાર નાગર બ્રાહ્મણ હતો. ચૌલુક્યોનું પુરોહિતપણું નાગરો કરતા, એમ સોમેશ્વરે જણાવ્યું છે. દાનમાં આપેલી જમીન બ્રાહ્મણવાડા ગામની સીમની છે. તેની ચતુઃસીમાના અક્ષરો બરાબર વાંચી શકાતા નથી, પરંતુ જેટલું વંચાય છે તે ઉપરથી સમજાય છે કે તે જમીનની પૂર્વમાં શય્યાપાલકનું ખેતર, ઉત્તરમાં કારોડા ગામનો રાજમાર્ગ, દક્ષિણમાં ચાતુર્વેદી બ્રાહ્મણનું ખેતર અને પશ્ચિમમાં નાગદેવનું ખેતર હતું. આજે પણ કરોડા ગામ બ્રાહ્મણવાડાથી સીધું ઉત્તરમાં છે, એટલે તે ગામ જવાના રાજમાર્ગ ઉપર આ ખેતર આવેલું હશે. પૂર્વમાં શય્યા-પાલકનું ખેતર હોવાનું જણાયું છે. તે સમયમાં શય્યાપાલક કોને કહેવામાં આવતો હશે તે સમજી શકાતું નથી. શય્યાપાલક એટલે શય્યા( પલંગ )નું રક્ષણ કરનાર, શય્યા લેનાર, કે શય્યા પાથરનાર એમાંથી કોણ હશે, તેને શું કાર્ય સોંપવામાં આવ્યું હશે તે સમજાય તેવા કોઈ ઉલ્લેખો વાંચવામાં આવ્યા નથી.

ત્યારબાદ શાપાત્મક શ્લોકો આપેલા છે. લેખક તરીકેના નામમાં મોઢાન્વય પ્ર એટલાજ અક્ષરો સ્પષ્ટ રીતે જણાય છે. તે મોઢ હશે, એમાં સંશય નથી. તે સમયમાં પાટણમાં કેટલાક મોઢવૈશ્યો સારો હોદ્દો ધરાવતા હતા. અજયપાળનો મન્ત્રી યશપાલ મોઢ વાણિયો હતો. મહા સાન્ધિવિગ્રહિકનાં નામ તેમ જ રાજાની સહીવાળો ભાગ ઘસાઈ ગયેલ છે.

નં૦ ૧૫૭ બ

# મૂળરાજ બીજાનું દાનપત્ર[1]

## વિ. સં. ૧૨૩૨ ચૈ. સુ. ૧૧

વડોદરા સ્ટેટના ચાણસમા મહાલમાં આવેલા બ્રાહ્મણવાડા ગામના બારોટ ડુંગરજી ભગજીને આ તામ્રપત્ર ઘરના પાણીયારામાંથી મળ્યાં હતાં. તે વાંચવા માટે તેણે પાટણના વકીલ જીવાભાઈ કાનજીભાઈને આપ્યાં અને તેણે સાફ કરાવી મુનિશ્રી ચતુરવિજયજીને આપ્યાં. આના અક્ષરાન્તરની એક નકલ પૂ. મુનિશ્રી કાન્તિવિજયજીના સંગ્રહમાંથી પૂ. મુનિશ્રી ચતુરવિજયજીએ મેળવી આપી છે.

દાનપત્ર બે પતરામાં લખાએલું છે. પતરાં ૧૫ ઇંચ લાંબાં અને ૧૦ ઇંચ પહોળાં છે. લિપિ દેવનાગરી છે અને ભાષા સંસ્કૃત છે. અન્તમાં શાપાત્મક વિગેરે શ્લોકો સિવાય બાકી બધું લખાણ ગદ્યમાં છે. ભીંતમાંની હવાથી પતરાં ઘસાઇ ગયાં છે અને કેટલીક જગ્યાએ બરોબર પાઠ સ્પષ્ટ નથી.

આ દાન વિ. સં. ૧૨૩૨ માં એટલે કે અજયપાળના મૃત્યુ પછી તેના પુત્ર મૂળરાજ બીજાના રાજ્યકાળમાં આપવામાં આવ્યું છે. આ મૂળરાજના રાજ્યસમયનું બીજું કોઈ દાનપત્ર હજુ સુધી જાણવામાં નથી, તેથી આ દાનપત્ર ઐતિહાસિક દૃષ્ટિએ બહુ ઉપયોગી ગણાય.

[2]સોલંકીઓનાં તામ્રપત્રોમાં શરૂવાતથી જ રાજાવલી આપવામાં આવે છે તે મુજબ આમાં પણ આપેલ છે. અત્યાર સુધી ચૌલુક્યોનાં એકન્દરે ૧૯ તામ્રપત્રો મળી આવ્યાં છે. તેમાં આ તામ્રપત્રથી એકનો ઉમેરો થાય છે. તે તામ્રપત્રો અનુક્રમે બધા રાજાઓનાં નથી, પણ નીચે મુજબ મળ્યાં છે. મૂળરાજનાં ૨, ભીમદેવ પહેલાનાં ૩, કર્ણદેવનાં ૩, અજયપાલનું ૧, ભીમદેવ બીજાનાં ૯ અને ત્રિભુવનપાળનું ૧ મળી કુલ ૧૯ થાય છે, મૂળરાજ પછી ચામુણ્ડ,[3] વલ્લભ, દુર્લભરાજ તથા સિદ્ધરાજ અને કુમારપાળના સમયનું એક પણ તામ્રપત્ર ઉપલબ્ધ થતું નથી. બાળમૂળરાજનું પણ આ પહેલું જ પતરૂં મળેલું છે. મૂળરાજ, સિદ્ધરાજ અને કુમારપાળ જેવા દાનવીરો પૈકી માત્ર મૂળરાજનાં બે દાનપત્રો સિવાય બીજા કોઈ પણ દાનના લેખો મળ્યા નથી, એ આશ્ચર્યજનક છે.

બાળમૂળરાજનું આ તામ્રપત્ર સંવત ૧૨૩૨ ના ચૈત્ર સુદિ ૧૨ ને સોમવારે લખાયું છે. મુમ્બઈ ગેઝેટીઅર વો. ૧ પાર્ટ. ૧ પા. ૧૯૫ મે અજયપાળનું મરણ ૧૨૩૩ માં થયાનું લખ્યું છે. તેમ જ પ્રબન્ધચિન્તામણિમાં બાળમૂળરાજ ૧૨૩૩ માં રાજ્ય ઉપર આવ્યો, એમ નોંધેલ છે. સંવત ૧૨૩૧ નું અજયપાળના સમયનું એક દાનપત્ર મળેલું છે તેમાં લખ્યું છે કે અજયપાળના રાજ્યકાળ દરમીઆન નર્મદાકિનારા ઉપરના બ્રાહ્મણપાટકમાં રહેતા મહામણ્ડલેશ્વર ચૌહાણ વંશધર વૈજલ્લદેવે આલવિણ્ડ ગામ દાનમાં આપ્યું હતું. આ બન્ને હકીકત ઉપરથી અજયપાળનું મૃત્યુ ૧૨૩૨ ની શરૂવાતમાં થયું હોય, એમ નિશ્ચય ઉપર આવી શકાય.

ભીમદેવ બીજાનાં કેટલાંક તામ્રપત્રોમાં બાળમૂળરાજનું બિરૂદ आहवपराभूतदुर्जयगर्जनकाधिराज આપેલું છે. પોતાની માતા નાઈકા દેવીની સંમતિ અનુસાર રાજ્ય ચલાવતાં તેણે શહાબુદ્દીન ઘોરીને યુદ્ધમાં પરાસ્ત કર્યો હતો, તેને લીધે ઉપરનું બિરૂદ સંભવે છે. આ જિતની હકીકતને પ્રબન્ધચિન્તામણિ, સુકૃતસંકીર્તન અને કીર્તિકૌમુદી વગેરે ગ્રન્થોમાંથી ટેકો મળે છે. આ દાનપત્રમાં ઉપરનું બિરૂદ આપ્યું નથી, તેથી એમ અનુમાન થઈ શકે કે શહાબુદ્દીન સાથેનો વિગ્રહ ૧૨૩૨ ના ચૈત્ર પછી થયો હોવો જોઈએ.

---

૧ "બુદ્ધિપ્રકાશ" એપ્રિલ–જૂન ૧૯૩૮ પા. ૧૬૩ શ્રીકનૈયાલાલ ભાઈશંકર દવે. ૨ શ્રીદવેના કરેલા વિવેચનમાંથી સારરૂપે. ૩ ચામુણ્ડનું વિ. સં. ૧૦૩૩ નું એક દાનપત્ર આ પુરવણી વિભાગમાં છાપવામાં આવ્યું છે.

२० राज श्रीअजयपालदेवकुलस्वा( स्ति )का राज्ञिश्रीकर्पूरदेवीसत्क शय्याग्राहक नागरब्रा० लांठ–

२१ शिवागोत्रे सामवेदिक धूहडसुत प्रभाकराय शासनोदकपूर्वमस्माभिः प्रदत्ता

२२ अस्या भूमेर्व्यक्तिर्यथा ॥ ना( वा ) डाक्षेत्रा( त् )भूमिवि( शोप ) कः आघाटा यथा ॥ पूर्वतः शय्यापा–

२३ लक ब्राह्मणक्षेत्रं । दक्षिणतश्चतुर्वेदब्रा.... क्षेत्रं । पश्चिमतश्चतुर्वेदीब्रा० नागदे–

२४ वक्षेत्रं उत्तरतः कारोडाग्राम .... .... साली प्रभृतीन्यक्षेत्रात् भूमि ।

२५ विभ .... .... अस्याभूमे .... .... मलवालब्राह्मणक्षेत्रं । दक्षिणतः

२६ कारो( डाग्रामस्य राज )मार्गः । प ( श्चिमतश्चतुर्वेदी ) .... .... ब्रा० नागदेवक्षेत्रं । उत्तरतो ब्रां० माधव

२७ ।.... .... रि .... .... क्षेत्रं । एभिरा( घाटैरुपल )क्षितां भूमिमेनामवगम्य यथादीयमानभा ( ग )

२८ भोगकराहिरण्यादिसर्व( दाज्ञाश्रवणविधेयैर्भूत्वाऽ )मु( ष्मै ) ब्राह्मणाय समुपने- तव्यं । सामान्यचै ( मे ) त ( त् )

२९ पुण्यफलं मत्वाऽस्मद्वंशजैरन्यैरपि भाविभोक्तृभिरस्म( स्म )दत्तधर्मदायोऽयम–

३० नुमंतव्यः पालनीयश्च ॥ उक्तं च भगवता व्यासेन ॥ षष्टिवर्षसहस्राणि ( स्वर्गे ) तिष्ठति

३१ भूमिदः आच्छेत्ता चानुमंता च तान्येव नरकं वसेत् ॥ १ ॥ यानीह दत्तानि पुरा नरेन्द्रै

३२ र्दानानि धर्मार्थयशस्कराणि । निर्माल्यवांति( न्त्य ) प्रतिमानि तानि को नाम साधुः पुनराददीत ॥ २ ॥

३३ बहुभिर्वसुधा भुक्ता राजभिः सगरादिभिः । यस्य यस्य यदा भूमिस्तस्य तस्य तदा फलं ॥ ३ ॥

३४ स्वदत्तां परदत्तां वा यो हरेत वसुंधराम् । स विष्टायां कृमिर्भूत्वा पितृभिः सह मज्जति ॥ ४ ॥

३५ दत्वा भूमिं भाविनः पा( र्थिवेन्द्रान् भूयोभूयो याचते राम ) भद्रः ॥ सामान्यो- ऽयं दानधर्मो

३६ नृपाणां ( स्वे स्वे ) काले ( पालनीयो ) भवद्भिः ॥ ५ ॥ लिखितमिदं शासनं मोढान्वय

३७ प्र ( सूत महाक्षपटलिक.... .... ....

अक्षरान्तर—पतरूं पहेलुं

१ स्वस्ति राजावली पूर्ववत् । समस्तराजावलीविराजितपरमभट्टारकमहाराजाधिराज-परमेश्वर—

२ श्रीमूलराजदेवपादानुध्यातपरमभट्टारकमहाराजाधिराजपरमेश्वरश्रीचामुंडराजदे-वपादा—

३ नुध्यात पं० मं० पं० श्रीदुर्लभराजदेवपा० प० म—

४ हा० प० श्रीभीमदेव पा० प० म० प०

५ त्रैलोक्यमल्लश्रीकर्णदेव पा० प० म० प० रावंतिनाथत्रिभु—

६ वनगंडबर्बरकजिष्णु सिद्धचक्रवर्ति श्रीजयसिंहदेव पा० प० म०

७ ज प० प्रौढप्रताप निजभुजविक्रमरणांगणविनिर्जितशाकंभरी भूपाल श्रीकुमारपाल-

८ देव पा० प० म० प० परममाहेश्वर प्रबलबाहुदंडदर्परुप—

९ कंदर्पकलिकालनिष्कलंकावतारितरामराज्य करदीकृतशाकंभरीभूपाल श्रीअजय-पालदेव पादा—

१० नुध्यात प० म० प० श्रीमन्मूलराजदेवः स्वभुज्यमानगंभूतापथ—

११ कान्तपातिनः समस्तराजपुरुषान् ब्राह्मणा( णो )न्त( च )रांस्तन्नियुक्ताधि-कारिणो जनपदांश्च बोधय—

१२ ( त्य ) स्तु वः संविदितं यथा ॥ श्रीमद्विक्रमादित्योत्पादितसंवत्सरशतेषु द्वादशसु द्वात्रिंशदुत्तरे—

१३ षु चैत्रमासशुक्लपक्ष एकादश्यां सोमवारेऽत्रांकतोऽपि सं० १२३२ चैत्र सुदि ११ सोमेऽस्यां

१४ संवत्सरमासपक्षवारपूर्विकायां तिथावद्द( द्ये )ह श्रीमद( ण )हिलपाटके स्नात्वा चराचरगुरुं भगवन्तं भवानिपति—

१५ मभ्यर्च्य नलिनिदलगतजललवतरलं जिवित (व्य) माकलय्यैहिकमामुष्मिकं च फ—

१६ लमंगीकृत्य पित्रोरात्मनश्च पुण्यफलाभिवृद्धये बांमणवाडा ( ब्राह्मणवाडाग्रामे ) भूमि हल २ जातभूमि—

१७ वि ९॥। — २॥ सार्धकपर्दकद्वयो( स )[ ( हि )तपादो( नृपत् )विंशो-पका समकर विंशोपकं प्रति १७ वि—

पतरूं बीजुं

१८ प्र १०० शतमेकं अनेन वंचेत्रामाभ्यां ( हलद्वय भूमि )विंशोपका स्वसीमा-पर्यंता सवृक्ष—

१९ मालाकुला सहिरण्यभागभोगा काष्टतृणोदकोपेता सर्वादायसमेता महाराजाधि—

१ परमभट्टारक २ महाराजाधिराज ३ परमेश्वर ४ पादानुध्यात्

આ લેખમાં આવતો વિંશોપક શબ્દ ધ્યાનમાં લેવા જેવો છે. એ તો ચોકસ છે કે તે એક જાતનો સિક્કો હતો. રાજપૂતાના, મધ્યહિન્દ અને ગુજરાતના મધ્યકાલીન ઘણાખરા લેખોમાં તે આવે છે. તેનો અર્થ એવો થાય કે તે બીજા કોઈ સિક્કાનો $\frac{1}{20}$ મો ભાગ હોય. સાધારણ રીતે સિક્કો પાડનારના નામ ઉપરથી તે ઓળખાવવામાં આવતો.[1] જેમ કે દત્તવીર વિંશોપક. પ્રો. ડી. આર. ભાંડારકર માને છે કે[2] વિંશોપક તે મૂળ દ્રમ્મ કાર્ષાપણનો $\frac{1}{20}$ મા ભાગનો ત્રાંબાનો સિક્કો હોવો જોઇએ. પણ આ લેખમાં રાણીએ સોમેશ્વરની પૂજા માટે માત્ર બે વિંશોપક રોજના દાનમાં આપેલા છે, તેથી તે રૂપાનો સિક્કો હોવો જોઇએ, એમ સમજાય છે.

જે સોમેશ્વરના દેવળમાંથી આ લેખ મળ્યો અને જેને તેજપાળની સ્ત્રીએ સુધરાવ્યું તેનું નામ ઉદયરાજના પુત્ર અને મદન બ્રહ્મદેવના મ્હોટા ભાઈના નામ ઉપરથી જ પડ્યું હોય, એમ કલ્પી શકાય. વિ. સં. ૧૨૧૮ ના કિરાડુના લેખમાં તેને શૂરવીર યોદ્ધા તરીકે વર્ણવ્યો છે અને પોતાની જિત પછી જેમ તેની યાદગીરીમાં વિ. સં. ૧૨૧૮ ની પ્રશસ્તિ લખાવી તેમ પોતાનું નામ અમર રાખવા આ મન્દિર બન્ધાવ્યું હોય.

ભીમ ૨ જા નો આ સહુથી પ્રાચીન લેખ છે. કર્નલ ટોડે તેના ગિરનારમાં મલ્લિનાથના મન્દિરમાં વિ. સં. ૧૨૩૪ પૌષ સુ. ૬ ના લેખનો નોંધ કર્યો છે[3] પણ તે મળ્યો નથી. ત્યાર પછીના વિ. સં. ૧૨૩૬ ફા. સુ. ૨ શનિવારના લેખનું વર્ણન મી૦ એચ. એચ. ધ્રુવે વિએના ઓરિએન્ટલ જર્નલ વો. ૭ પા. ૮૭ મે કરેલ છે, પણ તેનો પણ મૂળ પત્થર હજુ મળ્યો નથી.

તિથિની બરોબર ઇ. સ. ૧૧૭૪ ૨૬ મી ઑક્ટોબર ગુરૂવાર આવે છે.

---

૧ પ્રો. ડી. આર ભાંડારકરનાં કારમાઈકલ લેક્ચર્સ એન્શન્ટ ઈંડિયન ન્યુમિસ્મેટિક્સ પા. ૨૧૦. ૨ તેવી જ રીતે વરાહપ્રિય વિંશોપક ( એ. ઈ. વો. ૧ પા. ૧૭૪ ), ભીમપ્રિય વિંશોપક ( એ. ઇ. વો. ૧૧ પા.૬૮ ) ઇત્યાદિ. ૩ ટ્રાવેલ્સ ઇન વેષ્ટર્ન ઈંડિયા ૩, પુરવણી પા. ૫૧૦

નં૦ ૧૫૭ ક

# ભીમ ૨ જાના કિરાડુના શિલાલેખ[1]

## વિ. સં. ૧૨૩૫

વિ. સં. ૧૨૧૮ નો લેખ જે મન્દિરમાંથી મળ્યો હતો તે જ મન્દિરમાંથી આ લેખ મળ્યો છે: તે ૧ ફુટ ૫ ઇંચ લાંબો અને ૯⅞ ઇંચ ઉંચો છે. તેમાં લખાણની સોળ પંક્તિ છે. લખાણનો લગભગ ત્રીજો ભાગ નીચેના ભાગમાં મધ્યમાંથી ઉખડી ગયો છે અને દરેક પંક્તિની મધ્યમાંના અમુક અક્ષરો ઘસાઇ ગયા છે. પરંતુ હકીકત બહુ પ્રમાણમાં નષ્ટ થઈ નથી. લિપિ નાગરી છે અને લેખ સંભાળપૂર્વક કોતરવામાં આવ્યો છે. કેટલીક વાર ર પછીનો વ્યંજન બેવડો લખ્યો છે. શિવની સ્તુતિનો એક શ્લોક શરૂવાતમાં અને અન્તના શાપના બે શ્લોકો સિવાય બધો ભાગ ગદ્યમાં છે

શરૂવાતમાં શિવજીને નમસ્કાર છે. પછી શિવસ્તુતિનો એક શ્લોક છે. ત્યાર બાદ વિ. સં. ૧૨૩૫ના કાર્તિક સુ. ૧૩ ગુરૂવારની તિથિ આપી છે. પછી મહારાજાધિરાજ, પરમેશ્વર, પરમભટ્ટારક ભીમદેવ બીજાના રાજ્યનું વર્ણન છે. પછી કિરાટકૂપ( હાલના કરાડુ )માં રાજ્યકર્તા ખડિયા રાજા મહારાજપુત્ર મદન બ્રહ્મદેવનું નામ આપેલ છે. પછી તે રાજાના મુખ્ય મન્ત્રી અને સામન્ત તરીકે નોકરી કરતા મહેતા તેજપાલનું વર્ણન આવે છે. તેની પત્ની જેનું નામ વાંચી શકાતું નથી તેણે અમુક દેવની ( દેવનું નામ વાંચી શકાતું નથી ) મૂર્તિના તુર્કોએ કરેલા ટુકડા જોયા, તેથી નવી મૂર્તિ કરાવી તેની પૂજા માટે તથા દીપના તેલ માટે અમુક દાન આપ્યું.

આમાંથી આ ઉપયોગી ઐતિહાસિક હકીકત નીકળે છે કે સોમેશ્વરની મૂર્તિ મુસલમાનોએ[2] તોડી નાંખી અને તેજપાલની પત્નીએ તે જ વર્ષમાં એટલે વિ, સં. ૧૨૩૫ માં તેમાં ફરી નવી મૂર્તિની પ્રતિષ્ઠા કરી. આ બનાવ મહમુદ ઘોરીના હુમલા સાથે બન્ધબેસતો આવે છે. કારણ તવારીખે ફેરીસ્તામાં મહમુદ ઘોરીનું આ રેતાળ પ્રદેશમાં થઇને જવાનું વર્ણન છે અને તેની સાલ હીજરી ૫૭૪ એટલે ઇ. સ. ૧૧૭૮ એટલે વિ. સં. ૧૨૩૪-૩૫ આપેલ છે. આનો અર્થ એ થાય કે ગુજરાત આવતાં રસ્તામાં જોધપુર રાજ્યના મિલાણી પરગણામાં થઇને તે પસાર થયો હશે. આ પ્રદેશ ઉજ્જડ રણના રૂપમાં છે અને તેમાં કિરાટકૂપ અગર કિરાડુ ઉપયોગી સ્થળ હોવાથી મુસલમાન બાદશાહે તેને સર કર્યું અને તેમાંના મુખ્ય મન્દિરમાંની મૂર્તિનું ખંડન કર્યું.[3] મુસલમાની ઇતિહાસની તારીખ આ લેખની તારીખ સાથે મળતી આવે છે.

મદન બ્રહ્મદેવ કોણ હતો તે જાણી શકાયું નથી. પાંચમી પંક્તિમાં મહારાજપુત્ર શ્રીકદયરાજ શબ્દ વાંચી શકાય છે. પણ બધા અક્ષરો સ્પષ્ટ નથી, તેથી તે પાઠ માટે હું બહુ ચોકસાઈથી કહી શકતો નથી. તે અટકળ ખરી ઠરે તો મદન બ્રહ્મદેવ કિરાડુના પરમાર રાજાનો પુત્ર થઈ શકે. તેનો બીજો પુત્ર સોમેશ્વર વિ. સં. ૧૨૧૮ ના લેખમાં મળી આવે છે. સંભવ છે કે મદન બ્રહ્મદેવ સોમેશ્વર પછી કિરાટકૂપનો રાજા થયો હોય. તેનો મ્હોટો ભાઈ જેમ કુમારપાળનો ખંડિયો રાજા હતો તેમ આ ચાલુક્ય ભીમ ૨ જાનો ખંડિયો રાજા હતો. કિરાટકૂપનો રાજા નામે આસલને ચાહમાન કીર્તિપાલે હરાવ્યાનું સુન્ધા ટેકરીના લેખમાં છે ( એ. ઈ. વો. ૯ પા. ૭૨ ) સંભવ છે કે મદન બ્રહ્મદેવની પછીનો રાજા હોય.

---

[1] પુના ઓરીએન્ટાલીસ્ટ વો. ૧ નં ૪ પા. ૪૧ જાનેવારી ૧૯૩૭ ડી. બી. દિસ્કળકર. [2] મુસલમાનો માટે અહીં તુરુષ્ક શબ્દ વાપર્યો છે, જ્યારે સાધારણ રીતે બધે તુરુષ્ક શબ્દ વપરાય છે. [3] એ. ઈ. વો. ૧૧ પા. ૭૨

નં० ૧૫૭ ૩

# ગાળાનો ભીમનો શિલાલેખ[1]

વિ. સં. ૧૨૪૯

ધ્રાંગધ્રા સ્ટેટમાં ગાળાના ખંડિત મંદિરમાંના બારશાખ ઉપર આ શિલાલેખ છે. એ મંદિરમાંથી બીજા બે લેખો પણ મળ્યા છે. લેખવાળો ભાગ ૩ ફુટ ૧૦ ઇંચ લાંબો અને એક ફુટ પહોળો છે. કમનસીબે આ લેખ એટલો બધો ઘસાઈ ગયો છે કે નીચેની ત્રુટક જ હકીકત તેમાંથી નીકળે છે. તિથિ વિ. સં. ૧૨૪૯ ના વૈશાખ સુદિ પુનમ આપેલી છે. પહેલી બે પંક્તિમાં ભીમનું નામ મળે છે. આઠમી પંક્તિમાં શાપાત્મક શ્લોકનો પાછળનો ભાગ છે. લેખ દાન બાબત હોવો જોઇએ, પણ તેની વિગત મળી શકતી નથી.

अक्षरान्तरे

१ ओँ[2] नमः शिवायः[3] । स धूर्जटिर्जय .... येषां विज्ञया इव । यस्यैकपालि-
तम्रांविं क–

२ रोत्यद्यापि या( जा )ह्नवी ॥ संवत् १२३९ कार्त्तिक [ शु ]दि [ १३
गुरा ] वधे[ ह ] श्रीमद[ ण ]हिल्पाटकाधिष्ठितमहाराजाधिराज

३ परमेश्वरपरमभट्टारकरिपुवंशा( श )प्ररोह .... .... श्रीमद्भीमदेव-
कल्याणविजयराज्ये तत्प्रभुप्रसादावाप्तश्रीकिराटकू[ पे ] रविरिव सप्रतापः
हिमक[ रं इव ] .... रिव सुवर्णश्रिया मनोरमो[4] अनेकसमरसंघ

४ ट्टवैरिकरिघटापीठदारुणकरवाल .... [ श्रीउदयराजे ? ] महाराजपुत्रश्रीम
दनब्रह्मदेवराज्ये तस्य स

६ दाज्ञाभिधायी लब्धमहापंचशब्दादिसर्व्वालंकारो[ क ] .... र्वाधिकारस-
कल व्यापारचिंतांतरसकट[ क ]

७ धराधैरेयकल्प [ : [महं० श्रीतेजपाल [ स्तस्य ] सुपत्नी [ च ]—[ न ]
.... ....यी राजहंसी[5] मिव ललितपदगा श्रीसुरसुंद

८ रीमिवं सततमनिमेषावलोकन .... .... जललवतरलतरं जीवितव्य ....
चाकस्प्य [ ऐ ]

९ हिकाऽमुष्मिक [ फ ]लं चांगीकृ [ त्य ] ... .... .... [ सोमेश्व ]रदेव-
मवामूर्त्तिरा[ सी ]त्[ सा[6] तुरुकर्म .... ....

१० [ म्रां ] च निरीक्ष्य तस्मिन्य[ त्र ]पि .... .... सकलसुरासुरमकुटमणि-
किरि[ र ]ण .... ....

११ संघट्टमर्पितपादपद्मयु .... .... कारयित्वाऽस्मिन् दिने प्रतिष्ठिता ॥ .... ....

१२ तया च चतुर्द्दस( श ) ?ान .... .... चिंत्य स्वराजानं प्रशा( सा ) दं
यां( या )चयित्वा ... ....

१३ श्रीकिराटकूपीय .... ति दिनं दत्तविरवि( — ) शोपकद्वयं ॥

१४ तथा दीपार्थं च दत्तवल्ल .... वैरपि भूपालै[ : ] आचंद्रार्कं

१५ यावत् पालनीयं ॥ [ बहु ] .... .... यदा भूमी तस्य तस्य तदा फलं ॥

१६ स्वदत्तां परदत्तां वा यत्ना.... .... पालनं ॥ २ मंगलं महाश्रीः ॥ .... ....

---

૧ ભાવનગર મ્યુઝિયમમાંના રબિંગ ઉપરથી ૨ ચિહ્ન રૂપે છે. ૩ વાંચો શિવાય ૪ વાંચો મનોરમ: ૫ વાંચો દંતીન ૬ વાંચો સુંદરીવ ૭ વાંચો તાં

## અક્ષરાન્તર[1]

१ [ संवत् १ ] २९६ वर्षे ज्येष्ठ शुदि १३ शुक्रे ॥ विभू

२ .... देवः श्रीमालान्वयगं वरं । कमुदाक

३ ... राजते चंद्रमा इव ॥ १ कुमारपाल

४ देवस्य चौलुक्यान्वयभास्वतः । प्रताप इव

५ रेजे सचक्रानंदनोद्यमः ॥ २ स दं—

६ डनायकोचंसस्तत्पुत्रोऽभयदा

७ ह्वयः । जिनप्रणीतसद्धर्मपारा

८ वार निशाकरः ॥ ३

९ जनाशाचूतराजीनां वसंतस्तत्सुतोऽजनि [ । ] ख्यातो वसंतपाला [ ख्यो ]

१० राजलक्ष्मीविभूषितः ॥ ४ नंदीश्वरवरद्वीपजैनबिंब [ म ] ची

११ करत् । जनकश्रेयसे सोयं जगदेव [ प्र ] बोधतः ॥ ५ श्री

१२ चंद्रसूरिसच्छिष्यश्रीजिनेश्वरसद्गुरोः देवेंद्र

१३ सूरिभिः शिष्यै द्वीप एषः प्रतिष्ठितः ॥ ६

१४ द्वीपोयं नंदतान्तावदुज्जयंताह्वये गि ।

१५ रौ जगत्यामुदितौ यावत्सूर्याचं

१६ द्रमसाविभौ ॥ ७

१ વોટસન મ્યુઝિયમમાંના રબિંગ ઉપરથી

નં० ૧૫૭ ઈ

# ભીમ ૨ જાના સમયનો ગિરનારનો શિલાલેખ[1]

## વિ. સં. ૧૨૫૬ જે. સુ. ૧૩

પ્રસિદ્ધ ગિરનારની ટેકરી ઉપર સંગ્રામ સોનીના મંદિરથી વાયવ્યમાં નન્દીશ્વરની મૂર્તિના ગોખલાની બન્ને બાજુએ આ લેખ કોતરેલો છે.

લેખની ઉંચાઈ ૪⅞ ઈંચની છે. ડાબી બાજુનો લેખ ૮ ઈંચ પહોળો છે અને જમણી બાજુનો ૯⅞ ઈંચ પહોળો છે. અરધો લેખ એટલે સોળ પંક્તિ ડાબી બાજુએ છે અને બાકીનો ભાગ જમણી બાજુએ છે. લેખ સુરક્ષિત છે અને પહેલી પાંચ પંક્તિની અને ખાસ કરીને બીજી અને ત્રીજી પંક્તિની શરૂવાતનો ભાગ નષ્ટ થયો છે. પહેલી પંક્તિ ગદ્યમાં છે અને બાકીનો બધો ભાગ સંસ્કૃત કવિતામાં લખેલ છે. જોડણી માટે કાંઈ ખાસ નોંધ લેવા જેવું નથી.

લેખની શરૂવાતમાં વિ. સં. (૧) ૨૫૬ જ્યેષ્ઠના શુકલ પક્ષની તેરશ વાર શુક્રની તિથિ આપી છે. ત્યાર પછી લખેલ છે કે ચાલુક્ય રાજા કુમારપાલના દણ્ડનાયકનો દીકરો અભયદ નામે હતો અને તે જૈન ધર્મમાં આસક્ત હતો તેનો પુત્ર વસન્તપાલ હતો અને તેણે માતા પિતાના પુણ્ય માટે ઉજ્જયન્ત ટેકરી ઉપર નન્દીશ્વરની મૂર્તિ બેસરાવી. ચંદ્રસૂરિના શિષ્ય જીનેશ્વરના શિષ્ય દેવેન્દ્ર સુરિએ તેની પ્રતિષ્ઠા કરી.

લેખ વિ. સં. ૧૨૫૬ નો એટલે ભીમ ૨ જાના સમયનો છે પણ તેનું નામ લેખમાં આપ્યું નથી.

લેખની તિથિ બરોબર બંધ બેસતી નથી. તેની બરોબર ઈ. સ. ૧૨૦૦ માં ૨૮ મી મે અને રવિવાર આવે. આનો કાંઈ ખુલાસો મળતો નથી.

---

૧ પુના ઓરિએન્ટાલીસ્ટ વો. ૧ નં ૪ પા. ૪૧ જાનેવારી ૧૯૩૭ ડી. બી. દિસકાર. લેખ ૭૫

## अक्षरान्तर[1]

१ .... .... [ च्छ ] न्निव स्नाति नित्यमद्यापि वारिधौ ॥ [ श्रे ][2]यादभीष्टसं-
सिद्धयै मुखं चंद्रप्र [ भं ] .... ...

२ ... ...ल्लपाटकाख्यं पत्तनं तद्विराजते ॥ ३ मन्ये वेधा विधायैतद्विधित्सुः पुन-
रीदृशं । शि...

३ .... ...रैंद्रैर्नयमंत्रज्ञैर्यत्र लक्ष्मीः स्थिरीकृता ॥ ५ तन्निःशेषमहीपालमौलि-
घृष्टांघ्रि .... .... ....

४ .... ....सौ नृपः । तेनोत्खातासुहृन्मूलो मूलराजः स उच्यते ॥ ७ एकैकाधिक
भूपालाः सम .... .... .... ....

५ .... ....[ स ] म्रजखुराहतं । अतुच्छमुच्छलत्पूयं पर्वधर्ममजीजनत् ॥ पौरुषेण
प्रतापेन पुण्येना .... ....

६ .... ....रन्यूनविक्रमः । श्रीभीमभूपतिस्तेषां राज्यं प्राज्यं करोत्ययं ॥ ११
मालाक्षराण्यनम्राणि यो बभंज म.... ....

७ .... ....[ न्नं ] दिसंघे गणेश्वराः । बभूवुः कुदकुदाख्याः साक्षात्कृतजगत्
त्रयाः ॥ १३ येषामाकाशगामित्वं त्या .... ....

८ ... .... शतपंचकमुज्वलं । रमयित्वाथ जन्मांते येऽन्यान्नियमपूर्व्वकं ॥ १४
कालेऽस्मिन् भारते क्षेत्रे जाता.... ....

९ .... ...रीणास्तत्ववर्त्मनि । तेषां चारित्रिणां वंशे भूरयो सूरयोऽभवत् ॥ १७
सद्वेषा अपि निर्द्वेषाः सकला अक.... ....

१० .... ...प्रभावस्यारोह तत् । श्रीकीर्तिः प्राप्य सत्कीर्त्तिं सूरि [ : ] सूरि-
गणं ततः ॥ १९ यदीयं देशनावारि सम्यग्दि.... ....

११ .... ....चित्रकूटाच्चचाल स । श्रीमन्नेमिजिनाधीश तीर्थयात्रानिमित्ततः ॥ २१
अणहिल्लपुरं रम्यमाजगा.... ....

१२ .... ....नींद्राय ददौ नृपः । विरुदं मंडलाचार्यः सच्छत्रं ससुखासनं ॥
२३ श्रीमूलवसंतिकाख्यं जिनभवनं तत्र.... ...

१३ संज्ञयैव यतीश्वरः । उच्यतेऽजितचंद्रो यस्ततोभूत्स गणीश्वरः ॥ २४ चारुकीर्ति-
यशःकीर्त्ती घ

१४ .... ....मुक्तो यो रत्नत्रयवानपि । यथावद्विदितात्माभूत्से ( म ) कीर्त्तिस्ततो
गणी ॥ २७ उदेति स्म लसज्ज्योति.... ....

१५ .... ....लैंपि वासिते हेमसूरिणा । वस्त्रंप्रावरणं येन ॥ २९... ...

૧ ભાવનગર મ્યુઝિયમમાંના રબિંગ ઉપરથી ૨ વાંચો मूयाद ૩ આંહી अणहिल्लपाटक લખ્યું છે જ્યારે પં. ૧૧ માં अणहिल्लपुर લખ્યું છે.

નં. ૧૫૮ અ.

# સોમનાથ પાટણના ભીમ ૨ જાના શિલાલેખ[1]

વિ. સં. ૧૨૫ ×

આ લેખ સોમનાથ પાટણમાંથી મળ્યો હતો અને ત્યાંથી ૩ માઈલ છેટે કાઠિયાવાડના ઉપયોગી બંદર વેરાવળમાં ફોજદારી ઉતારામાં પડેલા પીળા પત્થરમાં કોતરેલો છે. શિલાની ડાબી બાજુનો ભાગ તુટી ગયો છે તેથી દરેક પંક્તિના અમુક અક્ષરો ગુમ થયા છે. જમણી બાજુનો ખૂણો પણ તુટયો છે તેથી સાલનો છેલો અંક ગુમ થયો છે. લેખ સુરક્ષિત છે અને તે અત્યારે ૧ ફુટ ૨૨ૅ લાંબો અને ૧ ફુટ ૫ૅ ઉંચો છે. લેખની ૨૫ પંક્તિ છે અને અક્ષરો સીધી લીટીમાં સુંદર રીતે કોતર્યા છે. લિપિ નાગરી છે અને ભાષા સંસ્કૃત છે અને લખાણ પદ્યમાં છે. ૨ પછીનો વ્યંજન ઘણે ખરે ઠેકાણે બેવડો લખ્યો છે.

દરેક પંક્તિનો અમુક ભાગ ગયો છે તેથી લેખમાંનો ભાવાર્થ આપી શકાતો નથી જોકે તે જૈન ધર્મ સમ્બંધીનો છે એમ જાણી શકાય છે. પહેલી પંક્તિ કયા દેવની સ્તુતિ છે તે જાણી શકાતું નથી. બીજી અને ત્રીજી પંક્તિમાં ગુજરાતની પ્રખ્યાત રાજધાની અણહિલપાટકનું વર્ણન છે. તે ઘણું સમૃદ્ધ થઈ ગયું હતું. ચોથી પંક્તિમાં રાજા મૂલરાજનું નામ છે, છઠ્ઠી પંક્તિમાં વચમાંના રાજાઓ બધા મુકી દઈને ભીમ (૨ જા) નું નામ છે. સાતમીથી ચૌદમી પંક્તિ સુધીમાં જૈન ગણેશ્વરો જેમાંનો કુંદકુંદ એક હતો તેના સંઘ અગર ગચ્છનું વર્ણન છે. તેમાંનો કીર્ત્તિસૂરિ શ્રી નેમિનાથની યાત્રા કરવા માટે ચિત્રકૂટથી નીકળી અણહિલ્લપુર ગયો. ત્યાં તેને રાજાએ બહુ માન આપ્યું. સૂરિએ ત્યાં મૂલવસંતિકા નામનું મંદિર ચણાવ્યું. તેના પછી અજિતચંદ્ર ચારૂકીર્ત્તિ, યશકીર્ત્તિ, ક્ષેમકીર્ત્તિ અને હેમસૂરિ એમ અનુક્રમે સૂરિ થયા. જુના મંદિરની જગ્યાએ હેમસૂરિએ નવું મંદિર બંધાવ્યું તેનું વર્ણન પં. ૧૭ થી ૨૪ મી સુધીમાં છે. પં. ૨૨ માં લખ્યું છે કે તેણે એક કુંડ બંધાવ્યો જેના પાણીથી કોઢ નાશ પામતો હતો. આ લેખ સોમનાથ પાટણમાંથી મળ્યો છે તેથી એમ કલ્પના થાય કે આ બધાં ત્યાંજ બાંધ્યાં હશે સોમનાથ પાટણનું સ્પષ્ટ નામ નથી આપ્યું. માત્ર પં. ૨૩ માં પશ્ચિમ સમુદ્ર એટલું લખેલું છે છેલી પંક્તિમાં લખેલ છે કે પ્રશસ્તિ પ્રવરકીર્તિએ રચી હતી. છેવટે સાલ આપી છે જેનો છેલો અંક વંચાતો નથી. ( તે ૧૨૫ × છે )

---

૧ પુના ઓરિએન્ટાલીસ્ટ વો. ૨ નં. ૪ પા. ૨૨૨ જાનેવારી ૧૯૩૮ ડી. બી. દિસ્કલકર. ૨ અમરકોશ ઉપરની ક્ષિરસ્વામીની ટીકાના ગ્રંથમાં તેજઃપુર નામની જગા આપી છે ( પુના ઓરિએન્ટાલીસ્ટ નો. ૧ પા. ૨૬ ) સર જદુનાથ સરકાર આને મહીકાંઠા પરગણાના પ્રેટીસણ તાલુકામાં તેજપુર છે તે હોવાનું માને છે. ( પુના ઓ. વો. ૨. નં. ૨ ) પણ તે જાણીતી જગ્યા નથી અને જૈન અવશેષો ત્યાં મળતા નથી. તેજપુરને પ્રભાસ એટલે સોમનાથ પાટણ કલ્પવું વધારે સારૂં છે અને આ લેખમાં બતાવ્યા મુજબ તે જૈનોનું ઉપયોગી સ્થળ છે.

# ચૌલુક્ય વંશના ચાર અપ્રસિદ્ધ દાનપત્રો[1]

નં૦ ૧૪૩ અ

## ૧ સિદ્ધરાજ જયસિંહનું દાનપત્ર

વિ. સં. ૧૧૮૪ ચૈ. સુ. ૧૫ સોમ.

ઘેણુજથી પશ્ચિમે બે ગાઉ ઉપર સુનસર ગામ છે, તેની દક્ષિણે નદીની ભેખડમાંથી એક સાથે સાત તામ્રપત્રો નીકળ્યાં હતાં. તે હાલ વામજના પટેલ પ્રલ્હાદ આત્મારામ પાસે છે. તેઓ સં. ૧૯૯૧ ના ચોમાસામાં અમદાવાદમાં શેઠ સારાભાઈ ડાહ્યાભાઈ પાસે તે સાતે પતરાં લઈ આવ્યા હતા. શેઠ સારાભાઈએ તે પટેલને પૂજ્યપાદ મુનિમહારાજ દર્શનવિજયજી જે રતન-પોળમાં ઉજળ બાઈની ધર્મશાળામાં રહેતા હતા, તેની પાસે મોકલ્યો. તેઓએ તે પતરામાંનું લખાણ તે પટેલને સમજાવ્યું તથા જે પાંચ પતરાં તેમને બતાવ્યાં તેની નકલ કરી લીધી. આ પાંચ પતરાં પૈકી પહેલાં બેમાં એક દાન, ત્રીજામાં બીજું દાન અને ચોથા તથા પાંચમા પતરામાં ત્રીજું દાન વર્ણવ્યું છે.

આ પતરૂં ૮ ઇંચ લાંબું અને ૭ ઇંચ પહોળું છે. આ પતરાંમાં કડી માટેનું કાણું છે. આ પહેલા પતરામાં ૧૪ પંક્તિ છે.

લેખની શરૂવાતમાં સંવત્ ૧૧૮૪ ચૈત્ર સુદિ ૧૫ સોમ આપેલ છે. વંશાવળી વિભાગમાં કર્ણદેવનું એકનું જ નામ આપી પછી જયસિંહદેવનું નામ આપ્યું છે. મહા મંત્રી તરીકે સાંતુપનું નામ આપેલ છે. ત્યારબાદ દાનની વિધિની વિગત આપી છે. ચૌલુક્ય વંશના મહારાજા-ધિરાજ જયસિંહદેવ પોતાના અને પિતાના પુણ્યની અભિવૃદ્ધિ માટે તીર્થજલથી સ્નાન કરી શ્રીનીલકંઠ મહાદેવની પંચાંગ ઉપહારથી પૂજા કરી સંસારની અસારતાનો ખ્યાલ કરી કમલદળ ઉપરના પાણીના બિંદુ જેવું જીવન ક્ષણિક છે ઇત્યાદિ બોધ વચનોની મધ્યમાં પતરૂં પુરૂં થાય છે. પરિણામે દાનવિભાગ ઉપલબ્ધ નથી અને ખાસ નવી ઐતિહાસિક હકીકત મળી શકતી નથી. બાકીનાં પતરાં આગળ ઉપર ઉપલબ્ધ થશે તો ફરીથી આ દાનપત્ર છપાવવામાં આવશે.

---

૧ અપ્રસિદ્ધ. આ પતરા સંબંધી હકીકત તથા અક્ષરાન્તરની નકલ પૂજ્યપાદ મુનિ મહારાજ દર્શનવિજયજીએ મને મોકલી આપ્યાં છે તેને માટે તેમનો આભાર માનું છું.

१६ .... .... कीर्त्तिर्यत्कीर्त्तिर्नर्त्तकीय नरिनर्त्ति । त्रिभुवनरचिता मुक्तिनूपुरशशि-
तिलकनेपथ्या ॥ ३१ से... ....

१७ .... ...ति ॥ ३२ समद्धृत [ : ] समुच्छन्नश्रीर्णजीर्णजिनालयः [ यः ]
कृत्वा रत्ननिर्व्वाहसमुत्साहशिरोम ।

१८ .... ....श्चैरवगण्यते ॥ ३४ वादिनो यत्पदद्वंद्वनखचंद्रेषु बिंबिताः । कुर्व्वते
विगत श्रीकाः कलंक....

१९ .... ....दं तीर्थभूतमनादिकं ॥ ३६ सीतायाः स्थापना यत्र सोमेशः पक्षपात-
कृत् । प्रभोस्त्रैलोक्य ... ....

२० .... ...तदुद्धृतं तेन जातोद्धारमनेकशः ॥ ३८ चैत्यमिद ध्वजमिषतो निज-
भुजमुद्धृत्य सक...

२१ .... ....षतो मंडल्यगणिललितकीर्त्तिसत्कीर्त्तिः । चतुरधिकविंशति लसद्ध्वजप-
टपटुहस्तक ॥

२२ ... ...मेतदीयसद्गोष्टिकानामपि गल्लकानां ॥ ४१ यस्य स्नानपयोनुलिप्तम-
खिलं कुष्टं दवी.... ....

२३ ... ....स चंद्रप्रभः समभुत्तीरे पश्चिमसागरस्य जयतादिग्वाससां शासनं ॥
४२ जिनपति गृह

२४ ... ....वर्णिवर्यो व्रतविनयसमेतैः शिष्यवर्गैश्च सार्द्धं ॥ ४३ श्रीमद्विक्रम-
भूपस्य वर्षाणां द्वाद

२५ .... ....ककीर्त्तिलघुबंधुः । चक्रे प्रशस्तिमनघा [ मपि ] .... प्रवर कीर्त्तिरिमां
॥ ४५ सं १२ [ ५ ] +

# ૨ સિદ્ધરાજ જયસિંહનું દાનપત્ર

વિ. સં. ૧૧૯૩ ફા. વ. ૭ ભૌમ.

આ પતરૂં ૧૦ ઇંચ લાંબું અને ૭½ ઇંચ પહોળું છે. કડી માટે નીચેના ભાગમાં કાણું છે. આ પતરામાં ૧૬ પંક્તિ છે. આ પતરૂં ચૌલુક્ય વંશના બીજાં પતરાંની માફક જ લખાએલું છે. પં. ૧ થી ૭ સુધીમાં ચૌલુક્યની સમસ્ત રાજાવલી આપી છે. જેમાં મૂલરાજ, ચામુણ્ડરાજ, દુર્લભરાજ, ભીમદેવ, કર્ણદેવ અને જયસિંહદેવનાં નામ આપ્યાં છે. પં. ૮ માં ગંભૂતા પથકનું નામ આપ્યું છે જે અભિનવ સિદ્ધરાજના વિ. સં. ૧૨૮૦ ના દાનપત્ર( આ પુસ્તકના લેખ નં. ૧૬૫ )માં પણ આવે છે. તે પથકમાં રહેતા બધા અધિકારી અને પ્રજાવર્ગને દાનસંબંધી જાણ કરે છે. પં. ૧૦ થી ૧૨ સુધીમાં તિથિ વિ. સં. ૧૧૯૩ ફાલ્ગુન વદિ ૭ ભૌમવાર આપેલ છે. પં. ૧૩ થી ૧૬ તે દિવસે મકરસંક્રાંતિના પર્વને દિવસે શિવજીની પૂજા કરીને જીવનની ક્ષણભંગુરતા વિચારીને પોતાના તથા માતાપિતાના પુણ્ય યશની અભિવૃદ્ધિ માટે ( અમુક દાન આપ્યાની હકીકત આગળ હશે ). આંહી વિ. સં. ૧૧૯૭ આશ્વિન વદિ ૩ ને દિવસે ભડાણા ગ્રામમાં આપેલા કોઈ દાનનો ઉલ્લેખ છે. સમ્ભવ છે કે આ દાન તે અગાઉ આપેલા દાન સંબન્ધી હોય એટલે તેમાં સુધારો વધારો કરી અમુક હકો વધુ આપ્યા હોય. પહેલું પતરૂં આંહી પુરૂં થયું છે, તેથી દાનની વિગત મળી શકતી નથી.

## अक्षरान्तर

१ ९ स्वत्ति राजावलीस (पू) र्व्ववत (त्) समस्त राजावली विराजित परमभट्टारक महा

२ राजाधिराजपरमेश्वर श्रीमूलराजदेवपादानुध्यातपरमभट्टारकम

३ हाराजाधिराज श्रीचामुंडराजदेवपादानुध्यातपरमभट्टारक महाराजा

४ धिराजश्री दूर्लभराजदेवपादानुध्यात परमभट्टारकमहाराजाधिराज

५ श्रीभीम्व (म) देवपादानुध्यातपरमभट्टारकमहाराजाधिराजश्रीमत् त्रैलो-

६ क्यमलश्रीकर्ण्णदेवपादानुध्यातपरमभट्टारकन (म) हाराजादि (धि) राजपर-

७ मेश्वरावंतीनाथत्रिभुवनगंडबर्ब्बरकजिष्णुसिद्धचक्रवर्तिश्रीमज्जयसिं-

८ हदेवः स्वतुष्टयमानः(स्वभुज्यमानः)गंभूतापथकांतः पाति ङः(नः)समस्त राजपुरुषा(न्)ब्रा

९ ह्मणोतरान् तन्नितु (यु) क्ताधि(धि) कारिणा जनपदांश्चवोधयत्यस्तुवः संवि-(दि)

१० —— —— ॥ श्रीमद्विक्रमादित्योत्पादितसंवत्सरशतेष्वेकादशसुत्रिनवत्य

११ धिकेषु फाल्गुनबहुलपक्षसप्तम्यां भौमवारे ॥ यत्रांकलिपिसंवत्

१२ ११९३ फागुणवदि भौमेऽद्येह श्रीमदणहिलपाटके-(म) करसं

१३ क्रांतिपर्व्वणिस्नात्वा चराचरगुरुं भगे (ग) वंतं भवानीपतिमभ्यर्च्य संसारा

१४ सारता विचिंत्य नलिनीदलगतजललवतरलतरं प्राणितऽयमाकल

१५ य्यैहिकामुष्मिक-फलमंगीकृत्य पित्रोवात्मनश्च पुण्य यशो

१६ ऽभिवृद्धये ॥ सं ११८७ आश्विम (न) वदि ३ भडाणाग्रामेशासने

अक्षरान्तर

पतरुं पहेलुं

१ आ (ओं) स्वस्ति श्रीमद् विक्रमकालातीत संवत् ११८४ वर्षे
२ चैत्रसुदि १५ सोम — — श्रीमदणहिल्लपट्टके महाराजाधिराज
३ श्रीमत्कर्णदेव महाराजाधिराजपरमेश्वर——
४ — — भट्टारकप्रताप सकललक्ष्मी स्वयंव
५ रबर्बरकजिष्णु अवंतीनाथ श्रीमज्जयसिंहदे—
६ वकल्याणविजयराज्ये तत्पादपद्मोपर्जीविनिमहामात्यश्री
७ सांतुपे (के) श्री श्रीकरणदे समच (स्त) मुद्राव्यापारान् परिपंच (थ) यति स
८ च (स) चिवं काले प्रवर्तमाने ताम्रशासनमभिलिख्यते यथा ॥
९ श्रीमचौलुक्यवंशान्वयप्रसूत महाराजाधिराजश्री
१० मद्विजयसिंहदेवः स्वपितुरात्मनश्च परमपुण्याभिवृद्ध
११ ये संभृत तीर्थजलैः स्नात्वा देव श्री नीलकंठ पंचांग पू-
१२ जोपहारविधिना समभ्यर्च्य नमस्कृत्य च संसारासा
१३ रतां विचिंत्य नलिनीदलगतजललवतरलतरंजी-
१४ वितं अभ्रपटलप्रायं यौवनं प्रहरद्वयहा—यास

१४ रेयत्रांकतेपि विक्रमसंवत् १२०१ पौषसुदि २ शनावद्येह श्री
१५ चांद्रापल्लीसमोवासित श्रीतधिजठा (य) कटके योगेश्वर श्री सिद्धेश्वरवैद्य (ज्ञ) ना
१६ थदेव— (यो) — — पर्वणि स्नात्वा चराचरगुरुं भगवंतं भवानीपतिं समभ्य
१७ र्च्य संसारासारतां विचिंत्य नलिनीदलगतजलवतरलतरंप्राणितव्ये
१८ माकलय्यैहिकामुष्मिकयत्फलमंगीकृत्यपित्रो। रात्मनश्चपुण्ययशो
१९ भिवृद्धये ब्राह्मणमघुलुल — — देवाय— — (गंभूता) वार

पतरुं बीजुं

२० थके सम्वतसरग्रामेवो— — (दिया) इलं १ वणग्रक्षेत्रे
२१ भू — — (दिया) इलं १ उभयंजातभूमिह्ल १—लिकभू(ष्ल)
२२ — — सीमा पर्यंतासवृक्षमालाकुलासकाष्ठतृणोदकोपेता
२३ स राज्यभागभोगासदंडदशापराधसर्वकेदाराशासने
२४ नोदकपूर्व्वमस्माभिः प्रदत्ता। श्वस्याभूमेराघाटायथा। पूर्वतः
२५ साठाकेन खेटयमान सींधुराक्षेत्रे सीमा। तथा राजदेवेन खे-
२६ ट्यमान महघडीक्षेत्रे सीमा। दक्षिणतो भोजदेवेन खेटय॥
२७ मान साव(च)राक्षेत्रेसीमा। तथावूटाकेन खेटयमानवांदा (चांदा) क्षेत्रे सीमा पश्चिमतस्त
२८ दस्य ब्रा०सूरदेवस्याभ्रेकशासनभूम्यां सीमां। उत्तरतो जसराकेन खेटय॥
२९ मान नागडक्षेत्रे सीमां। तथा लासडेन खेटयमान को वा क्षेत्रे सीमां। इति
३० वतु (चकु) राघा — — — मिमेनाम च गम्य तन्निवासिजनपदैर्यथादीय-
३१ मानभारा — — — दि सर्व्वं सर्वदाह्य(ज्ञा)थ(श्र)वणकित्वयैभूत्वाऽस्मै-
३२ ब्रा० सूरदेव — — — लतव्या सामान्यं चैतत्पुणाय — — त्वा — स्मद्वंशजैर-
३३ न्यैरपि — — — — भिरस्मत्प्रदत्तधर्मदायोयमनुमंतव्यः पालनीय-
३४ श्च। उक्तं च भगवताव्यासेन। षष्टिर्वर्षसहस्राणि स्वर्गे तिष्ठति भूमिकः।
३५ आक्षेप्ता चानुमंताच तान्येव नरकं वसेत्॥ १॥ लिखितमिद — सनंगौ
३६ कायस्थान्वय प्रसूतमहामात्यश्रीविग्रारोमसुतठ०लक्ष्म — — — को
३७ ऽत्र महासावि(धि)चि(वि)ग्रहिक श्रीप्रभाकरइ? ॥ श्रीकुमरपाल

નં૦ ૧૪૪ ઈ

# ૩ કુમારપાળનું દાનપત્ર

વિ. સં. ૧૨૦૧ પો. સુ. ૨ શનિ.

આ દાનપત્રનાં બન્ને પતરાં સદ્‌ભાગ્યે ઉપલબ્ધ છે. દાન વિ. સં. ૧૨૦૧ પો. સુ. ૨ શનિવારે આપ્યું છે. દાતા તરીકે કુમારપાલદેવ રાજાનું નામ આપેલ છે. પતરાંની લંબાઈ ૯ ઈંચ અને પહોળાઈ ૮ ઇંચ છે. પહેલા પતરામાં નીચે તથા બીજામાં ઉપરના ભાગમાં કડી માટે કાણાં છે. પહેલા પતરામાં ૧૯ પંક્તિ છે. બીજામાં ૧૮ પંક્તિ છે. પતરાં સુરક્ષિત લાગે છે, અને આખો લેખ વાંચી શકાય છે. બીજાં ચૌલુક્યનાં પતરાંની માફક જ દાનની શરુવાત થાય છે. પં. ૧ થી ૯ સુધીમાં અનુક્રમે મૂલરાજ, ચામુણ્ડરાજ, દુર્લભરાજ, ભીમદેવ, કર્ણદેવ જયસિંહદેવ અને કુમારપાલનાં નામ આપેલ છે. પં. ૧૦ અને ૧૧ માં કુમારપાલ ગમ્ભૂતા પથકમાં રહેતા અધિકારી અને પ્રજાવર્ગને જાણ કરે છે. પં. ૧૩ અને ૧૪ માં તિથિ આપેલ છે. વિ. સં. ૧૨૦૧ ના પોષ સુદિ ૨ શનિને દિવસે દાન આપ્યું છે. પં. ૧૫–૨૩ માં લખેલ છે કે યોગેશ્વર, સિદ્ધેશ્વર, વૈદ્યનાથ, વગેરે દેવોની પૂજા કરીને સ્નાન કરીને શિવપૂજા કરીને, સંસારની અસારતા વિચારીને, કમલદળ ઉપરના બિંદુ જેવું જીવન ક્ષણિક છે તે જાણીને, આલોક અને પરલોકમાં પોતાનું અને માતાપિતાનું પુણ્ય અને યશની વૃદ્ધિ થાય માટે બ્રાહ્મણ મધુના પુત્ર બ્રાહ્મણ ... ... (નામ આપેલ નથી)ને ગમ્ભૂતા પથકમાં સંવત્સર ગામમાં અમુક ક્ષેત્રમાં અમુક જમીન ચાલુ મર્યાદા અને શરત અનુસાર દાનમાં આપી છે. પં. ૨૪ થી ૩૧ સુધી દાનની જમીનની સીમાનું વર્ણન છે. પ. ૩૨ થી ૩૫ સુધીમાં ચાલુ શાપના શ્લોકો છે. પં. ૩૬ માં લેખક તરીકે વિદ્યાશ્રમના પુત્ર ઠા. લખ્મ—નું નામ આપેલ છે, અને પં. ૩૭ માં સાંધિવિગ્રહિક તરીકે શ્રીપ્રભાકરનું નામ તથા શ્રીકુમારપાલ એટલા શબ્દો છે.

अक्षरान्तर

पतरुं पहेलुं

१ स्वस्ति राजावलीप्लु(पू)त्र(र्वं)वत्समस्तराजावलीविराजितपरमभट्टारकमहाराजाधिरा-
२ जपरमेश्वरश्रीमूलराजदेवपादानुध्यातपरमभट्टारकमहाराजाधि-
३ राजश्रीचामुंडराजदेवपादानुध्यातपरमभट्टारकमहाराजाधिराजश्रीदुर्लं-
४ भराजदेवपादुनुध्यातपरमभट्टारकमहाराजाधिराजश्रीभीमदेव-
५ पादानुध्यातपरमभट्टारकमहाराजाधिराजश्रीमत्रैलोक्यमल्लश्रीक–
६ र्ण्णदेवपादानुध्यातपरमभट्टारकमहाराजाधिराजपरमेश्वर त्रिभु–
७ वन गंडावंतीनाथ बब्बरकजिष्णुसिद्धचक्रवर्तिश्रीमज्जयसिंहदेव पा ॥
८ दानुध्यात परमभट्टारक महाराजाधिराजपरमेश्वरनिजभुजविक्र-
९ मरणांगणविनिर्ज्जित शाकंभरी भूपाल श्रीमत्कुमारपालदेवो विज-
१० योदयी स्वभूज्यमानगंम्म(भू) ता पथा (थ) कान्तः पातिनः समस्त राजपुरु ॥
११ षान् ब्राह्मणोत्तरां— (न्त) त्रियुक्तावि (धि) कारिणो जनपदांश्च बोधय-
१२ त्यस्तुवः संविदितं यथा। श्रीमद्विक्रमादित्योत्पादित संवत्सर ॥
१३ शतेष्वेकोत्तर द्वादशसु पौषमास शुक्लपक्षद्वितीयायां शनिवा-

નં૦ ૨૧૫ અ

# વીસલદેવનો પોરબંદરનો શિલાલેખ[1]

વિ. સં. ૧૩૧૫ ભા. સુ, ૫

કાઠિયાવાડમાં પોરબન્દર શેહેરમાં મીઠી માંડવીમાં કન્દોઇની દુકાન પાસે પડેલી પાતળી શિલામાં કોતરેલો છે, ત્યાં એ શિલા ઘણા વખતથી પડેલી છે અને કયાંથી મળી આવી તે જાણવામાં નથી. લેખવિભાગ ૧ ફુટ ૬ ઇંચ લાંબો અને ૧ ફુટ ૨૩/૪ ઇંચ પહોળો છે. તે બહુ જ ઘસાઇ ગયો છે, અને ગમે તેટલા શ્રમથી પણ આખો વાંચી શકાય તેમ નથી. લેખની ઉપરના ભાગમાં વાછડાને ધવરાવતી ગાયનું સુંદર ચિત્ર છે.

લેખની શરુવાત તિથિથી થાય છે અને તે વિ. સં. ૧૩૧૫ ના ભાદ્રપદ વદિ ૫ આપેલ છે. વાર વાંચી શકાતો નથી. ત્યારપછી અણુહિલપાટકના મહારાજ શ્રીવિસલદેવના રાજ્યનો તેમ જ મુખ્ય મન્ત્રી નાગડનો ઉલ્લેખ છે. પછી સૌરાષ્ટ્ર ઉપર અમલ ચલાવવા માટે નીમેલા પંચકુલના સભ્યોનાં નામ આપ્યાં છે, પણ તે વાંચી શકાતાં નથી. બાકીના ભાગમાં ત્રુટક ત્રુટક શબ્દો તથા અક્ષરો વંચાય છે અને તેથી કાંઈ સમ્બન્ધવાળું વાંચન ઉપજી શકતું નથી.

જૂદી જૂદી પ્રવૃત્તિમાટે અમુક દ્રમ્મોનું દાન આપવામાં આવ્યું છે. દાન દેનાર અને લેનારનાં નામ મળતાં નથી. આઠમી અને બારમી પંક્તિમાં ભૂમલિકાનું નામ છે, જે બરડાના ડુંગરમાંનું ઘુમલી હોવું જોઇએ. તે અસલ મ્હોટું શેહેર હતું અને જેઠવાની રાજધાની હતી. અત્યારે તે ખંડેર થઇ ગએલ છે. દાન દેનાર ભૂમલિકામાં રહેતો હશે, એમ અનુમાન થાય છે.

આ રાજાના બીજા ત્રણ લેખો મળેલ છે અને તેની સાલ વિ. સં. ૧૩૦૮[2], ૧૩૧૧[3] અને ૧૩૧૭[4] છે. આ લેખમાં આવેલા નાગડનો ઉલ્લેખ વિ. સં. ૧૩૧૭ નાં તામ્રપત્રોમાં અને કવિ નાનાકની કોડીનારપ્રશસ્તિમાં[5] પણ આપેલ છે. હર્ષગણિના વસ્તુપાલચરિત્ર ઉપરથી નક્કી થાય છે કે તે નાગર બ્રાહ્મણ હતો. વિ. સં. ૧૩૦૩ પછી નાગડ મંત્રી નિમાવો જોઇએ. તે જ વર્ષમાં તેજપાલને મુખ્ય મંત્રી તરીકે આચારંગસૂત્ર નામના ગ્રન્થમાં[6] વર્ણવેલો છે. કોડીનારની પ્રશસ્તિના સમય સુધી એટલે કે વિ. સં, ૧૩૨૮ સુધી તે પદ ઉપર રહ્યો હશે.

---

૧ પુના ઓરિએન્ટાલીસ્ટ વો. ૨ નં. ૪ જાને. ૧૯૩૮ પા. ૨૨૫, મી. ડી. બી. દિસ્કલકર. ૨ ૩ પુ. ઓ. વો. ૧ પા ૨૫. ૪ ઇ. એ. વો. ૬ પા. ૧૨૦. ૫ ઇ. એ. વો. ૧૧ પા. ૧૦૦. ૬ સંસ્કૃત ગ્રન્થોની શોધ સમ્બન્ધી પિટરસનનો રીપોર્ટ ૧૮૮૨–૮૩ પા. ૪૧

નં० ૨૧૪ અ

# ૪ રાજા અચોકસનું દાનપત્ર

આ પતરું કોઈ દાનનું બીજું પતરું છે. તેમાં વંશાવલી કે તિથિ હોવાનો સમ્ભવ નથી, પણ દાનવિભાગ પણ તેમાંથી મળી શકતો નથી. શરુવાતથી અન્તસુધી દાનને પાળવા માટેના આદેશો અને 'બહુભિર્વસુધા ભુક્તા' ઇત્યાદિ શ્લોકો આપેલા છે. છેલ્લી બે પંક્તિમાં પોતાના વંશના હવે પછીના રાજાને દાનને હરકત ન કરવા માટે પ્રાર્થના છે. પતરામાં અગીયાર પંક્તિ છે અને નીચેના ભાગમાં કડી માટે કાણું છે.

अक्षरान्तर

१ —(स्व) मनसि यत्रोचवे तत् कुरूते। सामान्यमेतत्पुण्या-
२ मिसिध्यैतदवगम्यम — भद्रैरन्यैरपिभुवे मोत्क्वति —
३ — प्रवृत्त धर्मद्दा(दा)योऽनुमंतव्यः। पालनीयश्चा यथा दाता
४ श्रेयमाग्तथा पालकोपि श्रेयमाग्भवति। तथा चोक्तं भगवता
५ व्यासेन बहुभिर्वसुधा भुक्ता राजभिः सगरादिभिः यस्य
६ यस्य यदा भूमी(मिः) तस्य तस्य तदा फलं ॥ स्वदत्तां परदत्तां वा यो
७ हरेद्वसुंधरां। सविष्टायां कृभि(मि)र्भूत्वा पितृभिः सहमज्ज-
८ ति ॥ दत्वा दानं माविनः पार्थिवेंद्रान् भूयो भूयो याचते
९ रामचंद्रः। सामान्यो यं दानधर्मो नृपाणां स्वे स्वे काले पा-
१० लनीयो मद्(व)द्भिः ॥ मम वंश क्षणे क्षीणे कोपि राजा भविष्य-
११ ति। तस्याहं करलग्नोस्मि मम दत्तं न चालयेत्

નં० ૨૧૬ અ

# અર્જુનદેવનો કાંટેલાનો શિલાલેખ[1]

વિ. સં. ૧૩૨૦ જ્યે. સુ. ૪

કાઠિયાવાડમાં પોરબન્દર સ્ટેટના તાબાના કાંટેલા ગામમાં રેવતીકુણ્ડના કાંઠા ઉપર શિવ-(મહાકાલેશ્વર)મન્દિરની દક્ષિણ બાજુના દિવાલમાં ગણપતિની મૂર્તિ નીચે કાળા ગ્રેનાઈટ પત્થર ઉપર આ લેખ કોતરેલો છે. તે ગામ પોરબંદરથી વાયવ્યમાં સાત માઈલ દૂર અને દરિયા-કાંઠાથી એક માઈલ દૂર આવેલું છે.

આ લેખ સ્વ. તનસુખરામ મનસુખરામ ત્રિપાઠીએ ૧૯૧૫ ના "બુદ્ધિપ્રકાશ"માં ગુજરાતી ભાષામાં પ્રકટ કર્યો છે. તેની લંબાઈ ૧ ફુટ ૯ ઈંચ અને પહોળાઈ ૧૧½ ઈંચ છે, અને તે સુરક્ષિત છે. ભાષા સંસ્કૃત છે. અને છેલ્લી પંક્તિમાં તિથિ આપી છે તે સિવાયનો બધો ભાગ પદ્યમાં છે. લિપિ નાગરી છે, અને કોતરકામ સારું છે, આખા લેખમાં કેટલાક અક્ષરોના પ્રાચીન રૂપ વાપરેલાં છે, જેમ કે પં. ૩–૪–૭ અને ૮ માં ધ, પં. ૧ અને ૫ માં જોડાક્ષરનો ય પં. ૪ અને ૫ માં ચ્ચ ઘ જેવો લાગે છે. બ ને વ ના પાંખડામાં નાનું ટપકું મૂકીને દરશાવ્યો છે, તેથી કેટલીક વખતે તે બન્ને વચ્ચે ગોટાળો થાય છે, પં. ૪ માં જુ ના ઉ ની નીશાની લીટીને લગાડવાને બદલે ડાબી બાજુ લગાડેલ છે. પૃષ્ઠ માત્રા બધે જ વાપરી છે.

પહેલી પંક્તિમાં પ્રાર્થના છે કે દૈત્યના શત્રુ વિષ્ણુ જેનું રક્ષણ કરે છે એવા ધર્મવૃક્ષનું કલ્યાણ થાઓ. શ્રીમાલ કુટુમ્બમાં ઉદય નામે મંત્રી હતો. તેનો પુત્ર ચાહડ હતો. તેનો પુત્ર પદ્મસિંહ હતો અને તેની પત્ની પ્રથિમદેવી હતી. તેને મહણસિંહ, સલક્ષ અને સામન્તસિંહ નામે ત્રણ પુત્રો હતા. સલક્ષને વીસલદેવે સૌરાષ્ટ્રનો સૂબો નીમ્યો હતો, પણ પાછળથી લાટ પ્રાંતમાં તેની બદલી કરી હતી. ત્યાં તે નર્મદાને કાંઠે ગુજરી ગયો. સામન્તસિંહે પોતાના ભાઈના પુણ્ય માટે સલક્ષનારાયણ નામે વિષ્ણુનું મન્દિર બંધાવ્યું. રૈવત (ગિરનાર) પર્વત ઉપર નેમિનાથના મન્દિરની આગળ પાર્શ્વનાથનું મન્દિર પણ તેણે બંધાવ્યું.[2] વીસલદેવે તેને સૂબો નીમ્યો હતો અને અર્જુનદેવે તેને કાયમ રાખ્યો. સામન્તસિંહને ખબર પડી કે દ્વારકાના રસ્તા ઉપર આવેલ રેવતીકુંડ છિન્નભિન્ન સ્થિતિમાં છે. પ્રાચીન સમયનો તે કુંડ છે. તે જંગલમાં રેવતી પોતાના પતિસાથે ક્રીડા કરતી. તે પવિત્ર સ્થાન માનીને તે રેવતીકુંડને પગથીયાં બન્ધાવ્યાં. વળી તેણે શિવ, વિષ્ણુ (જલશાયિન્), ગણેશ, ક્ષેત્રપાલ, સૂર્ય, ચંડિકા, રેવતી અને બલરામની મૂર્તિઓ પધરાવી. ઉપરાંત તેણે ત્યાં કુવો અને અવેડા બન્ધાવ્યાં. તે કુવામાં ન્હાવાથી રેવતી નક્ષત્રની અસરમાંથી બચ્ચાંઓનું રક્ષણ થતું.

પંડિત મોક્ષાર્કના પુત્ર કવિ હરિહરે આ પ્રશસ્તિ રચી હતી. તેનું સામન્તસિંહના કુટુંબે સન્માન કર્યું હતું. છેલ્લી પંક્તિમાં સાલ તથા તિથિ આપી છે. અને વિ. સં. ૧૩૨૦ ના જ્યેષ્ઠ સુદિ ચોથ અને બુધવાર છે.

લેખની કાવ્યકૃતિ જોતાં પ્રશસ્તિનો લેખક આ હરિહર કીર્તિકૌમુદીમાં સોમેશ્વરદેવે પ્રશંસા કરેલ હરિહર કલ્પી શકાય તેમ નથી. એક મોક્ષાદિત્યે વિ. સં. ૧૩૨૦ માં ભીમવિક્રમવ્યા-યોગ રચેલ છે. આ હરિહર વખતે તે મોક્ષાદિત્ય( મોક્ષાર્ક )નો પુત્ર હોય. એ સંભવિત છે.

---

૧ પુના ઓરિએન્ટાલીસ્ટ વો. ૨ નં. ૪ જાને. ૧૯૩૮ પા. ૨૨૭ સી. ડી. બી. દિસ્કલકર. ૨ વિ. સં. ૧૩૦૫ ના લેખ ઉપરથી તે મન્દિર ૧૩૦૫ માં બંધાવ્યું હશે. (કઝીન્સ લિસ્ટ આફ એન્ટી. રીમેઈન્સ, પા. ૩૫૮) સલક્ષ તે સાલ પહેલાં થોડા સમય ઉપર ગુજરી ગયો હશે.

अक्षरान्तर

१ ओं संवत् [१३] १९ वर्षे भाद्रवे [पद शुदि ९]....येह श्रीमदणहिल[पाट]-
२ काधि[ष्ठित] समस्तराजावली विराजित महारा[ज] श्री[वी]स-
३ [ल] दे [व] कल्याणविजयराज्ये तत्पादपद्मोपजिविनि महा[मा]-
४ त्यश्रीनागडे समस्तमुद्राव्यापारान्परिपंथयत [ति] एवं का-
५ ले वर्त्तमाने श्री सुराष्ट्रमंडले [म] हं० श्री [वि—रापारा],
६ श्री [सिंहप्रभृति] पंचकुलप्रतिपत्तौ [वामक ?....द पुत्र]
७ [श्री] जयदेवस्य [स्थितके.... ति] र्धमिह श्री
८ .... .... मलिकोसत्क? समस्तप्रति.... ....
९ .... .... .... घाम .... .... ...
१० द्र ४ पत्री? ... ... द्र ४.... ... राण्टके द्र ४ पद्रे
११ .... ट्टके द्र ४ क....पट्टके द्र ४ सकल? .... स्थित
१२ .... .... रविकारं ? मूमलिकायां.... ....
१३ .... .... बहुभिर्वसुधा भुक्ता राजभिः सगरादिभिः यस्य
१४ यस्य यदा भूमिस्तस्य तस्य तदा फलं। मंगलं महाश्रीः

---

१ राजकोट अने भावनगर म्युझियममांनां रबिंगो उपरथी. २ चिह्नरूपे छे. ३ वांचो माद
४ आ शब्द मूमलिका होवो जोईए.

अक्षरान्तर[1]

१ ओं[2] ॥ स्वस्तिमानस्तु दैत्यारिगुप्तो धर्ममहिरुहः । महेन्द्रादिपदं यस्य परिपाकोज्वलं फलं ॥१ श्री श्रीमाल्कुले मंत्री प–
२ वित्रीकृतभूतलः । उदयो नाम शीतांशुसितकीर्त्तिरजायत ॥ २ अंगभूरभ्धि- गंभीरस्ततः श्रीचाहडोऽभवत् । प ॥[3]
३ प्रसिंहं कुलद्योतिविस्तुतरामसूत यः ॥ ३ बभूव पद्मसिंहस्य गुरुभक्तस्य गेहिनी । प्रिया पृथिमदेवीति मैथिली ॥
४ व रघुप्रभोः ॥ ४ तयोस्त्रयोऽभवन्पुत्राः सुत्रामगुरुवाग्मिनः । मिथः प्रीतिजुषां येषां न त्रिवर्गो पमेयतां ॥ ५ ज्या—
५ यान्महणसिंहो भूत्सलक्षस्तेषु चानुजः । लेभे सामंतसिंहस्तु कनिष्टज्येष्टतां तयोः ॥ ६ श्रीवीसलमहीपालः श्री ॥
६ सलक्षकरांबुजम् । चक्रे सौराष्ट्रकरणस्वर्णमुद्रांशुमासुरं ॥ ७ स लाटदेशाधि- कृतः प्रभो स्तस्यैव शासनात् ॥ दधौ दिव्यां
७ तनुं देवात्यक्त भूतमयाकृतिः ॥ ८ श्रेयसे प्रेयसस्तस्य भ्रातुः सामंतमंत्रिणा । सलक्ष [ना] रायणं इत्यस्यापि प्रतिमाहरेः
८ ॥९ रैवताचलचूलैच श्रीनेमिनिलयाग्रतः प्रांशुप्रासाद प्रस्यापि बिंबं पार्श्वजिने- शितुः ॥१० यथा वीसलभूपा–
९ लः सुराष्ट्राधिकृतं व्यधात् । सामंतसिंहं सचिवं तथैवार्जुनभूपतिः ॥११ स जातु जलधेस्तीरे पथि द्वारवतीपतेः । श्रु ॥
१० श्राव रेवतिकुंडमिदं कालेन जर्जरं ॥१२ निजप्रभावबीजेऽस्मिन्पूर्वंहिकिलरेवती [।] चिक्रीड सह कांतेन वेलावनवि-
११ [हा]रिणी ॥१३ अत एतन्महातीर्थं जननीश्रेयसेमुना ।नवैरुपलसोपानैः सुरवापीसमंऽकृतं ॥१४ गणेशक्षेत्रपाला ॥
१२ कैचंडिकामातृमिः समं । कारितौ कृतिना चेहमहेशजलशायिनौ ॥१५ किं चात्र सच्चरित्रेण रेवतीबलदेवयोः [।]

---

१ वोटसन म्युझियम राजकोटमांना रबिंग उपरथी. २ चिह्नरूपे छे. ३ आ तेम जणीजी लीटीओ जग्या भरवा माटे लखी छे. ४ अहीं छन्दद्दोष छे.

જૈન ગ્રંથોમાં લખ્યા અનુસાર કુમારપાળ અને તેના જૈન ગુરુ હેમચન્દ્રના સંબંધમાં આવેલ ઉદયન તે આ લેખનો ઉદય હોવો જોઇએ. તે કર્ણના સમયમાં ધંધાર્થે શ્રીમાલમાંથી ગુજરાતમાં આવ્યો અને કર્ણે તેને એક મંત્રિ નીમ્યો. સિદ્ધરાજે તેને ખંભાતનો સૂબો બનાવ્યો. કુમારપાળ સિદ્ધરાજના ત્રાસથી ભાગીને ખંભાત ગયો હતો ત્યારે આ ઉદયને તેને સારી મદદ કરી હતી. તે ઉપકારના બદલામાં કુમારપાલે પોતાને ગાદી મળી ત્યારે તેને મુખ્ય મંત્રિ બનાવ્યો. તેણે સૌરાષ્ટ્રના રાજા સામે લશ્કર સહિત ઉદયનને મોકલ્યો હતો, પણ લશ્કર હારી ગયું અને ઉદયન સખત ઘાયલ થયો. આપણને એવો કોઈ પણ લેખ મળ્યો નથી કે જેમાં ઉદયનને મુખ્ય મંત્રિ વર્ણવ્યો હોય. કુમારપાળનો પ્રથમ મંત્રિ મહાદેવ હતો. ગિરનાર ઉપરના બીજા લેખોમાં પણ આ ઉદયનનું વર્ણન મળે છે. તેને ચાર પુત્રો વાહડ, આંબડ, ચાહડ અને સલક્ષ નામે હતા. જૈન ગ્રન્થોમાં પહેલા ત્રણ પુત્રો માટે અસંબદ્ધ હકીકત આપેલ છે. વિ. સં. ૧૨૧૩ ના નાડોલના પતરામાં કુમારપાળના મંત્રી તરીકે વાહડદેવનું નામ આવે છે, તે આ ઉદયનનો મોટો પુત્ર હોવો જોઇએ. તેની પત્નીનું નામ પૃથિમા દેવી સાધારણ રીતે આપેલ છે, પણ ઉપરના લેખમાં બિંબીદેવી આપ્યું છે. જો પૃથિમા તે પ્રતિમાનું અશુદ્ધ રૂપ માનીએ તો પ્રતિમા અને બિંબ બન્નેનો એક જ અર્થ થાય છે.

જૈન મતના અનુયાયીએ વિષ્ણુનું અને જીનનું એમ બન્ને મન્દિર બંધાવ્યાં. એ હકીકત ઉપરથી એમ સમજી શકાય છે કે બન્ને ધર્મના અનુયાયીઓ વચ્ચે પુષ્કળ મિત્રાચારી હશે. ગિરનાર ઉપરના બીજા બે લેખોમાં લખેલ છે કે સામન્તસિંહે જૈન મૂર્તિઓ પણ બેસારી હતી. તેવી જ રીતે વસ્તુપાલે પણ જૈન અને બ્રાહ્મ ધર્મની મૂર્તિઓ કરાવી હતી.[1]

તિથિની ગણત્રી કરતાં એમ જણાય છે કે વાર બરોબર મળતો આવતો નથી. લેખમાં બુધવાર આપેલ છે, જ્યારે વિ. સં. ૧૩૨૦ ના જ્યે. સુ. ૪ ને દિવસે ગુરુવાર હતો અને ખ્રિસ્તી તારીખ ૧ લી મે ૧૨૬૪ ઇ. સ. આવે છે. આ ગોટાળાનું કારણ એવું હોઇ શકે કે સૂર્યોદયની તિથિ જુદી હોય અને દાન અપાયુ અગર લખાયું તેની તિથિ બપોરના ભાગની બદલાઈ ગઇ હોય.

૧ જુઓ ઈ. એ. વો. ૩૧ પા. ૪૬૪.

નં० ૧૬૪ ( સુધારીને )

# અર્જુનદેવનો ભરાણાનો શિલાલેખ

વિ. સં. ૧૩૨(૭)

કાઠિયાવાડમાં નવાનગર સ્ટેટના ખંભાળિયા મહાલમાંના ભરાણા ગામમાં ગણપતિની મૂર્તિની બેસણી ઉપર આ લેખ કોતરેલ છે. આ લેખ "પ્રાકૃત અને સંસ્કૃત લેખો" પા० ૨૦૪ મે પ્રસિદ્ધ થયો છે, પણ તેની સાલ તથા રાજાનું નામ બરોબર વાંચ્યાં ન હોતાં; તેની સાલ વિ. સ. ૧૨૭૫ વાંચી તે ભીમ ૨ જાનો લેખ ધારવામાં આવ્યો હતો. રાજાનું નામ અર્જુનદેવ છે અને સાલ ૧૩૨(૭) છે. એકમનો અંક સ્પષ્ટ નથી, પણ બાકીના અંક માટે સહેજ પણ શંકા નથી. છેલ્લી ત્રણ પંક્તિ બહુ જ અસ્પષ્ટ છે.

ભાષા સંસ્કૃત છે અને લિપિ નાગરી છે. જોડણી માટે કાંઈ નોંધવા લાયક નથી. સિંહને માટે સીહ શબ્દ બધે વાપર્યો છે.

લેખની શરૂવાત તિથિથી થાય છે. સાલ ૧૩૨(૭) છે, અને માસ તથા દિવસ બરોબર વાંચી શકાતાં નથી, પણ ભાદ્રપદ સુદિ ત્રીજ હોવા સંભવ છે. પછી અણહિલપાટકના મહારાજા અર્જુનદેવનું નામ છે. ત્યાર બાદ સૌરાષ્ટ્ર ઉપર નિમાએલા બે અમલદાર ( પાલ્હ ) અને સામન્તસિંહનાં નામ આપેલાં છે. આના હાથ નીચે અરિસિંહ અને ( જય )સિંહ ભદ્રાણક ઉપર રાજ્ય કરવા નિમાયા હતા. આ હાલનું ભરાણા હશે. તેઓએ પાણી માટે માતરા દેવી વાવનું અને અમુક હેતુ ( સ્પષ્ટ નથી ) માટે અમુક દ્રમ્મનું દાન કર્યાનું વર્ણન છે.

આજ રાજાના વિ. સ. ૧૩૨૦ ના કાંટેલાના લેખમાંથી આપણને માહિતી મળે છે કે આ સામન્તસિંહને સૌરાષ્ટ્ર ઉપર સૂબો નીમાયો હતો. આ લેખ વખતે બીજો મદદનીશ અમલદાર નિમાયો હશે. તેનું નામ ખાતરીપૂર્વક વંચાતું નથી, પણ પાલ્હ હશે.

આ રાજાના ચાર લેખો બે વિ. સ. ૧૩૨૦ ના[2] એક ૧૩૨૮ નો[3] અને એક ૧૩૩૦ નો એમ મળ્યા છે. એક બીજો લેખ વિ. સ. ૧૩૨૦નો સિરોહી રાજ્યમાં મળ્યો છે.[4] તે આ અર્જુનદેવનો હશે કે કોઈ બીજાનો તે ચોક્કસ થઈ શકતું નથી.

अक्षरान्तरं

१ ओं[6] [संवत्] १३२[७] वर्षे [भाद्रपद ? शुदि ३]...... द्येह श्रीमदणहि–
२ लपाटकाधिष्ठितसमस्तराजावलीसमलंकृतमहारा–
३ जाधिराजश्रीमदर्ज्जु [जुन] देवकल्याणविजयराज्ये श्रीसौ–
४ राष्ट्रदेशे नियुक्तम [हं] श्री [ठ. पाल्ह?] ठ. श्री साम्व[त] [7]सीह
५ यो [:] आदेशेन भ[द्रा]णके महं. श्री अरिसीह ठ. श्री [ज]
६ [य] सीहाभ्यां श्रीमातरादेवीवापिकायाः पत्रशासनं का–
७ रितं । [गवां पानी] य पि–नार्थं भद्राणकमंडपिका [यां]–
८ —के द्र. ८? .... .... श्री.... ... ... वर्षं प्रति .... ....
९ .... ... .... .... .... .... .... .... .... ....

---

૧ પુના ઓરિએન્ટાલીસ્ટ વો. ૨ નં. ૪ જાને. ૧૯૩૮ પા. ૨૩૨ ડી. બી. દિસ્કલકર. ૨ ઈ. એ. વો. ૧૬ પા. ૪૭ અને વો. ૧૧ પા. ૨૪૨ ૩ કચ્છની એન્ટીક્વીટી ખખ્ખરકૃત પા. ૮૯. ૪ ગૌરિશંકર ઓઝાકૃત સિરોહીનો ઇતિહાસ પા. ૧૪૧ ૫ ભાવનગર મ્યુઝિયમમાંનાં બે રબિંગ ઉપરથી. ૬ ચિન્હ રૂપે છે. ૭ વાંચો સામંત

१३ अस्यापि मूर्त्तियुगलं नपायतनपेशलं ॥१६ अंकारिकूपकोस्योः स्मित्वरघट्टमनो-
हरः। घर्यंति धेनयो यस्यं निपाने ।

१४ बु मुधासखं ॥१७ खेतीमहत्मुज्झंति शिशवो यत्र मज्जनात् । तदेतदस्तु कल्पांत
साक्षि सामंतकीर्त्तनं ॥१८ ख

१५ नेत्रानलशीतांशुमिते विक्रमवत्सरे। ज्येष्ठे सितचतुर्थ्यां ज्ञे मूर्त्तमेतत्प्रातिष्ठितं ॥१९
प्रशस्तिमेतां सा

१६ मंवमंत्रिगोत्रस्य पूजितः। मोक्षार्कषीमतः सुनुश्चक्रे हरिहरः कविः ॥२०॥ मंगळं
महा श्रीः ॥

१७ संवत् १३२० वर्षे ज्येष्ठ शुदि ४ बुधे । प्रतिष्ठा

નં० ૨૧૯ બ

# અર્જુનદેવનો ગિરનારમાંનો શિલાલેખ[1]

## વિ. સ. ૧૩૩૦ વૈ. સુ. ૧૫ ઈ. સ. ૧૨૭૪ એપ્રિલ ૨૨

કાઠિયાવાડમાં ગિરનારની ટેકરી ઉપર નેમિનાથના મંદિરની પશ્ચિમ બાજુએ આવેલા ગણધર મંડપની ઉત્તર બાજુએ દીવાલમાં ચણેલ શિલા ઉપર આ લેખ[2] કોતરેલો છે. ૯ ઇંચ લાંબા અને ૩ાા ઇંચ પહોળા ભાગમાં લેખ કોતર્યો છે, અને તે સુરક્ષિત છે. લેખ સંસ્કૃત ગદ્યમાં છે અને સુંદર નાગરી લિપિમાં કોતર્યો છે. જોડણી સંબંધમાં એક હકીકત ધ્યાન ખેંચવા જેવી છે કે તે એકે પૂર્વેના ર ની સાથે જોડાએલો વ્યંજન બેવડો લખવામાં આવ્યો છે, ( જુઓ પં. ૨, ૫, ૬. )

વિ. સં. ૧૩૩૦ ના વૈશાખ સુદિ ૧૫ ની તિથિનો છે અને ( ચાલુક્ય રાજા ) અર્જુનદેવના રાજ્ય સમયનો હોઈને સૌરાષ્ટ્ર ઉપર નિમેલા પાલ્હ સૂબાને ઉદ્દેશીને છે.

ઉદયપ્રભ સૂરિ અને બીજાઓએ તથા મેહેતા ધાંધા જેનો મુખી છે એવા પંચકુલે, મેવાડા જ્ઞાતિના ગોગના પુત્ર હરિપાલને પવિત્ર ગિરનાર પર્વત ઉપર નેમિનાથના મંદિર સહિત બીજાં બધાં મંદિરોમાં લેખો કોતરવાનો હક્ક આપ્યો તે હકીકત આ લેખમાં છે. આ હક્ક હરિપાલ પોતે જ નહીં, પણ તેના વંશવારસ ભોગવે એમ પણ ( તામ્રપત્રોમાં લખે છે તેમ ) લખ્યું છે.

ગિરનાર ઉપર લેખ કોતરવાનો આ હક્ક કેટલે દરજ્જે હરિપાલે ભોગવ્યો હતો તે જાણવા માટે બીજા ત્યાંના લેખો તપાસ્યા ત્યારે હરિપાલે કોતરેલો[3] માત્ર એક જ લેખ મળ્યો.

પાલ્હ વિ. સ. ૧૩૨૦ પછી સૌરાષ્ટ્રનો સૂબો નિમાયો હોવો જોઈએ; કારણ કાંટેલાના અર્જુનદેવના લેખમાં સૂબા તરીકે સામન્તસિંહનું નામ છે. તે વિ. સં. ૧૩૩૩ સુધી સૂબો કાયમ રહ્યો હશે, કારણ અર્જુનદેવ પછીના સારંગદેવના સમયના આમરણના લેખમાં[4] પણ તેનું નામ છે. અર્જુનદેવના છેલ્લામાં છેલ્લા વિ. સં. ૧૩૨૮ ના કચ્છમાંના રવના લેખનાથી[5] પણ આ લેખ બે વર્ષ પછીનો છે.

વિ. સં. ની બરોબર ઇ. સ. ૧૨૭૪ તા. ૨૨ એપ્રિલ રવિવાર આવે છે.

### अक्षरांतर[6]

१ श्रातृ[7] नरसिंहसूत्र. गोगसुत सू. हरिपालः ॥ तद्भार्या सु. रुपिणि[8] ः ॥ सू. पदमलः

२ सं.१३३० वैशाख शु.१५ श्रीमदर्ज्जुनदेवराज्ये सुराष्ट्रायां तन्नियुक्त ठ. श्रीपाल्हे

३ श्रीमदुदयप्रभसूरिभृत्याचार्य्यैर्महं. धांधाप्रमुखपंचकुलेन समस्तश्रीसंघे

४ नाथ मेवाडाज्ञातीय सू. गोगसुत सू. हरिपालस्य श्रीउज्ञयंतमहातीर्थे[9]

५ श्रीनेमिनाथप्रासादादि धर्म्मस्थानेषु सूत्रधारत्वं सप्रसादं प्रदत्तं ॥ इद[10]

६ सूत्रधारत्वं सू. हरिपालेन पुत्रपौत्रपरंपरया आचंद्रार्कं यावदभोक्तं.[11]

७ व्यं ॥ अन्यसूत्रधारस्य कस्यापि संबंधो नहि शुभं भवतु सूत्रधारेभ्यः ॥

---

૧ પુના ઓરિએન્ટેલીસ્ટ વો, ૩ નં ૧ પા. ૨૧ એપ્રિલ ૧૯૩૮ ડી. બી. દિસ્કલકર ૨ જુઓ મિથિક સો. નું કવાર્ટરલી જરનલ. ૧૪.૨૪૨ ૩ રીવાઇઝડ લીસ્ટ આફ એન્ટી. રીમેઇન્સ. બો. પ્રેસીડન્સી. પા. ૩૫૧ ૪ આજ પાલ્હ પોરબંદરના અમસિદ્ધ વિ. સં. ૧૩૩૪ ના લેખમાં પણ ઘણું કરીને છે. ૫ એન્ટીકવેરીયન રીમેઈન્સ ઈન કચ્છ ખખ્ખરકૃત. પા. ૮૯ ૬ વોટસન મ્યુઝિયમ રાજકોટમાં સંગ્રહીત થયેલ રબિંગ ઉપરથી. ૭ આ પંક્તિ જે ખરે લેખને અંતે કોતરાવી જોઈએ તે જગ્યાને અભાવે અહીં ઉપર કોતરી છે. ૮ વાંચો रुक्मिणी ૯ વાંચો तीर्थे ૧૦ વાંચો इदं ૧૧ यावत् શબ્દ આંહી નકામો છે, તેમ ज क्त પછીનું બીજું પણ નકામું છે.

નં૦ ૨૧૯ અ

# અર્જુનદેવના રવ( કચ્છ )માંના શિલાલેખ[1]

વિ. સં. ૧૩૨૮ શ્રા. સુ. ૨

સ્વ૦ દલપતરામ પ્રાણજીવન ખખ્ખરે ઈ. સ. ૧૮૭૯ માં આ શિલાલેખ આર્કિટેકચરલ એન્ડ આર્કિઓલોજીકલ રીમેઈન્સ ઇન ધી પ્રોવિન્સ ઑફ્ કચ્છ નામના પુસ્તકમાં પ્રસિદ્ધ કરેલ છે. સ્વ. ખખ્ખરે તેનું રબિંગ આપ્યું નથી, તેથી તેના જ આપેલા અક્ષરાન્તર ઉપર આધાર રાખવામાં આવ્યો છે.

લેખ વિ. સ. ૧૩૨૮ ના શ્રાવણ સુદિ બીજ વાર શુક્રની તિથિનો છે અને તેમાં અણહિલપાટકમાં રાજ્યકર્તા મહારાજાધિરાજ અર્જુનદેવનો અને તેના મંત્રી માલદેવનો ઉલ્લેખ છે. રવ નામના ગામમાં શ્રી રવેચી દેવીના મંદિર પાસે રવિસિંહે ૧૬૦૦ દ્રમના ખર્ચે વાવ બંધાવ્યાંનું લેખમાં લખ્યું છે. તે શિલાલેખ વાવમાં મુકવામાં આવ્યો હશે. રવ ભુજથી પૂર્વમાં આશરે ૬૦ માઈલ દૂર છે.

अक्षरान्तर

१ ॥संवत् १३२८ वर्षे श्राव-
२ ण सुदि २ शुक्रेऽद्येह श्रीम-
३ दणहिल्लपाटकाधिष्ठित समस्तरा-
४ जावलीसमलंकृत महाराजाधिराजश्री-
५ मदर्ज्जुनदेवकल्याणविजय-
६ राज्ये तन्नियुक्तमहामात्यश्रीमाल-
७ देवे श्रीश्रीकरणादिसमस्तमु-
८ द्राव्यापारान् परिपंथयति सती-
९ त्येवं काले प्रवर्त्तमाने धृतप-
१० द्यां मंडलकरणप्रतिबद्धरव
११ ग्रामे देवी श्रीरवेचीपादानां पु-
१२ रतो घाघर्णाया क्षत्रीय वाई
१३ थरीया सुत रविसिंहेन आत्म
१४ श्रेयोर्थं वापी कारापिता का-
१५ रापने दत्ता द्र० १६०० शुभं भवतु ॥

---

१ પુના ઓરિએન્ટાલીસ્ટ વો. ૩ નં ૧ પા. ૨૦ એપ્રિલ ૧૯૩૮ ડી. બી. ડીસ્કલકર

अक्षरांतर[1]

१ [स्वि] स्त श्रीनृपविक्रमसंवत् १३३३ वर्षे ज्येष्ठ शुदि ५ रवौ मालवधराधूमके- तुगूर्ज्जरधरणीसमु-॥[2]

२ [द्धरण] वराहसमचक्रवर्तिभुजबलमल्लमहाराजश्रीसारंगदेवकल्याणविजय

३ [राज्ये तन्नि] युक्त सौराष्ट्रदेशाधिकारिमह. श्रीपाल्हप्रभृति पंचकुलप्रभृति[3] प्रतिपत्तौ अद्येहश्री आं-

४ [वरणे] चापोत्कटवंश सरोवरराजहंसचापोत्कटप्रजापरिपालकराणक श्रीभोजदेवसुत राज

५ [.... तेन मातृसोयना (?)] श्र (श्रे) योऽर्थे श्रीसुमतिस्वामिदेवपूजनाय दधिमतीनदीसमीपे वाटिका प्रदत्ता ॥

---

१ વોટસન મ્યુઝિયમમાં સંગ્રહીત રબિંગ ઉપરથી. २ આ બે લીટા જગ્યા ભરવામાટે કોતર્યા લાગે છે. ૩ આ શબ્દ ભૂલથી બે વાર લખાયો છે.

નં० ૨૨૦ અ

# સારંગદેવનો આમરણનો શિલાલેખ

## વિ. સં. ૧૩૩૩ જે. સુ. ૫ રવિ.

કાઠિયાવાડમાં નવાનગર સ્ટેટના જાગીરદારના ગામ આમરણના દરબારગઢના કોઠા ઉપર આ લેખ ચણેલો છે અને તે ૩ ફુટ ૮ ઈંચ લાંબો અને ૧ ફુટ પહોળો છે. આમરણ નવાનગરથી પૂર્વે ૪૨ માઇલ છેટે અને મોરબી રેલ્વે સ્ટેશનથી ૧૮ માઇલ ઉપર છે.

લેખવિભાગ ૩ ફુટ લાંબો અને ૬ ઇંચ પહોળો છે અને તેમાં પાંચ પંક્તિઓ છે. તે પ્રમાણમાં સુરક્ષિત સ્થિતિમાં છે. દરેક પંક્તિની શરૂવાતમાં અમુક અક્ષરો ગયા છે, પણ તે સંબન્ધ ઉપરથી અટકળી શકાય તેમ છે. પાંચમી પંક્તિની શરૂવાતમાં દાતાનું નામ ગયું છે તે ખરેખર શોચનીય છે. લેખ સંસ્કૃત ગદ્યમાં છે અને લિપિ નાગરી છે. જોડણી સંબંધી કાંઈ નોંધવા જેવું નથી.

લેખની શરૂવાતમાં વિ. સં. ૧૩૩૩ ના જ્યેષ્ઠ સુદિ પાંચમ ને રવિવારની તિથિ આપી છે અને તે મહારાજા શ્રી સારંગદેવના રાજ્યસમયનો છે. સારંગદેવને નીચેનાં બિરૂદો લગાડેલાં છે. માલવની ભુમિનો ધૂમકેતુ, ગુર્જ્જર ભૂમિનો સમુદ્ધાર કરવાથી વરાહાવતાર, સાતમો ચક્રવર્ત્તિ, ભુજાના બળથી મલ્લ જેવો. ત્યાર પછી લખ્યું છે કે સોરઠમાં સૂબા તરીકે નિમાએલ પાલ્હ જેનો પ્રમુખ એવા પંચકુલના સમયમાં ચાપોત્કટ વંશના રાજા ભોજદેવના પુત્રે પોતાની માતા સોચનાના પુણ્ય માટે સુમતિસ્વામીની પૂજા માટે દધિમતી નદી પાસેની વાડી દાનમાં આપી.

સારંગદેવના પહેલા બિરૂદની બાબતમાં આપણે જાણીએ છીએ કે ગુજરાતના ચાલુક્યો અને માલવાના પરમાર વચ્ચેની વંશપરંપરાની દુશ્મનાવટ ચાલુક્ય મૂળરાજ અને પરમાર સિયક (અગર મુન્જ)ના સમયથી શરૂ થઈ અને સારંગદેવના રાજ્ય સુધી કાયમ રહી.[1]

સપ્તમ ચક્રવર્ત્તિનું બિરૂદ ઘણા રાજાઓને લગાડવામાં આવતું. સારંગદેવને તે બિરૂદ આ લેખમાં જ આપવામાં આવ્યું છે. ચાલુક્ય રાજા ભીમ ૨ જાને તે ઘણીવાર લગાડવામાં આવેલ છે.[3]

સૂબા પાલ્હનું નામ અર્જુનદેવના વિ. સં. ૧૩૩૦ ના લેખમાં પણ આવે છે. ચાવડા કુટુંબનો ઉત્તર કાઠિયાવાડમાં કબજો હતો એ હકીકત અહીં નોંધવા જેવી છે.

સુમતિસ્વામિ જૈનના પાંચમા તીર્થંકર છે. ચાવડા ભોજરાજના પુત્રે જૈનધર્મ સ્વીકાર્યો હશે અથવા તે ધર્મ તરફ તેની સહાનુભૂતિ હશે. આ જૈનમન્દિરનું આમરણમાં અત્યારે નામ નિશાન નથી. સમ્ભવ છે કે દાવર-ઉલ-મુલ્ક (ઈ. સ. ૧૫૧૦) કે જે ધર્મચુસ્ત મુસલમાન હતો અને જેને ગુજરાતના મહમુદ બેગડાએ આમરણનો ફોજદાર નિમ્યો હતો[4] તેના સમયમાં મુસલમાનોએ તે મન્દિરનો નાશ કર્યો હોય.

લેખમાં આપેલાં પ્રાચીન સ્થળો પૈકી આમરણ ૯૦૦ વર્ષ જૂનું આ લેખથી પૂરવાર થાય છે; પણ ગુ. સ. ૨૫૨ ના વલભી દાનપત્રમાં[5] આપેલું અમ્બરેણુને આમરણ માનીએ તો તેથી પણ વધુ પ્રાચીનતા મળે. દધિમતી નદી તે આમરણથી પશ્ચિમે એક માઇલ દૂર વહેતી ઢેમાઈ નદી હોવી જોઈએ.

લેખની તિથિની બરોબર ઇ. સ. ૧૨૭૭ ના ૯ મી મે રવિવાર આવે છે.

---

૧ પુના ઓરિએન્ટાલીસ્ટ વો. ૩ નં ૧ પા. ૨૩ એપ્રિલ ૧૯૩૮ ડી. બી. ડીસકલકર. ૨ તેની ઈ. સં ૧૨૮૭ ની સીંગ્રાની પ્રશસ્તિમાં પણ માળવા રાજાના પરાભવની હકીકત છે. (એ. ઈ. વો. ૧ પા. ૨૮૧ શ્લો. ૧૩) ૩ જુઓ. ઇ. એ. વો. ૬ પાનાં ૧૯૯, ૨૦૧, ૨૦૩, ૨૦૫. ૨૦૭, ૨૦૮. ૪ જુઓ. કાઠિયાવાડ ગેઝેટીઅર પા. ૩૫૬ ૫ એનાલ્સ ઓફ ધી ભાંડારકર ઈન્સ્ટીટ્યુટ વો. ૫ પાર્ટ ૧ લો.

રાષ્ટ્રકૂટ વંશ કાઠિયાવાડમાં રાજ્ય કરતો એ ઉલ્લેખ બહુ ઉપયોગી છે. બીજા કોઈ લેખમાં કાઠિયાવાડમાં આ વંશનો ઉલ્લેખ જોવામાં આવેલ નથી. વળી તેઓ બહુ ઉપયોગી સ્થાન ભોગવતા હોવા જોઈએ; કારણ વિજયાનન્દના કુટુંબ સાથે તેમ જ ગુજરાતના ચાલુક્ય કુટુંબ સાથે લગ્નસમ્બન્ધ હતો, એમ આ બે લેખ ઉપરથી માલુમ પડે છે.

આમાં આપેલી તિથિને મળતી ખ્રિસ્તી તારીખ ઇ. સ. ૧૨૯૦ ના મે માસની બીજી આવે છે. પણ વાર મળતો આવતો નથી. લેખમાં સોમવાર આપેલ છે, પણ બીજી મેને દિવસે મંગળવાર હતો. સંભવ છે કે તિથિ ખરેખર સોમવારે શરૂ થઈ હોય.

अक्षरांतर[1]

१ ओं नमः श्रीरेवंताय ॥ सं.१३४६वर्षे वैशाख वदि ६ सोमे महाराजाधिराज[श्री

२ स [ारंग] देव कल्याणविजयराज्ये श्रीवामनस्थ[ल्यांमहा] मंडलेश्वर श्रीविजयानं-]

३ ददेवप्रतिप[त्तौ]॥ श्रीराष्ट्रकूटान्वयमौलिरत्नं श्रीमल्लनामाजनि शौर्यसिंधुः । तस्या-

४ त्मजः श्रीहरिपालनामा[धन्यो म]हासाधनिको वभूव॥१ [3]श्रृंगारभंगिसुभग[ाः शु]भ

५ गानवीचिवाचालकंठकुहरा [मुहु] रात्तवीणाः । [गायन्ति].... [गि]-नगराज श्रृं

६ गमारुह्य गुह्यकचकोरदृशो यशोस्य ॥२ वीरः[4] [श्री]विजयानंदः क्षेमानंदस्य

७ नंदनः । विग्रहीतुमना भा[नुं] भूभृत्पल्लीमगात्किल ॥ ३ नृपकार्याहृतस्तत्र ह-॥

८ रिपाल कृपालयः । केदारपुत्रं पिशुनैर्हन्यमानमुदैक्षत ॥४ तै स [मं] [त]न्व ॥

९ स्तस्य समीकमसवो ययुः । तन्मूर्त्तियुक्तं तद्भ्राता [रण]स्तंभमिदं व्यधात्

१० ॥५ सहस्र धाम्नस्तनुजन्मनः श्री [रे ]वंतनाम्नः पुरतो नवीनं ; अचीकर [न्मं]

११ डपम-द्वितीयमहो महासाधनिक[ः]स एषः[5]॥६ श्रीमुंजिगसुतः श्रीमच्चमत्कारपुर॥

१२ द्विजः सप्तश्लोकीयिमां चक्रे माधवो विश्व [मा]धवः ॥७॥ लिखित

१३ मिदं महं अरिसिंहसुत महं राउलेन ॥ उत्कीर्णं सूत्र सांतलसुतसूत्र वीराकेन

---

१ વોટસન મ્યુઝિયમમાંના રબિંગ ઉપરથી. २ ચિહ્નરૂપે છે. ૩ इन्द्रवज्रा. ४ वसन्ततिलका-
५ उपजाति.

નં૦ ૨૨૨ અ

# સારંગદેવનો વંથળીનો શિલાલેખ[1]

વિ. સં. ૧૩૪૬ વૈ. વ. ૬ ઇ. સ. ૧૨૯૦

જુનાગઢ સ્ટેટના મહાલ વંથળીમાંથી મળેલા વિ. સં. ૧૪૬૯ ના પાંચ પાળીયાની સાથે મળેલા પીળાશ પડતા પત્થર ઉપર આ લેખ કોતરેલો છે. લેખ શુદ્ધ અને સુંદર રીતે કોતરેલો છે. તે ઠીક ઠીક સુરક્ષિત સ્થિતિમાં છે. લેખ કોતરેલો ભાગ ૧૦ાા ઇંચ લાંબો અને ૬ાા ઇંચ ઉંચાઇમાં છે. જોડણી સમ્બન્ધી ખાસ નોંધ કરવા જેવું કાંઈ નથી. લેખમાં બધે પૃષ્ઠમાત્રા વાપરેલી છે.

લેખની શરૂવાત રેવન્તદેવની વન્દનાથી થાય છે. ત્યાર બાદ વિ. સં. ૧૩૪૬ ના વૈશાખ વદિ ૬ તથા સોમવારની તિથિ આપેલ છે; અને મહારાજાધિરાજ શ્રી સારંગદેવના રાજ્યનો ઉલ્લેખ તેમાં છે. મહામણ્ડલેશ્વર વિજયાનન્દ દેવ વામનસ્થલીમાં સુબો હતો. સાતમી પંક્તિમાં જણાવ્યા મુજબ તે ક્ષેમાનન્દનો દીકરો હતો.મલ્લનો દીકરો હરિપાલ જે રાષ્ટ્રકૂટ વંશમાં જન્મ્યો હતો તે વંશનું બે સુન્દર શ્લોકમાં વર્ણન છે. જ્યારે ભાનુ સાથે લડવાની ઇચ્છાથી વિજયાનન્દે ભૂભૃતપલ્લી ઉપર ચડાઈ કરી ત્યારે હરિપાલ સાથે ગયો હતો. કેદાર( ? )ના પુત્રોને દુષ્ટ પુરૂષો મારવા હતા તે જોઇને તે તેની સાથે લડયો અને પોતાની જીન્દગી ખોઈ. તેના ભાઈએ તેથી પોતાના ભાઇની પ્રતિમાવાળો આ પાળીયો ઉભો કર્યો અને સૂર્યના પુત્ર રેવન્તની આગળ છત્રી બન્ધાવી. મુંજિગના પુત્ર ચમત્કારપુરના બ્રાહ્મણ માધવે આ સાત શ્લોક રચ્યા, અરિસિંહના પુત્ર રાઉલે તે લખ્યા અને સાંતલના પુત્ર વીરાકે તે કોતર્યા.

વિજયાનન્દે જે ભાનુ ઉપર હુમલો કર્યો હતો તે પ્રસિદ્ધ યોદ્ધો ભાણુ જેઠવો હોવો જોઇએ. ભૂભૃતપલ્લી તે ભૂમલ્લિકા હાલનું ઘુમલી હોવું જોઇએ. તે જેઠવાની પ્રાચીન રાજધાની હતી. અને તેનાં ખંડેર અત્યારે બરડાના ડુંગરમાં છે. ચાલુકય રાજાનો સૂબો જે વામનસ્થલીમાં રાજ્ય કરતો હતો તે હાલની વંથળીનું સંસ્કૃત બનાવેલું સ્વરૂપ છે. ચમત્કારપુર તે ઉત્તર ગુજરાતમાંનું વડનગર જે પ્રસિદ્ધ નાગર બ્રાહ્મણોનું પ્રાચીન ધામ હતું તે હોવું જોઈએ. ગુજરાતના ઇતિહાસના[2] પાને છઠ્ઠે નીચે મુજબ લખેલ છે. "લોકપ્રિય માન્યતા અનુસાર આનન્દપુર અગર વડનગરનાં ચાર યુગમાં ચાર જૂદાં જૂદાં નામ હતાં. પહેલા સત્યયુગમાં ચમત્કારપુર, ત્રેતાયુગમાં આનર્ત-પુર, દ્વાપરયુગમાં આનન્દપુર અને કલિયુગમાં વૃદ્ધનગર અથવા વડનગર નામ હતાં. આમાંનું પહેલું નામ વદ્દન કલ્પિત લાગે છે. તે શેહેર તે નામથી કદિ ઓળખાતું નહીં." આ લેખથી ચમત્કારપુર નામના અસ્તિત્વને ટેકો મળે છે. જો કે તે ઉલ્લેખ પ્રમાણમાં બહુ મોડા સમયનો છે. ચમત્કારપુરથી આવેલો બ્રાહ્મણ માધવ એક સારો કવિ હોવો જોઇએ.

રાજકોટના વોટસન મ્યુઝિયમમાં સંગ્રહીત થએલ વંથળીના બીજા લેખમાંથી માલુમ પડે છે કે ચાલુક્ય મહારાજા સારંગદેવનો સોરઠનો સૂબો વિજયાનન્દ વાઘેલા રાજા લવણપ્રસાદના દીકરા વીરધવલની દીકરી પ્રીમલદેવીનો દીકરો હતો. આ ઉપરથી સમજાય છે કે ગુજરાતના મહારાજાઓ અને તેના સોરઠના સૂબા એકબીજાના સગાસમ્બન્ધી હતા. તે લેખમાં વિજયા-નન્દના બાપનું નામ ક્ષેમાનન્દ અને દાદાનું નામ અરિસિંહ આપેલાં છે. આપણને કહેવામાં આવ્યું છે કે વીરધવળના સાળા સાંગણ અને ચામુણ્ડ વંથળીમાં રાજ્ય કરતા હતા, પણ ખંડણી ન આપવાના કારણે વીરધવળના હાથે લડાઈમાં હણાયા. તેથી આપણે એમ કલ્પી શકીએ કે વીરધવળે પોતાના સાળાને હણીને ક્ષેમાનન્દને અગર તેના બાપને ત્યાંનો સૂબો નિમેલ હોય અને ક્ષેમાનન્દને પોતાની દીકરી પરણાવી હોય. બેમાંના એકે લેખમાં વિજયાનન્દના કુટુંબની કાંઈ હકીકત કમભાગ્યે મળતી નથી.

---

૧ ધી પુના ઓરિએન્ટલીસ્ટ વો. ૩ નં. ૧ એપ્રિલ ૧૯૩૮. પા. ૨૮ ડી. બી. દિસ્કલકર ૨ નોંધના રૂપમાં બોમ્બે ગેઝીટીઅર વો. ૧ પા. ૧

अक्षरांतर[1]

१ ओं[2] ॥ संवत् १३५० वर्षे माघ सुदि १ भौमेऽद्येह श्रीमदणहिल्लपाटकाधिष्टि(ष्ठि)-
तपरमेस्व(श्व)रपरमभट्टारकउमापतिवरलब्धप्रौढप्रतावा(पा)क्रांतदि
२ क्चक्रपा(वा)लक्ष्मापालमालवेशविरुथनीगंजघटाकुंभस्थलविदारणैकपंचाननसमत्त-
(स्त)राजावलीसमलंकृत अभिनवसिद्धराजमहारा--
३ जाधिराजश्री श्रीमत्सारंगदेवकल्याणविजयराज्ये तत्पादपद्मोजीव(वि)नि महामात्य-
श्रीवाधूयेश्री श्रीकरणादिसमस्तमुद्राव्यापारान् परि
४ पंथयति सतीत्येवं काले प्रवत्त(र्त्त)माने अस्यैव परमप्रभो[:] प्रसाद पत्तलायां
भुज्यमानअष्टा(ष्टा)दशशतमंडले महाराजकुलश्रीवीसलदेव [:]शा-
५ सनपत्रं प्रयच्छति यथा ॥ स एष महाराजकुलश्रीवीसलदेवः संवत् १३५० वर्षे
म[ा]घशुदि १ भौमे द्येह श्रीचंद्रावत्यां ऊ(ओ)सवालज्ञातीय सा-
६ धु श्री वरदेवसुत साधु श्रीहेमचंद्रेण तथा महा. भीमा महा. सिरधर श्रे. जगसीह
श्रे. सिरपाल श्रे. गोहन श्रे. वस्ता महं. वीरपाल प्रभृति स
७ मस्तमहाजनेन भक्त्याराध्य विज्ञसेन श्रीअर्बुदस्यो परिसंतिष्ट(ष्ठ) मानवसहिकाद्वये
निश्रयमाणघनतरकरं मुक्ता (क्त्वा) उद्य(?) कृतकरस्य शासनपत्रं
८ प्रयच्छति यथा ॥ यत् श्रीविमलवसहिकायां श्रीआदिनाथदेवेन श्रीमातादेव्या-
(वी)सत्क तलहडाप्रत्ययउघदेय द्र २८ अष्टवि(विं शति द्रम्माः तथा श्री अर्बुदे
९ त्यठकुरसेलहथतलारप्रभृतीनां कापडां प्रत्ययं उद्य (?)देय द्र १६ षोडश द्रम्माः
तथाकल्याणके अमीषां दिनद्वये दिनं प्रति देय कणह(हृ)त १० दश दा
१० तव्यानि । तथा महं. श्रीतेजपालवसहिकायां श्रीनेमिनाथदेवेन श्रीमातादेव्यासत्क
(त्क)वर्षं प्रति=देय द्र १४ चतुर्द्दश द्रम्मा[:]तथा दिनैकेन=कणहृतां
११ देय १० दश तथा श्रीअर्बुदेत्य ठकुर सेलहथतलारत्र(प्र)भृतीनां कापडां प(प्र)त्ययं
देय द्र ८ अष्टौ द्रम्मा[:]तथा प्रमदाकुलसत्क(त्क) नामां ६ षट् नामकं प्रति--
१२ मल प्रत्ययं द्र ५ पंचद्रम्मा[:]....[वस्वरुद्यः]वर्षं प्रति दातव्या[:]तथा वसहिकाद्वये
पूजारकानां पार्श्वान् निस(श्र)यमाणकरौ मुक्तो भणित्वा श्री अर्बुदेत्य ठ
१३ कुरेण सेलहयतलारप्रभृतिभि[:] किमपि न याचनीयं । न गृहीतव्यं च । अद्य
दिनपूर्वं वसहिका द्वयपार्श्वात् उपरिलिखितविषे ऊर्द्ध श्रीअर्बुदे
१४ त्य ठकुरेण सेलहथतलारप्रभृतिभिः तथा चंद्रावत्या[:] श्रीपु(म)द्राजकुलेन
महंतकसेलहथतलारडोकराप्रभृतिभि[:] द्य( यत् ) किमपि न याचनीयं न
१५ गृहीतव्यं च । अनया परथितविधिना प्रतिवर्षं वसहिकाद्वयपार्स्व(र्श्वा)त् ग्रामठ-
कुरप्रभृतिभि[:] गृह्यमानैः कल्याणकप्रभृतिमहोच्छवेषु समाया

१ मु. आ. स.वे. स. तरफथी मळेला रबिंग उपरथी. २ चिह्नरूपे छे. ३ वांचो वरुथिनी

નં૦ ૨૨૩ અ

# આબુપર્વત ઉપર વિમલવસહિમાંનો સારંગદેવનો શિલાલેખ[1]

વિ. સં. ૧૩૫૦ માઘ સુ. ૧

આબુ પર્વત ઉપર વિમલ વસહિના મન્દિરની એક દિવાલમાં ચોટાડેલી શિલા ઉપર આ લેખ છે.[2] લેખવાળો ભાગ ૨ ફુટ લાંબો અને ૧ ફુટ ૨½ ઈંચ ઉંચાઈમાં છે. કુલ ચોવીસ પંક્તિ છે અને સુરક્ષિત સ્થિતિમાં છે. ભાષા સંસ્કૃત છે, પણ કેટલાક સ્થાનિક વપરાશમાં આવતા શબ્દો વપરાએલા છે અને તેનો અર્થ બરાબર સમજી શકાતો નથી. લેખક તેમ જ કોતરનાર બેદરકાર હોવા જોઈએ. કારણ કે લખાણમાં ઘણી ભૂલો છે. છેવટમાં પં૦ ૧૮–૨૦ સુધીમાંના શાપાત્મક શ્લોકો સિવાય બાકીનો બધો ભાગ ગદ્યમાં છે. ष અને ख એકબીજાને બદલે વપરાયા છે. થોડી જગ્યાએ र પછીનો વ્યંજન બેવડો લખ્યો છે. द નો ઉપરનો ગોળાકાર તેના પ્રાચીન સ્વરૂપની માફક જમણી બાજુ વળેલો છે. આને લીધે द्व હાલના द्ध જેવો લાગે છે. द्य અને द्व વચ્ચે ભેદ માલુમ પડતો નથી.

લેખની શરૂવાતમાં વિ. સં. ૧૩૫૦ માઘ સુદિ ૧ વાર મંગળની તિથિ આપેલી છે અને વાઘેલા રાજા સારંગદેવનો ઉલ્લેખ છે. તેને કેટલાંક બિરૂદો લગાડેલાં છે, જેમાંના એક ઉપરથી સમજાય છે કે તેને માલવાના રાજા સાથે લડાઈ થઈ હતી અને તેમાં તે જિત્યો હતો. તેની માલવાની જિત બાબત તેના ઘણા લેખોમાં લખેલું છે. આ લેખમાં તેને અભિનવ સિદ્ધરાજ તરીકે વર્ણવ્યો છે, જે ઇલ્કાબ તેના બીજા કોઈ પણ લેખમાં નથી.[3] પં. ત્રીજીમાં સારંગદેવના મુખ્ય મંત્રી વાઘ્યનું નામ આપ્યું છે. અઢારસો ગામના પ્રાંત ઉપર સારંગધરના સૂબા તરીકે રાજ કરતા મહારાજકુલ શ્રી વિસલદેવનું નામ આપ્યું છે. ત્યારબાદ તિથિ આપીને વિસલદેવે આપેલા દાનની વિગત છે. હેમચન્દ્ર અને બીજા મહાજનની વિનંતિ ઉપરથી વિસલદેવે ફરમાન કાઢ્યું કે આબુ ઉપરના વિમલવસહિ અને તેજપાલવસહિના મન્દિરના નિભાવ માટે અને કલ્યાણકના મેળા માટે કેટલાક વેપારીઓએ અમુક દ્રમ્મ આપવા. આબુ અને ચન્દ્રાવતીના શેહેરીઓને આ ફરમાન લાગુ પડતું હતું. રાજના અધિકારીઓએ યાત્રાળુ પાસેથી કાંઈ પણ કર લેવો નહીં. ચડતા અગર ઉતરતા યાત્રાળુની કાંઇ પણ ચીજ ખોવાય તો તેને માટે આબુના ઠાકુરોએ નુકશાની આપવી.[4] આ ફરમાન રાજાના વંશજોએ અને બીજા તે જગ્યાએ રાજ કરનાર રાજાઓએ પાળવાનું છે. પછી ચાલુ શાપાત્મક શ્લોકો છે. દાન જયંતસિંહના પુત્ર પારિખ પેથાકે લખ્યું હતું. છેલી બે પંક્તિમાં સાક્ષી તરીકે અચલેશ્વર, વસિષ્ઠ અને અંબાજીનાં મન્દિરોના પ્રતિનિધિઓ અને ગામના બીજા પ્રતિષ્ઠિત ગૃહસ્થોનાં નામ આપેલાં છે. ડાબી બાજુના ખૂણામાં કટારનું ચિત્ર છે.

ચંદ્રાવતીનો મંડલેશ્વર વિસલદેવ ગુજરાતના ચાલુક્ય વંશનો વંશજ હશે. ચંદ્રાવતીના પરમાર વંશનો છેલો રાજા પ્રતાપસિંહ હતો. તેનો વિ. સં. ૧૩૪૪ નો લેખ સિરોહી રાજ્યમાં ગિરવાડમાંના પાટનારાયણના મન્દિરમાં[5] છે. અને ભાદદેવના પુત્ર વિસલદેવના તાબેદાર તરીકે રાજ્ય કરતો તેને વર્ણવ્યો છે. આ વિસલદેવ ચાલુક્ય વંશનો હોઇને પરમાર વંશનો નાશ કરી ત્યાં ચાલુક્યના ખંડિયા તરીકે રાજ્ય કરતો હશે. તે જ રાજાના વરમાણ ગામમાં વિ. સં. ૧૩૫૬ ના લેખમાં[6] મહારાજકુલ વિક્રમસિંહનું નામ છે. તે આ વિસલદેવનો અનુયાયી કદાચ હોય.

લેખની તિથિ બરોબર ઇ. સ. ૧૨૯૩ ના ડીસેમ્બરની ૩૦ તારીખ અને બુધવાર આવે છે. પણ આ લેખમાં વાર મંગળ આપેલ છે.

---

૧ પુના ઓરિએન્ટાલીસ્ટ વો. ૩ નં. ૨ પા. ૬૯ જુલાઈ ૧૯૩૯ ડી૦ બી૦ દિસ્કલકર. ૨ જુઓ એશિયાટિક રીસર્ચીઝ વો. ૧૬ પા. ૩૧૧. ૩ વિસલદેવને આ ઈલ્કાબ બે વખત લગાડેલો ( ઈ. એ. વો. ૬ પા. ૨૧૦ ) અને વો. ૧૧ પા. ૧૦૨ જયંતસિંહ સહિત માટે ઈ. એ. વો. ૬ પા. ૧૯૭. ૪ કૌટિલ્યના અર્થ–શાસ્ત્રમાં આ પ્રમાણે ચોરાએલા માલના બદલામાં નુકશાની આપવાનું લખ્યું છે તે સરખાવો. ૫ ઈ. એ. વો. ૪૫ પા. ૭૭. ૬ રા. બ. ગૌરીશંકર ઓઝા કૃત સિરોહીનો ઈતિહાસ પા. ૧૫૫.

નં૦ ૨૨૫ અ

# સારંગદેવનો કચ્છમાંનો લેખ[1]

( સાલ વગરનો )

કચ્છમાં કઇ જગ્યાનો આ લેખ છે તે ખબર નથી. આનું સાધારણ માણસે લીધેલું રબિંગ સ્વ. દિવાન બહાદુર રણછોડલાલ ઉદયરામ પાસે હતું. ૧ ફુટ ૩ ઇંચ લાંબી અને ૧ ફુટ ૯ ઇંચ પહોળી જગ્યામાં લેખ કોતરેલો છે અને તેમાં ૧૪ પંક્તિઓ છે. છેલ્લી ૭ પંક્તિ તદ્દન અસ્પષ્ટ છે.

લેખની શરૂવાતમાં સાલ આપેલી નથી. અંતમાં આપી હોય તો તે વાંચી શકાય તેમ નથી. અણહિલપાટકના ચાલુક્ય ( વાઘેલા ) વંશના સારંગદેવના રાજ્ય સમ્બન્ધી આ લેખ છે. તે જ સમયનો ખોખરામાંથી મળેલો ત્રુટક વિ. સં. ૧૩૩૨ નો પણ લેખ[2] મળેલો છે. મંત્રીનું નામ માલદેવ આપેલું જે અર્જુનદેવના વિ. સં. ૧૩૨૦ ના લેખમાં તેમ જ બીજા કચ્છના વિ. સં. ૧૩૨૮ ના લેખમાં પણ આવે છે. તેથી આ લેખ સારંગદેવના રાજ્યની શરૂવાતના સમયનો હોવાની અટકળ કરી શકીએ. નીચેનો ભાગ ખવાઈ ગયો છે. તેથી લેખનો આશય વિગેરે જાણી શકાયો નથી.

अक्षरान्तर

१ ओं[3] स्वस्ति[।] श्रीमदणहिलपा--

२ टके राजाधिराजश्रीसारं--

३ गदेवप्रौढप्रताप श्री[मालदेव]

४ वें[4] श्रीश्रीकरणादौ समस्तमुद्रा

५ व्यापारान् पर (रि) पंथ[य]ति सतीत्ये

६ वं काले प्रवर्तमाने श्री देव ?

७ रूप........ ग .... ....

८ वडीरदेशे राणक स

---

૧ પુના ઓરિએન્ટાલીસ્ટ વો. ૩ નં. ૧ પા ૨૨ એપ્રિલ ૧૯૩૮ ડી. બી. દિસ્કલકર. ૨ જુઓ. ઈ. એ. વો. ૨૧ પા. ૨૭૭
૩ ચિહ્નરૂપે છે. ૪ આ વ નકામો છે.

१६ त समस्तसंघस्य भट्टारकतलारकप्रभृतिकं रुढय[।] सर्वकरणीयं। कारापनीयं च। उपरिचीटितउदीर्यमानसमस्तसंघमध्यात् यस्यकस्यापिकि(किं)

१७ चित् गच्छति तत्सर्वं श्रीअर्बुदेत्य ठकुरेण लोहमयं रुढया समार्थनीयं। अस्मत् वंशजैरपि अन्यैश्च भाव(वि)भोक्तृभि[:] राजभि[:] वसहिकाद्वये उ

१८ पक्रुतकरोयं आचंद्रार्कं यावत् अन्मं(अनुमं तव्य[:]पालनीयश्च। उक्तं च। भगवता व्यासेन[।] बहुभिर्वसुधा भुक्ता राजाभिः सगराद(दि)भिः[।] यस्य यस्य यदा

१९ भूमी(मि)स्तस्य तस्य तदा फलं। [।१]विंध्याद(टे)वीष्वतोयासु शुष्ककोटरवाशि(सि)नः[।] कृष्णसर्पा प्रजायंते देवदायोपहरिणः। [१२] न विषं विषमत्याह

२० देवस्वविषमुच्यते [।]विषमेकाकिनं हंति देवस्वं पुत्रपौत्रकं।[१३]एतानि स्मृतिवाक्यानि अवलोक्य अस्मतवंशैः अन्यवंशैरपि भाविभो

२१ क्तृभिः अस्मत्कृत उदकरस्यास्य प्रतिबंधः(धः)कदापि न करणीव(यः)। न कारापर्नी[यः।] यथा दत्वा च इदमुक्तवान् मद्वंस्या अन्यवंस्या वा ये भ

२२ विस्यंति पार्थिवा तेषामहं करलग्नो मि मम दत्तं न लुप्यता॥ ठः जयतसीहसुत. पारि पेथाकेन लिखित॥ हीनाक्षरं प्रमाणमिति॥

२३ महाराजकुल श्रीवीसलदेव हु[१] महं सागण॥ अत्र साक्षिण श्रीअचलेश्वरदेवीय राउ=नंदि श्रीवसिष्टदेवीय तपोध

२४ न.......अंबादेवासक्त अनो[?]नीलकंठः। पमाणग्रामीयपंढया. राजाप्रभृतिसमस्तपढयार सूत्र नर.......

१ वांचो: विंध्याटवीष्वतोयासु

નં૦ ૨૨૯

# વળામાંથી મળેલું ગારૂલક મહારાજા વરાહદાસનું દાનપત્ર[1]

વિસ્તારપૂર્વક ફરીથી

ગુ. સંવત્ ૨૩૦ માઘ સુ. ૧ (ઈ. સ. ૫૪૯)

આ દાનપત્રનાં બે પતરાં છે અને તે ૧૨⅞ ઇંચ લાંબાં અને ૮⅞ ઇંચ પહોળાં છે. દરેકને બબ્બે કાણાં છે અને કડીથી બાંધેલાં છે. એક કડી ઉપર સીલ લગાડેલી છે, પણ તેના ઉપરની આકૃતિ તથા લેખ તદ્દન ઘસાઈ ગયાં છે. કદાચ તેના ઉપર ગરૂડનું ચિત્ર હોય, એમ વંશના નામ ઉપરથી અટકળ થઇ શકે.

લેખ સંસ્કૃત ગદ્યમાં ઘણોખરો છે અને તે સુરક્ષિત છે. લિપિ દક્ષિણમાં તે વખતની વપરાતી છે. ઘણા અક્ષરોને મથાળે નાનાં વર્તુળ છે.

ગારૂલકવંશ(પં. ૨)ના મહાસામન્ત મહારાજ વરાહદાસે (પં. ૧૨) દાન આપ્યું તેની નોંધ આ લેખમાં છે. તે ફૂંકપ્રસવણમાંથી આપવામાં આવ્યું છે. મહારાજ ધ્રુવસેન ૧ લાએ મેહેરખાનીથી વેપારી અજિતને આપેલું વલભીની પાસેનું ભટ્ટિપદ્રમાં, તેના વિહારમાં રહેતી ભિક્ષુણીઓને કપડાં, ખોરાક, દવાદારૂ વગેરે માટે તથા ભગવાન્ બુદ્ધની પૂજા માટે ગંધ, દીપ માટેનું તેલ વગેરે માટે, વરાહદાસ ૨ જાએ સો પાદાવર્ત્ત[2] જમીનનો ટુકડો દાનમાં આપ્યો. ગારૂલકો વલભીના રાજાઓના સામન્ત અથવા ખંડિયા રાજાઓ હતા. તેઓની રાજધાની ફૂંકપ્રસવણ હોવી જોઇએ; કારણ મહારાજ વરાહદસ ૨ જાના પુત્ર સામન્ત મહારાજા સિંહાદિત્યના પાલીતાણાંનાં પતરાં[3] પણ ત્યાંથી જ આપવામાં આવ્યાં હતાં. ડો. હુલ્ચ એમ માને છે કે ગારૂલક તે ગારૂળક અગર ગારૂડકને બદલે વપરાએલું હોવું જોઇએ અને તે કુટુંબ ગરૂડમાંથી ઉતરી આવેલું હોવું જોઇએ.

---

૧ જ. બો. બ્રુ. વો. ૩ પાર્ટ ૧ લો. પા. ૭૭ એ. એસ. ગદ્રે. ૨ રાય બહાદુર ગૌરીશંકર હીરાચંદ ઓઝાએ પાદાવર્ત્ત સંબંધી નીચેની નોંધ મોકલી છે. કાઠિયાવાડનાં દાનપત્રોમાં જમીનના માપ તરીકે આ શબ્દ ઘણી વાર વપરાયો છે. આ શબ્દનો અર્થ બરોબર હજુ સુધી સમજાયો નથી. (૧) બોય લિંગ અને રોથકૃત સંસ્કૃત વોરટર બુચમાં કાત્યાયન શ્રૌતસૂત્રના ટીકાકારને અનુસરીને તેનો અર્થ ચોરસ ફુટ કરવામાં આવ્યો છે. (૨) મોનીયર વિલિયમ્સે તેના સંસ્કૃત કોષમાં કૂવામાંથી પાણી કાઢવા માટેનું ચક્કર એટલે કે અરઘટ અને ચોરસ ફુટ અર્થ લખેલ છે. (૩) ગુ. સ. ૨૫૨ ના વલભી મહારાજા ધરસેન ૨ જાનાં માળીયાનાં પતરાં ડો. ફ્લીટે પ્રસિદ્ધ કર્યાં છે, તેમાં લખે છે કે–પાદાવત્તનો શબ્દાર્થ પગનું ફેરવવું એમ થાય, છતાં મો. વિલિયમ્સે તેનો અર્થ ચોરસ ફુટ કરેલ છે. પણ વધુ સંભવિત એ છે કે સો પાદાવર્ત્તનો અર્થ સો ફુટ બોરસ ચોરસ જમીનનો ટુકડો એમ થાય, એટલે કે ૧૦૦ ચોરસ ફુટ નહીં. પણ ૧૦,૦૦૦ ચોરસ ફુટ થવો જોઈએ. ૧૦૦ ચોરસ ફુટમાં ૧૦ ફુટ લાંબો અને દસ ફુટ પહોળો ટુકડો થાય, જે દાન માટે બહુ નાનો ગણાય. વળી કેટલીક વખત તેથી પણ નાના ટુકડા આપેલ છે. વાચસ્પત્ય બૃહદ્દવિધાન અને શબ્દકલ્પદ્રુમ એ બન્ને સંસ્કૃત કોષમાં કૂવામાંથી પાણી કાઢવા માટેનું ચક્કર એટલે કે અરઘટ એમ અર્થ કરેલ છે. પણ આ બધા અર્થ સ્વીકારી શકાય તેમ નથી. એક માળીયાના તામ્રપત્રમાં અષ્ટાવિંશતિ પાદાવર્ત્તપરિસરાવાપી એમ લખેલ છે, જેનો અર્થ ૨૮ પાદાવર્ત્ત જમીનના માપવાળી વાવ થાય છે. પાદાવર્ત્ત તેથી વિશેષ ઓછી જમીન હોઈ શકે નહીં. ૩ એ. ઈ. વો. ૧૧ પા. ૧૬. ૪ એ. ઈ. વો. ૧૧ પા. ૧૭

નં૦ ૨૨૫ ખ

# કર્ણ બીજાનો માંગરોળનો શિલાલેખ[1]

વિ. સ. ૧૩૫+

કાઠિયાવાડમાં માંગરોળના બંદરરોડના નાકા ઉપર આવેલી જુમા મસ્જીદની બહાર પડેલા ચાર સ્તંભ પૈકી એક ઉપર આ લેખ કોતરેલો છે. લેખનો નીચેનો ભાગ, જેમાં લેખનો હેતુ આવે છે તે નષ્ટ થયો છે.[2] ઉપયોગી હકીકતવાળી પહેલી પાંચ પંક્તિ સુરક્ષિત છે. લેખની ઉપરના ભાગમાં ૪½ ઇંચના વ્યાસના ચક્રનું ચિત્ર છે. લેખવાળા ભાગની લંબાઈ ૬½ ઇંચ છે; અને ઉંચાઈ ૩½ ઇંચ છે.

ભાષા સંસ્કૃત છે અને લિપિ નાગરી છે. પં. ૫ માં इह નો इ ત્રણ ટપકાંના સ્વરૂપમાં છે. નીચેનું ટપકું જરા ડાબી બાજુ લંબાવ્યું છે.

લેખની શરૂવાતમાં વિ. સ. ૧૩૫+ ના ચૈત્ર માસની શુકલ પક્ષની સપ્તમી અને રવિવારની તિથિ આપી છે. સાલમાંનો એકમનો અંક ગુમ થયો છે. પરંતુ તે ૩ થી ૯ ની વચમાંનો કોઈ હશે એમ ધારી શકીએ. કારણ કર્ણના પહેલાંના રાજા સારંગદેવની છેલ્લામાં છેલ્લી તિથિ વિ. સ. ૧૩૫૩ ભાદ્રપદ સુ. ૧૩ જાણવામાં છે.[3] અને કર્ણે વિ. સ. ૧૩૬૦ સુધી રાજ્ય કર્યું અને તે સાલમાં ગુજરાત મુસલમાનોના હાથમાં ગયું. મી. એમ. પી. ખારેઘાટે લેખની તિથિની ગણત્રી કરી આપી છે અને તે માને છે કે એકમનો અંક ત્રણ હોવો જોઈએ, જેથી લેખની સાલ ૧૩૫૩ ની ઠરે છે. તેની બરાબર ઇ. સ. ૧૨૯૭ માર્ચની ૩૧ મી તારીખ અને રવિવાર આવે છે. વિ. સ. ૧૩૫૪ થી ૧૩૫૯ વર્ષ સુધીમાં બીજા કોઈ પણ વર્ષમાં ચૈત્ર સુદિ સાતમને દિવસે રવિવાર આવતો નથી. પાંચમી પંક્તિમાં સૌરાષ્ટ્ર ઉપર નીમેલા કર્ણના સૂબાનો ઉલ્લેખ છે, પણ નામ કે જે છઠ્ઠી પંક્તિમાં છે તે વાંચી શકાતું નથી.

માંગરોળમાં આ લેખ મળ્યો છે, તેથી આટલે દૂર સુધી કર્ણનો અમલ તેના રાજ્યની શરૂવાતમાં હોવો જોઈએ. આ રાજાનો બીજો એક જ લેખ વિ. સ. ૧૩૫૪ નો ઈડર સ્ટેટમાં જાણવામાં છે.

આપણે જાણીએ છીએ કે હિન્દુસ્તાનમાંની ઘણી ખરી મસ્જીદો હિન્દુ મન્દિરોના અવશેષોમાંથી અગર હિન્દુ મન્દિરમાં ફેરફાર કરીને બાંધવામાં આવતી. માંગરોળની મસ્જીદ હિન્દુ દેવળના કાટમાથી બાંધવામાં આવી છે અને તે હિન્દુ મન્દિરમાંનો આ લેખ હોવો જોઈએ.

अक्षरान्तर[4]

१ ओं[5] ॥ [स्वस्ति] श्रीनृपविक्रम सं १३५.

२ वर्षे चैत्रशुदि७[रवा]वेह श्री[मद]

३ णहिलपत्तनाधिष्टि(ष्ठि) त [अभिनव?]

४ श्रीकर्णदेवकल्याणविज[य राज्ये]

५ इह श्रीसुराष्ट्रामंडले क.... ....

६ .... .... .... ... श्री .... .... .... ....

---

૧ પુના ઓરિએન્ટાલીસ્ટ, વો. ૩ નં. ૨ પા ૭૩ જુલાઈ ૧૯૩૮ ડી. બી. દિસ્કલકર. ૨ અને વિશેષમાં દરેક પંક્તિના અંતના થોડા અક્ષર વહન ભુંસાઈ ગયા છે. અને તેથી સાલનો એકમનો અંક વાંચી શકાતો નથી. ૩ નૈષધ કાવ્યના હસ્તલિખિત ગ્રંથ ઉપરથી.

૪ "ગુજરાતી" પ્રીન્ટીંગ પ્રેસના મી. એ. બી. જાની પાસેના રબિંગ ઉપરથી. ૫ ચિહ્નરૂપે છે. ૬ વાંચો सुराष्ट्रामण्डले.

अक्षरान्तर

पतरुं पहेलुं

१ ओं स्वस्ति फंकप्रस्रवणात्प्रकृष्टकर्म्मावाप्ताभ्युदययशसां गारुलकानां वंशेतुले-
२ वलसंपन्नसंसक्तशतलब्धप्रतापः प्रतापोपनतदानमानार्ज्जवोपार्जितानुरा-
३ गोनुरक्तमौलभृतश्रेणीमित्रबलावाप्तराज्यश्रीः श्रीमहाराजशूरस्तस्य सत्सूनु-
४ स्तत्पादाभिप्रणामप्रशस्तविमलमौलिमणिमन्वादिप्रणीतविधिविधानधर्म्मराज इ-
५ व विदितविनयव्यवस्थाकर्त्ता परमभागवतः परमब्रह्मण्यशरण्यः सेनापति वराह-
६ दासस्तस्य सुतस्तत्पादरजोरुणपवित्रीकृतशिराश्शिरोवनतशत्रुचूडामणिप्रभावि-
७ च्छुरितपादनखपङ्क्तिदीधितिर्द्दीनानाथाश्रितार्त्तिबान्धवजनोपजीव्यमानविभववित्तरः
८ परमभागवतः श्रीमहाराजशूरस्तस्यानुजो नयविनयदानदाक्षिण्योत्साहसंप-
९ न्नस्सकलगगनामलेन्दुरमलिनगुणभूषणम्कृततयुगधर्म्मावलम्बी स्वबाहु
१० वीर्य्यावाप्तद्वारकाधिपतिऽपरमभागवतोनेकदेवकुलाराममहाविहारस[ त्र ]प्र-
११ पाकारयिता बुलियुधिष्ठिराविवसत्यव्रतऽ परगजघटानीकप्रम-
१२ र्द्दनः श्रीमहासामन्त महाराजवराहदासः—

पतरुं बीजुं

१३ कुशली सर्व्वानेवात्मीयात्राजस्थानीयोपरिककुमारामात्यकुलपुत्र-
१४ कमहत्तरसान्धिविग्रहिकायुक्तक महत्तर[ ग ]ण्डकहस्त्यश्वारोहादीन्समाज्ञापय
१५ त्यस्तुवो विदितं यथास्मिन्नेव सन्निकृष्टे श्रीमहाराजध्रुवसेनप्रसादीकृत भ-
१६ ट्टीपद्रग्रामे दग्धक कुटुम्बिप्रत्ययक्षेत्र पादावर्त्तशतं उतरस्यां दिशि देववितान-
१७ कग्रामसीमासन्धौ यस्य पूर्व्वतो महत्तरज्येष्ठसत्कक्षेत्रमारामस्य दक्षि[णेन गो]क्षि-
१८ लानकक्षेत्रादुत्तरतः जरद्गवक्षेत्रपूर्व्वतः वाणिजकाजितसत्कविहारभिक्षुणीनां
१९ चीवरपिण्डपातंभगवत्पादानां च धूपदीपतैलाद्युपपादितं मया मातापित्रो रा-
२० त्मनश्चोभयलोकसुखयशसे आचन्द्रार्क्कार्ण्णवक्षितिसमकालीनं समनुज्ञातं
२१ यतं आगामिभद्रराजाभिस्संमान्यं भूमिदानफलमिच्छद्भिरयमस्मद्दायोनुम-
२२ न्तव्यऽ परिपालयितव्यश्चेति यश्चैनमाच्छिन्द्यादाच्छिद्यमानं वानुमोदेत स-
पञ्चभिर्म्महा-
२३ पातकैस्संप्रक्तस्यांदिति[।] षष्टिं वर्षसहस्राणि स्वर्ग्गे मोदति[11] भूमिदः [।]
आच्छेत्ता चानु
२४ मन्ता च तान्येव नरके वसेदिति स्वहस्त मम[12] ॥ सं २०० ३० लिखितं
भटिलेन
२५ — — — — स्वमुखादेशो माघ सु १

---

१ वांचो कर्मा. २ आखुं वाक्य नीचे मुजब वांचवुं:—वंशेऽतुलबलसंपन्नमण्डलाभोगसंसक्तप्रहार-शतलब्धप्रतापः वलभी ताम्रपत्रमां पण ते ज पाठ होय छे. ३ वांचो मणिर्म. ४ वांचो विधाने. ५ ए. इं. वो. ११ पा. १७मां छे, तेम वांचो श्रितार्थि. ६ वांचो भूषणः कृ. ७ वांचो शतमुत्तरस्यां. ८ आखुं वाक्य नीचे मुजब वांचवुं:—चीवरपिण्डपातशयनासनग्लानप्रत्ययभैषज्यपरिष्कारोपयोगाय. ९ वांचो यदागा. १० वांचो संपृक्तः स्या. ११ वांचो मोदेत. १२ वांचो स्वहस्तो मम.

આ તેમ જ બીજાં તે કુટુંબના પતરામાંથી તે વંશની નીચે મુજબ વંશાવળી ઉપજાવી શકાય.




સિંહાદિત્યના દાનપત્રમાં સેનાપતિ વરાહદાસ ૧ લાથી વંશાવળી આપેલ છે, અને મહારાજા શૂરને તેમાં મહાસામન્ત ભટ્ટિશૂર લખેલ છે.

આ રાજાઓનાં વખાણ ચાલુ શબ્દોમાં કરેલાં છે. પં. ૯–૧૦ માં એક ઐતિહાસિક હકીકત ઉપયોગી છે. વરાહદાસ ૨ જાએ દ્વારકાના રાજાને (જેનું નામ આપેલ નથી) જિત્યાનું લખ્યું છે. આ જિતનો ઉલ્લેખ પાલીતાણાનાં ગુ. સ. ૨૫૫ ના તામ્રપત્રોમાં પણ છે.

તિથિ ગુ. સ. ૨૩૦ ના માઘ સુ. ૧ (ઈ. સ. ૫૪૯) આપેલ છે. સાલ અને તિથિ આંકડામાં લખી છે. પં. ૧૫ માં મહારાજા ધ્રુવસેનના ઉલ્લેખઉપરથી સમજાય છે કે વરાહદાસ તેનો સમકાલિન હતો. ધ્રુવસેનની મોડામાં મોડી સાલ ૨૨૬[1] છે.

દાનપત્ર ભટિલે લખ્યું છે.

૧ જ. બો. બ્રે. રો. એ. સો. (ન્યુ. સી.) વો. ૧ પા. ૧૧

રિકાની પાસે કુમારિવડૌ નામનું ગામડું આનન્દપુર મુકામેથી બુદ્ધરાજે આપ્યું, તે સંબંધી આ લેખ છે. સંવત ૩૬૧ ના કાર્તિક વદિ ૧૫ ની તિથિ શબ્દ અને અંકમાં આપેલી છે.

આમાં આવતા ત્રણે રાજાઓનાં કાંઈ બિરૂદ આપેલાં નથી, છતાં તે રાજાઓ સાવ નવા નથી. સંવત્ કલચુરી છે, તેથી સં. ૩૬૧ ઇ. સ. ૬૦૯–૧૦ ની બરોબર આવે છે.[1] નેરૂરનાં પતરાંઓમાં ( ઈ. એ. વૉ. ૭ પા. ૧૬૧ ) પશ્ચિમના ચાલુક્ય મઙ્ગલરાજે ( મઙ્ગલેશ ) શંકરગણના પુત્ર બુદ્ધરાજને નસાડયાની હકીકત છે અને બાદામી( મહાકૂટ )ના સ્તંભ ઉપરના ઈ. સ. ૬૦૨ ? ના લેખમાં ( ઈ. એ. વૉ. ૧૯ પા. ૧૬ ) લખેલ છે કે મઙ્ગલેશને ઉત્તર તરફનો પ્રદેશ જિતવાની ઇચ્છા થઈ, તેથી ( કલત્સૂરિ ) રાજા બુદ્ધને હરાવી, તેની દોલત પડાવી લીધી. આ બન્નેમાંનો બુદ્ધરાજ તે આ લેખમાંનો બુદ્ધરાજ હોવો જોઈએ. શાન્તિલ્લનાં સાંખેડાનાં પતરાંમાં ( એ. ઈ. વૉ. ૨ પા. ૨૩ ) ભોગિકપાલ મહાપીલુપતિ નિરિહુલ્લક[2] કૃષ્ણરાજના પુત્ર શંકરણનાં ચરણનું ધ્યાન કરતો એવું લખેલું છે તે શંકરણ આ લેખનો શંકરગણજ હોવો જોઈએ અને એ. ઈ. વૉ. ૨ પા. ૨૨ મે. ડૉ. બુલરે સુચવ્યું હતું કે શંકરણ ને શંકરગણઃ વાંચવું, તે સૂચના આ લેખથી સાચી ઠરી છે.

જોકે આ ત્રણે રાજાનાં વખાણવાળા ભાગમાં કાંઈ ઐતિહાસિક ઉલ્લેખો નથી, તો પણ તે તદ્દન નીરસ નથી. બીજા રાજા શંકરગણને લગાડેલાં બિરૂદો જોઇએ તો એમ જણાય છે કે લેખનો મુત્સદ્દો કરનાર ગુપ્ત લેખોમાં[3] વપરાએલાં બિરૂદોથી વાકેફ હતો, બલ્કે તેમાંથી કેટલાકની તેણે આમાં નકલ કરેલી છે. તેવી જ રીતે આ દાનપત્રમાંનાં બિરૂદો ગુર્જર દદ્દ બીજાનાં[4] તેમ જ ચાલુક્ય વિજયરાજનાં દાનપત્રોમાં વપરાયાં છે. આ છેલ્લા તામ્રપત્રની પહેલી બે પંક્તિ આ તામ્રપત્રની સાથે અક્ષરશઃ મળતી આવે છે અને વિજયરાજનું વર્ણન ( પં. ૫–૮ ) શંકરગણના વર્ણનને મળતું આવે છે.[5] ગુર્જર દાનપત્રોમાં તેવું અક્ષરશઃ અનુકરણ જોવામાં આવતું નથી, પણ તેમાં કલચુરી દાનપત્રોનો આધાર લીધેલ છે તે બીન તકરારી બાબત છે. શરૂવાતમાં ગુજર રાજાને મહોદધિ સાથે સરખાવવામાં આવ્યો છે અને તેને માટે તે ને તે જ શબ્દો વિવિધ, વિમલ, ઈત્યાદિનો ઉપયોગ કર્યો છે. આ તેમ જ બીજા અક્ષરશઃ અનુકરણ ઉપરથી એમ અનુમાન થાય છે કે ગુર્જર રાજાઓનું આબલ્ય બુદ્ધરાજના સમય પછી થયું હોવું જોઇએ.

દાનપત્રનાદાન વિભાગમાં પણ તેવું જ સામ્ય જોવામાં આવે છે. અધિકારીઓની યાદી, દાનમાં આપેલાં ગામડાને લગતાં વિશેષણો, દાન ચાલુ રાખવા માટેની પ્રાર્થના અને શાપાત્મક શ્લોકો, વિગેરેમાં પણ ઘણું સામ્ય છે.

સ્થળો પૈકી આ આનન્દપુર અને વ. સ. ૪૪૭ શીલાદિત્ય સાતમાના અલીનાનાં તામ્રપત્રોમાંનું આનન્દપુર તે બન્ને એક જ હશે અને ડૉ. ફ્લીટે તેને ખેડા જીલ્લાનું આનંદ માન્યું છે ભરૂકચ્છ હાલનું ભરૂચ છે. દાન લેનારનું નિવાસસ્થાન ડભક તે હાલનું વડોદરા રાજ્યમાં પાદરાથી પશ્ચિમે ૮ માઈલ અને ભરૂચથી ઉત્તરે ૪૦ માઇલ ઉપર આવેલું ડબ્ક ગામડું હોવું જોઇએ, બાકીનાં સ્થળો માટે ડૉ. ફ્લીટે નકશા જોઇને અને નીચેની નોંધ મોકલી છેઃ "આ દાનપત્રનું ગોરજ્જ઼ા તે શીટ નં. ૩૬ ૨૨–૨૦' અને ૭૩°–૩૨ અક્ષાંશ અને રેખાંશ ઉપર આવેલું પંચમહાલના હાલોલ પરગણામાંનું ગોરજ હોવું જોઇએ. તે હાલોલની દક્ષિણે ૧૧ માઇલ અને ભરૂચથી ઈશાને ૫૪ માઇલ ઉપર આવેલું છે. કુમારિવડૌ તે શીટ નં. ૨૨ માંનું ગોરજથી નૈઋત્યે ૧૧ માઇલ ઉપર અને વડોદરાથી અગ્નિખૂણે ૮ માઇલ ઉપર છે. ડબ્કથી પૂર્વે ૨૪ માઇલ લગભગ છે. બૃહન્નારિકા તે તે જ શીટમાં કવરવરથી દક્ષિણે ૪½ માઇલ ઉપર છે.

---

૧ પૂર્ણિમાન્ત કાર્ત્તિકની મારી ગણત્રી પ્રમાણે આ તિથિ બરોબર ૩ જી અકટોબર ઇ. સ. ૬૦૯ આવે છે, પણ ગુર્જરજય ભટ ત્રીજાનાં નવસારી અને કાવીનાં પતરાંને અનુકૂળ ૨૨ મી સપ્ટેંબર અગર અક્ટોબર ઈ. સ. ૬૧૦. સાલ આવે છે. બીજી રીતે તારીખ મેળવી શકાતી નથી. ૨ જુઓ "ઉત્તરના લેખોનું મારૂં લીસ્ટ" નં. ૪૨૭. ૩ તરજુમા ઉપરની નોટ વાંચો ૪ જુઓ. એ. વૉ. ૧૩ પા. ૮૨ અને ૮૮ ૫ ઈ. ઈ. એ. વૉ. ૭ પા. ૨૪૮

નં૦ ૨૩૦ અ.

# બુદ્ધરાજ(કલચુરી)નાં સર્સણિનાં તામ્રપત્રો[1]

(કલચુરી) સં. ૩૬૧ ઇ. સ. ૬૦૯–૧૦

વડોદરા રાજ્યના પાદરા તાલુકાના પાદરા ગામની દક્ષિણે ચાર માઈલ છેટે સર્સણિ (સરસવણી) ગામમાં રહેતા પટેલ કરસન દાજીના કબજામાં આ પતરાં છે. મી. કેશવલાલ રણછોડ કિર્તનિઆ મારફત વડોદરાના મી. વિઠ્ઠલ નાગરને આ પતરાંની ખબર પડી અને તેણે ડૉ. હુલ્ત્શને ખબર આપ્યા. ડૉ. હુલ્ત્શની વિનંતિ ઉપરથી વડોદરાના કામચલાઉ રેસીડન્ટ લે. કર્નલ સી. ડબલ્યુ. રેવનશોએ તે પતરાં તપાસવા માટે તેને મોકલ્યાં. ડૉ. હુલ્ત્શે મને આપેલી સુંદર છાપો ઉપરથી હું આ લેખ પ્રસિદ્ધ કરૂં છું.

પતરાં બે છે; દરેક અંદરની બાજુએ કોતરેલ છે અને માપ ૧૦$\frac{3}{8}$ઈંચ×૭$\frac{3}{8}$ ઇંચ છે. કોર વાળીને જાડી કરેલી છે. પહેલા પતરાની નીચેના ભાગમાં અને બીજાના ઉપરના ભાગમાં બે કાણાં છે તેમાં બે વગર રેવેલી કડીઓ છે જેનો વ્યાસ ૨$\frac{1}{2}$ ઇંચ અને ૨$\frac{1}{4}$ઈંચ છે. સીલ છે નહીં અને હોવાની નિશાની પણ નથી. કોતરકામ બહુ જ સંભાળપૂર્વક કરેલું છે અને આખાં પતરાં સુરક્ષિત છે. અક્ષરોનું કદ $\frac{1}{6}$ ઈંચ છે. વલભી અને ગુજરાત ચાલુક્યના લેખોમાં વપરાએલી દક્ષિણ બાજુની લિપિમાં લેખ લખેલો છે. નીચેના અક્ષરો ખાસ ધ્યાનમાં રાખવા જેવા છે.

પં. ૨૦ एव માં આદ્ય ' એ ' અને કુમારીવડૌમાં ' ઔ '[2]
પં. ૩૪ અને ૬ માં लिखितम् અને भस्खलित માંનો 'ख'
પં. ૧૦ पीडित અને मण्डल: માંનો ड.
પં. ૨૧ अर्णवं માં ण.
પં. ૯ અને ૩૨ માં पृथिव्यां अप्रतिरथः અને धर्म्मात्य માંનો 'थ'[3]
પં. ૩૧ फलम् માં फ.
પં. ૩૧ फलम् અને पालनम् પં. ૯ सलिल અને बलोपा માં બે જાતના ल.
પં. ૧૭ प्रजानाम् માં અંતનો म અને પં. ૨૯ वसेत् માં છેલ્લો त्
પં. ૪ परः कलंक માં જીહ્વામૂલીય અને विग्रहःपरा માં ઉપધ્માનીય વિસર્ગ.
પં. ૩૫ માં ૩૦૦, ૬૦, ૧૦, ૫, અને ૧ નાં ચિહ્નો છે.[4]

આશીર્વાદાત્મક અને શાપાત્મક પાંચ શ્લોકો, જે પં. ૨૮ થી ૩૨ સુધીમાં છે તે સિવાય આખો લેખ ગદ્યમાં છે. ભાષા સંસ્કૃત છે. અનુસ્વારને બદલે કંઠસ્થાની અને દંતસ્થાની અનુનાસિક વાપર્યાં છે. જીહ્વામૂલીય અને ઉપધ્માનીય(વિસર્ગ)નો ઉપયોગ થયેલો છે. વર્ણમાં र પછી व ખોટો બેવડો લખ્યો છે[5] અને य પહેલાં ध ખરી રીતે બેવડો લખ્યો છે. સંધિ પણ ક્યાંક ક્યાંક બરોબર કરેલ નથી.

કલચુરી[6] વંશના કૃષ્ણરાજના દીકરા શંકરગણના દીકરા બુદ્ધરાજ સંબંધી આ લેખ છે. ઉજ્જનના રહીશ બપ્પ સ્વામિન્ નામના બ્રાહ્મણને, ભરૂકચ્છ વિષયમાં ગોરજ્જા ભોગમાં ગૂહજા-

૧ એ. ઈ. વો. ૬ પા. ૨૯૪ એફ્ કીલ્હોર્ન ૨ વીએના ઓરીએન્ટલ કોંગ્રેસના એરીયન સેક્શનના રીપોર્ટ પા. ૨૨૬ મે પં. ૨૧ મે, ગુજરાત ચાલુક્ય યુવરાજ શ્રયાશ્રય શીલાદિત્યનાં સુરતનાં પતરાંમાં ઓતુંમલાના ओ સાથે આને સરખાવો. એ. ઈ. વો. ૮ પા. ૫૫ પં. ૨૧ માં ऐहिक માં આદ્ય ऐ આવે છે. ઇ. એ. વો. ૫. પા. ૧૫૫. પં. ૨૪ મે औदमेयाये માં આદ્ય औ આવે છે. ૩ ઈ. એ. વો. ૧૯ પા. ૩૦૯ મે વિષ્ણુવર્ધનનાં સુરતનાં પતરાંમાં थ આવે છે. ૪ વલભી પતરાંમાંથી કાઢેલાં ચિહ્નો સાથે આ મળતાં આવે છે. ૫ સરખાવો પાણિની ૮–૪–૪૯. ગુપ્તના લેખો પા. ૭૩ મે दस्स्य માં स બેવડો લખ્યો છે, તેમજ પા. ૨૫૩ મે पंचदस्स्यां માં અને छ्ब्रेयो માં પણ લખેલ છે. ૬ અંડોલના લેખમાં એ. ઇ. નાતેજ વોલ્યુમમાં પા. ૧૧ પં. ૬ ઠી એ પણ કલચુરીને કટચ્ચુરિ લખેલ છે.

पतरुं बीजुं

१८ सर्व्वानेव राजसामन्तभोगिकविषयपतिराष्ट्रग्राममहत्तराधिकारिकादि[1] समाज्ञा-
१९ पयत्यस्तु[2] वो विदितमस्माभिः भरुकच्छविषयान्तर्गत गोरज्जाभोगे[3] बृहन्नारि-
काप्रत्यासन्न-
२० कुमारिवडौ ।[4] एष ग्रामः सोद्रङ्गः सोपरिकरः सर्व्वादानसंग्राह्यः सर्व्वदित्य-
विष्टिप्रातिभेदिका
२१ परिहीणो भूमिच्छिद्रन्यायेन[5] अचाटभटप्रावेश्य आचन्द्रार्क्कार्ण्णवक्षितिस्थिति-
समकालीनः पुत्रपौ-
२२ त्रान्वयभोग्यं[6] डेभकवास्तव्यपाराशरसगोत्रवाजसनेयकण्वसब्रह्मचारीब्राह्मणभट्टपुत्र-
२३ वप्पस्वामिने बलिचरुवैश्वदेवाग्निहोत्रादिक्रियोत्सर्प्पणार्त्थं मातापित्रोरात्मनश्च
पुण्याभिवृद्धये[7]
२४ उदकातिसर्ग्गेणातिसृष्टो[8] यतोस्मद्वऽश्यैरन्यैर्व्वागामिनृपतिभोगपतिभिः प्रबल-
पवनप्रेरितो-
२५ दधिजलतरङ्गचञ्चलं जीवलोकमभावानुगतानुसारान्विभवान्दीर्घ्घकालस्थेयसश्च गुणा-
२६ नाकलय्य सामान्यभोगभूप्रदानफलेप्सुभिश्शशिकररुचिरं चिराय यशश्च चिपु-
भिर्व्वैमस्मद्दायोनु-
२७ मन्तव्यः पालयितव्यश्च [।*] यो वाज्ञानतिमिरपटलावृतमतिराच्छिन्द्या-
दाच्छिद्यमानं वानुमोदेत स पञ्चभि-
२८ र्महापातकैस्संयुक्त स्यादित्युक्तञ्च[11] भगवता वेदव्यासेन व्यासेन ॥ षष्टिं[12] वर्ष-
सहस्राणि स्वर्ग्गे मोदति भूमिदः [।*]
२९ आच्छेत्ता चानुमन्ता च तान्येव नरके वसेत् ॥ विन्ध्याटवीष्वतोयासु शुष्क-
कोटरवासिनः [।*] कृष्णाहयो हि जाय-
३० न्ते भूमिदायं हरन्ति ये ॥ बहुभिर्व्वसुधा भुक्ता राजभिस्सगरादिभिः [।*]
यस्य यस्य यदा भूमिस्तस्य तस्य
३१ तदा फलं ॥ पूर्व्वदत्तां द्विजातिभ्यो यत्नाद्रक्ष युधिष्ठिर [।*] मही[ं]
महीमता[ं] श्रेष्ट दानाच्छ्रेयोनुपालनं ॥ यानीह[13] द-
३२ त्तानि पुरा नरेन्द्रैर्द्दानानि धर्म्मार्त्थयशस्कराणि [।*] निर्भुक्तमाल्यप्रतिमानि
तानि को नाम साधुः पुनराददीति (त) [॥]
३३ संवत्सरशतत्रये[14] एकषष्ट्यधिके कार्त्तिकबहुलपञ्चदश्यां गोकुलस्वामिवि-
ज्ञापनया महाबला
३४ धिकृतश्रीप्रसन्नविग्रहदूतकं लिखितमिदं महासान्धिविग्रहाधिकरणाधिकृत-
शिवराजेनेति ॥
३५ सं ३०० ६० १ कार्त्तिक ब १० ५ ॥

१ वांचो कादीन. २ वांचो पयति। अस्तु वो विदितम्। अस्माभिर्. ३ वखते गामनुं नाम गोरज्ज होय. ४ आ लीटी नकामी छे. ५ वांचो न्यायेनाचाट. ६ वांचो भोग्यो. ७ वांचो वृद्धय. ८ वांचो सृष्टः ९ वांचो वंश्यैर्. १० वांचो यशश्चिचीषुभिर्. ११ वांचो युक्तस्स्यादिति। उक्तञ्च. १२ आ अने पछीना त्रण श्लोकोनो छंद अनुष्टुभ् वांचो. वप १३ छंद इन्द्रावज्रा. १४ वांचो त्रय.

अक्षरान्तरं
पतरुं पहेलुं

१ ओं[1] स्वस्ति [ ॥* ] विजयस्कन्धावारादानन्दपुरवासकाच्छरदुपगमप्रसन्न-
गगनतलविमलविपुले विविधपुरुषरत्नगुण-
२ किरणनिकरावभासिते महास[ त्व ]त्वापाश्रयदुर्ल्लङ्घे गाम्भीर्य्यवति स्थित्यनु-
पालनपरे महोदधाविव कट[ च ]उं-
३ रीणामन्वये सकलजनमनोहरया चन्द्रिकयेव कीर्त्या [ आ ]भुवनमवभासयन्ना
जन्मन एव पशुपतिसमाश्र-
४ य परः कलङ्कदोषरहितः कुलकुमुदवनलक्ष्मीविबोधनश्चन्द्रमा इव श्रीकृष्ण-
राजो यस्संश्रयविशे-
५ षलोभादिव सकलैराभिगामिकैरितरैश्च गुणैरुपेतः संपन्नप्रकृतिमण्डलो यथा-
वदात्मन्याहितशक्ति-
६ सिद्धिर्य्येन च रुचिरैर्वङ्शशोभिना नियतमस्खलितदानप्रसरेण प्रथितबलगरिम्णा
वनवारणयूथ-
७ पेनेवाविशङ्कं विचरता वनराजय इवावनमिता दिशो यस्य च शस्त्रमापन्नत्राणाय
विग्रहः परा-
८ मिमानभङ्गाय शिक्षितं विनयाय विभवार्ज्जनं प्रदानाय प्रदानं धर्म्माय धर्म्म-
श्श्रेयोवाप्तये तस्य पुत्रः
९ पि( पृ )थिव्यामप्रतिरथश्चतुरुदधिसलिलास्वादितयशा धनदवरुणेन्द्रान्तकसम-
प्रभावः स्वबाहुबलोपा-
१० र्ज्जितराजश्रीः प्रतापातिशयोपनतसमग्रसामन्तमण्डलः परस्परापीडितधर्म्मा-
र्त्थकामनिषेवी
११ प्रणतिमात्रसुपरितोषगम्भीरोन्नतहृदयः सम्यक्प्रजापालनाधिगतभूरिद्रविणविश्राणना
१२ वाप्तधर्म्मक्रियश्चिरोत्सन्नानां नृपतिवङ्शानां[5] प्रतिष्ठापयिताभ्युच्छ्रितानामुन्मूल-
यिता दीनान्धकृपणस-
१३ मभिलषितमनोरथाधिकनिकामफलप्रदः पूर्व्वापरसमुद्रान्तादिदेशस्वामी
मातापितृपादा-
१४ नुध्यातः परममाहेश्वरः श्रीशङ्करगणः तस्य पुत्रस्तत्पादानुध्यातः सकलमही-
मण्डलैकतिलकः
१५ सातिशयप्रथितनयविनयदयादानदाक्षदाक्षिण्यधैर्य्यशौर्य्याद्यशेषगुणसमन्वितः प्रब-
१६ लरिपुबलोद्भूतदर्प्पविभवप्रध्वन्सैहेतुः सेतुः स्थितीनामायतनं सिद्धेरप्रविह-
चक्रश्चक्रध-
१७ र इवार्त्तिप्रशमनकरः प्रजानां परममाहेश्वरः श्रीबुद्धराजः

१ ડૉ. ફ્લીટે મોકલેલી છાપો ઉપરથી. ૨ ચિહ્નરૂપે. ૩ શુ ના વ્યંજન છાપમાં સ્પષ્ટ નથી, પણ તેને બીજી રીતે વાંચી શકાય તેમ નથી. ૪ વાંચો વંશ. ૫ વાંચો વંશનાં. ૬ વાંચો ગગન. ૭ વાંચો પ્રધ્વંસ.

પ્રવેશ ન કરાય તેવી શરતે, ચંદ્ર, સૂર્ય, સમુદ્ર અને પૃથ્વીની સ્થિતિ સુધી ચાલુ રહે તેવી રીતે પુત્ર અને પૌત્રથી ભોગવાય તેવી રીતે બલિ, ચરૂ, વૈશ્વદેવ, અગ્નિહોત્ર ઇત્યાદિ ક્રિયા કરવા માટે પારાશર ગોત્રના, વાજસનેય કણ્વ શાખાના, બ્રહ્મચારી ડેભકના રહીશ ભટ્ટના પુત્ર બ્રાહ્મણ બપ્પ સ્વામિનને આપવામાં આવ્યું છે.

તેટલા માટે, અમારા વંશના તેમ જ બીજા હવે પછીના રાજાઓએ તેમ જ ભોગપતિએ, પ્રબલ પવનથી પ્રેરિત સમુદ્રના જળના તરંગ જેવું આ જીવન ચંચળ છે તે સમજીને, (તથા) વિભવો મિથ્યા અને નાશવંત છે અને ગુણો જ લાંબા કાળ સુધી ચાલે છે એમ સમજીને આ ભૂમિદાનના ફળમાં ભાગ લેવાની ઇચ્છાથી અને ચંદ્રના કિરણ સમાન ઉજ્જ્વળ કીર્તિ ચિરકાળ માટે ભેગી કરવા ઉત્સુક હોઈને આ અમારા દાનને અનુમોદન આપવું અને પાળવું. અજ્ઞાનના અંધકારવાળા પડદાથી જેનું મન ઢંકાઈ ગયું છે એવો જે કોઈ દાન પાછું લેશે અગર પાછું લેવામાં સહમત થશે, તેને પાંચ મોટાં પાપ લાગશે અને ભગવાન્ વ્યાસે કહ્યું છે કે—(આંહી આગળ ચાલુ શાપાત્મક પાંચ શ્લોકો આપેલા છે.)

(પં. ૩૩) ૩૬૧ ની સાલમાં કાર્ત્તિક વદિ ૧૫ ની તિથિએ ગોકુલસ્વામિની વિજ્ઞાપનાથી-આ (લેખ), જેમાં મહાબલાધિકૃત શ્રી પ્રસહ્યવિગ્રહ દૂતક તરીકે હતો (તે) મહાસંધિ વિગ્રહાધિકરણના અધિકારી શિવરાજે લખ્યો.

સં. ૩૦૦, ૬૦, ૧ કાર્ત્તિક વદિ ૧૦ ૫.

ભાષાન્તર

(પં. ૧) ઓં સ્વસ્તિ આનન્દપુર મુકામે નાંખેલી છાવણીમાંથીઃ—

કલચુરિનાં વંશમાં જે (વંશ) મોટા સમુદ્ર જેવો (અને) શરદના આગમનથી નભમંડળ જેવો વિશાળ અને દૂષણ રહિત, વિવિધ પુરૂષ રત્નના ગુણના કિરણના જથ્થાથી ઉજ્જ્વળ, ઘણા બળવાળા મનુષ્યનું ધામ હોવાથી તરી ન શકાય તેવો, ગંભીર, સ્થિતિનું પાલન કરનાર (એવા સાગર જેવા) (વંશમાં) શ્રીકૃષ્ણરાજ (હતો), જેણે આખા જગતને, પોતાની સકલ જનનું મન હરનારી, ચંદની જેવી કીર્તિથી દીપાવ્યું હતું; જે જન્મથી જ પશુપતિની સેવામાં તત્પર હતો; જેણે કલંકથી રહિત હોઇને પોતાના કુલની સમૃદ્ધિ વધારી હતી; જેણે કુમુદવનનો વિસ્તાર કર્યો હતો; બધા આભિગામિક ગુણોએ તેનામાં આવીને વાસ કીધો હતો, તે રાજાના બધા ગુણોથી સંપન્ન હતો, અને રાજસત્તાના સદુપયોગનાં સારાં ફળ ભોગવતો હતો: જેવી રીતે હાથીનાં ટોળાંમાંનો મુખ્ય હાથી સુશોભિત પીઠથી, સતત મદ ઝરવાથી અને પોતાનું બળ બતાવવાથી જૂદો પડી જાય છે અને બીક વિના ફરીને વનનાં ઝાડને નમાવે છે, તેમ તે પણ ઉત્તમ કુળથી સુશોભિત, જેની દાન ધારા કદી અટકતી નહીં અને જેનું પ્રાબલ્ય સુપ્રસિદ્ધ હતું તેવો ગમે ત્યાં નિઃશંક કુચ કરી શકતો અને દિશાઓને પોતાને તાબે કરી હતી. આપત્તિમાં આવેલને બચાવવાને તેની તરવાર ફરતી હતી. દુશ્મનનું અભિમાન ઉતારવા જે યુદ્ધ કરતો હતો, વિનય માટે જે શિક્ષણ લેતો, દાન દેવા માટે જે ધન ભેગું કરતો હતો, ધર્મને માટે જે દાન દેતો, અને શ્રેય માટે જે ધર્મ કરતો હતો.

(પં. ૮) તેનો પુત્ર પોતાનાં માબાપનાં ચરણનું ધ્યાન કરતો, પરમમાહેશ્વર શ્રી શંકરગણ હતો; જેના રાજ્યની પૂર્વ અને પશ્ચિમ સીમાડે દરિયો હતો, જેનો સમોવડિયો આ પૃથ્વી ઉપર બીજો કોઈ રાજા ન હોતો, જેની કીર્તિ ચાર સમુદ્રનાં પાણીએ ચાખી હતી, જેનો પ્રભાવ ધનદ, વરૂણ, ઇન્દ્ર અને અન્તકના જેટલો હતો, જેણે પોતાના બાહુબળથી (બીજા) રાજાઓની લક્ષ્મી મેળવી હતી, જેના અતિશય પ્રતાપને લીધે સમગ્ર સામન્ત મંડળ તેને નમન કરતું હતું. પરસ્પર વિરોધ થવા દીધા વિના જે ધર્મ, અર્થ અને કામનું સેવન કરતો હતો, તાબે થવાથી જ જેનું ગંભીર અને ઉન્નત મન સંતોષ પામતું. તે પ્રજાનું તે બરોબર પાલન કરીને મેળવેલું દ્રવ્ય દાનમાં આપીને ધર્મ કરતો હતો. ઉઠાડી મૂકેલા રાજાઓને ફરી ગાદીએ બેસાડતો અને ઉદ્ધતને ઉઠાડી મૂકતો, દીન, આંધળા અને ગરીબની તેમની ઇચ્છાથી પણ અધિક મનકામના પૂરતો.

(પં. ૧૪) તેનો પુત્ર જે તેના ચરણનું ધ્યાન કરતો હતો, જે આખી ભૂમિમંડલના તિલક જેવો હતો, જે નય, વિનય, દયા, દાન, હુશિયારી, ધૈર્ય, શૌર્ય, આદિ અનેક ગુણસંપન્ન હતો, જે પ્રબલ શત્રુના બલને લીધે ઉત્પન્ન થએલ અભિમાનને નાશ કરનારો હતો, સ્થિતિને (ટકાવી રાખનાર) બંધ જેવો હતો, સિદ્ધિનું રહેઠાણ હતો, ન નિવારી શકાય એવા ચક્રવાળા વિષ્ણુની માફક આર્તજનનું દુઃખશમન કરતો હતો, તે પરમમાહેશ્વર શ્રી બુદ્ધરાજ બધા રાજાઓ, સામન્તો, ભોગિક, વિષયપતિ, રાષ્ટ્ર અને ગ્રામ મહત્તર અધિકારી આદિને હુકમ કરે છે કેઃ—

(પં. ૧૯) તમને વિદિત થાઓ કે અમારા અને અમારા માતાપિતાના પુણ્યની વૃદ્ધિ માટે (સંકલ્પના) જળપૂર્વક નીચેનું દાન કર્યું છે. ભરૂકચ્છ વિષયમાં, ગોરજ્જી ભોગમાં, બૃહજ્જારિકાની પાસે કુમારિવડો નામનું ગામ ઉદ્રંગ અને ઉપરિકર સહિત, બધા કર વિગેરે સહિત, બધા દિત્ય, વેઠ અને પ્રાતિસિદ્ધિકાથી મુક્ત, ભૂમિચ્છિદ્રન્યાય અનુસાર, ચાટ અને ભટથી

માં મૂકી શકાય. ભર્તૃવર્દ્ધના બાપનું નામ ધ્રૂભટ હતું, જે ધ્રુવભટનું ટુંકું રૂપ છે. વલભી મહારાજાધિરાજ શિલાદિત્ય સાતમાએ તે જ ધ્રૂભટ શબ્દનો ઉપયોગ કર્યો છે. તેનાં અલીણાનાં પતરાં વ. સ. ૪૪૭ એટલે ઇ. સ. ૭૬૬ ની સાલનાં છે.[૧] ભર્તૃવર્દ્ધ બીજો શિલાદિત્ય સાતમાનો તેમજ શિલાદિત્ય છઠ્ઠાનો સમકાલીન હતો. બે જૂદાં જૂદાં સમકાલીન કુટુમ્બમાં એક જ નામ બન્ને રાજાઓ માટે વપરાય તે આકસ્મિક હોઈ શકે નહીં. તે બન્ને કુટુમ્બ વચ્ચે કાંઇક સંબંધ હોવો જોઇએ અને એમ કલ્પી શકાય કે ભર્તૃવર્દ્ધ બીજાની બેન શિલાદિત્ય છઠ્ઠા વેરે પરણાવી હતી જેથી શિલાદિત્ય સાતમાએ પોતાના મોસાળનું નામ વાપર્યું હોય.

ભર્તૃવર્દ્ધ ભાયાત અગર ખંડિયો રાજા હતો અને જે વંશના તાબામાં હતો તે સંબંધી અટકળ થઈ શકે તેમ છે. પં. ૩૪ માં લખ્યું છે કે આ હાંસોટનાં પતરાં રાજા નાગાવલોકના રાજ્યમાં અને સં. ૮૧૩ માં લખાયાં હતાં અને દાન આપ્યાને દિવસે સૂર્યગ્રહણ હતું (પં. ૧૪ અને ૧૯). આ સાલ વિક્રમ સંવતની હોવા સંબંધી કાંઈ શંકા નથી અને તેથી તે ઇ. સ. ૭૫૬ના ઓકટોબરની ૨૮ મી સાથે મળતી આવે છે.[૨]

નાગાવલોક સંબંધી ચોક્કસ માહિતી પ્રથમ મળી શકી નહોતી. પ્રો. કીલ્હોર્ને ધાર્યું હતું કે[૩] વિગ્રહરાજના લેખમાં[૪] શ્લો. ૧૩ માં લખેલો નાગાવલોક આ હશે. નાગાવલોકના રાજ્યમાં ચાહમાન ગુવક ૧ લો પ્રસિદ્ધિમાં આવ્યો હતો. પોતાના ઉત્તર હિન્દના લેખના લિસ્ટમાં[૫] પ્રો. કીલ્હોર્ને સૂચવ્યું હતું કે આ નાગાવલોક તે કદાચ પ્રતિહાર નાગભટ્ટ હોય પણ પાછળથી[૬] આ અભિપ્રાય ફેરવ્યો અને માલુમ પડયું કે[૭] રાષ્ટ્રકૂટ રાજાઓ અવલોક છેડે આવે એવાં નામ બિરૂદ તરીકે વાપરતા હતા. મી. ભાંડારકર પણ પ્રથમ નાગાવલોકને રાષ્ટ્રકૂટ માનતા, પણ પાછળથી તેમણે એ અભિપ્રાય ફેરવ્યો હતો.[૮]

હકીકત બારીકીથી તપાસીએ તો માલુમ પડશે કે આ પતરાંનો નાગવલોક તે હર્ષના લેખમાંનો નાગાવલોક હોઈ શકે નહીં. તે લેખની અને વિગ્રહરાજના રાજ્યની સાલ ઈ. સ. ૯૭૩ ની છે. નાગાવલોકનો સમકાલીન ગુવક વિગ્રહરાજથી છઠ્ઠી પેઢીએ હતો અને તેથી તેની સાલ ઇ. સ. ૮૨૦ હોવી જોઇએ. પરબલના[૯] પથારીસ્તંભના ઇ. સ. ૮૬૧ માર્ચ ૨૧ ના લેખમાં પણ આ નાગાવલોકનું નામ છે. પરબલના પિતા રાષ્ટ્રકૂટ કર્કરાજે નાગાવલોકને હરાવ્યો હતો (શ્લોક ૧૪) તેનો સમય ૮૩૦ ઇ. સ. નો હોવો જોઇએ. આ બન્ને લેખમાં નાગાવલોકનું વર્ણન છે તે ઉપરથી અટકળ થઈ શકે કે એ મોટો રાજા હોવો જોઇએ અને પ્રો. ભાંડારકરની છેવટની માન્યતા અનુસાર તે પ્રતિહાર વંશનો નાગભટ્ટ હોવો જોઇએ. આપણે જાણીએ છીએ કે તેણે કનોજના ચક્રાયુધને હરાવીને પ્રતિહાર વંશની સ્થાપના કરી અને તે વંશે ઉત્તર હિન્દમાં લગભગ બે સદી સુધી રાજ્ય કર્યું. મી. ભાંડારકરે બતાવ્યું છે કે[૧૦] આ પ્રતિહાર નાગભટ તે વિ. સ. ૮૭૨=૮૧૫ ઇ. સ. ના બુચકલાના લેખમાં આવે છે તે પરમ ભટ્ટારક મહારાજાધિરાજ પરમેશ્વર નાગભટ્ટ જ હોવો જોઇએ. નાગભટ્ટ મહારાજાધિરાજ પરમેશ્વર વત્સરાજનો પુત્ર હતો અને આ વત્સરાજ જૈનગ્રંથ હરિવંશપુરાણના અંતમાં[૧૧] વર્ણવ્યો છે તે જ હોવો જોઇએ. આ શ્લોકમાં લખ્યું છે તે પ્રમાણે વત્સ શક ૭૦૫ ઇ. સ. ૭૮૩ માં રાજ્ય કરતો હતો અને તે વખતે કનોજ ઉપર ઇન્દ્રાયુધ રાજ્ય કરતો હતો. તેને ધર્મપાલે હરાવ્યો હતો અને કનોજનું રાજ ચક્રાયુધને આપ્યું હતું. હાંસોટનાં પતરાં ઇ. સ. ૭૫૬ નાં છે અને ભર્તૃવર્દ્ધનો મુખી રાજા નાગવલોક તે વત્સરાજનો પુત્ર પ્રતિહાર નાગભટ્ટ હોઈ શકે નહીં. પણ તે

૧ ગુપ્ત લેખો પા. ૧૭૧. ૨ એ. ઈ. વો. ૯ પા. ૨૫૧ નો. ૪. ૩ એ. ઈ. વો. ૯ પા. ૬૨ અને ૨૫૧ ૪ એ. ઇ. વો. ૨ પા. ૧૧૬ સુધારા માટે જુઓ વો. ૯ પા. ૬૨ નો. ૧. ૫ એ. ઈ. વો. ૮ વધારો. ૬ એ. ઈ. વો. ૯ પા. ૬૨ નો. ૧. ૭ એ. ઈ. વો. ૯ પા. ૨૫૧ નો. ૨. ૮ ઇં. એ. વો. ૪૦ પા. ૨૩૯. ૯ એ. ઇ. વો. ૯ પા. ૨૪૮ ૧૦ એ. ઇ. વો. ૯ પા. ૧૯૯. ૧૧ બામ્બે ગેઝેટીઅર વો. ૧ પાર્ટ ૨ પા. ૧૯૭ નો. ૨.

# ચાહમાન ભર્તૃવડ્ઢનાં હાંસોટનાં તામ્રપત્રો[1]

સં. ૮૧૩=ઈ. સ. ૭૫૬

મુંબઈ ઈલાકામાં ભરૂચ પરગણામાં નર્મદાને ડાબે કાંઠે અંકલેશ્વર તાલુકામાં ૨૧° ૩૫' ઉ. અને ૭૨° ૪૮' પૂ. ઉપર આવેલા હાંસોટ ગામમાં શુક્લ દલપતરામની માલિકીનાં આ પતરાં છે. પતરાં બે છે અને તેનું માપ ૧૧$\frac{3}{4}$"×૮$\frac{1}{2}$"છે. પહેલા પતરામાં ૨૦ અને બીજામાં ૧૬ પંક્તિ લખાણની છે. પ્રોફેસર કીલહોર્નના જાણવામાં આ પતરાંનું અસ્તિત્વ હતું અને તેની પાસે તેનો ફોટોગ્રાફ પણ હતો.[2] તેની નોંધ મી. ડી. આર. ભાંડારકરે લીધેલી છે[3] અને તેનાં 'રબિંગ' તેમણે આપ્યાં હતાં.

કોતરકામ કેટલે ઠેકાણે અસ્પષ્ટ છે. દાન લેનારનાં નામ લખ્યાં છે તે વિભાગમાં છેકછાક છે. આખાં પતરાં ખાતરીપૂર્વક વાંચી શકાય તેમ નથી, પણ ઐતિહાસિક દૃષ્ટિએ જેટલું ઉપયોગી છે તે વાંચી શકાય છે.

લિપિ દક્ષિણ વિભાગમાં વપરાતી અને વલભિના લેખોમાં વપરાએલી જેવી જ છે. પં. ૩૩ માંનો આદ્ય "ઉ" નો આકાર જરા વિચિત્ર છે. તેમ જ પં. ૩૨ અને ૧૯ માંના આદ્ય "એ" પણ વિચિત્ર છે. જૂદા જૂદા અક્ષરો પણ એક જ રીતે લખાયા નથી: જેમકે પં. ૯ માંના ध्रुवट નો ट લગભગ द જેવો લાગે છે અને પં. ૧૫ चतुर्थभागः નો त्थ બીજી જગાએ વપરાએલાથી જૂદો છે. इन्द નો द લગભગ ढ ના જેવો લાગે છે. પં. ૬, ૧૧ અને ૩૦ માં भर्तृवड्ढ માંનો ड्ढ પણ તેવી જ રીતે લખ્યો છે. મી. ભાંડારકર તેને भर्तृवड्डः વાંચે છે અને તે કદાચ ખરૂં હશે કારણ મોટાને માટે પ્રાકૃત શબ્દ वड्ड મશહુર છે.[4] પં. ૩૨ માં છેવટનો म આપેલ છે ૮૦૦,૧૦ અને ૩ માટેનાં ચિહ્નો પં. ૩૬ માં વપરાયાં છે. ૮૦૦ માટેનું ચિહ્ન ૧૦૦ ની પછી ૮ લખીને કરવામાં આવ્યું છે. પં. ૩૩ અને ૩૪ માં વિસર્ગનો ઉપયોગ વાક્ય છૂટાં પાડવા માટે કરવામાં આવ્યો છે.

જોડણીમાં પણ અનિયમિતતા ઘણી છે. અનુસ્વારને બદલે અનુનાસિક વાપરેલ છે. र પછીનો વ્યંજન ક્યાંક બેવડો લખ્યો છે અને ક્યાંક બેવડો લખ્યો નથી. द અને त બેવડાને બદલે એક લખ્યા છે. સંધિ પણ ઘણી જગ્યાએ ખોટી લખી છે. આ બધી ભુલો છતાં હું માનું છું, કે પતરાં બનાવટી નથી. દાન લેનારનાં નામ લખ્યાં છે ત્યાં ગડબડ કરી છે.

ભરૂચમાં રહેતી ચાહમાનની એક અજ્ઞાત શાખાનું આ દાનપત્ર છે. 'રબિંગમાં' ચાહમાન શબ્દ સ્પષ્ટ વાંચી શકાતો નથી. પરંતુ પ્રો. કીલ્હોર્ન અને મી. ભાંડારકરે તે બરોબર વાંચેલ છે. પરમમાહેશ્વર અને મહેશ્વરદામ શબ્દના ઉપયોગથી કહી શકાય કે તે કુટુંબ શૈવધર્મી હતું. ૭ પેઢીનાં નામ એમાં આપણને મળે છે. પહેલું રાજા મહેશ્વરદામનું નામ આપેલ છે. તેનો દીકરો શ્રી ભીમદામ ભર્તૃવડ્ઢ પહેલાનો પિતા હતો. તેનો દીકરો હરદામ હતો જે ધ્રુભટદેવનો બાપ હતો અને તેનો દીકરો ભર્તૃવડ્ઢ બીજો હતો જેણે દાન આપ્યું હતું. તે મહેશ્વર (શૈવ) હતો, અને તેને મહાસામન્તાધિપતિ અને પંચ મહાશબ્દ[5] મેળવેલ એમ વર્ણવ્યો છે. તે આઠમી સદીની મધ્યમાં રાજ્ય કરતો હતો અને દરેક પેઢીને ત્રીસ વર્ષ ગણીએ તો મૂળ પુરૂષને ૫૦૦ ઈ. સ.

૧ એ ઈ. વો. ૧૨ પા. ૧૯૭ સ્ટેન કોનો. ૨ એ. ઈ. વો. ૯ પા. ૬૨ નોટ પહેલી. ૩ પ્રો. રી. આ. સ. વેસ્ટર્ન સર્કલ ૧૯૦૭-૮ પા. ૪૧. ૪ જુઓ હેમચંદ્રની દેશીનામમાળા ૭, ૨૯. ૫ જુઓ એ. ઈ. વો. ૫ પા. ૨૧૬ વો. ૩

अक्षरान्तर

पतरुं पहेलुं

१ ओं[1] स्वस्ति [।] [2]विकटकटटोत्तुङ्ग[:] सिन्धुमण्डलमण्डनः [।] मेरुरिव जयाधार[श्चाद्दमान... ....

२ क्रमः ] [॥] [ तस्मिन् ] वंशे समुत्पन्नः प्रकटपराक्रमाक्रान्त दिङ्मण्डल [ ओ ]नेकसमरसंघट्टरिपु [ गजघटा ]—

३ [ टो ] पविघटनदोर्द्दण्डः .... .... [ जि ] तसकलारातिपक्षो ( क्षः ) श्रीमहेश्वरदामो नाम राजा [ बभूव ] [ । ] [ तस्य ]

४ [ सुतः ] प्रकटिताशेषभूमण्डलप्रतापो विक्रमैकरसः अनकेनरपतिशतमकुटतट-घटितम [ णि ]—

५ [ नि ]करनिका[ मम ]ल्लसितो [ द् ] द्योतितचरणकमलयुगलः श्रीभी-मदामः [ । ] तस्यात्मजोनेकसामन्त—

६ [ किरीट ] कोटिघृष्टचरणारविन्दो ( न्दः ) प्रसाधिताशेष भूमण्डलः श्रीमद्भर्तृ-इवडर्ढः [ । ] तस्य सुतः( तो ) विगतघन

७ [ गगन ] शशिकर( [ क ] र )निकरावदातया कीर्त्त्योन्मादितसकलजग [ त् ] त्रय ( : ) आनत महीपालमौलिमा[ ज्जि ]

८ [ त ] चरणकमलयुगलः परममाहेश्वरः श्रीहरदामः [ । ] तस्य प्रियात्रंजो प्रसाधिताशेषविपक्ष—

९ मण्डल[ ओदारश्रीः[6] ] शशिकरनिर्म्मलयशौघंधवलितसकल भुवनः श्रीमद्-ध्रूमटदेवः [ । ] तस्य [ सु ]—

१० तः समस्तसद्गुणाधारभूतः परममाहेश्वरः समधिगतपञ्चमहाशब्दः ( ब्दो ) महासामन्ताधि

११ पतिः श्रीमद्भर्तृपडर्ढः सर्व्वानेवागामिनृपतिमहत्तरवासावकादीन्समनुबोध-यत्य [ स्तु वः ]

१२ संविदितं श्रीभृगुकच्छावस्थितैर्य्यथास्माभिः ( मिर् )मातापित्र( य ) ओरा-त्मनश्च पुण्ययशोभृद्ध( भि )वृद्धये [ सौज्ञ ]

१३ पद्र वास्तव्यं अध्वर्युमाध्यन्दिन कौण्डिन्यसगोत्रवाजसनेयसब्रह्मचारिणे ब्राह्मण भट्ट—

---

૧ ચિહ્નરૂપે છે, ૨ છંદ અનુષ્ટુપ્ ૩ વાંચો રસોનેક. ૪ વાંચો ભર્તૃવડ્ડः ૫ વાંચો આત્મજઃ ૬ પાઠ ચોક્કસ વંચાતો નથી. ૭ વાંચો યશોઘ. ૮ વાંચો વાસાપકાદીન. ૯ પાઠ શંકિત છે. ૧૦ વાંચો વાસ્તવ્યાધ્વર્યુ.

પહેલાંના ભોજદેવના રાજ્યના અને ગ્વાલીઅરના લેખમાં[1] આવે છે તે નાગભટ્ટ હોવાની અટકળ કદાચ સાચી હોય. પ્રતિહારની વંશાવળી એમાં કિલ્હોર્નના કરતાં એક પેઢી ઉપર જાય છે. વિષ્ણુને નમસ્કાર કર્યા બાદ સૂર્યનું વર્ણન આવે છે, જેના વંશમાં રામ જન્મ્યા. રામનો ભાઈ સૌમિત્રિ (લક્ષ્મણ) મેઘનાદ સાથેની લડાઇમાં હઠાવનાર અગર દ્વારપાલ તરીકે વર્ત્યો હતો. તેના વંશમાં નાગભટ્ટ પહેલો થયો જેણે વલચ મ્લેચ્છ[2] એટલે કે બલુચોના લશ્કરને હરાવ્યું હતું. તેના ભાઇનો દીકરો કક્કુક હતો જેનો નાનો ભાઈ દેવરાજ હતો, જે કીલ્હોર્નના લીસ્ટમાંનો મહારાજ દેવશક્તિ હોવો જોઇએ. દેવરાજનો પુત્ર વત્સરાજ હતો અને તેનો પુત્ર નાગભટ્ટ બીજો હતો જે શૂરવીર યોદ્ધો હતો અને તેણે ચક્રાયુદ્ધને હરાવ્યો હતો.

દર્ભ અને પથારી લેખોનો નાગાવલોક આ બીજો નાગભટ્ટ હોવો જોઇએ અને હાંસોટના પતરાંનો નાગાવલોક નાગભટ્ટ ૧ લો હોવાનું મી. ભાંડારકર કલ્પે છે; અને તેને હુ મળતો આવું છઉં. જો વત્સરાજ ઇ. સ. ૭૮૩ માં રાજ કરતો હતો તો નાગભટ્ટને તેના દાદાનો ભાઇ હતો તે ઇ. સ. ૭૫૬ માં ગાદીએ બેઠેલો હોય. ગ્વાલીઅરના લેખના શબ્દો ઉપરથી અટકળ થઈ શકે છે કે નાગભટ્ટનો ભાઈ જે કક્કુક અને દેવરાજનો પિતા હતો તેણે રાજ્ય કર્યું ન હોતું અથવા તે નાગભટ્ટથી મોટો હોવો જોઇએ, કારણ નામ આપ્યું નથી તેમ તેની કાંઇ વિગત આપી નથી. પ્રમાણમાં ટુંકી અને સાધારણ સ્તુતિ ઉપરથી એમ સમજી શકાય કે કક્કુક અને દેવરાજનો રાજ્ય કાળ ટુંકો હોવો જોઇએ અને હાંસોટના દાનનો કાળ અને ઇ. સ. ૭૮૩ જ્યારે વત્સરાજ ગાદીએ આવી ગયો હતો તે બન્ને વચ્ચેના ૨૭ વર્ષના ગાળામાં તેનો સમાવેશ થઇ શકે.

હું તેટલા માટે મી. ભાંડારકર સાથે મળતો આવું છું કે ભર્તૃવડ્ડનો સર્વોપરી રાજા નાગાવલોક તે પ્રતિહાર વંશનો નાગભટ્ટ ૧ લો હતો. તેનું કુટુંબ તે વખતે કનોજમાં સ્થપાયું ન હોતું, પણ વધુ પશ્ચિમ તરફ તેની રાજધાની હતી. હરિવંશપુરાણમાં વત્સરાજને પશ્ચિમ વિભાગના રાજા તરીકે વર્ણવ્યો છે. અને જો અવન્તિ એટલે માળવાનો રાજા પૂર્વ વિભાગ ઉપર અમલ ચલાવતો હતો, એ હકીકત ધ્યાનમાં લઇએ તો તે વિભાગ લાટ અને પશ્ચિમ રજપૂતાના હોઈ શકે અને નાગાવલોક ભરૂચના ચાહુમાનનો સર્વોપરી રાજા હતો તે હકીકત બંધબેસતી આવે છે. સૌન્નપદ્રમાં રહેતો ભટ્ટ વા... નો પુત્ર બ્રાહ્મણ ભાટદલ. સૌન્નપદ્ર અને વરમેવી નામો સ્પષ્ટ વંચાતાં નથી અને તે ઓળખી શકાયાં નથી. દાનનો લેખક ભટ્ટ વત્સુવનો પુત્ર ભટ્ટ કક્ક હતો તેને વાલભ્ય એટલે વલભિમાંથી આવેલો લખ્યો છે. આ ઉપરથી એમ કલ્પના થાય કે આ ભર્તૃવડ્ડના કુટુંબને વલભિના મૈત્રકો સાથે કાંઇ સંબંધ હોય.

૧ આર્કિ. સ. રિપો. ઈ. વા. રી. ૧૯૦૩-૪ પા. ૨૮૭. ૨ જુઓ સુધારો ઈ. એ. વા. ૪૦ પા. ૨૪૦ નો. ૧૧.

२७ .... .... .... .... पुनराददीत ॥ वि-
२८ [ न्ध्याटविष्व ] तोयासु .... ... हरन्ति ये ॥ [ स्वद ]
२९ [ त्तां ] परदत्तां वा यो हरेत वसुंधरां ॥ ( । ) तै ( ते ) न जाता जनेता च
नरके [ पा ] तिता ध्रुवं ॥ सर्व्वा-
३० नेता [ न् ] भाविनः पार्त्थिवेन्द्रा[ न् ] भूयो भूयो याचते भर्तृइवड्डः[1] [ । ]
सामान्योयं धर्म्मसेतु-
३१ नृइपाणां[2] स्वे स्वे काले पालनीयो भवद्भि[ : ] ॥ षष्टिर्व्व[3] .... ....
३२ .... .... ॥ लिखितमेतन्मया वालभ्यभ[ ट्ट कर्के ]-
३३ र्णे भट्टवत्सुवसूनुना: ऊनाक्षरमधिकाक्षरं वा सर्व्वमत्र प्रमाणमिति यद्[ उप ]-
३४ रि लिखित[ ं ] : श्रीमन्नागावलोकप्रव [ र् ] द्धमानविजय राज्ये श्रीभृगु-
कच्छावस्थिते( त )[ भ ]
३५ [ ट्ट ] छल्लुव दूतकः ॥ यत्रांकतोऽपि सुविशुद्धसंवत्सरशताष्टकेत्रयोद
३६ [ शा ] धिके ८०० १० ३

૧ વાંચો मर्तृवद्भुः ૨ વાંચો नृपाणां. ૩ આખુ શાપાત્મક શ્લોક છે. ૪ નામ અસ્પષ્ટ છે.

२७ .... ... .... .... पुनराददीत ॥ वि-

२८ [ न्ध्याटविष्व ] तोयासु .... ... हरन्ति ये ॥ [ स्वद ]

२९ [ त्तां ] परदत्तां वा यो हरेत वसुंधरां ॥ ( । ) तै ( ते ) न जाता जनेता च नरके [ पा ] तिता ध्रुवं ॥ सर्व्वा-

३० नेता [ - ] माविनः पार्त्थिवेन्द्रा[ न् ] भूयो भूयो याचते भर्तृइवर्द्धुः[1] [ । ] सामान्योयं धर्म्मसेतु-

३१ र्नृइपाणां[2] स्वे स्वे काले पालनीयो भवद्भि[ : ] ॥ पष्ठिर्व्व[3] .... ....

३२ .... .... ॥ लिखितमेतन्मया वालभ्यभ[ ट्ट कक्के ]-

३३ र्णे भट्टवत्सुवसूनुनाः ऊनाक्षरमधिकाक्षरं वा सर्व्वमत्र प्रमाणमिति यद्[ उप ]-

३४ रि लिखित[ ' ] : श्रीमन्नागावलोकप्रव [ र् ] द्धमानविजय राज्ये श्रीभृगु-कच्छावस्थिते( त )[ भ ]

३५ [ ट्ट ] ल्लुव दूतकः ॥ यत्रांकतोऽपि सुविशुद्धसंवत्सरशताष्टकेत्रयोद

३६ [ शा ] धिके ८०० १० ३

---

१ વાંચો ભર્તૃરह्वः २ વાંચો नृपाणां. ३ ચાલુ શાપાત્મક શ્લોક છે. ४ નામ અસ્પષ્ટ છે.

ભાષાન્તર

પં. ૧ મોટા લશ્કરથી જે ઉન્નત છે, જેણે પોતાનો પ્રદેશ શણગાર્યો છે, જે જયનો આધારભૂત છે અને જે મેરૂ જેવો છે, એવો ચાહુમાન વંશ જય પામો.

પં. ૨–૯ તે વંશમાં શ્રી મહેશ્વરદામ નામનો રાજા ઉત્પન્ન થયો, જેણે પોતાના શૂર પરાક્રમથી દિશાઓ ઉપર હુમલો કર્યો હતો, અનેક લડાઇમાં જેનો હાથ સામા પક્ષના હાથીના કુંભસ્થળનો નાશ કરનાર હતો, અને જેણે દુશ્મનોના આખા પક્ષનો (નાશ કર્યો હતો). તેનો પુત્ર શ્રી ભીમદામ હતો, જેણે પોતાનો પ્રતાપ આખા ભૂમણ્ડલમાં પ્રકટ કર્યો હતો, જેને પરાક્રમમાં જ રસ પડતો હતો અને જેના કમળ જેવા બન્ને પગ અનેક રાજાઓના મુગટમાંનાં મણિનાં કિરણોથી ચળકતા હતા. તેનો પુત્ર ભર્તૃવડ્ડ હતો, જેના કમલ જેવા પગ અનેક ખંડિયા રાજાના મુગટની કોરથી ઘસાયા હતા અને જેણે આખું ભૂમણ્ડલ જિતી લીધું હતું. તેનો પુત્ર પરમ માહેશ્વર શ્રી હરદામ હતો, જેણે વાદળાં ગયા પછી આકાશમાં ચંદ્રનાં કિરણો જેવી ચળકતી કીર્તિવડે ત્રણે જગતને ઉન્મત્ત બનાવ્યાં હતાં, અને જેના કમલ જેવા પગ તેની પાસે નમતા રાજાઓનાં મસ્તકથી સાફ થઈ ગયા હતા. તેનો પુત્ર ધ્રુભટદેવ હતો, જેણે બધા દુશ્મનોના પ્રદેશની કીર્તિ મેળવી હતી અને જેણે ચંદ્રનાં કિરણ જેવી શુદ્ધ કીર્તિથી સકલ ભુવનને ધોળું બનાવ્યું હતું.

પં. ૧૦–૧૧ તેનો પુત્ર પરમમાહેશ્વર શ્રીમત્ ભર્તૃવડ્ડ જેણે બધા તેવી જ રીતે રાષ્ટ્રકૂટ મહારાજાધિરાજ ધ્રુવરાજે વત્સરાજને મેરૂના મધ્ય ભાગમાં[1] હરાવ્યો, એમ લખ્યું છે. નાગભટ ૧ લાએ બલુચોને હરાવ્યાનું ગ્વાલિઅરના લેખમાં લખ્યું છે. આ બધાનો ઉલ્લેખ આઠમી સદીમાં[2] પશ્ચિમ રજપૂતાના ઉપરના મુસલમાન હુમલા સંબંધી હોય, એ સંભવે છે. આ બધા ઉપરથી જેકસનનું કહેવું સાચું હોય કે આ રાજાઓ ગુર્જર હતા અને તેઓનું મુખ્ય ધામ શ્રીમાલ એટલે હાલનું ભિનમાળ હતું.

હાંસોટના પતરાંમાંના દાન લેનારનું કુટુંબ તપાસીએ તો જણાશે કે તેના એકાદ પૂર્વજને રાજન કહ્યો છે. તેનો અર્થ એમ નથી કે તે રાજ્ય કરતો હતો. પછીની ચાર પેઢીનાં ચાલુ વખાણ કર્યાં છે. બીજા રાજાઓ તેને નમતા એમ પણ લખ્યું છે, પણ તેઓ રાજાઓ હતા, એમ ખાતરી આપનારાં વિશેષણો નથી. પછી ધ્રુભટદેવ આવે છે, જેને માટે લખ્યું છે કે તેણે પોતાના દુશ્મનોનો પ્રદેશ જિતી લીધો અને આખી દુનિયાને તેની કીર્તિથી જાજ્વલ્યમાન કરી દીધી. તેનો દીકરો આ પતરાંનો દાન આપનાર, તેને પહેલો ખંડિયો રાજા વર્ણવ્યો છે. તે ભરૂચમાં રાજ કરતો હતો તેથી એમ માની ન શકાય કે તેના પૂર્વજો પણ ત્યાં રાજ કરતા હતા. તેનું એક કારણ એ છે કે ગુર્જરો ઇ. સ. ૭૩૬ સુધી સત્તામાં હતા. ગુર્જરો જે મૂળ સૂર્યના ઉપાસકો હતા[3] તે દદ્દ ત્રીજો જે સાતમી સદીમાં થયો તેના સમયમાં શૈવ કેમ થયા તે હકીકત ધ્યાનમાં લેવા જેવી છે. તેનો દીકરો જયભટ ત્રીજો જેનાં ઇ. સ. ૭૦૬ અને ૭૩૬ નાં દાનપત્રો જાણવામાં છે, તે આ વંશનો છેલો રાજા હતો. તેણે પાંચ મહાશબ્દો મેળવ્યા હતા અને મહાસામન્તાધિપતિ[4] હતો. એટલે કે તેનામાં ભર્તૃવડ્ડ બીજાના બધા ઇલ્કાબો હતા. આ ઉપરથી એમ કલ્પના થઈ શકે કે ભરૂચના ગુર્જર વંશનો જયભટ ત્રીજાથી અંત આવ્યો અને તેની પછી ચાહુમાન રાજા ભર્તૃવડ્ડ ગાદીએ આવ્યો, જે ભરૂચના ગુર્જરોની માફક ભિનમાળના ગુર્જરોના તાબામાં હતો.

---

૧ જુઓ આ બાબતની ચર્ચા સ્વ. જેકસને કરેલી, બો. ગે. વો. ૧ પાર્ટ ૧ લો પા. ૪૬૬. ૨ સદર પા. ૪૬૭. ૩ જુઓ જેકસન પા. ૧૧૩. ૪ ઇ. એ. વો. ૧૩ પા. ૭૭.

દાન ભૃગુકચ્છમાંથી આપવામાં આવ્યું છે, જે હાલના ભરૂચનું સંસ્કૃતમય રૂપ છે. શક ૭૮૯ નાં ધ્રુવરાજ બીજાનાં બગુમરાનાં પતરાંમાં[1] તેમ જ બીજે પણ તે નામ વપરાયું છે. અક્રૂરેશ્વર વિષયમાં અર્જુનદેવી ગામ દાનમાં અપાયું છે. અક્રૂરેશ્વર તે ભરૂચ પરગણા તાબેનો અંકલેશ્વર તાલુકો હોઈ શકે, પણ અર્જુનદેવી ગામ ઓળખી શકાયું નથી. દાન લેનારના નામમાં છેકછાક થઇ છે, તેથી ખાતરીપૂર્વક વાંચી શકાતાં નથી. તેઓ નીચે મુજબ જણાય છે. સૌજ્ઞપદ્રમાં રહેતા તાવિનો પુત્ર બ્રાહ્મણ ભટ્ટભૂટ વરમેવિમાં રહેતા, ચરમશર્મનનો પુત્ર બ્રાહ્મણ જબ ગુણોનો આધારભૂત હતો અને જેણે પાંચ મહાશબ્દ મેળવ્યા હતા, તે હવે પછીના બધા રાજાઓને, મહત્તરોને, અને વાસાપકો[2] ઇત્યાદિને સમજાવે છે કે,

પં.૧૧–૧૯ તમને બધાને ખબર થાય કે શ્રી ભૃગુકચ્છમાં રહેતો હતો ત્યારે માતા પિતાના તેમ જ મારા પુણ્ય અને યશની વૃદ્ધિ માટે સૌજ્ઞપદ્રમાં રહેતા અધ્વર્યુ, કૌણ્ડિન્ય ગોત્રના, માધ્યન્દિની શાખાના, વાજસનેયી સંહિતા જાણનારા, તાવિના પુત્ર બ્રાહ્મણ ભટ્ટ બૂટને અક્રૂરેશ્વર-વિષયમાં આવેલા અર્જુનદેવી ગામનો ચોથો ભાગ સૂર્યગ્રહણને દિવસે મેં (સંકલ્પના) જળપૂર્વક આપ્યો છે (દાનમાં). તેમ જ ચોથો ભાગ ત્રિવેદી, માથર ગોત્રના અને માધ્યન્દિનિ શાખાના વરમેવિના રહીશ ચરમશર્મનના પુત્ર બ્રાહ્મણ જબને આપ્યો હતો. તેવી રીતે આ અર્જુનદેવી ગામ સૂર્યગ્રહણ પ્રસંગે ત્રિવેદીના કુટુંબના, સૌજ્ઞપદ્રમાં રહેતા, અસુરાયન ગોત્રના, માધ્યન્દિનિ શાખાના અધ્વર્યુ, વાજસનેયી સંહિતા ભણનાર ભટ્ટ વા... ના પુત્ર બ્રાહ્મણ ભાટલ્લને સંકલ્પના જળ પૂર્વક આપવામાં આવ્યું હતું.

પં. ૧૯–૨૫ ચાલુ શાપાત્મક શ્લોકો

પં. ૩૨–૩૬ ભટ્ટ વત્સુવના પુત્ર વલભી (માંથી આવેલા) ભટ્ટ કક્કે આ લખ્યું છે. ઓછા વધતા અક્ષરો હોવા છતાં આ પ્રમાણભૂત છે. ભૃગુકચ્છમાં રહેતી વખતે ભટ્ટ લુલ્લુવ દૂતક હોઈને આ દાન શ્રી નાગાવલોકના વિજયમાન રાજ્યમાં મેં આપ્યું છે. સંવત્સર ૮૧૩ માં લખ્યું.

---

૧ ઈ. એ. વો. ૧૨ પા. ૧૮૧. ૨ બહારના આવનારાઓને રહેવાની જગ્યા બતાવનાર અધિકારી.

ભાષાન્તર

પં. ૧ મોટા લશ્કરથી જે ઉન્નત છે, જેણે પોતાનો પ્રદેશ શણગાર્યો છે, જે જયનો આધારભૂત છે અને જે મેરૂ જેવો છે, એવો ચાહમાન વંશ જય પામો.

પં. ૨–૯ તે વંશમાં શ્રી મહેશ્વરદામ નામનો રાજા ઉત્પન્ન થયો, જેણે પોતાના શૂર પરાક્રમથી દિશાઓ ઉપર હુમલો કર્યો હતો, અનેક લડાઈમાં જેનો હાથ સામા પક્ષના હાથીના કુંભસ્થળનો નાશ કરનાર હતો, અને જેણે દુશ્મનોના આખા પક્ષનો (નાશ કર્યો હતો). તેનો પુત્ર શ્રી ભીમદામ હતો, જેણે પોતાનો પ્રતાપ આખા ભૂમણ્ડલમાં પ્રકટ કર્યો હતો, જેને પરાક્રમમાં જ રસ પડતો હતો અને જેના કમળ જેવા બન્ને પગ અનેક રાજાઓના મુગટમાંનાં મણિનાં કિરણોથી ચળકતા હતા. તેનો પુત્ર ભર્તૃવડ્ઢ હતો, જેના કમલ જેવા પગ અનેક ખંડિયા રાજાના મુગટની કોરથી ઘસાયા હતા અને જેણે આખું ભૂમણ્ડલ જિતી લીધું હતું. તેનો પુત્ર પરમ માહેશ્વર શ્રી હરદામ હતો, જેણે વાદળાં ગયા પછી આકાશમાં ચંદ્રનાં કિરણો જેવી ચળકતી કીર્તિવડે ત્રણે જગતને ઉન્મત્ત બનાવ્યાં હતાં, અને જેના કમલ જેવા પગ તેની પાસે નમતા રાજાઓનાં મસ્તકથી સાફ થઈ ગયા હતા. તેનો પુત્ર ધ્રુભટદેવ હતો, જેણે બધા દુશ્મનોના પ્રદેશની કીર્તિ મેળવી હતી અને જેણે ચંદ્રનાં કિરણ જેવી શુદ્ધ કીર્તિથી સકલ ભુવનને ધોળું બનાવ્યું હતું.

પં. ૧૦–૧૧ તેનો પુત્ર પરમમાહેશ્વર શ્રીમત્ ભર્તૃવડ્ઢ જેણે બધા તેવી જ રીતે રાષ્ટ્રકૂટ મહારાજાધિરાજ ધ્રુવરાજે વત્સરાજને મેરૂના મધ્ય ભાગમાં[1] હરાવ્યો, એમ લખ્યું છે. નાગભટ ૧ લાએ બલુચોને હરાવ્યાનું ગ્વાલિઅરના લેખમાં લખ્યું છે. આ બધાનો ઉલ્લેખ આઠમી સદીમાં[2] પશ્ચિમ રજપૂતાના ઉપરના મુસલમાન હુમલા સંબંધી હોય, એ સંભવે છે. આ બધા ઉપરથી જેક્સનનું કહેવું સાચું હોય કે આ રાજાઓ ગુર્જર હતા અને તેઓનું મુખ્ય ધામ શ્રીમાલ એટલે હાલનું ભિનમાળ હતું.

હાંસોટના પતરાંમાંના દાન લેનારનું કુટુંબ તપાસીએ તો જણાશે કે તેના એકાદ પૂર્વજને રાજન કહ્યો છે. તેનો અર્થ એમ નથી કે તે રાજ્ય કરતો હતો. પછીની ચાર પેઢીનાં ચાલુ વખાણ કર્યાં છે. બીજા રાજાઓ તેને નમતા એમ પણ લખ્યું છે, પણ તેઓ રાજાઓ હતા, એમ ખાતરી આપનારાં વિશેષણો નથી. પછી ધ્રુભટદેવ આવે છે, જેને માટે લખ્યું છે કે તેણે પોતાના દુશ્મનોનો પ્રદેશ જિતી લીધો અને આખી દુનિયાને તેની કીર્તિથી જાજ્વલ્યમાન કરી દીધી. તેનો દીકરો આ પતરાંનો દાન આપનાર, તેને પહેલો ખંડિયો રાજા વર્ણવ્યો છે. તે ભરૂચમાં રાજ કરતો હતો તેથી એમ માની ન શકાય કે તેના પૂર્વજો પણ ત્યાં રાજ કરતા હતા. તેનું એક કારણ એ છે કે ગુર્જરો ઇ. સ. ૭૩૬ સુધી સત્તામાં હતા. ગુર્જરો જે મૂળ સૂર્યના ઉપાસકો હતા[3] તે દદ્ ત્રીજો જે સાતમી સદીમાં થયો તેના સમયમાં શૈવ કેમ થયા તે હકીકત ધ્યાનમાં લેવા જેવી છે. તેનો દીકરો જયભટ ત્રીજો જેનાં ઇ. સ. ૭૦૬ અને ૭૩૬ નાં દાનપત્રો જાણવામાં છે, તે આ વંશનો છેલ્લો રાજા હતો. તેણે પાંચ મહાશબ્દો મેળવ્યા હતા અને મહાસામન્તાધિપતિ[4] હતો. એટલે કે તેનામાં ભર્તૃવડ્ઢ બીજાના બધા ઇલ્કાબો હતા. આ ઉપરથી એમ કલ્પના થઈ શકે કે ભરૂચના ગુર્જર વંશનો જયભટ ત્રીજાથી અંત આવ્યો અને તેની પછી ચાહમાન રાજા ભર્તૃવડ્ઢ ગાદીએ આવ્યો, જે ભરૂચના ગુર્જરોની માફક ભિનમાળના ગુર્જરોના તાબામાં હતો.

૧ જુઓ આ બાબતની ચર્ચા સ્વ. જેક્સને કરેલી, બો. ગે. વો. ૧ પાર્ટ ૧ લો પા. ૪૬૬. ૨ સદર પા. ૪૬૭. ૩ જુઓ જેક્સન પા. ૧૧૩. ૪ ઇ. એ. વો. ૧૩ પા. ૭૭.

કલ્પના કરી છે તે અનુસાર આ મુંજ તે માળવાનો વાક્પતિ મુંજ હોવો જોઈએ. તેની વિ. સં. ૧૦૩૧, ૧૦૩૬, અને ૧૦૫૦ એમ સાલો મળેલી છે. ગુર્જરેશનો અધિપતિ તે ચાલુક્ય મૂળરાજ પહેલો હોવો જોઈએ. ત્રીજા રાજાનું નામ ખોમાણ વાંચીએ તો પણ તે તો મુંજ પહેલાં ઘણા કાળ ઉપર થઈ ગયો હતો તેથી સમકાલીન સંભવતો નથી. આઘાટ તે ઉદેપુરના સ્ટેશન પાસેનું હાલનું આહડ હોવું જોઈએ. તેના ઉપરથી આહડિયા નામ નીકળ્યું હોવું જોઈએ. શ્લોક ૧૧ માં લખ્યું છે કે ધવલે મહેન્દ્રને દુર્લભરાજના ક્રિસામાં રક્ષણ આપ્યું હતું. વિ. સં. ૧૦૩૦ ના હર્ષ-લેખમાં[1] ચાહમાન વિગ્રહરાજનો ભાઈ આ દુર્લભરાજ હતો. આનું નામ બિજોલિયા અને કિણસરિઆ લેખોમાં પણ આવે છે. નડુલના ચાહમાન ઉપરના લેખમાં[2] મહેન્દ્રને વિગ્રહપાલનો પુત્ર અને લક્ષ્મણનો પ્રપૌત્ર માન્યો છે. શ્લો. ૧૨ માં ધવલે ધરણિવરાહને મદદ કર્યાનું લખ્યું છે. મૂલરાજે આ ધરણિવરાહની સત્તા તોડી પાડી હતી. છેલ્લો રાજા તે ચૌલુક્ય વંશનો છેલો રાજાજ છે. ધરણિવરાહ કોણ હતો તે ચોક્કસ થઈ શકયું નથી. સંભવિત છે કે તે પરમાર રાજા હતો અને મારવાડમાં નવકોટનો માલિક હતો. પોતાના ભાઈને તેણે નવકોટ વેચ્યાનું એક હિન્દી શ્લોકમાં લખ્યું છે.[3] શ્લોક ૧૩ થી ૧૮ માં ધવલનાં વખાણ છે. પણ તેમાંથી ઐતિહાસિક હકીકત કાંઈ મળતી નથી. શ્લોક ૧૯ માં વૃદ્ધાવસ્થાને લીધે રાજ્ય છોડયાની અને બાલપ્રસાદને ગાદી ઉપર બેસાર્યાની હકીકત છે. ત્યાર પછીના બે શ્લોકમાં પણ સ્તુતિ જ છે. બાલપ્રસાદની રાજધાની હસ્તિકુણ્ડિકા (હાથૂણ્ડિ) હોવાનું શ્લો. ૨૨ માં લખ્યું છે. શ્લોક ૨૩ થી ૨૭ માં હસ્તિકુણ્ડિનું વર્ણન છે. પછીના બે શ્લોક શાન્તિભદ્ર સૂરી, જેને શ્લો. ૩૦ માં વિદગ્ધ રાજાના ધર્મગુરૂ વાસુદેવનો શિષ્ય કહ્યો છે તેના સંબંધી છે. શ્લો. ૩૩ માં હકીકત આપી છે કે હસ્તિ-કુણ્ડિના ગોષ્ઠીએ ઋષભનાથના મંદિરનો જીર્ણોદ્ધાર કર્યો. શ્લોક ૩૬–૩૭ માં લખ્યું છે કે મંદિર મૂળ વિદગ્ધરાજે બંધાવ્યું હતું પણ જીર્ણોદ્ધાર પછી વિ. સં. ૧૦૫૩ ના માઘ સુદિ ૧૩ ને દિને શાન્તિભદ્રે મૂર્તિની સ્થાપના કરી. તુલાવખતે વિદગ્ધરાજે મન્દિરને દાન કરેલું અને પાછળથી ધવલે પિપ્પલ નામના કુવાનું દાન કર્યું હતું.

ત્યાર પછીના શ્લોકમાં દાન સદાકાળ ટકી રહે તેવી ઇચ્છા બતાવી છે અને તે પછીના શ્લોકમાં પ્રશસ્તિ લખનાર સૂર્યાચાર્યનું નામ છે. પછી ગદ્યમાં લંબાણપૂર્વક તિથિ આપી છે. રવિવાર વિ. સં. ૧૦૫૩ માઘ સુદિ ૧૩ પુષ્ય નક્ષત્ર પ્રો. કીલ્હોર્નની ગણત્રી પ્રમાણે આ દિવસ ઇ. સ. ૯૯૭ ના જાનેવારીની ૨૪ મી તારીખે આવે છે. તે દિવસ તેરશ સૂર્યોદય પછી ૭ અને ૪૦ મિનિટે પુરી થાય છે. આ તિથિએ ઋષભનાથની પ્રતિષ્ઠા કરી હતી અને ધ્વજ ચઢાવ્યો હતો. જીર્ણોદ્ધાર પહેલાંની મૂર્તિ મૂલનાયક ગોષ્ઠીનાં અમુક માણસોએ પ્રતિષ્ઠા કરી હતી. તેઓનાં નામ આપ્યાં છે.

લેખનો બીજો ભાગ સ્વતંત્ર રીતે લખાયો છે અને પં. ૨૩ થી ૩૨ સુધીમાં ૨૧ શ્લોક રૂપે છે. પાછળથી આપેલા તેજ મંદિરને દાન સંબંધી હોઇ, આ ભાગ પાછળથી લખાયો હોવો જોઈએ. મમ્મટ સુધીની વંશાવળી આમાં પણ આપી છે. જૈનધર્મની પ્રશંસાથી લેખની શરૂવાત થાય છે. (શ્લો. ૨) હરિવર્મા નામે રાજા હતો અને તેની પછી તેનો પુત્ર વિદગ્ધ-રાજ આવ્યો. તે રાષ્ટ્રકૂટ વંશના કલ્પવૃક્ષ જેવો હતો. તેનો પુત્ર મમ્મટ થયો (શ્લો. ૪). શ્લો. ૫ થી ૭ સુધીમાં લખ્યું છે કે પોતાના ગુરૂ બલભદ્ર માટે વિદગ્ધે ચણાવ્યું હતું અને મમ્મટે તેને અનુમતિ આપી અને તેની વિગત શ્લો. ૮ થી ૧૭ સુધીમાં આપે છે. (૧) દરેક

---

૧ એ. ઈ. વો. ૨ પા. ૧૧૯ ૨ એ. ઈ. વો. ૯ પા. ૭૨ ૩ छप्पय ॥ मंडोवर (१) सामंत, हुवो अजमेर (२) सिद्धसुव। गढ पूंगल (३) गजमल्ल, हुवो लोद्रवै (४) भाण भुत्र ॥ अल्हपल्ह अरवद्द (५) भोजराजा जालंदर (६) गोगराज धरधाट (७) हुवो हांसु पारकर (८) ॥ नवकोट किराडू (९) संजुगत, थिर, पंवारहर थप्पिया। धरणीवराहधर भाइयां, कोटवांट जू जूं किया ॥ १ ॥ ૪ જ. બેં. એ. સો. વો. ૬૨ પાર્ટ ૧ લો પા. ૩૧૦.

